આનંદ પ્રવચન દર્શન
[ ટ્રસ્ટ રજીસ્ટર્ડ નંબર E 2721 (મુંબઈ) ]

સંયુક્ત સંસ્કરણ

નકલ. ૧૦૦૦

વૈશાખ વદ ૫, સંવત ૨૦૩૮
મે–૧૯૮૨

કિંમત રૂ. ૨૫/

સંકલન અને વ્યવસ્થા
લાલચંદ ખેતસીભાઇ શાહ (વણોદવાળા)
બી. એ. ( ઓનર્સ ), બી. ટી, એસ. ટી. સી.
શાંતિકુંજ ૧૬, શત્રુંજય સોસાયટી
શાન્તિવન બસ સ્ટેન્ડ પાસે
નારાયણ નગર રોડ,
પાલડી, અમદાવાદ–૩૮૦૦૦૭

— મુદ્રક :—
જયંતીલાલ મણીલાલ શાહ
બેલા ટાઇપ સેંટીગ વર્કસ
ધીકાંટા રોડ, અમદાવાદ.

# પ્રકાશકીય નિવેદન

જૈનદર્શન એ રત્નાકર—સમુદ્ર જેવું અપાર અને અગાધ છે. એમાં અગણિત તત્ત્વરત્નો ભરેલાં છે. એ તત્ત્વરત્નોને મરજીવા હોય તે મેળવી શકે અને વિવેકી હોય તે જ પીછાણી શકે આ તત્ત્વરત્નોને નિપુણતાથી મેળવી તેને સુગમ અને સરલ ભાષામાં સમજાવવાનો પ્રયત્ન આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનંદ સાગરસૂરીશ્વરજી મહારાજે કર્યો છે.

દુઃખના ડુંગરા નીચે દબાયેલ દયનીય જીવોની દીનતા દૂર કરવા તાત્ત્વિક—માર્મિક અને મહત્ત્વપૂર્ણ વ્યાખ્યાનો આપી, અનેક આત્માઓના દિલ અને દિમાગ પર અદ્દભુત અસર કરી અને તેમને વૈરાગ્યરંગે રંગી મોક્ષમાર્ગના મુસાફરો બનાવ્યા; તેવા પૂજ્યશ્રીનાં પ્રવચનોની નોંધ તેઓશ્રીના વિદ્વાન શિષ્ય, પ્રશિષ્યોએ વિ. સં. ૧૯૮૮થી કરીને અનેક પુસ્તકો તથા 'સિદ્ધચક્ર' માસિક દ્વારા બહાર પાડી, તત્ત્વજ્ઞોની તૃષાને દૂર કરી હતી.

પરંતુ અત્યારે તેમાંનાં ઘણાંખરાં પુસ્તકો અપ્રાપ્ય હોવાથી અનેક આચાર્ય ભગવંતો તથા સદ્દગૃહસ્થોની પત્રદ્વારા તે મુદ્રિત કરવા પ્રેરણા મળતી. હજારો હૈયાંનો પલટો કરનાર પૂજ્યશ્રીનાં પ્રવચનોને પુનર્મુદ્રણ કરવાની અમારી ઈચ્છા હતી. અમારા પ્રબળ પુણ્યોદયે શેઠ શ્રી ઝવેરચંદ પ્રતાપચંદ શ્રી સુપાર્શ્વનાથ જૈન સંઘ ઉપાશ્રયે સં. ૨૦૩૬ના ચાતુર્માસ અર્થે **શાસન પ્રભાવક આચાર્ય દેવેશ શ્રી દર્શનસાગર સૂરીશ્વરજી મ. સા.** તથા સંગઠન પ્રેમી ગણિ **શ્રી નિત્યોદય સાગરજી મ. સા.** પધાર્યા. અનેકવિધ આરાધનાઓ સાથે બાલમુમુક્ષુ દિપકકુમારની દીક્ષા પણ થઈ.

પૂ૦ આગમોદ્ધારકશ્રીનાં પુસ્તકોની જૈન સમાજમાં અત્યંત માગણી છે. તે માગણીને તાત્કાલિક પરિપૂર્ણ કરવા પ્રેરણા આપી અને "શુભસ્ય શીઘ્રમ્" ન્યાયે "આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન

સમિતિ”ની સ્થાપના કરી. પ્રભાવતીબેન છગનલાલ સરકારે આ સંસ્થાના સ્થંભ બનવાનું સ્વીકારીને સંસ્થાની પ્રગતિમાં પ્રાણ પૂર્યા. પછી તો શાસનપક્ષના અનેક આચાર્ય ભગવંતોના આશીર્વાદ પ્રાપ્ત થયા અને અનેક સંઘો તથા સદ્‌ગૃહસ્થોનો સુંદર સહકાર મળ્યો.

**શ્રી પુષ્પસેન પાનાચંદ ઝવેરી અને શ્રી નિરંજનભાઇ ચોકસીના** સતત પ્રયત્નથી આ કાર્ય કરવા ઉત્સાહી થયા. સમયનો સતત અભાવ છતાં શ્રી **લાલચંદભાઈ કે. શાહે** મુદ્રણ અંગેની સંપૂર્ણ જવાબદારી ઉઠાવી લીધી. તેથી એક જ વર્ષમાં **'પર્વમહિમા દર્શન'** અને **'દેશના મહિમા દર્શન'** નામનાં કુલ ફર્મા ૬૨નાં બે પુસ્તકો સમાજના ચરણે ધરી શક્યા છીએ અને આ ત્રીજું પુસ્તક **'આનંદ પ્રવચન દર્શન'** પણ ભૌતિકવાદની ભ્રમણામાં પડેલા અનેક મનુષ્યોને અધ્યાત્મનો પ્રેરણાત્મક સંદેશો આપશે અને જીવનમાં વિકાસની કુંકુમ પગલીઓ પાડશે. સાવધાની છતાં રહેલ હોય તે અશુદ્ધિનું સંશોધન કરી સુધારી વાંચવા વિનવું છું.

વૈશાખી પૂર્ણિમા, ૨૦૩૮
૭૭ એ, વાલકેશ્વરરોડ મુંબઈ–૬
ફોન નં. ૨૭૦૭૧૨ ઓફીસ
૮૧૬૮૬૮ ઘર

લી. સંઘસેવક
અમરચંદ રતનચંદ ઝવેરી

* * *

[ ટ્રસ્ટનો રજીસ્ટર્ડ નંબર E 2721 (Bombay)]

卐



શાસન શાર્દૂલ આગમોદ્ધારક આચાર્ય દેવેશ
શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબ

સમિતિ"ની સ્થાપના કરી. પ્રભાવતીબેન છગનલાલ સરકારે આ સંસ્થાના સ્થંભ બનવાનું સ્વીકારીને સંસ્થાની પ્રગતિમાં પ્રાણ પૂર્યા. પછી તો શાસનપક્ષના અનેક આચાર્ય ભગવંતોના આશીર્વાદ પ્રાપ્ત થયા અને અનેક સંઘો તથા સદ્દગૃહસ્થોનો સુંદર સહકાર મળ્યો.

**શ્રી પુષ્પસેન પાનાચંદ ઝવેરી અને શ્રી નિરંજનભાઈ ચોકસીના** સતત પ્રયત્નથી આ કાર્ય કરવા ઉત્સાહી થયા. સમયનો સતત અભાવ છતાં શ્રી **લાલચંદભાઈ કે. શાહે** સુદ્રણ અંગેની સંપૂર્ણ જવાબદારી ઉઠાવી લીધી. તેથી એક જ વર્ષમાં **'પર્વમહિમા દર્શન'** અને **'દેશના મહિમા દર્શન'** નામનાં કુલ ફર્મા ૬૨નાં બે પુસ્તકો સમાજના ચરણે ધરી શકયા છીએ અને આ ત્રીજું પુસ્તક **'આનંદ પ્રવચન દર્શન'** પણ ભૌતિકવાદની ભ્રમણામાં પડેલા અનેક મનુષ્યોને અધ્યાત્મનો પ્રેરણાત્મક સંદેશો આપશે અને જીવનમાં વિકાસની કુંકુમ પગલીઓ પાડશે. સાવધાની છતાં રહેલ હોય તે અશુદ્ધિનું સંશોધન કરી સુધારી વાચવા વિનવું છું.

વૈશાખી પૂર્ણિમા, ૨૦૩૮
૭૭ એ, વાલકેશ્વરરોડ મુંબઈ–૬
ફોન નં. ૨૭૦૭૧૨ ઓફીસ
૮૧૬૮૬૮ ઘર

લી. સંઘસેવક
અમરચંદ રતનચંદ ઝવેરી

* * *

[ ટ્રસ્ટનો રજીસ્ટર્ડ નંબર E 2721 (Bombay)]

卐



શાસન શાર્દૂલ આગમોદ્ધારક આચાર્ય દેવેશ
શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબ

# સંપાદકીય

આબાલ્યકાલાત્ શુભશીલશાલિનમ્
જૈનાગમે કોવિદ સત્ત્વશાલિનમ।
વિશ્વે સદા મંગલ કેલિમાલિનમ્
વંદે સદાનંદસૂરિ સાગરમ ॥

જે મહાન શ્રુતધરે પોતાના જીવન કાળમાં દોઢસો ઉપરાન્ત દળદાર ગ્રન્થોની રચના કરી હતી એવા **આગમોદ્ધારક શ્રી આનંદ સાગરસૂરીશ્વરજી મ. સા.**ના નામથી જૈન સમાજમાં ભાગ્યે જ કોઈ અપરિચિત હશે.

જે મહાપુરુષ નિરંતર આત્માની પ્રતીતિ કરાવનારી, કર્મના સિદ્ધાંતમાં શ્રદ્ધા પ્રગટાવનારી અને ધર્મનું યથાર્થ આરાધન કરાવનારી તાત્ત્વિક અને માર્મિકવાણીનો ધોધ ગંગાના પવિત્ર પ્રવાહની પેઠે નિરંતર અસ્ખલિતપણે વહાવતા હતા, તેવી અગાધ અને અમાપ વાણીને ઝીલવાનું કાર્ય સં. ૧૯૮૮ થી તેમના વિદ્વાન શિષ્ય-પ્રશિષ્યોએ કર્યું.

જે દિવ્ય પુરુષે પ્રસન્નતા, પવિત્રતા અને શીતળતા આપતી અને આત્માની અનુભૂતિ કરાવતી વાણીને અનેક પુસ્તકો દ્વારા બહાર પડાવી, સમાજ ઉપર અનેક ઉપકાર કરેલ છે; પરંતુ આજે તે પ્રવચનોનાં ઘણાંખરાં પુસ્તકો અપ્રાપ્ય છે, જ્યારે કેટલીક નોંધો પણ અમુદ્રિત છે.

"મુદ્રિત-અમુદ્રિત તમામ પ્રવચનો ક્રમસર મુદ્રિત થાય, તો સમાજને અત્યંત ઉપકારક બને"-આવા વિચારો નિરંતર મારા મગજમાં ઘૂમ્યા કરતા હતા. "સારા કામમાં સૌ સહાયક" આ ન્યાયે આગમોદ્ધારકશ્રીના ભક્તવર્ગ અને આગમમંદિરોના ટ્રસ્ટીગણની શ્રી અમરચંદ રતનચંદ ઝવેરીને ત્યાં મીટીંગ થઈ અને મેં પ્રેરણા કરી અને ત્યાં "**આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિ**"ની

સ્થાપના કરવાનો નિર્ણય થયો પૂ ગચ્છાધિપતિ આ શ્રી હેમસાગર-સૂરીશ્વરજી મ. સા., પૂ. આ શ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજી મ સા. અને પૂ. આ. શ્રી કૈલાસસાગરસૂરીશ્વરજી મ સા. ના આશીર્વાદ પ્રાપ્ત થયા, સાથે પૂ આ. શ્રી કંચનસાગરસૂરીશ્વરજી મ. સા નું માર્ગદર્શન મળ્યું. વર્ષો સુધી નિરંતર આગમોદ્ધારકની વાણીનું પાન કરનાર, ધાર્મિક અને સામાજિક ક્ષેત્રે પ્રસિદ્ધિને પ્રાપ્ત કરનાર, અનેક સંસ્થાઓનું સુચારૂ સંચાલન કરનાર, આગમોદ્ધારકશ્રીની અનેક સંસ્થાઓમાં અગ્રગણ્ય સેવા આપનાર ખ્યાતનામ **શ્રી અનુભાઈ ચીમનલાલ, શ્રી અમરચંદ રતનચંદ ઝવેરી, શ્રી શાન્તિચંદ્ર છગનભાઈ ઝવેરી, શ્રી પુષ્પસેન પાનાચંદ ઝવેરી, શ્રી નિરંજન ગુલાબચંદ ચોકસી, શ્રી મફતલાલ ઝવેરચંદ પંડિત અને શ્રી ફૂલચંદ જે. વખારીયા** જેવા સુવિખ્યાત, ઉત્સાહી, કર્મઠ કાર્યકર્તાઓ પણ આ સંસ્થાને પ્રાપ્ત થયા, જેથી ટૂંક સમયમાં જ **"પર્વ મહિમા દર્શન", "દેશના મહિમા દર્શન"** અને **"આનંદ પ્રવચન દર્શન"** જેવા દળદાર ગ્રંથો બહાર પાડી શક્યા

આનંદ ઝરણાં ભાગ ૧-૨ તથા 'સિદ્ધચક્ર' માસિકમાંથી સંગ્રહ કરેલ, તે **"આનંદ પ્રવચન દર્શન"** છે. અનેકવિધ પ્રતિકૂળતા હોવા છતાં મુદ્રણ અંગેની સંપૂર્ણ જવાબદારી **શ્રી લાલચંદભાઈ કે. શાહે** સંભાળી લીધી છે, જેથી આ કાર્યને સારો વેગ મળ્યો છે.

આ ગ્રન્થ પ્રકાશનમાં જેમનો પ્રગટ કે પ્રચ્છન્ન સહયોગ પ્રાપ્ત થયો તે સહુની કૃતજ્ઞભાવે પુણ્યસ્મૃતિ કરું છું. મારા દરેક કાર્યમાં સંપૂર્ણ સહાયક બનનાર ગણિશ્રી નરદેવસાગરજી મ, ગણિશ્રી અશોક-સાગરજી મ., ગણિશ્રી કલ્યાણસાગરજી મ. ગણિશ્રી ચંદ્રાનનસાગરજી મ, મુનિશ્રી કલ્પવર્ધનસાગરજી મ, તથા બાલમુનિશ્રી દિવ્યાનંદ-સાગરજીનો પૂર્ણ સહકાર પણ નોંધપાત્ર છે. મુખપૃષ્ઠ રેખાચિત્ર મુનિરાજશ્રી હેમચંદ્રસાગરજી મ. સા. તરફથી સાભાર પ્રાપ્ત થયેલ છે.

તા ૪-૨-૮૨, વાલકેશ્વર

નિત્યોદયસાગર ગણિ

#  સા...દ...ર...સ...મ...ર્પ...ણ 

જે મહાપુરૂષે '**સિદ્ધચક્ર**' માસિક દ્વારા અનુભૂતિના સાગરમાથી ઉદ્ભવેલી અને ચિરંતન બનવા સર્જાયેલી આગમોદ્ધારકશ્રીની અમરવાણીને અનેક લોકોના અંતર સુધી પહોચાડી મોક્ષમાર્ગના પ્રવાસી બનાવનાર સિદ્ધચક્ર આરાધન, તીર્થોદ્ધારક, શાસનપ્રભાવક **આચાર્યદેવશ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી** મ. ને

**"શ્રી આનંદ પ્રવચન દર્શન"**

કોટી વંદનપૂર્વક સાદર સમર્પણ કરૂં છું.

ચરણરેણુ ગણિ **નિત્યોદયસાગર**

અનન્ય ગુરૂભક્ત



શાસન ઉપર આવતા આક્રમણોને હસતા મુખે મુકાબલો કરવાપૂર્વક જેઓએ સત્તાવીશ વર્ષ સુધી 'સિદ્ધચક્ર' માસિકના તંત્રી બનીને આગમોદ્ધારક શ્રીની વાણીને ઘેરઘેર પહોચાડી હતી અનેક ધાર્મિક સસ્થાઓને આજીવન સેવા આપેલ તે

**સ્વ. શેઠશ્રી પાનાચંદ રૂપચંદ**

(સુરત)

અનન્ય ગુરૂભક્ત

ઉત્સાહી કાર્યકર્તા



વિજયદેવસૂરસંઘ ગોડીજી ઉપાશ્રય-ના ટ્રસ્ટી,આગમોદ્ધારકશ્રીની અનેક સસ્થાઓના અગ્રગણ્ય કાર્યકર્તા અને આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિના મુખ્ય સચાલક

**શેઠશ્રી**

**અમરચંદ રતનચંદ ઝવેરી**

(સુરત હાલ મુબઈ)

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

# આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિનું નમ્ર નિવેદન

શ્રી આગમશાસ્ત્ર એ જૈન સહિત્યનો મૂળભૂત ખજાનો છે. વીતરાગ પરમાત્માએ અર્થથી આપેલી દેશનાને ગણધર ભગવંતોએ સૂત્રબદ્ધ કરી ગૂંથી તે વાણીને વિક્રમની પાંચમી શતાબ્દિમાં દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણે પુસ્તકારૂઢ કરી અને અનેક બહુશ્રુત જ્ઞાની ગીતાર્થોએ ચૂર્ણિ ટીકાઓ વગેરે લખી, તેમાં વૃદ્ધિ કરી.

આ આગમિક મહાપુરુષોની પરંપરામાં વીસમી સદીમાં **આગમોદ્ધારક પૂ. આચાર્યદેવશ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ.** નું નામ ખૂબ જ મહત્ત્વનું રહ્યું છે, જેમણે હસ્તલિખિત આગમ ગ્રંથોનું જીરનસર સંશોધન કરી, સતત પરિશ્રમ કરી તેમને મુદ્રિત કરાવ્યા, એટલું જ નહિ, કિંતુ તાત્ત્વિક વિચારણાથી ભરપૂર, તર્ક અને દલીલોથી યુક્ત શાસ્ત્રીય વિષયોનુ ખૂબ જ ઊંડાણથી તલસ્પર્શી, આગમોની ચાવીઓ સમાન પ્રવચનો આપી અનેક આત્માઓનો ઉદ્ધાર કર્યો.

પૂજ્યશ્રીનાં આવાં તાત્ત્વિક અને સાત્ત્વિક પ્રવચનો તેઓશ્રીના શિષ્ય-પ્રશિષ્યોએ લખી, સંકલન કરી, પુસ્તકરૂપે પ્રકાશિત કર્યાં હતાં, પરંતુ તેમાંનાં ઘણાં આજે મળતાં નથી અને કેટલાંક અમુદ્રિત પણ છે. અનેક તત્ત્વજિજ્ઞાસુઓ આગમિક તાત્ત્વિક વાણીથી વંચિત ન રહે તે હેતુથી **પ. પૂ. શાસનપ્રભાવક પૂ. આચાર્યદેવ શ્રી દર્શનસાગર સૂરીશ્વરજી મ. સાહેબ** તથા તેઓશ્રીના શિષ્ય **સંગઠન પ્રેમી ગણિશ્રી નિત્યોદયસાગરજી મ. સાહેબની** પ્રેરણાથી આગમોદ્ધારકશ્રીનાં તમામ પ્રવચનોને પુનઃમુદ્રણ કરવા

**શ્રી આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિની**

સ્થાપના કરવામાં આવી છે. શ્રેયસ્કરી આગમિક સેવાનો લાભ લેવા માટે નીચેની યોજનાઓ મૂકવામાં આવે છે.

[સંસ્થાનો ટ્રસ્ટ રજીસ્ટર્ડ નંબર E 2721 (Bombay) છે.]

રૂા. ૫૦૦૧ પાંચ હજાર એક આપનાર **"શ્રુત સમુદ્ધારક"** કહેવાશે ને તેમનો ફોટો પુસ્તકમાં મૂકવામાં આવશે ને સંસ્થાના સર્વ પ્રકાશન તેમને ભેટ અપાશે.

રૂ. ૨૫૦૧ પચ્ચીસો એક આપનાર "શ્રુતભક્ત" કહેવાશે ને તેમને સંસ્થાનાં તમામ પુસ્તક ભેટ અપાશે.

રૂ. ૧૦૦૧ એક હજાર એક આપનાર "આજીવન" સભ્ય ગણાશે ને તેમને સંસ્થાનાં તમામ પુસ્તક ભેટ અપાશે.

રૂ ૫૦૧ પાંચસો એક આપનાર "શ્રુત સહાયક" ગણાશે ને તેમને સંસ્થાનાં નવાં પ્રકાશનો ભેટ અપાશે.

આવા મહાન કાર્યો પૂજ્ય સાધુ–સાધ્વીજી મહારાજ સાહેબની પ્રેરણાથી, શ્રી સંઘો તથા દાનવીરોની સહાયથી જ થઈ શકે તેથી દાનવીરોને આજે જ પોતાના તરફથી તથા શ્રી સંઘના જ્ઞાન ખાતામાથી બને તેટલી વધુમાં વધુ રકમ મોકલી લાભ લેવા નમ્ર વિનંતી.

નિવેદક

"શ્રી આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિ" ટ્રસ્ટીગણ



'આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિ'ના નામનો ડ્રાફ્ટ અથવા ચેક નીચેના સ્થળે મોકલી શકાશે.

૧ શ્રી અનુભાઇ ચીમનલાલ એન્ડ બ્રધર્સ
ઠે. ૫૦૩/૩, પાંચકુવા અમદાવાદ-૨
ફોન–૩૮૮૦૯૫

૨ શ્રી અમરચંદ રતનચંદ ઝવેરી
૭૦૭, સ્ટોક એક્ષચેંજ ટાવર
શેર બજાર
દલાલસ્ટ્રીટ મુંબઈ–૪૦૦૦૨૩
ફોન–૨૭૦૭૧૨

૩ શ્રી શાન્તિચંદ્ર છગનભાઇ ઝવેરી
આગમોદ્ધારક સંસ્થા, ગોપીપુરા,
આગમમંદિર રોડ, સુરત–૨
ફોન–૨૮૧૪૯

૪ શ્રી પુષ્પસેન પાનાચંદ ઝવેરી
ભાવના ફેબ્રીક્ષ
૩૩૬, કાલબાદેવી રોડ
મુંબઇ–૪૦૦૦૦૨
ફોન–૩૧૯૭૨૫.

# શ્રી. આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિ
# સહાયક મહાનુભાવોનાં નામો

## શ્રુતસમુદ્ધારક

શ્રી. પ્રભાવતીબેન છગનલાલ સરકાર — મુંબઈ–૬
,, વાડીલાલ સારાભાઇ ચંદ્રપ્રભસ્વામી જૈન દેરાસર, પ્રાર્થના સમાજ
શેઠ શ્રી. મોતીશાહ આદીશ્વર જૈન ટેંપલ ટ્રસ્ટ — ભાયખાલા
,, મોતીશાહ અમીચંદ સાકેરચંદ ચેરીટેબલ ટ્રસ્ટ–પાલીતાણા
,, ઝવેરચંદ પ્રતાપચંદ સુપાર્શ્વનાથ જૈન સંઘ ઉપાશ્રય — વાલકેશ્વર, મુંબઈ–૬
શ્રી. વિજયદેવસૂરસંઘની પેઢી, ગોડીજી મહારાજ જૈન દેરાસર ધર્માદાખાતાં — મુંબઇ
,, મોતીધરમકાંટાના ઝવેરીભાઇઓ — મુંબઈ
,, ભવાનીપુર જૈન શ્વે મૂ. સંઘ — કલકત્તા
શેઠ શ્રી. રતનચંદ ગુલાબચંદ જૈન ઉપાશ્રય — સુરત
(ગણિ શ્રી. કલ્યાણસાગરજીની પ્રેરણાથી)
શ્રી. મહાવીર જૈન શ્વે મૂ સંઘ–ઓપેરા — અમદાવાદ,
(ગણિ શ્રી મહાયશ સાગરજીની પ્રેરણાથી)
શેઠ શ્રી. ધીરજલાલ મોહનલાલ હ. અ.સૌ. તારાબેન ધ્રાંગધ્રાવાળા મુંબઈ
,, અમરચંદ રતનચંદ ઝવેરી — મુંબઈ
,, પુષ્પસેન પાનાચંદ રૂપચંદ ઝવેરી — ,,
,, નિરંજન ગુલાબચંદ ચોકસી — ,,
,, ફુલચંદ જે વખારીયા — સુરત
શ્રી. મોતીશા લાલબાગ જૈન ચેરીટીઝ — મુંબઇ

## શ્રુતભક્ત

શ્રી. રિખવદેવજી મહારાજની પેઢી — ઝગડીયાતીર્થ
,, ગોવાલીયા ટેંક (આરાધના) જૈન સંઘ — મુંબઇ
,, કલ્યાણ પાર્શ્વનાથ જૈન સંઘ, ચોપાટી — ,,
શ્રી મરીન ડ્રાઈવ જૈન સંઘ પાટણ મંડળ — મુંબઇ

# આજીવન સભ્ય

શ્રી. મીઠાભાઇ કલ્યાણચંદ ધર્મફંડ
(પ. પૂ. આ શ્રી. ચિદાનંદ સાગરસૂરીશ્વર જી. મ.ની પ્રેરણાથી)
,, પાર્શ્વનાથ શ્વે. મૂ. સઘ. ઘાટકોપર — મુંબઈ
(પ. પૂ. ગણિશ્રી જિતેન્દ્રસાગરજી મ.ની પ્રેરણાથી)
શેઠ શ્રી. રતિલાલ પાનાચંદ ડેરોલવાળા, — વડોદરા,
(પ. પૂ ગણિ. ચંદ્રાનનસાગરજી મ.ની પ્રેરણાથી)
શ્રી શામળાની પોળ જૈન સંઘ અમદાવાદ
શ્રી. મંછુભાઇ દીપચંદ ધર્મશાળા સુરત
(પ. પૂ સા. શ્રી. મૃગેન્દ્રશ્રીજી મ ની પ્રેરણાથી)
,, મંછુભાઇ દીપચંદ ધર્મશાળાની બ્હેનો તરફથી — સુરત
,, જૈન આનંદ પુસ્તકાલય — ,,
,, નાનચંદ ધન્નાજી ટ્રસ્ટ — ,,
,, શાન્તાક્રૂઝ જૈન સંઘ — મુંબઇ
,, શ્રી ઘાટકોપર મુનિસુવ્રતસ્વામી જૈન દેવસ્થાન પેઢી — મુંબઈ

# શ્રુતસહાયક

શ્રી. વેજલપુર જૈન સંઘ
(પ પૂ. આ. શ્રી. ચિદાનંદ સાગર સૂરીશ્વરજી મ સા.ની પ્રેરણાથી.)
,, પરમાનંદ જૈન સંઘ — અમદાવાદ
(પ. પૂ. આ. શ્રી. કંચન સાગર સૂરીશ્વરજી મ.ની પ્રેરણાથી.)
,, બીજોવા જૈન સંઘ — બીજોવા
(પ. પૂ. આ. શ્રી. વિજય ઇન્દ્રદિન્ન સૂરીશ્વરજી મ ની પ્રેરણાથી.)
,, ભાન્ડુપ જૈન સંઘ — મુંબઇ
(પ. પૂ. ગણિ શ્રી. જીતેન્દ્ર સાગરજી મ.ની પ્રેરણાથી.)
,, મીઠાભાઇ કલ્યાણચંદ ધર્મફંડ — કપડવંજ
(પ. પૂ ગણિ શ્રી. નરદેવસાગરજી મ.ની પ્રેરણાથી.)

,, શ્વે. મૂ. તપગચ્છ સંઘ
(પ. પૂ. ગણિશ્રી નરદેવ સાગરજી મ.ની પ્રેરણાથી.)

,, ખાનપુર જૈન સંઘ — અમદાવાદ
(પ. પૂ. ગણિશ્રી મહાયશ સાગરજી મ.ની પ્રેરણાથી.)

,, તીર્થરંજન વિહાર ખાનપુર — અમદાવાદ
(સાધ્વીજી મ. શ્રી. ગુણોદયાશ્રીજીની પ્રેરણાથી.)

,, આદરિયાણા વીશાશ્રીમાળી જૈન સંઘ — આદરિયાણા

,, પ્રીન્સેસ સ્ટ્રીટ લુહારચાલ જૈન સંઘ — મુંબઇ
(મુનિશ્રી કલ્પવર્ધન સાગરજીની પ્રેરણાથી.)

,, ઓમ્બે મેટલ એન્ડ એન્જી. ટુલ્સ કંપની — મુંબઈ

,, રાજસ્થાન જૈન સંઘ–ડોંગરી — મુંબઈ
(ગણિશ્રી ચંદ્રાનનસાગરજીની પ્રેરણાથી.)

,, તપાગચ્છ જૈન સંઘ — જયપુર
(બાલમુનિશ્રી દિવ્યાનંદસાગરજીની પ્રેરણાથી.)

,, કાન્તિલાલ કાળીદાસ, શામળાની પોળ — અમદાવાદ

,, ચાણસ્મા જૈન મહાજન પેઢી — ચાણસ્મા
(મુનિશ્રી રાજતિલકસાગરજી મ ની પ્રેરણાથી )

શેઠ શ્રી કાન્તીલાલ જેકીશનદાસ વખારીયા — સુરત

,, શ્રી અમૃતલાલ જેકીશનદાસ વખારીયા — સુરત

શ્રી સોજત જૈન સંઘ (સાધ્વીજીશ્રી. રત્નત્રયાશ્રીજી મ.ની પ્રેરણાથી.)

,, લીંબડી જૈન સંઘ (મુનિશ્રી. ન્યાયવર્ધનસાગરજી મ.ની પ્રેરણાથી.)

,, નવરંગપુરા જૈન સંઘ — અમદાવાદ
(સાધ્વીજી શ્રી પ્રવિણાશ્રીજી મ.ની પ્રેરણાથી.)

* * *

[ટ્રસ્ટ રજીસ્ટર્ડ નંબર E 2721 (Bombay)]

# પ્રવેશક

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

**દેશના**—દુનિયા દુઃખના દરિયામાં ડૂબેલી છે. આનો વાસ્તવિક ઉદ્ધાર કરવા માટે-એને સન્માર્ગે વાળવા માટે એકાંતે કલ્યાણકારી ઉપદેશની-દેશનાની આવશ્યકતા છે. આવી દેશના આપવા માટે તો સાચા અને સંપૂર્ણ જ્ઞાન અને ખરેખરા અનુભવથી અલંકૃત પુરુષોત્તમ જ યોગ્ય ગણાય. આ જ હકીકતને જૈન દૃષ્ટિ ચરિતાર્થ કરતી હોય એમ જણાય છે, કેમકે જૈન મંતવ્ય પ્રમાણે જૈનોના તીર્થંકરો-ધર્મતીર્થના સ્થાપકો સર્વજ્ઞ બન્યા વિના કદી દેશના દેતા નથી. વળી તેઓ સર્વજ્ઞ બન્યા બાદ દરરોજ બે વાર ત્રણ ત્રણ કલાક સુધી યોજનગામિની વાણીરૂપ પાણીને વહેવડાવ્યા વિના પણ રહેતા નથી. વિશ્વવત્સલતા તો આપોઆપ જ પોતાનું કાર્ય કરે જ ને ? કોઈ વ્યક્તિ ડૂબી જતી હોય અને એ કાંઠે ઊભેલા માણસના જોવામાં આવે તો ડૂબતી વ્યક્તિ બચાવવા માટે બૂમ પાડે ત્યાં સુધી એ થોડોક જ રાહ જુએ ?

જૈન દર્શનમાં ગુરુને સ્વતંત્ર અધિકાર નથી. એમને તો તીર્થંકરે બતાવેલા જ માર્ગે ચાલવાનું છે. અસીલના કહ્યા વગર એની વકીલાત કરનારા તીર્થંકરના અને એમના ધ્યેય અને રાહ એક જ છે આથી તો વિશ્વના કલ્યાણ માટે જેમ તીર્થંકરો દેશના દે છે તેમ 'ગુરુ' પદે બિરાજતી વ્યક્તિએ પણ જૈન શાસનને વફાદાર રહી એ કાર્ય કરવું જ જોઈએ. આવી પરિસ્થિતિમાં આગમોદ્ધારકને હાથે એમના સુદીર્ઘ દીક્ષાપર્યાયને લઈને અનેક વાર દેશનાઓ અપાઈ છે તે યોગ્ય જ થયું છે. આ દેશનાઓનું ભાષાદિ રૂપ બાહ્ય કલેવર ભલે કેટલીક વાર એક જ જણાય, પરંતુ એમાં રહેલ આત્મા તો ભિન્ન ભિન્ન સ્વરૂપે છે.

**વિષય**—તેઓશ્રીના વ્યાખ્યાનમાં સર્વે આસ્તિકોએ સ્વીકારેલાં-એમને માન્ય દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વોમાં 'દેવ' તત્ત્વની સૌથી

વિશેષ મહત્તા છે; એ બાબત દાખલા-દલીલપૂર્વક રજૂ કરાઈ છે. વિશેષમાં આ દ્વારા, સમભાવી હરિભદ્રસૂરિએ **અષ્ટક-પ્રકરણ** "મહાદેવાષ્ટક"થી કેમ શરૂ કર્યું તે દર્શાવાયું છે. સુદેવના ધ્યેયને અને એમણે આંકેલા માર્ગને અનુસરવું એ સદ્‌ગુરુનું કર્તવ્ય છે. એ વાત અહીં વિસ્તારથી સમજાવાઈ છે.

અન્ય વ્યાખ્યાનના પ્રારંભમા 'સર્વ જીવોનુ સાધ્ય સુખ છે' એમ પ્રતિપાદન કરાયુ છે આના પછીના વ્યાખ્યાનનો ક્રમાંક જો કે પૃથક્ અપાયો છે, છતાં વિષયની દૃષ્ટિએ તો એ બે મળીને એક દેશના પૂરી થાય છે. વાત એમ છે કે બીજા વ્યાખ્યાનમાં 'કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિ'એ શ્લોક બદલ્યાની જે હકીકત દર્શાવાઈ છે તેના અનુસંધાનરૂપ વક્તવ્ય પછીના વ્યાખ્યાનમાં છે.

આવી રીતે એક વ્યાખ્યાન બીજા વ્યાખ્યાન સાથે સંલગ્ન છે-એ બે મળીને એક દેશના બને છે. એક વ્યાખ્યાનમાં મોક્ષ મેળવનારની સંખ્યા સમજાવાઈ છે. બીજામાં ચાર ભાવનાનું-બૌદ્ધ દર્શનમાં ઉલ્લેખાયેલ બ્રહ્મવિહારનું સ્વરૂપ વિચારાયું છે. કોઈ વ્યાખ્યાન મનુષ્ય-ભવની દુર્લભતાને સ્પર્શે છે તો કોઇ (અંતિમ) વ્યાખ્યાન મનુષ્ય-ભવની મહત્તા સમજાવે છે એક સ્થળે આર્ત્તધ્યાનનું સ્વરૂપ નિરૂપાયું છે અને મનને વશ રાખવાનો બોધ અપાયો છે. તેમજ એ વાતનો નિર્દેશ છે કે તીર્થંકર ધર્મ **બતાવે** છે, નહિ કે **બનાવે** છે. આ 'ત' અને 'ન' વચ્ચેનો ભેદ સમજવા જેવો છે.

એક વ્યાખ્યાનનો પ્રારંભ હરિભદ્રસૂરિકૃત **પંચાસગ**ને લક્ષીને કરાયો છે. એવી રીતે બીજાનો રત્નશેખરસૂરિકૃત **સિરિસિરિવાલકહા**ને ઉદ્દેશીને અને ત્રીજાનો 'કાલિકાલસર્વજ્ઞ' હેમચંદ્રસૂરિકૃત **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર**ને ઉદ્દેશીને કરાયો છે.

**અગ્નિપરીક્ષા**—આગમોદ્ધારકની દેશના એટલે સામા પક્ષના વકીલને હાથે સાક્ષીની કરાતી ઊલટ તપાસ. એઓ જૈન દર્શનનાં મંતવ્યો કેવળ રજૂ કરે છે એમ નહિ, પરંતુ એના વિરોધી પણ જે

રીતે એની પરીક્ષા ન કરે તેવી એની આકરી પરીક્ષા પોતે કરે છે. પ્રાચીન અને નિષ્પક્ષપાતી મુનિવરોનું વક્તવ્ય ચાર્ટર બેન્કનું-સો ટચનું સુવર્ણ છે. એ હકીકત એઓ એની અગ્નિપરીક્ષા કરી સિદ્ધ કરી આપે છે. દા. ત. વિચારો નિમ્ન લિખિત પદ્યની સમીક્ષા :-

"पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥"

મહાવીરસ્વામીના અનન્ય રાગી હરિભદ્રસૂરિએ **લોકતત્ત્વ-નિર્ણયમાં** આ પ્રમાણે જે ઉદ્‌ગાર કાઢ્યા છે તેની તાર્તિક દૃષ્ટિએ આગમોદ્ધારકે ચકાસણી કરી છે. પક્ષપાત એટલે શું ? પક્ષપાત અને રાગમાં ભેદ શો ? 'वीरे' ને બદલે 'सांख्ये' અને 'कपिलादिषु' ને બદલે 'जिनादिषु' જેવા પ્રયોગ કેમ નહિ ? ઉત્તરાર્ધ શું સૂચવે છે ? આમ અનેક રીતે આ પદ્યની એમણે પરીક્ષા કરી છે. અને એની સત્યતા પૂરવાર કરી આપી છે.

**ગહન વિષયની છણાવટ**—સૂક્ષ્મ નિગોદનું નિરૂપણ એ જૈન દર્શનની એક વિશિષ્ટતા છે. સાથે સાથે એનો એ એક અટપટો પરંતુ ખૂબ મહત્ત્વનો વિષય પણ છે. આવા ગહન વિષયને પણ લૌકિક દાખલા-દલીલ આપીને અજૈનો પણ સહેલાઈથી સમજી શકે એવી રીતે આગમોદ્ધારકે રજૂ કર્યો છે.

**અવળી રજુઆત**-સામાન્ય રીતે શ્રાવકો પણ જે સવાલો ઉઠાવતા અચકાય અને છડેચોક બોલતાં ડરે તેવી વાત પણ બેધડક રીતે આગમોદ્ધારક ઉપસ્થિત કરે છે આ વિચારતાં મને એક પ્રસંગ યાદ આવે છે. કહેવાય છે કે-ઇન્વેરેરિટિ (Inverarity) જેવા ધારા-શાસ્ત્રી એક વાર પોતાના અસીલ તરફથી બોલવા ઊભા થયા ત્યારે ભૂલથી પોતાના અસીલની વિરુદ્ધ જે સામા પક્ષનો વકીલ કહે તેવી જ વાતો એમણે કહી. કોઈકે એમનું ધ્યાન ખેંચ્યું ત્યારે એમણે કહ્યું: 'નામદાર, આ તો મારા મિત્ર-સામા પક્ષના વકીલ-સાહેબ જે કહે તે મેં કહ્યું છે, પણ તે કેવું વજૂદ વિનાનું છે તે હવે હું બતાવું છું.' આમ કહી એમણે આખી વાત પલટી નાખી.

પ્રસ્તુત સંગ્રહમાં અભયકુમારને મહાવીરે દીક્ષા આપી તેથી શ્રેણિક રાજાને કેટલું બધું સહન કરવું પડ્યું, કોણિકે કેવો ભયંકર ઉત્પાત મચાવ્યો ઇત્યાદિ પાપના ભાગીદાર જાણે મહાવીર ન હોય એમ રજૂઆત કરી, એનો સચોટ રદિયો આગમોદ્ધારકે આપ્યો છે, અને સાથે સાથે 'સાચો ભક્ત કોને કહેવાય ?' તે પણ દર્શાવ્યું છે.

તીર્થંકર એટલે દ્રવ્ય-દૃષ્ટિએ માંસના લોચા અને ભગવાનની પ્રતિમા એટલે પથ્થરનો ટૂકડો એમ કહી એ બન્નેની વાસ્તવિક મહત્તા એમણે નિર્દેશી છે.

**વ્યાવહારિક બોધ**—આગમોદ્ધારક દુનિયાદારીની બાબતોથી પણ પરિચિત છે. એથી તો ટટ્ટુ, વાંદરો, ઉંદર, વીંછી વગેરે કેમ વર્તે તેનું ઝીણવટભર્યું વિવેચન એમણે કર્યું છે. "ઘરમાં કોળણુ લાવી બેસાડ કોળણુ", લવાદ અને ન્યાયાધીશનાં વર્તન, વાંઢા અને વિધુર વચ્ચે ભેદ, શત્રુનો શત્રુ તે મિત્ર, ભોળાવનારાની શબ્દછળમાં ઉસ્તાદી, કાયટિયાની મનોદશા, ફરિયાદી તરીકે સિપાઈ, ઘોનું વાઘરીવાડે ગમન, આસામી તૂટે તો શું ? કણબીનું વર્તન, વ્યાજના પ્રકારો, ઇત્યાદિ બાબતો પણ આ વાતની સાક્ષી પૂરે છે.

**અંગ્રેજી શબ્દનો પ્રયોગ**—મુસલમાની રાજ્ય દરમ્યાન કેટલાક ફારસી અને અરબી શબ્દો ગુજરાતી ભાષામાં અપનાવાયા તેમ અંગ્રેજોના અમલ દરમ્યાન અંગ્રેજી શબ્દો ઘરગથ્થુ બન્યા. આવી પરિસ્થિતિમાં આગમોદ્ધારકને હાથે પોલીસ, મેમ્બરશિપ, કાર્ડ-હોલ્ડર, થિયરી ઇત્યાદિ શબ્દો વપરાયા છે, તે સ્વાભાવિક છે.

**મુખ્ય સૂર**—સમગ્ર વ્યાખ્યાનો-દેશના પાછળ એક જ ઉદ્દેશ રખાયો છે કે કર્મનું સ્વરૂપ સમજાવી સંસારી જીવોને મુક્તિનો માર્ગ બતાવવો કે જેથી એઓ સદાને માટે દુઃખથી મુક્ત બની શાશ્વત સુખના ભોક્તા બને.

હીરાલાલ ર કાપડિયા

# પ્રાપ્તિસ્થાન

૧. શેઠ શ્રી અમરચંદભાઈ રતનચંદ ઝવેરી
   ૭૭ એ, વાલકેશ્વર રોડ મુંબઈ-૪૦૦૦૦૬

૨. શ્રી આગમોદ્ધારક સંસ્થા
   ગોપીપુરા-આગમ મંદિર રોડ, **સુરત-૧**

૩. શ્રી સોમચંદ ડી. શાહ
   જીવન-નિવાસ સામે, **પાલીતાણા** (સૌરાષ્ટ્ર)

૪. શ્રી જશવંતલાલ ગીરધરલાલ
   દોશીવાડાની પોળ, **અમદાવાદ-૧**

૫ શ્રી સરસ્વતી પુસ્તક ભંડાર
   હાથીખાના રતનપોળ, **અમદાવાદ-૧**

૬. શ્રી પાર્શ્વ પ્રકાશન
   નીશા પોળના નાકે ઝવેરીવાડ રીલીફરોડ, **અમદાવાદ-૧**

૭. શ્રી સેવંતીલાલ વી. શાહ
   મહાજન ગલી, ઝવેરી બજાર **મુંબઈ-૪૦૦૦૦૨**



# પ્રવચનનો પ્રકાશ

કાળનો પ્રવાહ અનાદિ કાળથી સતત વહેતો રહેલ છે, તે પ્રવાહ આઘાત–પ્રત્યાઘાત ઝીલતો, સહતો, પોતાના કાંઠાને સમૃદ્ધિ, સુખમય, શાંતિમય બનાવે છે.

આ અગાધ પ્રવાહમાં આગમો–વીતરાગ પરમાત્માનો વાણીનો ધોધ છે. તે ધોધને ઝીલવો, સમજવો. આત્મસાત્ કરવો ને સામાન્ય બુદ્ધિશાળીને આપવો તે સરળ ને સહજ કાર્ય નથી. તેવું કાર્ય કરનાર ભગીરથ જેવાની મહાન અને પુરુષાર્થની અજોડ સંશોધન શક્તિ ને પારાવાર સહનશીલતાની આવશ્યકતા છે. અને આવું જ સાંપડે છે એક આનંદ સાગરજીમાં...

તેઓ નીડર, પ્રતાપી, પ્રભાવી, સંશોધક ને પ્રવચનકાર હતા. ગીતામાં શ્રી કૃષ્ણે પ્રરૂપેલ વચનનો સાક્ષાત્કાર શ્રી સાગરજીએ કર્યો. ભારત પર પરદેશીઓનાં આક્રમણો થયા, અંગ્રેજોનું શાસન આવ્યું ને ભારતીય બધું તે પરદેશના પારકા પ્રકાશમા કથીર કંચન લાગ્યું, ને અજ્ઞાનતા ને અરાજકતાના વાતાવરણમાં લોકોને પરદેશી સત્તામાં સમૃદ્ધિ લાગી.

આવા વિકૃત વંટોળમાં વિચારતા લોકોને એક મહર્ષિએ સંસ્કારનો અને સંસ્કૃતિનો તેમજ સન્માર્ગનો સોનેરી માર્ગ દર્શાવ્યો. લોકોની શંકા પર સત્ય–અસત્યનો ભેદ પારખવા માટે છીણી વડે ઘા કર્યો, પ્રશ્નો ઉપસ્થિત કર્યા ને પ્રશ્નોના ઉત્તર આપ્યા.

તેઓશ્રીનું પ્રવચન એટલે પ્રશ્નોત્તરી. તે સમજવા માટે જ્વલંત માનસ શક્તિ, કુશાગ્ર બુદ્ધિ અને પ્રખર અભ્યાસ ને સતેજ સ્મરણ શક્તિ જોઇએ.

પૂ. આગમોદ્ધારક પ્રશ્નો ઉપસ્થિત કરે છે. તેના ઉત્તર શોર્ટ અને સ્વીટ આપે છે, પણ તેની અસર જેમ નચું કવીનાઈન દેહનો મેલેરિયા તાવ તાત્કાલિક દૂર કરે તેમ આ પ્રશ્ન–પ્રવચનો નચું કિવનાઈન છે, જે તાત્કાલિક સંસાર ભવના તાપ ને તાવને દૂર કરવા સમર્થ છે.

પૂ. સાગરજીનાં પ્રવચનોને ગ્રંથસ્થ કરવાની શુદ્ધ, સાત્ત્વિક, તાત્ત્વિક માલ લેવાની અને તે જિજ્ઞાસુને આપવાની કસર કસી છે **આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિએ.**

એ સમિતિમાં આધારભૂત ખ્યાતનામ, વિચક્ષણ ને વિવેકી શ્રાદ્ધરત્નો પૂ સાગરજીના અનન્ય, સમજુ ભક્તો છે, જેઓએ પૂ. સાગરજીનાં વ્યાખ્યાનોનો રસ માણ્યો છે, જીવનમાં ઉતાર્યો છે, તે આનંદ, તે ઉલ્લાસ, તે પ્રસન્નતા, તે આત્મીયતા, તે રોમાંચ અન્યને અર્પવા કટિબદ્ધ બન્યા છે.

તેમને પ્રેરણા અર્પનાર, કાર્યપ્રવૃત્ત કરનાર, તપોમૂર્તિ શાંત, દાન્ત, ક્ષાન્ત સરળ સ્વભાવી, વાત્સલ્ય મૂર્તિ, સદૈવ સ્મિત પાથરતા **આચાર્ય ભગવંત શ્રીદર્શનસાગરજી મ. સા.** છે.

અને પૂ ગુરૂદેવના વિચારોને આચારમાં મૂકનાર, ઉષ્મા ને હૂંફ લાવનાર છે સંગઠ્ઠનપ્રેમી **શ્રીનિત્યોદયસાગરજી ગણિવર્ય.** તેમનામાં નામ પ્રમાણે સાગરજીનાં વિચારોને નિત્ય ઉદયમાં લાવવા માટે તમન્ના છે, ધગશ છે, બસ, બધાને સાગરજીના જ્ઞાનસાગરમાં ડૂબાડી તેમને અનેરો સાત્ત્વિક આનંદ લેતા કરવા.

આવી શુભભાવના ને શુભકામના એ ગુરૂશિષ્યની અલબેલી જોડીમાં છે. તેમને યથાર્થ સ્વરૂપે નક્કર વાસ્તવિક બનાવનાર છે સુજ્ઞ, સંસ્કારી, જન્મજાત ધર્મનિષ્ઠ એવા સાત ટ્રસ્ટીઓ... જેમનાં અપૂર્વ શ્રદ્ધા, અડગ વિશ્વાસ, ને અટળ કાર્યનિષ્ઠાને કારણે તેઓ પૂ. સાગરજીનાં વ્યાખ્યાનો મુદ્રિત કરવા-કરાવવા કટિબદ્ધ થયા છે.

અને આવું ઉમદા-ઉત્તમ-ઉદાત્ત કાર્ય કરવાનો અલ્પાંશ લહાવો લેવાનું મને ગુરૂકૃપાએ, પુણ્યોદયે પ્રાપ્ત થયું તે મારૂં સૌભાગ્ય છે.

આ પ્રવચનો સમજવા માટે પ્રાથમિક નિશ્ચિત વિચાર-જ્ઞાનની પૂર્વભૂમિકાની જરૂર છે પછી તેને માનસપાચક બનાવવાની બુદ્ધિ ને અભ્યાસની જરૂર છે તથા આત્મસાત્ કરવા માટે સમતા, શાંતિ ને સ્થિરતાની જરૂર છે.

છદ્મસ્થ છુ, ભૌતિક ભૂતાવળથી વીંટળાયેલ છું, વિષમય વાતાવરણમાં વિમાસું છુ તેવાને હાથે થયેલ ભૂલ ઉદારભાવે ક્ષમ્ય કરી છાશ ન પીતાં, માખણ-નવનીત માણશો એવી વિનંતી—

**લાલચંદ કે. શાહ (વણોદવાળા).**

## આગમોદ્ધારકશ્રીનો અલ્પપરિચય

ભક્તિ અને શક્તિના સંગમ તીર્થસમું મહાગુજરાતનું કપડવંજ શહેર તે આગમોદ્ધારક શ્રીની જન્મભૂમિ. ગાંધી મગનલાલ ભાઈચંદના સુપત્ની યમુનાબેનની કુક્ષિએ વિ. સં. ૧૯૩૧ના અષાઢ વદ ૦)) ના દિવસે **હેમચંદભાઈનો** જન્મ થયો. મોટાભાઈની થયેલી દીક્ષા અને પિતાશ્રીની સંયમ પ્રત્યેની તીવ્રતર ભાવનાથી ઋદ્ધિ અને સમૃદ્ધિની વચ્ચે પણ સંસાર પ્રત્યે ઉદાસીનતા ને સંયમ પ્રત્યે તીવ્ર ઝંખના વધી. કુટુમ્બીજનોએ તેમને સંસારની કેદમાં નાખ્યા, છતાં નિત્ય પ્રવચનસેવનથી અને મહાપુરૂષોની કથાઓના શ્રવણથી હેમચંદભાઈ જીવનનો થાક ઉતારવા લાગ્યા ને મનમાં વૈરાગ્ય ધરતા ઘરવાસી તે મોક્ષમાર્ગના પ્રવાસી બનવા કટિબદ્ધ થયા ને વિ. સં. ૧૯૩૭ મહા સુદ ૫ ના ભાગવતી પ્રવજ્યા અંગીકાર કરી, **આનંદસાગર** બન્યા. પણ કાળે એકલે હાથે જ જાણે પોતાનું ભાગ્ય ઘડવા ન મોકલ્યા હોય તેમ **ગુરૂદેવ શ્રીઝવેરસાગરજી** ૭ માસના અલ્પ સમયમાં જ સ્વર્ગે સીધાવી ગયા. ગુરૂ મ૦ની શિક્ષા અંતરમાં ઉતારી જ્ઞાન અને ચારિત્રની સાધનામાં પ્રગતિ કરવા લાગ્યા. મરજીવાની જેમ ઊંઘ અને આરામ તજી સાહસ અને પુરુષાર્થના પ્રતાપે જ્ઞાનસાગરમાં ડૂબ્યા અને અલ્પ સમયમાં જ સતત પરિશ્રમ વડે વિવિધ વિષયોને અંગે નાની મોટી કૃતિઓ રચનારા અને પૂર્વાચાર્યોની પ્રૌઢ કૃતિઓના પઠનપાઠન અને સંપાદન કરનાર અને જૈન સમાજમાં પૃચ્છા યોગ્ય ઉચ્ચ વિદ્વાનોમાં અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કરવા સમર્થ બન્યા અને **'સાગરજી'**ના નામથી સારાય સમાજમાં પ્રસિદ્ધ થયા.

જ્યાં સ્થાનકવાસીઓનો જોરદાર પ્રચાર હતો તેવા રાજસ્થાનના પાલી શહેરમાં ચાતુર્માસ માટે શ્રીસંઘનો આગ્રહ થતાં ત્યાં પધારી

અજ્ઞાનનાં તિમિર ઉલેચી, જ્ઞાનનાં અજવાળાં કરવા 'સ્થાનાંગસૂત્ર'ની દેશના આપી, અનેક સ્થાનકવાસીઓને મંદિરના માર્ગે ચઢાવી પોતાની પૂર્ણ પ્રતિભાનાં દર્શન કરાવ્યાં

તે વખતની ત્રિપુટી તરીકે સાથે રહીને શાસનનાં અનેક કાર્યો કરનાર મુનિરાજશ્રી નેમવિજયજી શ્રી મણિવિજયજી અને શ્રી આનંદ-સાગરજીએ પંન્યાસપ્રવર શ્રી ગંભીરવિજયજી મ. સા. પાસે યોગોદ્વહન કર્યા અને વિ સં. ૧૯૬૦ના જેઠ સુદ ૧૦ ના પંન્યાસપદે આરૂઢ થયા અને સત્તાવીશ વર્ષના દીક્ષા પર્યાયે સુરત સંઘના અત્યાગ્રહે ૧૯૭૪ના વૈશાખ સુદ ૧૦ ના પ. પૂ. આ. શ્રી વિજય કમલસૂરીશ્વરજી મ. ના વરદહસ્તે **આચાર્યપદને** વર્યા.

તે મહાપુરૂષે આગમોની નવ વાચના આપવા પૂર્વક આગમોને મુદ્રિત કરાવ્યા.

તેમણે ૮૨૧૪૫૭ શ્લોકપ્રમાણ એકસોપચોતેર આગમ પ્રકરણો અને સિદ્ધાન્તિક ગ્રંથોનું સંપાદન કર્યું, ૭૦ હજાર શ્લોકપ્રમાણ આગમિક અનેકવિધ ગ્રન્થોનું અભિનવ સર્જન કર્યું, ૯૦ હજાર શ્લોકપ્રમાણ ગુજરાતી–હિન્દી સાહિત્યના પચ્ચીસ ગ્રન્થોનું સર્જન કર્યું, બે લાખ શ્લોકપ્રમાણ આગમ ગ્રન્થો આરસની ૬ × ૨૪ ની શીલાઓ પર કોતરાવ્યા, બે લાખ શ્લોકપ્રમાણ આગમ ગ્રન્થોનું ૩૬ × ૧૫ના તામ્રપત્રો પર અંકન કરાવ્યું, બે લાખ શ્લોકપ્રમાણ આગમોનું ૨૪ × ૩૦ના લેજર પેપર ઉપર શુદ્ધ મુદ્રણ કરાવ્યું,

પ્રાચીન એંસી ગ્રન્થો ઉપર ૧૫૦૦૦ શ્લોકપ્રમાણ સંસ્કૃત ભાષામાં પ્રસ્તાવના લખી પોતાની પ્રતિભાનાં દર્શન સમાજને કરાવી સાચા અર્થમાં **આગમોદ્ધારક** બન્યા. એકલા સુરતમાં જ શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધારફંડ વિ. સં. ૧૯૬૪, શ્રી તત્ત્વબોધ જૈન-પાઠશાળા વિ સં. ૧૯૬૮, જૈનાનંદ પુસ્તકાલય વિ. સં. ૧૯૭૫, શેઠ

નગીનદાસ મંછુભાઇ જૈન સાહિત્યોદ્ધારક ફંડ વિ.સં. ૧૯૮૬, શ્રી આનંદ સાગરસૂરિ જૈનપાઠશાળા વિ. સં. ૨૦૦૨ અને જૈનપુસ્તક પ્રચારક સંસ્થા વિ. સં. ૨૦૦૫માં સ્થાપી. આ રીતે સુરતને સાચી સોનાની સુરત બનાવી. આ જ્ઞાનની સંસ્થાઓ સ્થાપી તેથી તેઓશ્રી **"સુરતના સાગરજી"** તરીકે ઓળખાયા.

મંદિર તો અનેકોએ બનાવ્યાં, પરંતુ જૈનધર્મના ઇતિહાસમાં જિનબિંબ અને જિનાગમની ઐકયતા કરી સર્વપ્રથમ **આગમમંદિર** નિર્માણ કરવાનું પુણ્ય કાર્ય તો આગમોદ્ધારકશ્રીએ જ કર્યું.

સમ્મેતશિખરમાં હવા ખાવાના બંગલા બંધ કરાવ્યા, અંતરીક્ષજીમાં દિગંબરોના કેસમાં સત્યવાદી ને વિજયી થયા, કેશરીયાજી તીર્થ મૂર્તિપૂજક સંઘનું જ છે, તે સાબિત કરી વિજય દંડ ચઢાવ્યો. જીવના ભોગે પણ ચારૂપ, અંતરીક્ષજી, કેશરીયાજી, ભોપાવર વગેરે અનેક તીર્થોનું રક્ષણ કરી **શાસનશાર્દૂલ** તરીકે વિખ્યાત થયા.

શૈલાણાનરેશ દિલિપસિંહજીને પ્રતિબોધી જીવદયાનો પડહ વગડાવવાપૂર્વક આખાય માલવામાં ધર્મનો પ્રચાર કરાવી, જિનમંદિરોના ઉદ્ધાર સાથે માંડવગઢ, ભોપાવર તીર્થનો ઉદ્ધાર કરાવી, અનેક સ્થળે પાઠશાળા વગેરે ચાલુ કરાવી, જેથી આજે પણ **"સાગરજીનું માલવા"** કહેવાય છે.

જૈનાનંદ પુસ્તકાલય દ્વારા નાનાંમોટાં અનેક શહેરોમાં જ્ઞાન-ભંડારો મુકાવી સદાને માટે જ્ઞાનપરબો ચાલુ કરી વિ સં. ૧૯૭૧ માં **આગમોદયસમિતિની** ભોયણીમાં, વિ સં. ૧૯૯૨ **જૈનાનંદ જ્ઞાનમંદિર** જામનગરમાં અને **શ્રમણસંઘ પુસ્તકસંગ્રહ** તથા **ઋષભદેવજી કેશરીમલ પેઢી** જેવી અનેક શાસનહિતકર સંસ્થાઓની સ્થાપના કરી, સંઘમાં જાગૃતિ આણી અને શાસનની અવિચ્છિન્ન પરંપરા ટકાવી આક્રમણખોરોનો હરહંમેશ પ્રતિકાર કર્યો.

જીવનનો અંતસમય જાણી ભયંકર માંદગી અને વ્યાધિઓથી ગ્રસ્ત દેહે આરાધના માટે "આરાધના માર્ગ" ગ્રન્થની રચના કરી, પંદર દિવસ અનશન સ્વીકારવાપૂર્વક અર્ધપદ્માસને મૌન અવસ્થામાં ચારે આહારનો ત્યાગ કરવાપૂર્વક પોતાના શિષ્ય આ. શ્રી માણિક્યસાગરસૂરિ મને સંઘ અને સમુદાયની જવાબદારી સોંપી શેઠ મંછુભાઈ દીપચંદની ધર્મશાળા (લીંબડાનો ઉપાશ્રય)માં સં. ૨૦૦૬ના વૈશાખ વદ ૫, શનિ સ્ટા. ટાઇમ ૪-૩૨ અમૃત ચોઘડીયે સ્વમુખે નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતા સ્વર્ગે સિધાવ્યા.

આ રીતે અપ્રતિમ પ્રતિભાપૂર્ણ જીવનથી લાખોને ધર્મ પમાડી, આગમસાહિત્ય, સંઘસેવા, તીર્થસેવા, ઉજમણાં, ઉદ્યાપન, દીક્ષાઓ, પ્રતિષ્ઠાઓ કરાવવાપૂર્વક, તર્ક દલીલોથી યુક્ત સાત્ત્વિક વાણીનું પાન કરાવી, પથ્થર જેવા હૃદયને પીગળાવનાર, મોક્ષમાર્ગની સાધના કરનારને આલંબનરૂપ, તપ, જપ અને સંયમથી સુશોભિત જ્ઞાનના અદ્વિતીય આરાધક એવા આ સૂરીશ્વરજીનું જીવન દરેકને આત્મવિકાસ કરવામાં સહાયક બને અને અજ્ઞાની જીવોના નેત્ર ઉઘાડનારું બની વ્યક્તિ અને રાષ્ટ્રના જીવનઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે એ જ ઇચ્છા સાથે સૂરીજીને શતશઃ વંદના

વાલકેશ્વર, મુંબઈ-૬ **ચંદ્રાનનસાગર ગણિ.**

---

## વિષયાનુક્રમ



## પ્રવચન અનુક્રમણિકા



# દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાન

મનુષ્યભવ દુર્લભ છે, કારણ કે મનુષ્યપણું મેળવવા મથતા જીવો ઘણા છે. મનુષ્યપણામાં પણ જન્મતાં કાંઈ પણ ન કર્યા છતાં કોઈને સુખ વગેરે મળે છે તે પરભવના પુણ્યનો પ્રભાવ છે. હવે મનુષ્યપણુ પામી પૂણ્યાઈ ન કરવામાં આવે તો તે મનુષ્યપણું કેવળ ખર્ચ કરનાર, પણ કમાણી ન કરનાર પેઢી જેવું ગણાય. મનુષ્યપણાની પેઢીમાં ઇંદ્રિયો, કષાયો વગેરે ઉઠાઉગીર ગ્રાહકો છે અને દાન-શિયળ-તપ-ભાવ વગેરે ઉત્તમ ગ્રાહકો છે.

મનુષ્યપણામાં પોતાનું સાચું રક્ષણ સમજવા શુદ્ધ દેવતત્ત્વને પકડો. શુદ્ધ દેવતત્ત્વ અને ધર્મતત્ત્વ અપૂર્ણાંકના ગુણાકાર જેવા છે. જે દેવ પૂરેપૂરા જાણકાર ન હોય, તો તેમનો બતાવેલો ધર્મ તુંબડીમાંના કાંકરા જેવો છે. વર્તન-પૂર્વક સાચું જાણનાર જ ખરેખર જાણકાર છે. આથી શાસ્ત્રમાં પ્રથમ વીતરાગપણું અને પછી સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે તેમ જણાવ્યુ છે.

શ્રી સિદ્ધભગવાન અને તીર્થંકર ભગવાન બન્ને સર્વજ્ઞ સરખા, છતાં તીર્થંકર ભગવાન ગુફામાં અટવાતા માણસોને પ્રથમ દીપક બતાવનાર જેવા માર્ગદર્શક અને ઉપદેશક છે, માટે તે પરમ ઉપકારી છે, તેમજ તીર્થંકર ભગવાનપણું એક ભવના નહિ પણ ભવાંતરના પ્રબળ સદ્વર્તનને લઈને પમાય છે. દા. ત. નેમિનાથ ભગવાને બાલ્યકાળમાં જરા નિવારવાનો ઉપાય બતાવ્યો પણ સંહારમાં સાથ ન આપ્યો. તીર્થંકર ભગવાનના જન્મ વખતે ઈંદ્રોના આસન ડોલે છે. ઈન્દ્રો **નમુત્થુણં** કહી સ્તવે છે. આ તીર્થંકર ભગવંત દેવાધિદેવ છે.

## મનુષ્યપણાનાં સ્થાન થોડાં : ઉમેદવારો ઘણા

શાસ્ત્રકાર મહારાજા ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્ય જીવોને ધર્મોપદેશ દેતાં અષ્ટકજી પ્રકરણની રચનામાં બત્રીશ અષ્ટકોમાં પ્રથમ મહાદેવાષ્ટક કહેવાના કારણમાં એમ જણાવી ગયા

છે કે આસ્તિક દેવ, ગુરૂ, ધર્મ એ તત્ત્વત્રયીને માને છે તેમાં મૂળ આધાર ભૂત દેવતત્ત્વ જ છે. ગુરૂ તે જ મનાય છે કે જે દેવે કહેલા આચારમાં વર્તે દેવે કહેલો આચાર તે ધર્મ મનાય છે. અન્ય મતોમાં પ્રથમ ભૂલ અહીં જ થાય છે. તેમને દેવતત્ત્વ સુંદર મળતું નથી તેથી ખૂલ્લુ છે કે ગુરૂતત્ત્વ તથા ધર્મતત્ત્વ પણ સુંદર મળી શકે નહિ.

મનુષ્યભવની સુંદરતા દેવતત્ત્વની સુંદરતા ઉપર આધાર રાખે છે. માટે જ મનુષ્ય માત્રે દેવતત્ત્વનો ખાસ વિચાર કરવાનો છે મનુષ્યભવ દેવતના ભવથી પણ મુશ્કેલીથી મળે છે દેવતાને ઉપજવાનાં સ્થાનો મનુષ્યો કરતા અસંખ્ય ગણાં છે જે પદાર્થો ઘણા હોય તેમાંથી ઉમેદવાર કંઈ પણ પામી શકે છે. થોડી વસ્તુઓના ઉમેદવારોમાં ઘણાને નિરાશ થવું પડે ૯૮ સ્થાન : તેમાં ગર્ભ જ મનુષ્યનું સ્થાન ઓછામાં ઓછું છે તેના કરતા બીજી કોઈ પણ ઓછી જાત નથી. દેવતાની જાત લગભગ ૫૦–૫૫મા નંબરે છે.

મનુષ્યપણાનાં સ્થાન ઓછાં હોવાથી ઘણા ઉમેદવારો નાસીપાસ થાય. દેવલોકનાં સ્થાનો ઘણાં અને ઉમેદવારો થોડા, કેમકે દેવતાઓ, નારકીઓ, વિકલેન્દ્રિય કે એકેન્દ્રિયના જીવો દેવલોકમાં જઈ શકતા નથી એટલે એટલી જાતિના ઉમેદવારો તો આપોઆપ ઓછા થાય છે દેવતાની ગતિને લાયકના જીવ ઘણા થોડા છે. મનુષ્ય ગતિને લાયકના જીવ ઘણા છે. અનંતકાયમાંથી નીકળેલો મનુષ્ય થાય. આમ મનુષ્યપણાના ઉમેદવારો ઘણા છે.

આપણને આવુ દુર્લભ મનુષ્યપણું મળી ગયું ઉમેદવારી પાસ થઈ ગઈ.પણ મળેલુ મનુષ્યપણુ બાદશાહના ખાજાના ભૂકા જેવું થઈ પડયું છે.

એક વખત બાદશાહ તથા બીરબલ ગોખમા ઊભા છે ત્યાં માર્ગે. એક દુબળો ભિખારી પસાર થાય છે તેને તે હાલતમા જોઈ બાદશાહ બીરબલને પૂછે છે : "બીરબલ ! યે દુર્બલ દુબળા કયું ?"

બીરબલ : "જહાંપનાહ ! ઉનકો ખાનેકા નહિ મીલતા !"

બાદશાહ : "ખાનેકા નહિ મીલતા ? બેવકૂફ હૈ કહીંકા ? ખાનેકા ન મીલે તો ખાજેકા ભૂકા કયૂં નહીં ખાતા ?"

બાદશાહ પોતાની નજરે આમ બોલે છે, કેમકે બાદશાહને મન તો ખાજાનો ભૂકો એ ફેંકી દેવાની ચીજ છે, પણ જગતની નજરે જુએ તો ખબર પડે કે ખાજાનો ભૂકો પણ ભિખારીને મળી શકતો નથી! બાદશાહ જ્યાં સુધી બાદશાહી નજરે જુએ ત્યાં સુધી એ પરિસ્થિતિનો ખ્યાલ કદાપિ આવી શકતો નથી. જગત્‌ની દૃષ્ટિએ તો બિચારા ભિખારીને ખાજાનો ભૂકો જોવાનું પણ ક્યાં છે? એ જ રીતે આપણે મનુષ્યશરીરમાં આવ્યા, શરીરે વધ્યા, સમજણમાં વધ્યા માટે મનુષ્યપણાની દુર્લભતા ખ્યાલમાં આવતી નથી કેમકે દૃષ્ટિ પ્રાપ્ત મનુષ્યપણાની છે. જેઓને મનુષ્યપણું નથી મળ્યું તેવાં ઝાડ, ફળ, ફૂલ, પાંદડા વગેરેની નજરે જૂએ તો જરૂર મનુષ્યત્વ દુર્લભ સમજાય. પૃથ્વીકાય, અપ્‌કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાયમાં રહેલા જીવો મનુષ્યપણું ન પામ્યા અને આપણે પામ્યા તેનું કાંઇ કારણ ખરું કે નહિ? કયા પુણ્યથી આ મનુષ્યત્વ સાંપડયું એ ભલે ન સમજાય પણ એક વાત તો ચોક્કસ કે કોઈ પુણ્ય પ્રકૃતિથી જ તે મળ્યું છે.

## જન્મતાં જ મળતાં સુખ-દુઃખમાં આ જન્મનું કયું કારણ છે?

ગાદીપર આવેલા બાદશાહને રાજ્યાદિ ઋદ્ધિ મળી તે કયા કારણે? આ ભવમાં કયો પ્રયત્ન છે? રાજ્ય મેળવવા વગેરેમાં તો વડીલોનો પ્રયત્ન હતોને! બીજું કોઈ અહીં ન જન્મ્યું અને પોતે કેમ જન્મ્યો? રાજ્ય માટે પોતાની મહેનત સુદ્દલ નથી. રાજ્ય કાંઈ ઉપરથી (આકાશથી) ઉતરીને આવ્યું નથી. પોતે જન્મતાં પહેલાં તે સ્થાનની પસંદગી કરી નથી કે એનો જ જન્મ ત્યાં થાય, તેમજ એવી શોધ કે પસંદગી માબાપે પણ કરી નથી. તો આ બધું થવામાં કાંઈ કારણ ખરું કે નહિ?

ખોળે (દત્તક) લેવામાં કે થવામાં તો હજુ પરસ્પર જોવાપણું હોય પણ જન્મ લેવામાં નથી. માબાપે દીકરાના જીવને પસંદ નથી કર્યો કે અવતરનારે નથી માબાપને પસંદ કર્યા! કન્યા આપતી વખતે હજી એ સુખી થશે કે નહિ તેવી તપાસ થાય છે. પછી જ સબંધ સંધાય છે પણ અહીં સંબંધ કોણે સાધ્યો? કોઈ દલાલ ખરો કે નહીં? કેટલાયે વેપાર એવા હોય છે કે જેમાં સોદા ખૂબ થાય છે

પણ ગ્રાહક વેપારીને ઓળખતો નથી, વેપારી ગ્રાહકને ઓળખતો નથી. માત્ર બન્નેને દલાલ જાણે છે. તો અહીં આવો સોદો કોણે કર્યો ?

પૂર્વે એવાં કર્મ કરેલાં કે જેથી પોતે રાજ્યના વારસરૂપે આવીને અવતર્યો: એવો અંતરાય તોડેલો કે આવી ઋદ્ધિ વખતે જ પુત્રપણે આવી ગયો. પ્રથમના ભવનું સદ્ભાગ્ય જ ગાદીએ લાવનાર છે ઘણાએ જીવો આ રહ્યા ! તેઓ કેમ રાજ્ય ન પામ્યા ? કેમ તેવી તક તેમને ન મળી ? એક જ કારણ છે કે તેમણે પૂર્વના ભવે તેવું પુણ્ય ઉપાર્જન કર્યું નથી. જેણે તેવું પુણ્ય ઉપાર્જ્યું તેને તેના યોગે રાજ્ય આવી મળ્યું છે.

### ઉઠાઉગીર ગ્રાહકોવાળી પેઢી ચાલે કેટલો સમય ?

એ જ રીતે આપણે આ મનુષ્યપણું પૂર્વના ભવના ભાગ્યોદયે પામ્યા છીએ. જે પેઢીમાં કેવળ ભાડા વગેરેનું, મુનિમના પગાર વગેરેનું ખર્ચ જ ચાલુ હોય અને ગ્રાહક કોઈ આવે નહિ, અને આવે તો ઉઠાઉગીર આવે તો તે પેઢીની દશા શી થાય ? તેમ આપણે મેળવેલા મનુષ્યપણાની પેઢીની હાલત વિચારણીય છે. આરંભ, સમારંભ, પરિગ્રહો, વિષયો, કષાયો, મોહ, મમત્વ, માયા, કુટુંબકબીલા આ બધા ગ્રાહકો ! આમાં કોઈ કમાણી કરાવનારો છે ? બધા જ એક નંબરના ઉઠાઉગીર છે: અવ્વલ દરજ્જાના ધાડપાડુ છે. સો લઈને નેવું પણ પાછા આપવાના નથી !

પુણ્ય કેટલું ખવાય છે ? તેના બદલામાં શું મળે છે તે કદી તપાસ્યું ? આવા ગ્રાહકો ઉપર પેઢી ચલાવાય ખરી ? મનુષ્યગતિમાંથી દુર્ગતિમાં જવાનું કારણ એ જ છે કે પુણ્ય પ્રકૃતિ ભોગવી લઈએ છીએ (ખવાતી જાય છે) અને પાપ પ્રકૃતિ બાંધીએ છીએ પુણ્યના ફળના ભોગવટામાં રાચવા–માચવાથી પાપ બાંધીએ છીએ. જે ગ્રાહકો માલ તો લઈ જાય, લીધે જ જાય અને પૈસા આપે નહિ તો નફાની વાત કયાં કરવી ? ત્યાં તો મૂડી જ સફાચટ થવાની છે !

લુચ્ચા ગ્રાહકો મીઠું બોલનારા હોય છે, મો માગ્યો ભાવ આપનારા હોય છે [પૈસા આપવા હોય તો વાંધો લે ને !] ઇંદ્રિયોના વિષયો મીઠા લાગે છે. સ્વાદિષ્ટ ખાવાનું મળે તો 'હાઆશ !' સારું

રૂપ અને સૌંદર્ય જોયું તો 'ઓહો!' મધુરું ગાયન સાંભળતાં મસ્તક ડોલે છે! આ બધા ગ્રાહકો ફોલી ખાનારા છે. છતાં આપણે તેને 'ભાઈ! ભાઈ!' કરી દુકાને બેસાડીએ છીએ અને દાન, શિયળ, તપ અને ભાવ રૂપી આબરૂદાર ગ્રાહકોને કદી પેઢીએ બોલાવ્યા છે ખરા? આ ગ્રાહકો આબરૂદાર હોવાથી બેદરકાર છે, મીઠું બોલનારા નથી, લીધેલા માલના પૂરા પૈસા આપનારા છે.એ સમજે છે કે એવી એકવીસ દુકાનો છે.

દેવ, ગુરૂ, ધર્મરૂપી ગ્રાહક આપણુને ગમતા નથી, વિષય, કષાયોરૂપી બદમાશ ગ્રાહકોથી આખી પેઢી વીંટળાઈ વળેલી છે. આબરૂદાર ગ્રાહક આવે તો બેસવાનું સ્થાન પણ કયાં છે? વેપલો તો કર્યે રાખ્યો પણ ચોપડા જોયા કે રકમ આવી કઈ અને રહી કઈ? આયુષ્ય ઓછું થતું જાય છે, પુણ્ય ખવાતું જાય છે: પણ કાંઈ મેળવ્યું?

**અપૂર્ણાંકનો ગુણાકાર તે ભાગાકારનો ભાઈ છે!**

જેમ પેલો બાદશાહ જગતની દશા ભૂલી ગયો હતો તેમ આ જીવ મનુષ્યપણાની સમજણવાળો થયા પછી પૂર્વનો વિચાર કરતો નથી કે પોતે કયા પુણ્યથી મનુષ્ય થયો છે? આવો વિચાર ન કરનારો મનુષ્ય મનુષ્યપણાની દુર્લભતા કયાંથી વિચારે? જગત્માં રેતીની કિંમત છે, એ વધારે ન વપરાય એની પણ કાળજી, પણ જિંદગીની કાંઈ કિંમત નથી? કલાકોથી, દિવસોથી જિંદગી ઓછી થતી જ જાય છે એ વિચાર્યું? સ્ત્રી ઘડો તથા દોરડું કૂવામાં નાંખે છે પણ દોરડાનો છેડો પકડી રાખે છે તો ઘડો પાછો આવે છે, તેમ દિવસના ચોવીસ કલાકમાં કેટલું હાથમાં રાખ્યું? સામાયિક, દેવપૂજા, પ્રતિક્રમણ ન થયું હોય તેનો પશ્ચાત્તાપ છે? નથીને? પણ દુકાને ન જવાય તેનો પશ્ચાત્તાપ થાય છે!

કહો કે આ જીવ પોતાનું રક્ષણ કઈ રીતે કરવાનો? રક્ષણ બતાવનાર કોણ? તમામ મતમાં, તમામ ક્ષેત્રોમાં તપાસી લો. મનુષ્ય જીવનને સફળ કરવાનું, બતાવનારો કોઈ મળતો નથી. ફકત આર્યક્ષેત્રમાં માત્ર શ્રી તીર્થંકર ભગવાન જ છે, તેથી જો મનુષ્યપણું સફળ કરવું હોય તો દેવતત્ત્વ શુદ્ધ પકડો!

(૧૦૦)ને અર્ધાએ [½] ગુણો તો શું આવે ?

પચાસ !

કહેવાય ગુણાકાર, પણ થયો ભાગાકાર ! મનમાં સમજો, ગુણાકાર પણ અપૂર્ણાંકનો ગુણાકાર એ ભાગાકારનો ભાઇ છે. તેમ જો દેવતત્ત્વ શુદ્ધ ન મળ્યું તો પછી ગુરૂતત્ત્વ તથા ધર્મતત્ત્વ માટે ભલે જિંદગી અર્પણ કરો અને તે ધર્મ લાગે ખરો પણ ખરી રીતે તે ભાગાકારનો ભાઈ છે. શુદ્ધ દેવતત્ત્વ વિના શુદ્ધ ગુરૂ તથા શુદ્ધ ધર્મ મળશે નહિ.

## તુંબડીમાં કાંકરા જેવા દેવે બતાવેલા ધર્મથી વળે શું ?

દેવના કથનાનુસાર વર્તવું તેનું નામ ધર્મ છે એટલે એ સ્પષ્ટ બાબત છે કે દેવતત્ત્વ શુદ્ધ સાંપડી શકશે, તો જ ધર્મતત્ત્વ શુદ્ધ સાંપડશે. જ્યાં દેવ જ તુંબડીમાં કાંકરા જેવા હોય, જીવાજીવાદિ પદાર્થોને ન જાણતા હોય એવા દેવે બતાવેલા ધર્મથી વળે શું ? ગંભીર કેસમાં કાયદાનો તથા કેસોનો અનુભવી બેરિસ્ટર શોધો છો, ઉપરચોટીયો, લેભાગુ વકીલ શોધતા નથી. જ્યારે દુનિયાદારીમાં આટલી બારીક શોધખોળની કાળજી (ચીવટ) રાખો છો તો પછી જ્યાં આત્મકલ્યાણનો મહાન્ પ્રશ્ન છે ત્યાં કાઇ તપાસ જ નહિ ?

કદાચ કોઇ એમ કહે કે–"દવા આપનારો રોગી હોય તેમાં અમારું શું ગયું ? અમારે તો ચોખ્ખી દવાનું કામ છે. દવા રોગ મટાડનારી મળે પછી દવા આપનારો ગમે તેવો હોય તેની અમારે પંચાત નથી. તેમ અમારે તો શુદ્ધ ધર્મ બતાવે એટલે બસ ! દેવના જીવન સાથે અમારે કામ શું ? ઝારી લોઢાની હોય કે સોનાની : અમારે તો પાણીથી મતલબ છે. દેવ સદાચારી હોય કે દુરાચારી, એની પંચાત શા માટે ? અમને ધર્મ તથા ગુરૂ સાચા બતાવે એટલે બસ !"

જેનું વર્તન સાચું નથી, યોગ્ય નથી તે અન્યને સત્ય તથા ઉચિત બતાવી શકે ક્યાંથી ? જૈનમતમાં તો આવી શંકાને સ્થાન જ નથી. કલ્યાણનો માર્ગ જાણકાર બતાવે કે અજાણ્યો ? પણ વર્તન વગર કોઈ સાચું જાણે નહિ. વર્તન વિનાનો જાણકાર સાચો જાણકાર

નથી. જૈનશાસ્ત્રકારનો તો નિયમ છે કે પ્રરૂપણા સાચી કરનારનુ પણ વર્તન સારૂં ન હોય તો તેને સાચું જાણનારો માનવો નહિ.

### સર્વજ્ઞ થવાય ક્યારે?

મોહનીયકર્મનો ક્ષય થયા પછી વીતરાગ થવાય, પછી જ સર્વજ્ઞ થવાય. વીતરાગ થયા વગર કોઇ પણ સર્વજ્ઞ થઈ શકે જ નહિ. અગીયારમા ગુણસ્થાનકને છેડે(અંતે)અને બારમા ગુણસ્થાનકના પ્રારંભમાં વીતરાગપણું આવી જાય છે. સર્વજ્ઞપણું તેરમા ગુણસ્થાનકે લાભે છે (પ્રાપ્ત થાય છે.) જૈનદર્શનમાં મોહનીય કર્મવાળાને સર્વજ્ઞ માન્યા નથી. વીતરાગપણું પણ છદ્મસ્થનું ગુણસ્થાનક છે. રાગદ્વેષ રૂપી મોહનીય કર્મ જે વર્તનને બગાડનાર છે, તેનો પ્રથમ ક્ષય થવો જોઈએ, પછી જ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય. તેથી ધર્મનો ઉપદેશક પ્રથમ શુદ્ધમાં શુદ્ધ વર્તનવાળો હોવો જોઇએ. યથાખ્યાત ચારિત્રવાળાને સર્વજ્ઞપણુ સાંપડે છે. અન્ય પ્રકારના ચારિત્રવાળા સર્વજ્ઞ બની શકતા નથી, સર્વજ્ઞ બનનારનું વર્તન પ્રથમ સુધરવુ જોઈએ વર્તનના સુધારા વિના, મોહનીય કર્મ ગયા વિના, ક્ષીણ મોહી થયા વિના કોઈ સર્વજ્ઞ થતા નથી.

### શ્રી અરિહંત દેવને જ શા માટે વળગવુ ?

જો કેવળજ્ઞાન મેળવનાર સર્વજ્ઞ જ છે તો પછી શ્રી અરિહંત દેવને જ શા માટે વળગવું ? આવો પ્રશ્ન ઉત્પન્ન થઈ શકે. એ વાત ખરી છે કે શ્રી સિદ્ધ ભગવાન્‌ના કેવળજ્ઞાનમાં, શ્રી તીર્થંકર દેવના કેવળજ્ઞાનમા તથા ચૌદમે તેરમે ગુણસ્થાનકે રહેલા અન્ય કેવળજ્ઞાની સર્વજ્ઞના કેવળજ્ઞાનમાં જરા પણ ફેરફાર નથી. પણ ગુફામાં અંધારૂં ઘોર છે, એક હજાર માણસો એ ભયાનક અંધારામાં અટવાય છે. તેમાં એક મનુષ્યે દીવાસળીથી કાકડો સળગાવ્યો, એના ઉપરથી પછી ભલે બીજા પચાસ કાકડા સળગે, પણ શાબાશી તો પ્રથમ કાકડો સળગાવનારને જ છે; કેમકે પછીના કાકડાનું મૂળ કારણ પ્રથમનો કાકડો છે.

પ્રથમ પ્રકાશ પાથરનાર પછીના તમામ પ્રકાશનુ ઉપાદાન કારણ છે, અર્થાત્ મૂળકારણ છે. અંધારી ગુફામા બીજી બધી પ્રવૃત્તિ થતી હતી પણ કાકડાના અજવાળાના અભાવે છતી આંખે ત્યાં કાંઈ ન

દેખાતું હોતું. એ જ રીતે સંસારરૂપી ભયાનક અંધારી ગુફામાં જીવો અથડાઈ રહ્યા હતા, એ અંધારામાં સ્પર્શ, રસ, ગંધ, શબ્દ, રૂપાદિ તો માલુમ પડતા હતા પણ આત્મા કોણ છે? કેમ રખડે છે? તેનો ઉધ્ધાર શી રીતે થાય? એનું કોઈને લક્ષ્ય નહોતું. આટલા માટે અહીં સંસારને અંધારી ગુફા ગણાવવામાં આવે છે તેમાં કેવળજ્ઞાન મેળવી, કાકડાનો પ્રથમ પ્રકાશ પાથરનાર, કેવળજ્ઞાનની જ્યોતિ જગતમાં પ્રથમ ઝહહળાવનાર, દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાન્ છે. પછી એ માર્ગે અન્ય આત્માઓ કેવળજ્ઞાન મેળવે છે.

અંધારી ગુફામાથી ગમે તેના પ્રગટેલા કાકડાના પ્રકાશથી બહાર નીકળનારો હોય પણ ઉપકાર તો મૂળ દીવાસળીથી પ્રથમ કાકડો સળગાવનારનો જ માનશે કાકડામા ફરક નથી. કાકડાના અજવાળામાં ફરક નથી, પણ ધન્યવાદ સૌ પહેલાં દિવાસળીથી પ્રથમ કાકડો પ્રગટાવ્યો તેને જ ઘટે છે. મોક્ષમાર્ગ બંધ થયા પછી બીજા તીર્થંકર ઉત્પન્ન થાય ત્યારે એ જ મુજબ જાણવું મોક્ષ માર્ગને પ્રથમ પ્રવર્તાવનાર શ્રી તીર્થંકર છે, શ્રી અરિહંત છે માટે તેમને આપણે વધારે ઉપકારી ગણીએ છીએ.

### તીર્થંકર કોણ થઇ શકે ?

તીર્થંકર કોણ થઈ શકે? જગતનો ઉધ્ધાર કરવાનું ભવાતરથી જેનું પ્રબળ ધ્યેય હોય તે જ તીર્થંકર થઈ શકે છે. તીર્થંકર માટે આ અબાધિત નિયમ છે. કેવળી માટે ભવાંતરનો પણ નિયમ નથી તેમજ આ ભવમાં પણ તેઓ સારા વર્તનવાળા જ હોય તેવો નિયમ નથી. પ્રથમ લુચ્ચા પણ હોય, કૂર પણ હોય તેવા આત્માઓ પણ જીવનપલટાના યોગે, સંયમ સાધીને, તપશ્ચર્યાથી કર્મની નિર્જરા કરીને કેવળજ્ઞાન મેળવી શકે છે. એટલે કે કેવળજ્ઞાની તો જીવન પલટા પૂર્વે અસદ્‌વર્તનવાળા પણ હોઇ શકે, જ્યારે શ્રી તીર્થંકર દેવ માટે તો એવો નિયમ જ કે તેઓ ઉચ્ચ વર્તનવાળા જ હોય; એટલા જ માટે દેવતત્ત્વમાં શ્રી અરિહંત દેવની, શ્રી તીર્થંકરદેવની સ્થાપના છે. અને તેમને જ દેવ માનીએ છીએ

શ્રી તીર્થંકરદેવ અપકૃત્ય કરનારા હોય, અસદ્ વર્તનવાળા હોય એ **न भूतो न भविष्यति.** કટોકટીના પ્રસગે પણ તેઓ પોતાના જીવનને

કલુષિત કરતા નથી. શ્રીકૃષ્ણજી અને જરાસંધના યુદ્ધમાં ભગવાન શ્રી નેમિનાથજી સાથે ગયા છે. ભગવાન્ અનંત બળોના સ્વામી છે. તેઓ જો હાથમાં ધનુષ્યબાણ ધારણ કરે તો તેમની સામે ઊભા રહેવાની ત્રણ ભુવનમાં કોની તાકાત છે ? ભગવાન હતા યાદવોના પક્ષમાં:પોતે યદુકુલ ભૂષણ હતા. હજી દીક્ષા લીધી નહોતી. જેમ યુદ્ધભૂમિમાં આવવું પડ્યું તેમ યુદ્ધમાં ઉતરવું પણ પડ્યું પણ પોતે કર્યું શું ? કોઈનેય હણ્યો ખરો ? ના ! માત્ર ચોમેર ઘુમ્યા અને હલ્લાને બરાબર રોક્યો ! કૃષ્ણજી પાસે અટ્ઠમની આરાધના કરાવી, ભાવી તીર્થેશ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ કઢાવી, પૂજન કરાવી, તેના સ્નાત્રજળથી લશ્કરની જરા નિવારી શિવાદેવીના નંદન શ્રી નેમિનાથસ્વામિએ આ બધું કર્યું પણ જરાસંધના સામા ન થયા.

વિચારો ! યાદવોને તો જીવનમરણનો ત્યારે પ્રશ્ન હતો. મથુરા તરફથી આવ્યા છે, તે વખતે યાદવો હારી જાય તો હિંદુસ્થાનમાં રહેવાનું સ્થાન નહોતું. આવા કટોકટીના મામલામાં પણ સમુદ્રવિજયજીના વ્હાલા પુત્ર ભગવાન શ્રી નેમિનાથસ્વામીજીનું કેવું ઉચ્ચ વર્તન ! **अतः** તીવ્રમાં તીવ્ર પુણ્યના સમુદાયને તીર્થંકરદેવો પામેલા હોય છે. ચાલુ ભવમાં તે જ વખતે પુણ્યાઈ કરીને તેઓ ઉત્તમ થાય છે એમ નથી. ભવાંતરથી જ તેમની ઉત્તમતા ચાલી આવે છે. પૂર્વભવોનો સંસ્કાર કાયમ છે. **ये शुभभावितभावो** અનેક ભવોથી શુભ સંસ્કારોથી નિવાસિત થયેલો આત્મા આ જન્મમાં જન્મથી જ ઉત્તમ હોય તેમાં શી નવાઈ ?

## શ્રી તીર્થંકરદેવમાં તથા કેવળીમાં અસમાનતા ક્યાં છે ?
## ઉત્કૃષ્ટ પુણ્યના અચિંત્ય પ્રભાવમાં !!!

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી સામાન્ય કેવળી તથા તીર્થંકર કેવળીનું કેવળજ્ઞાન તો સમાન જ છે. તેમાં અણુમાત્ર ફરક નથી. માત્ર અસમાનતા શ્રી તીર્થંકરદેવની ઉત્કૃષ્ટ પુણ્યાઈને અંગે છે. વીજળીનો પ્રવાહ બધે સરખો છે, કરંટમાં ફરક નથી પણ અજવાળાનો ફરક ગ્લોબના કારણે છે. શ્રી તીર્થંકરદેવનું પુણ્ય ઉત્કૃષ્ટ છે. એ પુણ્યનો જગતમાં જોટો નથી. અસંખ્યાત દેવતાઓ, મનુષ્યો શ્રોતા છે, ભગવાન્ ઉપદેશક છે, આશ્ચર્ય

એ છે કે કોઇના પણ હૃદયમાં શંકા થતાં જ ભગવાનની વાણીથી તે શંકાનું તરતજ સમાધાન આપોઆપ વગર પૂછે થઈ જાય છે, શંકા ટળી જાય છે. આ પ્રભાવ સામાન્ય કેવળીનો નથી શ્રી તીર્થંકર નામ કર્મનો જ એ પ્રભાવ છે

સગડી પાસે બેઠેલો માણસ ટાઢથી ઠુંઠવાય નહિ; સગડીથી દૂર ગયા પછી ભલે તે ટાઢથી ધ્રૂજે, તેમ ગમે તેવા વાદીઓ સમવસરણ બહાર જઇને ગમે તેમ લવે, પણ ત્યાંય તેમની એ શંકા તરતજ નિર્મૂળ થાય છે. આથી દરેક ઉત્સર્પિણીમાં કે અવસર્પિણીમાં કેવળી અસંખ્યાતા હોય પણ શ્રી તીર્થંકરદેવ તો ચોવીસ (૨૪) જ હોય છે દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાનનો પ્રભાવ તો જુઓ ! એમની પાસે આવનાર ગણધરો કંઈ પણ ન જાણતા હોય પણ ભગવાન્‌ના વદનકમલથી ત્રિપદી પામીને ચૌદપૂર્વનુ જ્ઞાન તે જ વખતે મેળવે છે આ પ્રભાવ શ્રી તીર્થંકર—શ્રી અરિહંત ભગવાન્‌ના વચનનો છે બાકીના સામાન્ય કેવળીમા આ પ્રભાવ હોતો નથી.

ખૂબી તો જુઓ ! ગણધર મહારાજ શ્રી તીર્થંકરથી જ સમજે, એમના જ વચને તેમને બોધ થાય, અને એ જ ભગવાન્‌ના વાસક્ષેપના પ્રક્ષેપનના અદ્વિતીય પ્રભાવે ચૌદ પૂર્વ અને બાર અંગની ત્યાં જ રચના કરે ! આ પ્રભાવ છે શ્રી તીર્થંકરનામકર્મનો ! ! ! માટે જ કેવળી અસંખ્યાતા છતાં દરેક કાળમાં દેવ ચોવીસને જ માન્યા છે. શ્રી તીર્થંકરદેવ માતાના ગર્ભમાં આવે છે, ત્યારે ઇંદ્રોનાં આસન ડોલે છે : તે શાથી ? ભગવાન્ તો માતાના ગર્ભમાં છે, આસનોને ચલાયમાન કોણ કરે છે ? અહા ! એ છે ભગવાનનુ પુણ્ય !

ભગવાન્‌ની માતા ઉજ્જવલ ચૌદ સ્વપ્નો જુએ છે એ સ્વપ્નો જોવાનું માતાએ પણ નહોતું ધાર્યું કે માતાને આવાં સ્વપ્નો દેખાડવાનુ ભગવાને પણ નહોતું વિચાર્યું. તો પછી એ બન્યુ કેમ ? એ દેવાધિદેવના દેવત્વના પુણ્યનો અચિંત્ય પ્રભાવ ! ! ! સર્વ તીર્થંકરની માતા, પુત્ર જ્યારે કુક્ષિમાં આવે ત્યારે ચૌદ સ્વપ્નાંઓ જુએ છે, એટલે જે જીવ કૂખમાં આવ્યો તે અરિહંત કહેવાય છે. તે વખતે ઇંદ્ર મહારાજા

नमुत्थुणं કહે છે, જો ગર્ભથી જ ઉત્તમતા ન હોય તો નમુત્થુણં શા માટે ? જગતના જીવોને સંસારથી પાર ઉતારવાની ભવાંતરથી તીવ્ર ભાવનાવાળા ગર્ભથી જ આવા ઉત્તમ જે હોય તે દેવ છે. આવા જન્મથી, ગર્ભથી, ભવાંતરથી ઉત્તમ એવા દેવ માન્યા તેથી एवं सद्वृत्त-युक्तेन સર્વજ્ઞપણાને લીધે શાસ્ત્ર માનવા માટે તેમના વર્તનમાં જવાની શી જરૂર ?

આવી શંકાના સમાધાનમાં જણાવાનું કે જૈનશાસ્ત્ર વર્તનને પહેલું ગણે છે, અને જ્ઞાનને પછી ગણે છે. અવિરતિ પણ સમકિતિ દેવતાઓ વેષ વગરના કેવળીને વાંદતા નથી. મૃગાપુત્ર કેવળજ્ઞાન પછી પણ સંસારમાં રહ્યા છે, તે માબાપની સેવા કરવા નથી રહ્યા પણ એમને ચારિત્ર-લેવડાવવા રહ્યા છે. એમને પોતાને લપટાવાનો ભય નથી, માતપિતાને-પ્રતિબોધનું કારણ તથા સમયની પરિપકવતા પોતે જ્ઞાનથી જાણી છે માટે સંસારમાં રહ્યા છે અને માબાપને છ મહિને દીક્ષા પણ આપી છે.

કહેવાનુ તાત્પર્ય એ છે કે કેવળજ્ઞાન બધાનુ સરખું છે પણ દેવને–શ્રી તીર્થંકરદેવને વધારે માનવાનુ કારણ એ છે કે તેઓનુ ભવાંતરનુ. તથા આ ભવનુ સદ્વર્તન છે. સદ્વર્તન એ તો તીર્થંકરપણાની જડ છે.





# પરિણતિ જ્ઞાન અને

# સુશ્રાદ્ધરત્ન મદ્દુક

હેય, જ્ઞેય અને ઉપાદેયની સમજ વિનાનું જ્ઞાન પરિણતિ જ્ઞાન નથી. સમ્યકૃત્વી તે કે જેને પરિણત જ્ઞાન થયું હોય, બીજાઓ પદાર્થોને આર્ય સત્ય, પ્રકૃતિ, પદાર્થ વગેરે કહીને સંબોધે છે જૈનો પદાર્થને તત્ત્વ કહે છે. તત્ત્વ શબ્દ જૈન શાસનનો રૂઢ શબ્દ છે.

જિનેશ્વરદેવના શાસન સિવાય કોઈએ જ્ઞાનને રોકવાવાળા જ્ઞાનાવરણીય કર્મને માન્યું નથી. કર્મ ન માન્યો તો પછી તેના તોડવાના પ્રયત્નની તો વાત જ ક્યા રહી ?

જૈન મત વિના અન્ય કોઈપણ મતનાં આત્મા સ્વરૂપે કેવળ જ્ઞાનવાળો મનાયો નથી.

બીજા મતવાળા ઇશ્વરે પૃથ્વી, પાણી, હવા બનાવ્યા એટલે તેઓ તેની સેવા કરે છે આપણે ઈશ્વરને **બનાવનાર** તરીકે માનતા નથી પણ **બતાવનાર** તરીકે માનીએ છીએ અને તેની ભક્તિ કેવળ જ્ઞાનાવરણીયાદિ કર્મ તોડવા માટે કરીએ છીએ.

સુશ્રાદ્ધરત્ન મદ્દુકની અનન્ય ભક્તિ જોઈને વાદીઓએ તેને પૂછયુ કે તું ધર્માસ્તિકાયાદિ માને છે ? તેણે કહ્યું : બરાબર માનું છું અને તે સાબિત પણ કરી બતાવ્યું કે અનુમાનાદિથી સિદ્ધ થતા પદાર્થોનાં સ્વરૂપાદિ જાણવા માટે શ્રી સર્વજ્ઞનાં વચનો જ આધારભૂત છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રથી મોક્ષ મળે છે એ પણ જિનેશ્વરના વચનથી જ મનાય છે.

स्वस्थवृत्तेः प्रशान्तस्य तद्धेयत्वादि निश्चयं ।
तत्त्वसंवेदनं चैव, यथाशक्तिफलप्रदम् ॥ १ ॥

## પરિણતિજ્ઞાન આવશ્યક છે.

શાસ્ત્રકાર મહારાજા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી ભવ્યજીવોના કલ્યાણાર્થે જ્ઞાનાષ્ટકમાં જ્ઞાનનુ પ્રાધાન્ય સૌ કોઈ સ્વીકારે છે એમ જણાવ્યા બાદ કહે છે કે જ્ઞાનના સામાન્યતઃ ત્રણ ભેદ છે : સ્વરૂપની અપેક્ષાએ કે પ્રચલિત રીતે જાણવાપણાની અપેક્ષાએ તો શાસ્ત્રોમાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન તથા કેવળજ્ઞાન, એમ પાંચ ભેદો કહ્યા છે; તો આ ત્રણ ભેદો શી રીતે સમજવા ?

આના સમાધાનમાં કહે છે કે મતિજ્ઞાનાદિ પાંચ ભેદો જ્ઞાન, પદાર્થ અને ઉત્પત્તિના કારણોના ભેદોએ કરીને પડે છે. તમામ રૂપી પદાર્થોને અંગે થતું જ્ઞાન તે અવધિજ્ઞાન. જ્ઞાનાવરણીય કર્મના સંપૂર્ણ નાશથી થનારૂં જ્ઞાન તે કેવલજ્ઞાન. અહીં જે ત્રણ ભેદો કહેવામાં આવે છે તે પરિણતિની અપેક્ષાએ સમજવા. જગત્‌માં સમાન્ય રીતે પદાર્થોનુ જ્ઞાન શબ્દ વિના પણ હોય છે. એકન્દ્રિયાદિ જીવો જીવાજીવના પદાર્થને-ભેદ રૂપે ભલે ન જાણે, પણ પોતે જીવ છે, પોતાને શરીર છે, એમ સામાન્યતઃ જાણે, પણ પદાર્થપણે જ્ઞાન ત્યાં નથી.

હેયનો હેયરૂપે, જ્ઞેયનો જ્ઞેયરૂપે, ઉપાદેયનો ઉપાદેયરૂપે, આ રીતે વિભાગો ન થાય ત્યાં સુધી જાણેલા પદાર્થો પરિણતિ વગરના સમજવા. વૈષ્ણવો વગેરે જીવાદિ તત્ત્વોને માને છે. ગમે તે પ્રકારે પણ તેઓ બધા તત્ત્વોને માને છે. દરેક આસ્તિક મતવાળાઓ જીવ, અજીવ, પુણ્ય, પાપ, કર્મ આવવાનાં કારણો, કર્મને રોકવાના ઉપાયો વગેરેને માને છે: ટૂંકામાં શબ્દભેદે પણ તેઓ નવે તત્ત્વોને માને છે તો ખરા.

શંકા થશે કે તો પછી સમ્યક્ત્વી કોણ અને મિથ્યાત્વી કોણ ? અહીં જ પરિણતિજ્ઞાન તપાસવાની જરૂર છે. માત્ર શબ્દજ્ઞાનથી તપાસ પૂરી નથી થતી. શબ્દજ્ઞાનથી તો બધાય સમ્યક્ત્વી ગણાશે, પણ ખરી રીતે સમ્યક્ત્વી છે કે જેને પરિણતિજ્ઞાન થયું હોય. પરિણતિજ્ઞાન-વગરનો સમ્યક્ત્વી નથી. તેમાં પણ કહ્યું છે કે **जिनपन्नत्तं तत्तं** તત્ત્વ એ તત્ત્વ છે છતાં **जिनपन्नत्तं तत्त** એમ શા માટે કહ્યું ?

તત્ત્વાર્થકારે તો શ્રી જિનેશ્વર મહારાજને વચમાં નહિ લેતાં **તત્ત્વાર્થશ્રદ્ધાન** વગેરે કહી દીધું. તત્ત્વ એટલે પદાર્થનું સ્વરૂપ. બીજાઓની શાસનશૈલી ફક્ત પદાર્થ તરીકેની છે. બૌદ્ધોએ આર્યસત્યો માન્યાં. નૈયાયિક અને વૈશેષિકોએ પદાર્થોને પદાર્થ તરીકે માન્યા. પણ પદાર્થોમાં તત્ત્વ તરીકે માન્યતા તો જૈનોની છે. **નવ અત્થા હુંતિ નાયવ્વા** ન કહ્યું પણ **નવ (અત્થા) તત્તા હોતિ** કહ્યું. જીવાદિક પદાર્થો જ તત્ત્વો છે. 'તત્ત્વ' શબ્દ જૈનશાસનનો રૂઢ શબ્દ છે, તેથી જીવાદિક પદાર્થોની તત્ત્વ તરીકે શ્રદ્ધા થઇ અને તેથી જ જીવાદિ અર્થોમાં તત્ત્વ તરીકેની બુદ્ધિ તે સમ્યક્ત્વ–એમ **પ્રશમરતિ**માં જણાવ્યું. આ કારણથી ત્યાં 'જિનોક્ત' શબ્દ ન રાખ્યો તેમાં હરકત નથી, તત્ત્વ શબ્દની રૂઢિ જ એ શબ્દ જિનોક્તપણું સિદ્ધ કરે છે. 'પ્રકૃતિ' 'આર્યસત્ય' એ શબ્દો જેમ અન્યમતોમાં રૂઢિથી વપરાય છે, તેમ આપણા જૈનોમાં 'તત્ત્વ' શબ્દ વાપરવાની રૂઢિ છે.

## જ્ઞાનાવરણીયાદિ કર્મને જે જાણે જ નહિ તે તોડવાનો ઉદ્યમ ક્યાંથી કરવાનો ?

પદાર્થ પછી સ્વરૂપમાં જુઓ. અન્યમતવાળાઓ જીવને ચેતનવાળો માને છે; જૈનદર્શન પણ ચેતનામય કહે છે, તો એમાં ફરક શો ? અન્યોએ ઉત્પન્ન થયેલી ચેતનાનું સ્થાન આત્મા રાખ્યું એટલે અન્યમતની માન્યતામાં ચેતના સ્વભાવે ન રહી, એટલે તેને રોકવાવાળા કર્મ માનવાની પણ તેમને જરૂર રહી નહિ. **શ્રી જિનેશ્વરદેવના શાસન સિવાય કોઇએ જ્ઞાનને રોકવાવાળા એવા જ્ઞાનાવરણીય કર્મને માન્યું નથી,** ઘટપટ વગેરેમાં ચેતના ન થાય. જ્યાં સ્વરૂપે ચેતનામય છે એમ માન્યતા જ ન રહી એટલે જ્ઞાનાવરણીયાદિ કર્મ માનવાનાં ન રહ્યાં અને એ કર્મ માનવાનાં ન રહ્યાં તો તેનો નાશ માટે ઉદ્યમ કરે ક્યાંથી ?

આમ જ્ઞેયત્વની વ્યાપકતા ગણી. પદાર્થ ત્રણ પ્રકારના છે : જ્ઞેય, હેય અને ઉપાદેય, જ્ઞેય એટલે જાણવા લાયક. કેટલાક પદાર્થ માત્ર જાણવા લાયક જ હોય છે, જો કે હેય અને ઉપાદેય પણ જ્ઞેય તો છે જ એટલે એ દૃષ્ટિએ પદાર્થમાત્ર જ્ઞેય તો છે જ, છતાં કેટલાક પદાર્થો

હેય એટલે ત્યજવા લાયક છે. કેટલાક પદાર્થો ઉપાદેય એટલે આદરવા લાયક છે. હેયત્વ કે ઉપાદેયત્વ જાણ્યા વગર છોડી કે આદરી ન શકાય, માટે એ પણ જ્ઞેય તો છે જ.

નીતિકારોએ હેય, ઉપાદેય અને ઉપેક્ષણીય–એમ ત્રણ ભાગ રાખ્યા. જ્ઞેય વિભાગ જ ન રાખ્યો ! જ્ઞેયત્વ બધાંમાં મૂળ શાખા. તેમાંથી હેય, ઉપાદેય અને ઉપેક્ષણીય–એમ ત્રણ વિભાગ કર્યા. મતલબ કે નીતિકારોએ એ ત્રણ વિભાગ ફળ તરીકે જણાવ્યા. જૈનો સિવાયના લોકોએ જ્ઞાનને રોકનારું જ્ઞાનાવરણીય કર્મ જાણ્યું કે માન્યું જ નહિ તો પછી તેને તોડવાનો ઉદ્યમ તેઓના મનમાં કયાંથી થાય ?

આત્માને કેવળજ્ઞાનના સ્વરૂપે જાણવાની તાકાત કેવળ સમ્યક્ત્વીની છે. સૂક્ષ્મ એકેન્દ્રિયનો જીવ લો કે બીજો કોઈ પણ જીવ લો. તેમાં કોઈપણ જીવ કેવળજ્ઞાન વગરનો નથી. જીવ પદાર્થ સ્વરૂપે કેવળ-જ્ઞાનવાળો છે એ માન્યતા કેવળ સમ્યક્ત્વીની છે, જૈનમત વિના અન્ય કોઈપણ મતમાં આત્મા સ્વરૂપે કેવળજ્ઞાનવાળો મનાયો નથી. કોઇ પણ નાનો છોકરો કાચના કટકાને હીરો કહે છે, ઝવેરીનો છોકરો સાચા હીરાને હીરો કહે છે, પણ તેનાં તેજ, તોલ, કિંમતની બન્નેને ખબર નથી. એ જ રીતે અન્ય મતવાળા ‘જીવ જીવ’ એમ કહે છે. પણ એના કેવળજ્ઞાનમય સ્વરૂપની તેઓને ખબર નથી.

**શંકા :** દરેક જીવમાં કેવળજ્ઞાન છે, તો તે જીવ કેવળજ્ઞાનથી લોકાલોકપ્રકાશિત કેમ નથી થતો ?

**સમાધાન :** કેવળ જ્ઞાનાવરણીયકર્મ હોવાથી એ કર્મ સમકિતિને, મિથ્યાત્વિને, અભવ્યને તમામે માન્યું છે, એ કર્મ ખસેડી કેવળજ્ઞાન ઉત્પન્ન કરવાની ભાવના સમકિતીને થાય. જે કેવળજ્ઞાનાવરણીય માને નહિ, તેને ખસેડવાની કલ્પના પણ ન આવે. એવી જ રીતે કેવળ-દર્શનાવરણીય વગેરે કર્મોરૂપ આવરણો ખસેડવાનાં. ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય વગેરે અજીવ પદાર્થો તે પણ જૈનો સિવાય કોણે માન્યા ? શ્રી જિનેશ્વર મહારાજે કહેલું જીવનું સ્વરૂપ જે માને છે, તે જ મનુષ્ય જીવને કેવળજ્ઞાન સ્વરૂપવાળો માને છે, અને માટે જ તે કેવળજ્ઞાનાવરણીય કર્મને તોડવાનો ઉદ્યમ કરે.

## ધર્મકૃત્યો કરવાનો દાર્શનિક હેતુ.

અન્યમતવાળા ધર્મકૃત્યો શા માટે કરે છે? ઈશ્વરે આ બધું બનાવ્યું એના બદલામાં "હે ઈશ્વર! તેં પૃથ્વી, પાણી, હવા, વનસ્પતિ આદિ બનાવ્યાં એટલે તને ભજીએ છીએ" અન્યમતવાળાનું ઈશ્વરનું ભજન, ઈશ્વરે આ બધું બનાવ્યું તેના બદલામાં છે.

**આપણે ઈશ્વરને માનીએ છીએ ખરા, પણ બનાવનાર તરીકે નહિ. જીવાદિક પદાર્થોનું સ્વરૂપ બતાવનાર તરીકે, તથા અનંત ગુણવાળા હોવાથી ભક્તિ અર્થે ઈશ્વરને માનીએ છીએ, અને તે પણ કેવળજ્ઞાનાવરણીયાદિ કર્મ તોડવા માટે માનીએ છીએ.**

આપણે ઈશ્વરની ભક્તિ. સેવા, સ્તુતિ વગેરે કરીએ છીએ, તે આત્માના ગુણો પ્રગટાવવા માટે કરીએ છીએ આપણે જીવનું સ્વરૂપ ઓળખીએ તો તે પ્રગટાવવા પ્રયત્ન કરીએ તે માટે પરમેશ્વરે આપણને તે સ્વરૂપ બતાવ્યું. એટલે આપણે તો ઈશ્વરની આરાધના, સ્તુતિ પૂજનાદિ કોઈ પણ પ્રકારે કરીએ છીએ તે કર્મોને સંહરવા માટે જ પથ્થર, ધૂળ, ઢેફાં વગેરેને અજીવ તો સૌએ માને છે, જનાવર પણ માને છે, પણ એમ અજીવ માન્યાં કામ ન લાગે, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય પુદ્ગલાસ્તિકાય, કાળ વગેરેને માનો તો અજીવદ્રવ્યને માન્યા ગણાય આ અજીવ પદાર્થો શ્રી જિનેશ્વરદેવે બતાવ્યા છે, અને તેમના કથનથી મનાય છે

### મદ્રુકની દઢતા?

**ભગવતીજીમાં** એક દૃષ્ટાંત આવે છે. મદ્રુક નામનો શ્રાવક છે એ ભગવાન્ શ્રી મહાવીરને વંદના કરવા જાય છે. માર્ગમાં અન્ય મતના વિદ્વાનો કાલોદાયી તથા સેલોદાયી વગેરે બેઠેલા છે. સોનામાં એવો અવાજ નથી હોતો કે જેવો કાંસામા હોય. એ ન્યાયે એ માર્ગે અન્યમતવાળા પણ પોતપોતાના દેવના દર્શનાર્થે જાય છે. કાલોદાયી તથા સેલોદાયીને, મદ્રુક મહાવીરને વાંદવા જાય છે તેને ભરમાવવાનું તથા ત્યાં જતો રોકવાનું મન થયું. ધર્મક્રિયામાં વિઘ્ન નાંખવું એ જ તેમનું કાર્ય છે, અને વિઘ્નસંતોષીઓ એમાં જ આનંદ માને છે.

કોઈ દેરાસર બંધાવે, કોઈ ઉદ્યાપન કરે, કે સંયમ લે, ગમે તે પ્રકારે આત્મકલ્યાણ કરે, પણ વિઘ્નાનંદીઓ તો ખોડખાંપણ કાઢી, બખાળો કરી, ધાંધલ કરી, વિઘ્નો જ ઊભાં કરવાનાં કેટલાકો કાર્યને ખરાબ કહેશે, કેટલાકો પદ્ધતિને ખરાબ કહેશે, તો કેટલાકો મૂળમુદ્દાને ખરાબ કહેશે, પણ સારી ક્રિયામાં ખરાબી બતાવવી એમાં જ એમની બહાદુરી ! પ્રતિષ્ઠા હોય કે પૂજા હોય, સદનુષ્ઠાન ગમે તે હોય, પણ આરાધનાના પ્રકાર માત્રમાં હલકા પાડવા તથા એ પવિત્રમાર્ગમાં કાંટા વેરવા એ જ વિઘ્ન સંતોષીઓનું આવશ્યક કાર્ય થયું છે. ધર્મ કરતો કોઈ રોકાઈ કેમ જાય ? એ જ મનની મલીન ભાવના એઓની હોય છે. કેટલાકો જૈનધર્મને જ ડૂબાડનાર કહી મલીનતાનો પૂરેપૂરો પરિચય આપે છે.

મદ્દુકને ઊભો રાખી તેની પાસે શ્રી જિનેશ્વરદેવની પ્રામાણિકતાને ઉડાવી દેવાનો તેઓએ નિશ્ચય કર્યો. એને બોલાવ્યો અને અનેક કુયુક્તિઓ ઊભી કરી. ઉતરડ પાડવા ઇચ્છનારો નીચેનો એક ગોળો ખસેડે એટલે બસ ! આખી ઉતરડ પડવાની જ !

**શાસ્ત્રકારો તમને મિથ્યાદૃષ્ટિના પરિચયનો નિષેધ એટલા માટે જ કરે છે કે તમે જો ખસી ગયા તો તેથી માર્ગનો મહિમા ઘટવાનો નથી, પણ તમે જે મેળવી ચૂકેલા છો તે હારી જશો.**

કોઈ ફાંકો રાખે કે અમે નિર્ભર રહીશું તો પણ એ બહુ મુશ્કેલ છે, કોર્ટના કેસો તપાસો ! જે વખતે વાદી પ્રતિવાદીની દલીલો પેશ થાય છે, સામસામા વકીલોના ક્રોસ થાય છે, તે વખતે બુદ્ધિના કેવા પલટા થાય છે ? જ્યારે દુનિયાદારીની બાબતમાં આ હાલત છે, તો પરભવની, પુણ્યપાપની વાતોમાં તો તમે કેટલું ભેજું ધરાવો છો ? અતિ પ્રિય પદાર્થની યુક્તિમાં તમો નહિ ડગો તેની શી ખાત્રી ? જેમ જેને મિલકત મળે તેમ તેણે ચોરોથી હંમેશાં સાવધ રહેવું જોઈએ, તેમ જૈનશાસ્ત્રકારો કહે છે કે જેને શુદ્ધ શ્રદ્ધામાર્ગ

સાંપડયો, જેને તત્ત્વજ્ઞાન થયું હોય તેણે વિપરીત પ્રરૂપણાવાળાથી ડગલે ને પગલે સાવચેત રહેવાની જરૂર છે.

પેલાઓએ મદ્દુકને પૂછયું: 'અરે મદ્દુક ! તારા મહાવીર ધર્માસ્તિકાયાદિ પાંચ અસ્તિકાયની પ્રરૂપણા કરે છે તે તું માને છે ?'

મદ્દુક તો પરમ શ્રદ્ધાવાન હતો, માનતો જ હતો, શંકા હતી જ નહિ, એટલે તરત કહ્યું કે: "હા ! હા ! ! બરાબર માનું છું !!!"

પેલાઓ તો ખાલી બનાવટ કરવા માગતા હતા: આને અંધશ્રદ્ધાળુ વગેરે કહીને માર્ગથી ખસેડવા માગતા હતા: એટલે ફરી કહ્યું કે "જે વસ્તુ તારા જાણવામાં કે જોવામાં આવતી નથી તે વસ્તુને માત્ર મહાવીરના કહેવાથી માની લેવી તે માત્ર અંધશ્રદ્ધા છે કે બીજું કાંઇ ?"

વિચારો ! કેવો પથરો ફેંકયો છે ! અરૂપી ન દેખાય એ સ્પષ્ટ છે, પણ આવો પથરો ફેંકાય ત્યાં આત્માને બચાવવો શું સહેલો છે ? મદ્દુક તો પેલાઓને બરાબર ઓળખતો હતો તેમની ધારણા એ બરાબર સમજી ગયો.

બરાબર વિચારી તેણે તેમને પૂછયું કે—"પેલા બગીચામાં ફૂલો છે તેની ગંધ અહીં આવે છે તે તમો માનો છો કે નહિ ?" પેલાઓ ના શી રીતે કહે ? એટલે 'એમને એની ગંધ આવે છે' એમ કહેવું પડયુ, ત્યારે મદ્દુક કહે છે કે "હવે એ ગંધ પણ દેખાતી તો નથી ને ? છતાં તમો કેમ માનો છો ? નજરે ન દેખાતા પદાર્થો પણ અનુમાનથી સાબિત થાય તો તે માનવા જોઇએ. એમ તમારે માનવું જ પડશે ફૂલની ગંધ દેખાતી નથી પણ નાકને સ્પર્શે છે, અનુમાનથી સાબિત થતો પદાર્થ ન દેખાય તો પણ માનવો પડે."

ફરી બીજો પ્રશ્ન પૂછે છે કે—"આ જગતનો છેડો છે ખરો કે નહિ ?

મદ્દુકે જવાબ આપ્યો કે "જો છેડો ન હોત તો આપણે ભેગા મળત જ નહિ. જગતની ચારે બાજુ મર્યાદા ન હોત તો ભેગા થવાનો વખત આવત જ નહિ." અનુમાનથી સાબિત થાય છે કે કોઇ પણ પદાર્થ એ મર્યાદા કરનાર છે. અનુમાનથી સાબિત કર્યા પછી આગમવાદમાં ગયા સિવાય છૂટકો નથી. અનુમાનથી સિદ્ધ થયેલા પદાર્થોના ધર્મો

અને સ્વાભાવાદિનો નિશ્ચય કરવા માટે જ્ઞાનીનાં વચનની જરૂર પડે છે. ડ્રાઈવરની માફક જીવ જેવો કોઈક પદાર્થ આ શરીરમાં છે એમ તમે અનુમાનથી સાબિત કર્યું પણ પછી તેનો સ્વભાવ, ધર્મ, સ્થિતિ, વર્તમાન, ભૂત,ભવિષ્યના પર્યાયો આ સર્વ જ્ઞાનીનાં વાક્યો વિના સાબિત થતાં નથી.

**અનુમાને સિદ્ધ થતા પદાર્થોના સ્વરૂપાદિ જાણવા માટે શ્રી સર્વજ્ઞનાં વચનો જ આધારભૂત છે!**

આ રીતે ગતિમાં મદદ કરે તે ધર્માસ્તિકાય છે, આની સાબિતી કર્યા પછી એ અનુમાન અધર્માસ્તિકાયમાં પણ લગાડો. સ્વરૂપાદિની સિદ્ધિ માટે તો સર્વજ્ઞનાં વચન ઉપર જ જવું પડે. દરિયાપારના દેશને આ તરફ રહેલાએ જોયો નથી; પણ વૃદ્ધોના કહેવાથી કે વિશ્વાસપાત્રો ત્યાં જઈ આવ્યા તેથી જાણીએ છીએ અને માનીએ છીએ. એ જ રીતે અનુમાન કર્યા બાદ તેના સ્વરૂપાદિ માટે તો જ્ઞાનીનાં વચનોને અવલંબવું જ પડશે. આ સાંભળી કાલોદાયી અને શેલોદાયીને બોલવાનો ઉત્તર ન રહ્યો. તે કાળના મિથ્યાત્વીઓ પણ એટલા સારા હતા કે ઉત્તર મળ્યા પછી ચૂપ થઈ જતા.

મદ્દુક ભગવાન પાસે ગયો, વંદના કરી અને માર્ગની બીના કહી.

ભગવાને કહ્યું : "જો આડો ઉત્તર આપ્યો હોત તો તેઓ વિરાધક થાત"

જો તે આડો ઉત્તર આપે, અને પેલાઓ કહે કે–'બતાવ, ધર્માસ્તિકાય ક્યાં છે?' તો બતાવાય ક્યાંથી? તેનો ઉત્તર તો તું આપત કે આપણે જોએલું સ્વપ્ન બીજાને બતાવી શકીએ તો જ સાચું ગણાય એ કોનો ન્યાય? બધા પદાર્થો દેખાડી શકાય તેવા હોતા નથી.

ભગવાને કહ્યું કે–"આડો ઉત્તર આપ્યો હોત તો વિરાધક થાત" અર્થાત્ "હા! હા! દેખું છું" એમ કહ્યું હોત તો જ્ઞાનીઓનો વિરાધક થાત. કેવી રીતે? જેમ એક સોનાની ડબ્બી છે, તેને એકે સોનાની કહી, બીજાએ તેને પિત્તળની કહી. જેણે સોનાની કહી તેને પ્રત્યક્ષ જૂઠો ન કહ્યો પણ ડબીને પિત્તળની કહી એટલે સામાને જૂઠો ઠરાવી તો દીધો જ! એ જ રીતે અનંતા અરિહંત, ગણધર,

શ્રુતકેવળી તથા આચાર્યોએ અરૂપી પદાર્થોનું એ જ સ્વરૂપ કહ્યું છે કે છદ્મસ્થો અરૂપી પદાર્થને દેખે નહિ. હવે ત્યાં મટ્ટુક 'હું પોતે દેખું છુ' એમ કહે તો અનંતા અરિહંતાદિની આશાતના થાય, વિરાધના થાય, બાહ્ય જડ પદાર્થોને માનવામાં શ્રી જિનેશ્વર દેવને વચમાં ન લાવો તો ચાલી શકશે, પણ ધર્માસ્તિકાયાદિ અજીવ પદાર્થો માનવામાં શ્રી જિનેશ્વર દેવોને વચમાં ન લાવો તો ચાલી શકે નહિ.

મોક્ષને મેળવી આપનાર સાધનોમાં શ્રી જિનેશ્વરને માનવાની જરૂર છે. ધર્માસ્તિકાયાદિ અરૂપી અજીવ પદાર્થો શ્રી જિનેશ્વરદેવ વગર માની શકાય તેવા નથી. એ જ રીતે પાપપુણ્ય બંધાય છે. એમ સામાન્યતઃ તો બધા માને છે, પણ અઢાર પાપસ્થાનક દ્વારા પાપ થાય, ભૂત (પ્રાણી) પ્રત્યે અનુકંપાદિ દ્વારા પુણ્ય બંધાય, મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગો એ મારફત કર્મ જ બંધાય, એ તમામ માન્યતા શ્રી જિનેશ્વરદેવના વચનોથી થાય છે. અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રથી મોક્ષ મળે છે એ પણ એમનાં વચનથી જ મનાય છે.

**જ્ઞાન છે તો આવરણ છે! આવરણ છે તો તે દૂર કરવાના ઉપાય છે!!**

સ્વરૂપના ભેદે જ્ઞાનના પાંચ પ્રકાર માનવામાં આવ્યા છે જો જ્ઞાન પાચ પ્રકારનાં ન હોત તો પાંચ પ્રકારે જ્ઞાનાવરણીય કર્મ પણ માનવાનાં હોત નહિ. જો જ્ઞાનને આત્માનો સ્વભાવ માનીએ, અને તે જ્ઞાન પાંચ પ્રકારે માનીએ તો તે જ જ્ઞાનને આવરણ કરનારૂં જ્ઞાન-વરણીય કર્મ પાંચ પ્રકારે માનવું જોઈએ. ઇંદ્રિયોથી થતું મતિ, શબ્દદ્વારા થવાવાળું શ્રુત, રૂપી પદાર્થોને જણાવનારું અતીન્દ્રિય જ્ઞાન તે અવધિ જ્ઞાન, મનના પર્યાયોને જણાવનારું મનઃપર્યવજ્ઞાન અને રૂપીઅરૂપી સર્વે પદાર્થોને જણાવનાર કેવળજ્ઞાન છે, આ પાંચે જ્ઞાન આત્માના સ્વભાવમય છે, આ રીતે પાંચ ભેદ ન પડત તો પાચ પ્રકારનું જ્ઞાન તથા પાંચ આવરણ માનવાનો વખત રહેત નહિ.

સૂર્ય કે ચંદ્ર હોય જ નહિ તો તેને વાદળાં ઢાંકે છે એમ બોલવાનો વ્યવહાર કરાય જ નહિ, કેમકે વાદળાં કોને ઢાંકે? મતિજ્ઞાન,

શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન એમ પાંચ પ્રકારનાં જ્ઞાન ન હોત તો પાંચ આવરણો બોલવાને અવકાશ જ ન હોત. જ્ઞાનને લીધે આવરણો માન્યાં છે. આત્મામાં જ્ઞાન પણ પાંચ પ્રકારનું તથા એને રોકનારના આવરણના પાંચ પ્રકાર છે.

આ જ્ઞાનાષ્ટકમાં જે અધિકાર લીધો છે તે સ્વરુપભેદે કરીને લીધેલા જ્ઞાનનો અધિકાર નથી. શાસ્ત્રનાં વચનો શ્રવણ કર્યા પછી પરિણુતિ કેટલા પ્રકારની થાય તે જણાવવા માટે જ્ઞાનાષ્ટક છે. જેને જેને સાંભળવાને શ્રવણેંદ્રિય મળી તે તે બધા સાંભળે તો છે, પણ પરિણમન એ જૂદી ચીજ છે. જનાવરને તો પદાર્થ જ્ઞાન પણ નથી, તે અસંજ્ઞી મૂઢ છે, તે સાંભળે તો પણ તેને શબ્દજ્ઞાન કે પદાર્થજ્ઞાન પણ નથી. અહીં તો જેને પદાર્થજ્ઞાન થયું છે તેના ભેદો જણાવાય છે. જેને પદાર્થજ્ઞાન નથી થયું કે વિપરીત થયું છે તેનો અહીં વિચાર નથી.

**जीवाजीवा पुन्न, पावासवसंवरो य निज्जरणा व ।**
**बंधो मुक्खो य तहा, नव तत्ता हुंति नायव्वा ॥**

પદાર્થજ્ઞાન જેને થયું, તેને જીવાજીવાદિક નવ તત્ત્વોનું જ્ઞાન છે. પદાર્થજ્ઞાનવાળા જ્યારે પરિણુતિમાં જાય ત્યારે એનો તો નિશ્ચય જ હોય કે આ જીવાદિક જ તત્ત્વ છે. જગત્‌ના તમામ પદાર્થો જીવ અને અજીવ એ બેમાં આવી જાય છે. જીવવર્ગમાં કે અજીવવર્ગમાં ન જાય તેવો કોઈ પણ પદાર્થ જગત્‌માં નથી. પરંતુ એ તો પદાર્થ વિભાગ છે, પણ તત્ત્વવિભાગ નથી. તત્ત્વવિભાગ તો જીવાદિક તરીકે એટલે તત્ત્વ તરીકેનો વિભાગ શ્રી જિનેશ્વરદેવે જ કહેલો છે તે છે. અને તેથી **जिनपन्नत्तं तत्तं** કહીએ છીએ.

સામાન્યતઃ તમામ આસ્તિકો જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ એ નવ તત્ત્વોને અર્થથી તો માને છે. પણ ફરક ક્યાં છે? છોકરો પણ હીરાને હીરો કહે છે; ઝવેરી પણ તેને હીરો કહે છે. છોકરો તેનાં તોલ, તેજ, મૂલ્યાદિ જાણતો નથી; તે સમજ્યા વગર હીરો કહે છે, જ્યારે ઝવેરી તેને સમજીને કહે છે. શબ્દ તો બેય એક જ બોલે છે.

दानं धर्मानभिज्ञेभ्यो, वाचनादेशनादिना ।
ज्ञानसाधनदानं च, ज्ञानदानमितीरितम् ॥१॥

### પડવાનું હોય ત્યાં ધારી રાખનારની જરૂર છે.

શાસ્ત્રકાર મહારાજા કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજાએ ભવ્ય જીવોને ધર્મોપદેશ દેતાં ધર્મનું લક્ષણ જણાવતાં જણાવ્યું કે ધર્મનું લક્ષણ બે પ્રકારનું છે: ૧. દુર્ગતિથી વારણ, ૨ સદ્ગતિમાં ધારણ ધાતુની અપેક્ષાએ 'ધૃ' ધાતુથી ધર્મ શબ્દ બન્યો છે. તે ધાતુ 'ધારણ' અને 'પોષણ' બે અર્થમાં કહેવાય છે. અર્થાત્ ધર્મ તેને જ કહી શકાય કે જે ધારણ પણ કરે અને પોષણ પણ કરે. ધારણ કોને કરે? સ્હેજે સમજાય તેમ છે કે ક્રિયાપદ કર્તા કરણ આદિ વગરનું કદી પણ હોય નહિ 'ધૃ' એટલે ધારણ કરવું! જે ક્રિયામાં પાડવાનું હોય; પડનારી ચીજ હોય, પડવાનું સ્થાન હોય, ત્યાં ધારણ કરવાપણું હોય છે. પાડવાનાં સ્થળાદિ ન માનીએ તો ધારણ કરવાની વાત અસત્ય ગણાય

'આકાશ ધારી રાખ્યુ' એમ કોઈ બોલતું નથી, કેમકે આકાશ પતન પામનારી ચીજ નથી આકાશને કોઈ પાડતું નથી. આકાશને પડવાનું સ્થાન પણ નથી. પૃથ્વીના કંપારાથી, તોફાનના ધક્કાથી, સખત વાવાઝોડાથી કે મૂશળધાર વરસાદથી, ભીંત નબળી પડી હોય તો તેને ટેકો દેવામાં આવે છે અને તેને ત્યાં 'ધારી રાખેલ છે' એમ કહેવાય છે ત્યાં પડવામાં કારણ–કરણ વાયરો વરસાદ વગેરે છે, પડનાર ભીંત છે, પડવાનું સ્થાન જમીન છે. આ બધું હતું તો ત્યાં 'ધારી રાખી' એમ કહી શકાયું. અહીં પણ ધારી રાખે તે ધર્મ કહીએ છીએ માટે ત્યાં આ બધું વિચારવું.

વસ્તુના સ્વભાવને પણ ધર્મ કહેવામાં આવે છે. પણ તે પર્યાયાર્થ કે રૂઢ અર્થ છે પણ વ્યુત્પત્તિથી 'ધારી રાખે તે ધર્મ' એવો જ અર્થ થાય છે. પડવાનું સ્થાન હોય તો જ ત્યાં પાડવાનું હોય અને પડતાં પકડી રખાય, ધારી રખાય, અટકાવાય

દુર્ગતિપ્રપતજ્જન્તુધારણાદ્ ધર્મ ઉચ્યતે ।

દુર્ગતિમાં પડી રહેલા જીવોને, એટલે પડતા જીવોને ધારી રાખે તે ધર્મ કહેવાય. જ્યાં સુધી જીવ દુર્ગતિમાં પડતો હોય કે પડવાનો સંભવ હોય ત્યાં સુધી ધારી રાખવાનું બને છે. મનુષ્ય માંદો હોય ત્યારે છેલ્લા શ્વાસ સુધી પણ વૈદ્ય કે ડોકટરોના ઉપાય ચાલે; પણ મરી ગયા પછી ગમે તેવા નિષ્ણાત વૈદ્ય, ડોકટર, હકીમ હોય, કે તેમનાં ઊંચામાં ઊંચાં ઔષધો, ઈન્જેકશનો હોય પણ તે બધાં વ્યર્થ થાય છે. એ જ રીતે જીવ દુર્ગતિમાં ગબડી ગયો પછી ધર્મનું કાંઈ પણ ચાલતું નથી; પડતો હોય ત્યાં સુધી જ ચાલી શકે છે, માટે 'પ્ર' ઉપસર્ગ મૂકવો પડયો છે, એટલે 'દુર્ગતિમાં પડવા માંડેલાં' એવો તેનો અર્થ છે.

નજીકમાં પડી રહેલાને જો કે 'પડતો' કહી શકાય, કેમકે વર્તમાન-કાળના પ્રત્યયો નજીકના ભૂત અને ભવિષ્યકાળમાં પણ વાપરી શકાય છે, પણ 'પ્રપતત્' શબ્દમાં 'પ્ર' ઉપસર્ગ કહેવાથી 'પડવા માંડેલા' એટલે પડી રહેલા એમ કહેવાનો આશય છે; વળી તેથી પડવાનું સ્થાન પણ સિદ્ધ થાય છે, કેમકે સ્થાન વિના પડે કયાં? જેમ મરેલા જીવ માટે ઔષધો નકામાં છે, તેમ નહિ જન્મ પામેલા બાળક માટે વૈદ્યો ઔષધ મંગાવે તે નકામાં જ છે. 'તે રીતે દુર્ગતિમાં પડેલા (પડી ગયેલા) તથા ભવિષ્યમાં પડવાવાળા માટે પણ ધર્મ નકામો છે, પણ **પડવા માંડેલા જીવને ધર્મ ટકાવે છે.** ભીંતમાં ફાટ પડી હોય, ભીંત પડવા માંડી હોય, ત્યારે થાંભલાના ટેકાથી ટેકવીએ છીએ. આ જીવ દુર્ગતિમાં ગબડવા માંડે તો તેને તે વખતે ધારણ કરી રાખનાર ધર્મ છે. હવે વ્યુત્પત્તિ વાસ્તવિક છે કે કેમ? તે જોઈએ.

### પતન તો ચાલુ છે: મુશ્કેલી ચઢવામાં છે

'વાંઝણીનો છોકરો જાય છે' અથવા 'આ હાર આકાશના ફૂલનો છે' આ રીતે વાકયો બોલી તો શકાય, પણ ગણાય તે ગપાટા, કેમકે પુત્ર હોય તો સ્ત્રી વાંઝણી શાની? વાંઝણી કહી તો પુત્ર કયાંથી? આકાશને ફૂલ કેવાં? તે જ રીતે 'આ જીવ દુર્ગતિમાં પડેલો છે એમ માનવું શાથી?' એમ પ્રશ્ન થઈ શકે છે. ગતિ બે પ્રકારની છે: સદ્ગતિ અને દુર્ગતિ.

શ્રી જિનેશ્વરનાં તત્ત્વોને માનનારા જ્ઞાનીઓ સૂક્ષ્મથી માંડીને સિદ્ધ સુધીના જીવોને કેવળજ્ઞાન સ્વરૂપવાળા માને છે. જીવ કેવળજ્ઞાનસ્વરૂપ જ છે. એ શ્રીજિનેશ્વદેવના વચનથી જ મનાય. પોતે જીવ છે એ બધા જીવોને ખબર છે, પણ કયા પ્રકારનો જીવ છે તે જીવવિચારાદિક સમજેલો જ માને, એવી જ રીતે પોતે જીવ છે એમ ભલે બધા જાણે, પણ કેવળજ્ઞાનસ્વરૂપવાળો દરેક જીવ છે એમ તો શ્રી જિનેશ્વરદેવનાં વચનને જાણનારો અને માનનારો જ જાણી શકે, એમનાં વચનોને આધારે શ્રદ્ધા થાય ત્યારે તત્ત્વની શ્રદ્ધા થઈ સમજવી તેથી નવ તથા સાતને તત્ત્વો જણાવ્યાં છે.

શ્રી જિનેશ્વરદેવે કહ્યું માટે તેને જાણીએ તે પદાર્થજ્ઞાનઃ તેનો વિવેકથી વિભાગ કરીએ તે પરિણતિજ્ઞાન અને તે પ્રમાણે વર્તીએ આત્મસંવેદન જ્ઞાન.



* નિર્બળ પર એક એકનો હલ્લો હોય, બળવાન પર સમુદાયનો હલ્લો હોય [illegible] ના જ નમુના હોય, અને મરછીઓ આખા જૂથને પાણી પાવાનું [illegible], [illegible] રીતે આત્માએ [illegible] થવું ઘટે છે. કારણ કે એક એક પ્રદેશ પર કર્મની [illegible] વર્ગણાઓનો હલ્લો છે અને બળથી કામ ન લેવાય તો [illegible] (... ને ધ્યાનમાં રાખી) પાપને ન [illegible] કર્મ ભેદન [illegible] લેવું જ પડશે.



# ધર્મ અને જ્ઞાનધર્મ

દુર્ગતિનું વારણ કરે અને સદ્ગતિમાં ધારણ કરે તે ધર્મ. આ ધર્મ દુર્ગતિમાં પડી ગયેલા માટે નકામો છે, પણ દુર્ગતિમાં પડવા માંડેલાને જ ધર્મ પકડી રાખે છે. જો ધર્મ ન પકડી રાખે તો જીવ હેઠ નીચે જાય. **ધર્મ કરવામાં મહેનત પડે છે અને અધર્મ વગર પરિશ્રમે થાય** છે. આ ધર્મ દાન, શિયળ, તપ અને ભાવ ચાર પ્રકારે છે. જ્ઞાનદાન, એ અભયદાન અને ધર્મોપગ્રહદાન કરતાં ઉત્તમ છે. અભયદાન મુદ્દત અપાવે છે. જ્ઞાનદાન સર્વથા માફી અપાવે છે. જ્ઞાન એ નાગી સમશેર છે. નાગી સમશેર વાપરતાં આવડે તો બચાવ કરે નહિતર પોતાને પણ વગાડી બેસે જણાવવું માત્ર જ જ્ઞાનદાન નથી. દુનિયાદારીના નિર્વાહનું જ્ઞાન જ્ઞાનદાન નથી. જેનાથી જીવાદિ તત્ત્વો સમજાય, સમ્યક્ત્વ મળે, કષાય પાતળા થાય તે જ્ઞાનદાન છે.

દુનિયાના પદાર્થો ભાડૂતી ઘર જેવા છે, તેમ શરીર પણ ભાડૂતી ઘર જેવું છે આપણે શરીરના અધિકારી છીએ. અધિકાર વખતે માણસ ભલુ ન કરે તો અધિકાર ગયા પછી તેને ધિક્કાર જ મળે છે.

શરીરને પોષવા આહાર, વિષયો, સાધનો માટે જે પ્રયત્ન કરવામાં આવે છે તેનો જોખમદાર આત્મા છે. આ બધી શરીર માટેની લોનો છે. પણ લોન પાછળની સદ્ધરતા તો આત્માની છે. શરીર એ તો ગંદકીનો પટારો છે પણ મોક્ષમાર્ગમાં મદદગાર છે તેથી તેની ઉત્તમતા છે. ગંદા શરીરની આમ તો ફૂટી બદામની કિંમત નથી પણ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની સિદ્ધિના સાધન તરીકે શરીર અતિ કિંમતી છે.

આ શરીર માટે આત્માને કર્મ રાજારૂપ મારવાડી શરાફ બાપ મુઆના વાયદે ધીરે જાય છે. અને સેંકડોગણું વસુલ કરે છે. એક પણ કરેલ નાની ભૂલનો સેંકડો ગણો બદલો લે છે.

બ્રાહ્મી અને સુંદરીના આગળના ભવના જીવ પીઠ અને મહાપીઠે અંતર્મુહૂર્ત ઈર્ષ્યા કરી તેના પરિણામે તેમને મિથ્યાત્વ ગુણઠાણે લાવી મૂક્યા અને સ્ત્રીવેદ બધાવ્યો.

જ્ઞાનદાનનો ઉદ્યમ કરનારા આ ભવ–પરભવમા સુખ મેળવી કલ્યાણ સાધે છે.

જીવ દુર્ગતિમાં પડી રહ્યો છે તે શાથી માનવું ?

જીવ કર્મોના બંધનેથી બંધાએલો છે જે જીવ મિથ્યાત્વમાં જ માચેલો હોય, અવિરતિને વરેલો હોય, કષાયોથી ધૂંધવાતો હોય, તે દુર્ગતિ વિના બીજે ક્યાં જવાનો ? જો તેવાઓ સદ્ગતિમા જશે તો દુર્ગતિ કોના માટે ? જેણે ધર્મ પ્રાપ્ત ન કર્યો તેના માટે દુર્ગતિ નિશ્ચિત જ છે. ભારે વસ્તુ પડવા માડી તેને અટકાવનાર ન મળે તો તે ઠેઠ જમીન ઉપર પડવાની જ : અફળાવાની જ : ટીચાવાની જ ! જમીન ઉપર આવવું, ગબડવુ એ તો સ્વાભાવિક છે. વાતાવરણ જ એને નીચે લાવે છે તેને રોકવામા જ મહેનત પડે છે આ જીવ મિથ્યાત્વ, અવિરતિ, અને કષાયના વાતાવરણથી દબાયો છે; ભારે થયો છે. એને ધારણ કરનાર ન મળે તો દુર્ગતિમા પડવાનો જ ! ભારે વસ્તુને નીચે ઉતરવામા અને પડવામાં મહેનત નથી કે વિશેષ સમય લાગતો નથી. ઉપરથી પડે કે ધબ નીચે !

કર્મોથી ભારે બનેલા આ જીવને દુર્ગતિમાં જવું એ તો સ્પષ્ટ છે; તેમાં ઉપદેશ કે પ્રેરણાની કાંઈ જરૂર નથી સુજ્ઞોને એને માટે ઉપદેશ કે પ્રેરણા હોય પણ નહિ. ઉપદેશની કે પ્રેરણાની જરૂર હોય તો તે માત્ર ધર્મ કરવા માટે જ છે. જીવને ધર્મ કરાવવો હોય ત્યારે મૂંઝવણ થાય છે; શરીરને, વચનને, મનને, બધાને જોર પડે છે. અધર્મ કરવા તો બધા તૈયાર છે ! દુર્ગતિમાં જીવને લઈ જવા કર્મ તૈયાર જ છે ધર્મના પ્રયત્નમાં જરા ઢીલા થયા કે બાર વાગ્યા જ છે ! ધર્મ એક અંશે પણ કરવો હશે તો મહેનન પડવાની જ મહેનત કર્યા વગર છોકરાં પણ ઊંચે ચઢી શકતાં નથી. ધર્મ માટે મહેનત નહિ કરો તો ઊંચે ચઢી શકાશે નહિ ઉતરી તો રહ્યા છો જ. સીડી કે પર્વત ચઢવામા જોર તો પડવાનું જ પર્વતથી નીચે ઉતરવામાં તો પાછળનો પવનનો સુસવાટો પણ ગબડાવવા તૈયાર છે.

### અનાદિના દારૂડિયા.

કદાચ શંકા થશે કે જીવનો સ્વભાવ જો ઊંચે જવાનો તો નીચે જ ઉતરે છે કેમ ?

તમે જન્મથી દારૂડિયા કદી જોયા છે? પહેલાં થોડો થોડો દારૂ લે પછી વધારે લેતાં લેતાં દારૂડિયા થાય, તે એવા દારૂડિયા થાય કે ભાણામા પાંચ સાત પકવાન્ન હોય તો પણ દારૂ યાદ કરે! દારૂ વગર તેને પકવાન્નની લહેજત આવે જ નહિ. એમ કહો કે દારૂડિયો પકવાન્નને લાત મારે, ફગાવી દે. પણ દારૂ જતો કરવો તેને પાલવે નહિ. જો બે પાંચ વરસમાં દારૂડિયાની આ દશા થાય તો આ જીવ તો અનાદિકાળથી મિથ્યાત્વ, અવિરતિ, અને કષાયાદિથી રંગાયેલો છે. દારૂનું બે પાચ વર્ષનું વ્યસન જ્યારે ટાળવું–ટળાવવું ભારે પડે છે, તો આ જીવ તો મિથ્યાત્વાદિ ઝેરનો અનાદિથી કીડો છે; નવો વ્યસની નથી, તેને ધર્મરૂપી સાકર કે અમૃત કેમ રૂચે?

ઝેરનો કીડો સાકરને ઝેર સમજે છે, કેમકે તેણે ઝેરમાં જ મીઠાશ માની છે. તેમ મિથ્યાત્વ, અવિરિત તથા કષાયોમાં જ માચેલો ફૂદેલો એવો આ જીવ સમ્યક્ત્વ, વિરતિ અને ક્ષમાદિ ગુણોને ઝેર માને છે. અર્થાત્ :તેમને ઝેર જેવા માને છે. કર્મ તરફ ધસારાબંધ જીવ ધસી રહ્યો છે, અને ધર્મ કરવાની વાત આવે કે ધબાય નમ:! જેમ ડુંગર ચઢતાં કેડે હાથ દેવો પડે, હાંફી જવાય, છાતી ભરાય, તેમ, વિરતિ તથા ક્ષમાદિક ગુણોના સ્વીકારવામાં આત્માને પારાવાર મુશ્કેલી પડે છે, તેમાં તેને આનંદ નથી અને તે માટે તેનું લક્ષ્ય મંદ છે: કહોને કે નથી!

ઝેરના કીડાને સાકર તરફ આવવાનું મન પણ થતું નથી, કેમકે તેને ઝેરમા જ આનંદ આવે છે. તેમ આ જીવ અનાદિથી મિથ્યાત્વનો કીડો છે. તેને ધર્મરૂપી અમૃત તરફ જવું મુશ્કેલ પડે છે.

જીવ માત્ર દુર્ગતિ તરફ ધસી રહ્યો છે, તેને અટકાવે કોણ?

આ દશામાં બચાવનાર એક ધર્મ જ છે દુર્ગતિમાં પડતા અથવા પડી રહેલા જીવોને પડતાં અટકાવે, ધારી રાખે, તે ધર્મ. જો તમામ ક્રિયામાં ધર્મનું આરોપણ કરીએ તો અધર્મ રહેશે જ કયાં? પોતાનાં બાળકોને તથા કુટુંબને કોણ ખાવાપીવા, પહેરવા, ઓઢવા નથી આપતું? તો શું તેને દાન ગણવુ? સુખશીલીઓ મનુષ્ય પણ કુટુંબ માટે

કષ્ટ વેઠવા તૈયાર છે, કૂતરી પણ પોતાનાં બચ્ચાંને બચાવવાની ભાવનાવાળી છે, તો શું ત્યાં અહિંસા અગર દયારૂપી ધર્મ માની લેવો? આ રીતે ગણીએ તો તો ઉદારતા, પવિત્ર વર્તન, દુઃખ સહન કરવાપણું મનાય. સારા સંકલ્પો કોના નથી? વાસ્તવિક રીતે ધર્મ તે કે જે દુર્ગતિમાં પડતાં બચાવે.

**નાસ્તિક પણ મોતને માનવામાં આસ્તિક છે.**

દુનિયામાં સદ્‌ગતિ અને દુર્ગતિ માટે, પરલોક હોવા માટે, મોક્ષના અસ્તિત્વ માટે, સ્વર્ગ નરકાદિ ગતિ માટે, જો કે બે મત છે, પણ જગતભરમાં મોતને માટે તો ઢોલ વગાડીને એક જ મત છે એમ કહેવાય જો કે નાસ્તિક બીજું બધું નથી માનતો, પણ મોતને માન્ય વિના તેનો પણ છૂટકો નથી. આખી જિંદગી ધમપછાડા કરીને મેળવેલાં ધન ધાન્યાદિ પણ અહી મૂકીને જ મરવું પડે છે, એમ તો નજરોનજર નિહાળતો હોય છે અને તે સ્વીકારે છે. જ્યારે બધું મૂકીને જ જવું છે તો આ આરંભ, સમારંભ, પરિગ્રહ, કૂડકપટ, પ્રપંચ, લોભ વગેરે શા માટે?

જીવનની જરૂરિયાત કેટલી? ખોરાક–પોષાક પૂરતું ન મળે એમ નથી, તો વધારા માટે જ ધમાલ છે ને? તે વધારો કોના માટે? પુત્રાદિ માટે ને! છોકરા માટે છોલાવાનું પણ કબુલ છે ને! સંસારની માયામાં જેમ વધારે લપટાશો તેમ વધારે નીચે ઉતરવાનું છે, ગબડવાનુ છે, સ્ત્રી, પુત્ર, માબાપ કે કોઈપણ હોય, ગમે તેની પ્રત્યે માયાથી લેપાણા, તો એ દુર્ગતિમાં પડવાનું તો નક્કી જ છે, દુર્ગતિમાં પડતાં બચાવી રાખે, સ્વર્ગ કે મોક્ષમાં ધારણ કરી રાખે તે ધર્મ

ધર્મ સદ્‌ગતિને આપનારો એમ ન કહ્યું, પરંતુ દુર્ગતિથી બચાવનારો જ કહ્યો, કારણ કે દુર્ગતિમાં પડતો રોકાયો એટલે સદ્‌ગતિ સ્પષ્ટ જ છે. ધર્મ, સ્વર્ગ (દેવલોક) તથા અપવર્ગ (મોક્ષ) બન્નેને આપનાર છે. સમ્યગ્‌દૃષ્ટિ આત્મા વૈમાનિક દેવલોક સિવાયનું આયુષ્ય બાંધે નહિ. જે દેવલોકના રસ્તા તે જ મોક્ષના રસ્તા છે અને જે મોક્ષના રસ્તા તે જ દેવલોકના રસ્તા છે!

## જ્ઞાનદાનની વિશિષ્ટતા !

ज्ञानदानेन जानाति जंतुः स्वस्य हिताहितम् ।
वेत्ति जीवादि तत्त्वानि, विरतिं च समश्नुते ॥

ધર્મના ચાર ભેદ કહ્યા છેઃ ૧. દાન, ૨ શીલ, ૩ તપ, ૪ ભાવ. દેવું તે દાન એમ જગતમાં પ્રસિદ્ધ છે, પણ શાસ્ત્રકાર ત્યાં 'ના' કહે છે. કોઈને ઝેર દેવાય તો તે ધર્મ નથી. ગાય પાટુ (લાત) દે (મારે) ત્યાં ધર્મ કહેવાય ? જ્ઞાનદાન, અભયદાન તથા ધર્મોપગ્રહદાન એ ત્રણેનું દાન તે જ દાનધર્મ છે. તેમાં અભયદાન તો માત્ર મુદત અપાવે છે. પણ માફી નથી અપાવતું. જેને અભયદાન અપાયું તેને અમરપટો નથી મળતો. મોત જલદી થતું હતું તે વખતે તેને બચાવ્યો, પણ સર્વથા બચાવ અભયદાનથી થતો નથી. **જ્ઞાનદાન સર્વથા માફી કરાવે છે.** અભયદાન કર્મ તોડાવતું નથી. જ્ઞાન તેનાં કર્મ તોડાવે છે. યાવત્ મોક્ષ મેળવાવી અમરપટો જ્ઞાન જ અપાવે છે.

પંચેંદ્રિયમાં દેવતા ચ્યવી (મરી) દેવતા થતા નથી.

નારકી આપણા મારવાના વિષયમાં નથી. એટલે મનુષ્ય અને તિર્યંચ માટે મુખ્ય પ્રવૃત્તિ એ અભયદાન છે. અભયદાન સારૂં તે શાતાવેદનીયનું કારણ છે, છતાં જેને અભય આપવામાં આવે છે તેને અમરપટો મળતો નથી. **જ્ઞાનદાનમાં અમરપટો અપાવવાનું સામર્થ્ય છે.** પરંતુ જ્ઞાન એ નાગી શમશેર છે. વાપરનાર વિવેકી હોય, બાહોશ હોય તો શત્રુને સંહારે પણ જો તે દારૂડિયો હોય તો મિત્રને, શત્રુને અને પોતાને પણ કાપે ? સોનેરી ટોળીવાળા જુગારીઓ મૂર્ખા હોતા નથી. તેઓ મેજિસ્ટ્રેટનાં મગજ ખાઈ જાય છે. તેમનામાં તેવું અનર્થકારક પણ જ્ઞાન છે તથા જેઓ ધર્મના રસ્તે જોડાય છે તે પણ જ્ઞાનથી જ જોડી શકાય છે.

કયા જ્ઞાનદાનને ધર્મરૂપ કહેવાય ? કૂતરી પણ પોતાનાં બચ્ચાંને તેના ખપનું જ્ઞાન આપે છે. વાઘરી, કોળી, જુગારી અને ચોર પણ પોતાની કળા પોતાના વારસોને શીખવે છે, તો શું તેમને આપણે જ્ઞાનદાન આપનારા કહેવા ? દુનિયાદારીના નિર્વાહ માટે, અને વિષય-કષાયની-

પુષ્ટિ માટે અપાતા જ્ઞાનના દાતા જો જ્ઞાનદાતા છે, તો તો ધર્મના ઉપદેશની કાંઇ જરૂર **નથી.**

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, મોક્ષ, આત્મા, અને કર્મ વગેરેનું સ્વરૂપ જે જણાવાય તેનું જ નામ જ્ઞાનદાન છે.

આત્માના ઉદયને માટે, તેના કલ્યાણને માટે, અપાતું જ્ઞાન તે જ જ્ઞાનદાન છે

મિથ્યાત્વને હઠાવનારું, સમ્યક્ત્વ તરફ દોરનારું, કષાયોનો નાશ કરનારું જે જ્ઞાન અપાય, તેમજ ધર્મના અજાણને ધર્મ સમજાવાય તે જ જ્ઞાનદાન છે તેથી વ્યાવહારિક જ્ઞાનને જ્ઞાનદાન કહેવાય નહિ

દેશનાથી કે પુસ્તકોથી ધર્મનું જ્ઞાન દેવાય તે પણ જ્ઞાનદાન ! ધાર્મિક જ્ઞાનનાં સાધનો અપાય તેનો પણ જ્ઞાનદાનમાંજ સમાવેશ થાય છે

### તમામ સગવડવાળું છતાંયે ઘર ભાડાનું !

શાસ્ત્રકાર મહારાજા કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ મહારાજા શ્રીમદ્ હેમચંદ્રસૂરીજી, ભવ્ય જીવોને ધર્મોપદેશ આપતાં પ્રથમ સૂચવી ગયા કે દુર્ગતિથી આત્માને જે બચાવે તેને ધર્મ કહેવામાં આવે છે; આ લક્ષણથી ધર્મનું અદ્વિતીયપણું જણાવ્યું. આ દુન્યવી પદાર્થો, ભોગો અને તેનાં સાધનો, પૈસો, ટકો, સ્ત્રી, પુત્ર પરિવાર, વાડી–વજીફા, બાગ બગીચા, માળા મહેલાત, વગેરે જેની ઇચ્છા કરીએ, તે પદાર્થો મળ્યા પછી તેના રક્ષણાર્થે ચોકી પહેરા ગોઠવીએ છીએ ! મળેલાનો નાશ ન થાય બલ્કે વૃદ્ધિ થાય તે માટેના પણ સતત પ્રયત્નો કરીએ છીએ, પણ તે તમામ પદાર્થો ભાડાના ઘર જેવા છે.

ભાડાનું મકાન ખૂબ સુંદર હોય, છેલ્લામાં છેલ્લા જમાનાની તમામ સગવડવાળું હોય, અનુકૂળતામાત્ર તેમાં હોય, પણ ભાડું ભરીએ ત્યાં સુધી તેમાં રહી શકાય. ભાડું ભરવાનું બંધ થાય એટલે ત્યાંથી નીકળવું જ પડે છે. ભાડાના ઘરની મોજ ભાડું ભરીએ ત્યાં સુધી ખરી, પણ પછી તે સુખ પળનાર ટકી શકતું નથી; તેમ આ

શરીરરૂપી મકાનમાં કે પેઢીમાં આપણે ભાડૂત તરીકે પ્રવેશેલા છીએ. ગમે તેટલા દ્રવ્યાદિ પદાર્થોને ઈચ્છીએ, મેળવીએ, ભોગવીએ, સાચવીએ, વધારીએ, તેનો નાશ ન થાય. તે માટે કટિબદ્ધ રહીએ, પણ તે બધાનો સંબંધ કયા સુધીનો ?

પેઢી ઉપર હોય ત્યાં સુધી મુનિમ તમામ કામ કરે, પણ રજા દો પછી કેટલો સંબંધ ? કોટીધ્વજનો મુનિમ હોય, અરે ! વડો પ્રધાન હોય, રાષ્ટ્રપતિ હોય, પણ તે અધિકારથી ખસી જાય પછી તેની સત્તા કેટલી ? અધિકારપદે સ્થિત હોય ત્યાં સુધી ઓર્ડીનન્સનો પણ ચલાવે, ધાર્યું કરે, પણ સત્તા પરથી ખસ્યા બાદ તેનું કોઈ સાંભળે નહી ! અધિકાર કાયમી નથી, તે ચાલ્યો જવાનો છે, અને તેથી જગતને ફાયદો ન કર્યો; કનડગત કરી, તો જતી વખતે શું થાય ? ચાર સ્વાર્થીઓ ભલે માનપત્ર આપે, પણ, સાચી વસ્તુ સ્થિતિ સમજનારાઓ તો ખાસડાં અને ડુંગળી મોકલાવે છે. અમલદાર મોટો હોય તો પણ તેમને આવી ચીજો ટપાલમાં મોકલવામાં આવે છે.

આ શરીરના આપણે અધિકારી છીએઃ ગમે તો રાષ્ટ્રપ્રમુખ કહો, રાષ્ટપતિ કહો, જે કહેવું હોય તે કહો ! કલેકટર, ગવર્નર ખીસાં ભરે તો તેનો અંજામ અંતે શું આવે ? આપણે પણ શરીરાદિનું પોષણ જ કર્યા કરીએ તો ખાસડાં અને ડુંગળી મળવાનો જ વખત આવે ને ! અધિકાર વખતે જે ઉપકાર નથી કરતો તેનો અધિકાર જતાં 'અ' ઉડી જતાં ધિક્કાર મળે છે. ગવર્નર કે વાઈસરોય પોતાના વતનનું તો ભલું કરે છે ! જો તેમ પણ ન કરે તો તે કેવા ગણાય ? મૂર્ખ શિરોમણિ કે બીજું કાંઇ ?

આ શરીરમાં જીવ અધિકારી તરીકે આવેલ છે. પણ તે પોતાની સ્થિતિ સમજતો નથી કે પોતે કોણ છે ? કયાંથી આવ્યો છે ? અને કરવાનું શું છે ? ફકત દુનિયાની ભાંજગડમાં જ સમય વીતાવે જાય છે, ભાડુતી સાધનો માટે જ અમૂલ્ય એવું આયુષ્ય વેડફે છે, પણ પોતાની સાથે શું આવવાનું છે તેનો વિચાર કર્યો ? બાલ્કન લડાઈ વખતે જેણે જે દેશ (મુલક) લીધો તેને તે દેશ અંગેનું દેવું આપવું પડયું અને તે ભારે પડયું.

પોતાના દેશને બચાવવા રાજ્યો લોનો કાઢે છે. આપણને મળેલા દેશના રક્ષણ માટે લોન આત્માથી ઊભી કરવી પડે છે. આહાર શરીર ઇન્દ્રિયો, વિષયો અને તેનાં સાધનો માટે જે પ્રયત્નો કરવામાં આવે છે તેનો જોખમદાર કોણ? કર્મરાજા પાસેથી આહારાદિ માટે લેવાની પાપરૂપ લોનની જવાબદારી કોની? આત્માની! કારણ કે કર્મને ભોગવનારો આત્મા છે. ફળ શરીરને મળે અને તેની જવાબદારી જીવની છે. જે શરીરને અંગે લોન કાઢીએ છીએ તે ફક્ત ચામડિયાનું ઘર છે. તેમાં ચામડાં, હાડકાં, માંસ, ચરબી, અને લોહી જ ભર્યું છે. લોન કેવા પ્રદેશ માટે લેવી? સરકાર પણ સહરાના રણ માટે લોન કાઢતી નથી, નિપજ વિનાના પ્રદેશ માટે લોન કાઢવામાં ચોકખું દેવાળું જ છે.

આત્મારૂપી સરકારની આ કાયા એ ચોકખી મ્યુનિસિપાલિટિની મેલાની ગાડી જ છે. તેનું ઢાંકણું ખોલે ત્યારે શું થાય? ઓપરેશન વખતે જે દેખીને સગાવહાલાંને પણ ચીતરી ચઢે છે, અને ત્યાં ઊભા નથી રહી શકાતું. તે શાથી? અત્યારે તો એ લોહી વગેરે ચીજો ઢાંકણાંથી ઢંકાયેલી છે તેથી ખબર પડતી નથી, પણ શરીરની અંદર શી ચીજ છે તે તો ખ્યાલમાં લેવું જોઇએને!

## ગંદકીની તિજોરીરૂપ કાયાની કિંમત કલ્યાણ માર્ગે વાળવામાં જ છે!

જો શરીર એ ગંદકીની તિજોરી જ છે તો પછી તેની ઉત્તમતા કેમ ગણવામાં આવે છે? શહેરના રક્ષણ માટે ફરતી ખાઈ ઓ ખોદાય છે, તે ઊંડી હોય છે, પણ તે છે તો જરૂરી ખાઇઓ કાંઇ ઊંડા ખાડા માટે જરૂર નથી, પણ શહેરના રક્ષણ માટે જરૂરી છે. ખાઈ ખોદવાથી જગ્યા રોકાય છે, ખેતી બંધ થાય છે, પણ તેની કિંમત નગરના રક્ષણાર્થે છે. તેમ આ દેહ જરૂર ગંદકીની તિજોરી છે, પણ મોક્ષ માર્ગમાં મદદગાર છે, માટે તેની તેટલા પૂરતી ઉત્તમતા જરૂર છે. શરીરની ઉત્તમતા સ્વરૂપથી નથી, પણ વિરતિને સાધી મોક્ષ જે મેળવાય છે તે શરીરથી જ છે માટે તેની ઉત્તમતા કહી છે.

એક રાજાને ચાર કુંવર હતા. રાજાએ સૌથી મોટાને લોઢાની ખાણવાળો દેશ આપ્યો, તેનાથી નાનાને ચાંદીની ખાણવાળો દેશ આપ્યો તેનાથી નાનાને સોનાની ખાણવાળો દેશ આપ્યો અને તેનાથી નાનાને એટલે કે સૌથી નાનાને હીરાની ખાણવાળો દેશ આપ્યો. વાણિયામાં એવો રિવાજ છે કે ભાગમાં નાનાને સારી ચીજ મળે, જ્યારે રાજપૂતમાં મોટાને સારી ચીજ મળે. અહીં તો રાજપૂતના રિવાજથી ઉલટી વહેંચણી કરી હતી એટલે મોટા કુંવરે એ ફરિયાદ પ્રધાનને જણાવી. પ્રધાને યુક્તિ બતાવી કે 'તારે ખાણમાંથી લોઢું કાઢવું નહિ અથવા તો લોઢાની નિકાસ બંધ કરવી: જ્યારે મોં માગ્યાં મૂલ્ય આવે ત્યારે સમય સાધી લેવો.' જ્યાં લોઢું વેચાતું જ બંધ થયું ત્યાં ચાંદીની, સોનાની તેમજ હીરાની ખાણ નકામી થઈ ગઈ, કેમકે ખાણોની અંદરથી ચાંદી, સોનું, હીરા વગેરે કાઢવા શાથી ? કોદાળા વગેરે સાધનો કાંઈ હીરા વગેરેના તો ન બનેને ? સ્થિતિ એવી ઊભી થઈ કે ચાંદી, સોના તથા હીરાના ભાવે લોઢું ખરીદવાનું નક્કી થયું: અને તે વખતે જ પેલાએ લોઢું વેચ્યું અને તે માલદાર થયો.

અહીં વિચારવાનું એ છે કે લોઢામાં સ્વતંત્ર ઉત્તમતા નહોતી, પણ ચાંદી, સોનું તથા હીરાની ખાણને કારણે લોઢાની જરૂર; માટે તેની કિંમત અંકાઈ ! તેવી જ રીતે મલીન પદાર્થોથી ભરેલા આ ગંદા શરીરની એ હિસાબે ફૂટી બદામની પણ કિંમત નથી, પણ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ચારિત્ર આ ત્રણ રત્નોની સિદ્ધિ માટે તે ઉપયોગી છે અને માટે જ તેની કિંમત છે.

**દુનિયાનો એક પણ કાયદો કર્મ પાસે ચાલવાનો નથી**

આ દેહરૂપી પ્રદેશ હાડકાં, માંસ, લોહી અને ચરબીથી ભરેલો છે, ચામડેથી મઢેલો છે. નખથી માથા સુધીમાં એ જ ભર્યું છે હવે જો એવા આ શરીરના ખોરાક, ઇંદ્રિયોના વિષયો વગેરેના પોષણ માટે જ જો આત્મા રાતદિવસ જોખમદારી ઉઠાવે તો તેની વલે શી થવાની ? સહરાના રણની લોનમાં તો વ્યાજ આપવું પણ ભારે પડે; પછી આવકની તો આશા છે જ ક્યાં ? શરીર માટે જે જે ચેષ્ટાઓ

કરો છો તે શું જોઈને ? તેનું પરિણામ વિચાર્યું ? ભાડૂતી ઘરમાં જડી રાખવાનું ફરનીચર વધારો, તેમાં શુ વળે ? અરે ! તે ઘરમાં ભીંતે રતન જડાવો પણ ત્યાંથી નીકળો ત્યારે શું ?

દુનિયાદારીમાં તો નિયમ પણ છે કે વીસ વર્ષ રહ્યા પછી માલિકની સત્તા નથી કે એકદમ ભાડૂત પાસે મકાન ખાલી કરાવે ! અર્થાત્ મુદત થતાં ભાડૂત જ ભટ્ટારક (શેઠ–માલિક) બની જાય છે પણ આ શરીર રૂપી ભાડાનું ઘર તો એવું છે કે તમને નીકળવા માટે નોટિસ આપવાની નથી: અને કાઢવામાં આવે ત્યારે કશી દાદ ફરિયાદ કરાય નહિ ! અરે ! ભલેને તમો એમાં સો વર્ષ રહ્યા હો. પણ તમને અહીંથી કાઢવામાં તો એક સમય ! (ચાર સેકંડ લગભગ) અરે ! ક્રોડ પૂર્વનું આયુષ્ય હોય તોયે કાઢવામાં એક સમય ! પલ્યોપમ સાગરોપમના આયુષ્ય ભોગવ્યાં હોય તો પણ કાઢવામાં તો એક જ સમય ! દુનિયામાં તો તમે માલિકને વધારે ભાડાથી લલચાવો તો તમને તે વધારે રહેવા દે અને તે તમને નીકળવાનું ન પણ કહે, પણ આ શરીરરૂપી ઘરમાં તો એ કાયદો કે વાયદો ચાલી શકતો નથી.

માનો કે તમે દેવભવનું આયુષ્ય બાંધ્યું હોય ત્યાં દેવભવમાં ઘણું સુખ અને ઘણી સાહ્યબી છે, છતાં ત્યાંના અમુક વધારે વર્ષો રહેવાની બોલીએ પણ આ ભવમાં તમો રહેવા ઇચ્છો તો પણ ટકી શકાશે નહિ ચામડિયાનું ઘર જેવું આ શરીર છે. નવું ઘર કોઈ ભાડે પણ ન રાખે તેવા સ્વરૂપવાળું છે. છતાં આત્મા તેના ઉપર રોજ ને રોજ લોન કાઢી રહ્યો છે, અને જોખમદારી વધારી રહ્યો છે. વૉરલોનમાં જે નાણાં લઇ જવામાં આવે છે, તે નાણાંનો દારૂ–ગોળામાં ધૂમાડો થાય છે, પણ નાણાની જવાબદાર સરકાર થાય છે, માટે ભરનારનાં નાણાને વાંધો નથી એમ કહેવાય, કારણ કે પાર્ટી સદ્ધર છે.

આત્મા પણ પોતાના અનંતજ્ઞાન તથા વીર્યાદિ ધનની બાંહ્યધારીથી લૂંટી કરી કરીને દેવાદાર થાય છે શાહુકારીના વ્યવહારમાં શિરજોરીને સ્થાન નથી. કર્મરાજા પક્કો મારવાડી શાહુકાર છે !

કોઈ પાસે ન હોય છતાં 'આપુ સુએ બમણાં' લખી આપવા તૈયાર

હોય તો તેવાને પણ મારવાડી શાહુકાર ધીરવા તૈયાર છે ! કર્મરાજા પણ મૂઆ પછી લેવાની શરતના વખતે જ વધારે ધીરે છે. મૂર્ખ એવો આત્મા કર્મ રૂપ મારવાડી કહે તેમ લખી આપે છે. દુનિયામાં તો બમણા ત્રમણા ઘરમાં પેસી ગયા હોય તો હુકમનામું ન પણ થાય, પરંતુ કર્મરાજા તો દસગણું, અનંતગણું ફાવે તેમ લખાવે છે અને બરાબર વસુલ કરે છે.

## લેશ ઈર્ષ્યામાત્રથી સર્વાર્થસિદ્ધગતિની યોગ્યતાવાળા સાધુઓ સ્ત્રીવેદ બાંધે છે ! પહેલે ગુણઠાણે પટકાય છે ! !

શરીરની અપેક્ષાએ સોય ઘણી જ બારીક છે: છતાં જો તે મગજની નસને વિંધી નાંખે તો પરિણામ શું આવે ? અહીં એક વખત કરેલું કર્મ, તે પૌદ્ગલિક આનંદ કેટલો આપે ? તથા પુદ્ગલની બાજીને કેટલી પોષે ? તથા વિપાક કેટલો ? તેનું બમણું, હજાર ગણું, લાખગણું થાય તેમાં નવાઇ નથી. સોમલ રતીભાર હોય છતા પણ પાંચ મણના શરીરને—અરે ! હાથના પાંચસે મણના શરીરને પણ ખતમ કરી નાખે છે ને ! તેમ અહીં રતિભાર કાળું કૃત્ય પણ આત્માને પાયમાલ કરે તેમાં નવાઇ નથી. આ વાત કંઈ ભય ઉપજાવવા માટે નથી, પણ વાસ્તવિક છે.

એક ક્ષણ અપરાધ કરવાનું પરિણામ મહાપુરૂષને પણ શું આવ્યું ?

મહાપુરૂષે લાખ પૂર્વ સુધી સંયમ પાળ્યું છે, તપશ્ચર્યાના તો જેઓ નિધાન હતા, સમિતિ સાચવવામાં તથા ગુપ્તિનું રક્ષણ કરવામાં તો સતત પ્રયત્નશીલ હતા; વર્તમાનમાં પવિત્ર ચારિત્રવાળા હતા તથા ભવિષ્યમાં સર્વાર્થસિદ્ધિ [જેને નાની મુક્તિ કહેવામાં આવે છે ત્યાં] જવાની તેમનામાં યોગ્યતા હતી, પણ તેમણે એક ભૂલ એવી કરી કે બધાનો ઘાણ નીકળી ગયો.

ભરત–બાહુબલીનો જીવ પ્રથમના ભવમાં બાહુ–સુબાહુ હતા તથા બ્રાહ્મી અને સુંદરીનો જીવ પીઠ અને મહાપીઠ હતા. મહાવિદેહક્ષેત્રમાં આ ચારે જણાએ શ્રી તીર્થંકરદેવ પાસે સંયમ લીધું હતું. પીઠ અને મહાપીઠ જ્ઞાન.ધ્યયનમાં વધારે પ્રયત્નશીલ હતા જ્યારે બાહુ અને સુબાહુ વૈયાવચ્ચમાં વધારે ઉદ્યમી હતા. એક વખત કટોકટીનો પ્રસંગ

ઊભો થયો. સાધુઓ આપત્તિમાં આવી ગયા હતા, તે પ્રસંગે બાહુ અને સુબાહુએ વૈયાવચ્ચથી બધા સાધુની સુંદર માવજત કરી હતી.

ભગવાન શ્રી ઋષભદેવજીનો જીવ તે વખતે વજ્રસેન નામે મુનિ હતો. તેમણે સમુદાયમાં બાહુ-સુબાહુની પ્રશંસા કરતાં કહ્યું કે "બધા સાધુઓ બાહુ, સુબાહુની વૈયાવચ્ચથી આપત્તિનો પાર પામ્યા." આ પ્રશંસા સાંભળી પીઠ અને મહાપીઠને ઈર્ષ્યા થઈ. ઈર્ષ્યા ફોટાના ઊંધા કાચ જેવી બૂરી ચીજ છે. ફોટાના કાચમાં પગ ઉપર પડે છે અને માથું નીચે પડે છે. ઈર્ષ્યા પણ તેવી જ છે. બીજાના સારામાં પોતાનું નરસું, બીજાના નરસામાં પોતાનું સારૂં દેખાડનાર ઈર્ષ્યા જ છે. વજ્રસેનજીએ બાહુ-સુબાહુને વખાણ્યા, તેની પીઠ-મહાપીઠને ઈર્ષ્યા થઈ. તે પીઠ-મહાપીઠ જો કે પ્રગટપણે કોઈને કાંઈ કહેતા નથી, પણ માત્ર હૃદયમાં ગોખ્યા કરે છે કે 'કરે તેને ગાય !' માત્ર આટલા જ શબ્દો હતા, પણ તે હતા ઈર્ષ્યાના !

વૈયાવચ્ચ માટેનો ઉદ્યમ કે જ્ઞાન માટેનો ઉદ્યમ એકે ખરાબ નથી. પીઠ અને મહાપીઠનો મુદ્દો એ હતો કે વજ્રસેનજીની વૈયાવચ્ચ થઇ એટલે તે બાહુ અને સુબાહુને વખાણે જ ને ! વૈયાવચ્ચ કરી હતી તે વાત પણ સાચી હતી; એ જ વાત સીધા સ્વરૂપમાં કહેવામાં આવે તો તે સાચી હતી, વાસ્તવિક હતી, વસ્તુસ્થિતિને યથાર્થ સૂચવનારી હતી, ગુણની પ્રશંસા પણ હતી, પણ આ બન્નેનો મુદ્દો તો ઈર્ષ્યાનો હતો. 'આચાર્યાદિની માવજત થાય છે માટે તેઓ તેમનાં વખાણ કરે છે,' એ મુદ્દો પીઠ અને મહાપીઠનો હતો. બસ, આ ઇર્ષ્યાએ તેમને મિથ્યાત્વ-ગુણઠાણે લાવીને મૂકી દીધા.

સમજવા જેવું એ છે કે સર્વાર્થસિદ્ધિમાં જવાની યોગ્યતાવાળા જીવોને પણ ઈર્ષ્યાનું એક વાકય પણ મિથ્યાત્વ સુધી ધકેલે છે ! જો કે પીઠ અને મહાપીઠે સંયમ છોડયું નથી, વિરતિ છોડી નથી, આચાર્યાદિની ભકિત મૂકી નથી, જ્ઞાનાધ્યયનમાં વાંધો લીધો નથી, પણ ઈર્ષ્યા માત્રથી પહેલે ગુણસ્થાનકે પટકાયા ! 'નાક કપાય પણ ઘી મળે' તો કેટલાક તેમાં સંતોષ માને એ વાતને લગતી કહેવત છે કે

'નાક કટ્ટા મગર ઘી તો ચટ્ટા !' તેમ પણ અહીં થયું. ઈર્ષ્યાએ શું કરાવ્યું ? સ્ત્રીવેદ બંધાવ્યો અંતર્મુહૂર્તની ઇર્ષ્યાએ ચોર્યાશી લાખ પૂર્વ સુધી વેદાય તેવો સ્ત્રીવેદ બંધાવી આપ્યો. કર્મરાજા કેવો મારવાડી છે તે આ દૃષ્ટાંતથી સમજાય છે ? સાધુપણું નિર્મળ હતું, યોગ્યતા અનુત્તરવિમાનની (સર્વાર્થસિદ્ધ ગતિ)ની હતી, પણ ઇર્ષ્યાએ બીજા ભવમાં ચોર્યાશી લાખ પૂર્વ સુધીના સ્ત્રીવેદના સાણસામાં જકડી લીધા ! સપડાવી દીધા ! લખાવી લીધું ! કર્મરાજા છે આવા મારવાડી ! માફી કે એકલા પશ્ચાત્તાપથી પાપ સર્વથા ચાલ્યું જાય તેવો નિયમ નથી.

'આચાર્ય એટલે આચાર્ય નહિ; પણ ચાકરીના ચાકર' આવું આચાર્ય જેવા પરમેષ્ઠીપદે વિરાજમાન માટે ગણે તે સમ્યક્ત્વમાં કેમ ટકી શકે ? પાણીનો સ્વભાવ તો ડૂબાડવાનો છે, પણ બચાવવાવાળા માટે તો તારવાનો ! એક અંતર્મુહૂર્તની ગફલત ચોર્યાસી લાખ પૂરવનો ચૂરો કરી નાંખે છે ! ભૂલતાં ભૂલતાં પણ ભૂલ પર લક્ષ્ય જાય તો પણ કંઈક બચાવ છે, પણ ભૂલને ભૂલ જ ન માને તો ? કર્મરાજાની આવી વિષમતા છતાં આ ચામડિયાના ઘર ઉપર તાગડધિન્ના કરવા માટે આપણે પરભવમાં ફળો ભોગવવાની જવાબદારી વહોરવી તે સહરાના રણ ઉપર લોન લેવા જેવું છે. દુનિયાના બાહ્ય પદાર્થો માટે આત્મા જવાબદારીઓ તો ઉઠાવે જ જાય છે, પણ સરવાળે તો શૂન્ય ! શરીરમાંથી નીકળતી વખતે બધું અહીં જ ને ! પરભવ જતાં એક પણ ચીજની માલિકી છે ?

આ જીવને સાચું જ્ઞાન થયું નથી માટે તેની આ સ્થિતિ છે. અને એટલા માટે શાસ્ત્રકાર મહારાજા દાનધર્મમાં જ્ઞાનદાનને પ્રથમ સ્થાન આપે છે, ધર્મને ન જાણનારને દેશના આપીને કે પુસ્તકથી શુદ્ધ સમજણ રૂપ સમ્યગ્જ્ઞાનનું દાન દેવું તે જ્ઞાનદાન છે અને તે ઉત્કૃષ્ટ દાન છે. જગતની અક્કલે (દુનિયાદારીના જ્ઞાનથી કે વિજ્ઞાનથી) જગતના પદાર્થો જણાવવાના થાય છે પણ આ **જ્ઞાનદાન તો આત્માને ભવાંતરના પદાર્થો બતાવે છે,** પરોક્ષ છતાં પ્રત્યક્ષની જેમ સાક્ષાત્કાર કરાવે છે. જગત તરફ ઝૂકાવનારૂં જ્ઞાન જગત માટે જરૂરી હોય

તો પણ આત્મા તરફનું જ્ઞાન ન મળે ત્યાં સુધી આત્માનો ઉદ્ધાર થાય નહિ. આત્માનું હિતાહિત, જીવાદિક તત્ત્વોની ઓળખાણ, વિરતિનો લાભ; અવિરતિનું નુકશાન, તે બધું જ્ઞાનથી જણાય છે, માટે જ્ઞાનદાન પ્રથમ પ્રશંસાપાત્ર છે. આવું જ્ઞાનદાન દેનારો પોતે કેવળ જ્ઞાન મેળવી મોક્ષે જાય છે, અને તે શાશ્વત્ સુખનો અધિકારી બને છે. ધર્મમાં પ્રથમ ભેદ દાનનો છે અને તેમાં પણ જ્ઞાનદાન મુખ્ય છે. જ્ઞાનદાનનો ઉદ્યમ કરનાર આત્મા આ ભવ–પરભવમાં સુખ મેળવી, કલ્યાણને પામશે, અર્થાત્ મોક્ષ સુખમાં વિરાજમાન થશે.

સંસાર અનુભવથી બહાર નથી તેને મૂળથી જો જાણતા નથી તો પછી પોતાને વિષે સાહસથી આ લોકો સર્વજ્ઞપણાને ધારણ કેમ કરે છે ? અથાત્ સર્વજ્ઞપણાને ધારણ કરવુ તે સાહસ છે.



# ધર્મનો પાયો યાને ચાર ભાવના

[ અનાજ વિના ભૂખે મરાય; પાણી વિના તરસ ન છીપે પણ ધર્મ વિના કશું અટકતું નથી. આંબાની કેરી, પાંદડાં બધાં ભલે કામમાં આવતાં હોય; મૂળિયાં કામમાં ન આવતા હોય છતાં મૂળિયાં વિના કેરી, પાંદડાં ટકવાનાં નથી, તેમ ધર્મ વિના ધન વગેરે કાંઈ ટકવાનું નથી.

તિર્યંચો કરતાં પણ માનવજીવનમાં વિષયોની મોંઘવારી છે. માનવભવની ઉત્તમતા કાર્યાકાર્યની વિવેકતાને લઈને છે.

**સૌને ધર્મી થવું ગમે છે પણ ધર્મ કરવો નથી.** આથી શબ્દપ્રીતિ છે પણ પદાર્થપ્રીતિ નથી.

મૈત્રીભાવનાના ત્રણ પગથાર છે :

૧. કોઈ પણ પાપ ન કરો

૨. કોઈપણ દુઃખી ન થાઓ.

૩ દરેક ચિદાનંદ સ્વરૂપવાળા થાઓ.

બીજાના દુખનો નાશ કરવાની બુદ્ધિ તે કરુણા.

બીજાના સુખમાં આનંદ તે મુદિતા.

ચોથી ભાવના છે મધ્યસ્થવૃત્તિ.

**परहितचिंता मैत्री परदुःखविनाशिनि तथा करूणा ।**
**परसुखतुष्टिर्मुदिता परदोषोपेक्षणमुपेक्षा ॥१॥**

ધર્મ એ જીવન–ધન–શરીર અને કુટુંબાદિકના ભોગે પણ આદરણીય અને જરૂરી ચીજ છે.

### શું બીનજરૂરી ચીજ ધર્મ છે?

શિષ્યશંકા–શ્રવણ કરનાર શિષ્ય શંકા કરે છે કે "હે ભગવંત! આપ તો ધર્મને અગ્રપદ આપો છો અને ધર્મને જીવન–ધન–શરીર–કુટુંબાદિકના ભોગે આદરવાનો જણાવો છો, પરંતુ તે ધર્મની

જરૂરીઆત જ શી? કેમકે તે ધર્મ વગર કંઈ પણ અટકતું નથી અનાજ વગર ભૂખે મરાય, પાણી વગર તૃષાથી તરફડાય, કપડા વગર શીતાદિ-કષ્ટથી હેરાન થવાય અને મકાન વગર શાંતિ અને આરામ ન અનુભવાય એટલે તે જરૂરી ગણાય, પણ ધર્મ ન હોય તો હરકત શી? અર્થાત્ તેની જરૂરીઆત શી રીતે ગણવી?

વળી જો કે ધન એ ખાવા-પીવા અને પહેરવા-ઓઢવાના ખપમાં ન આવે, પણ એ ધનથી દુનિયાભરની દરેક વસ્તુ ખરીદી શકાય છે, તેમજ મેળવી શકાય છે, તેમજ તે દ્વારા આનંદ પ્રાપ્ત કરી શકાય છે તે આવવાથી ફાયદો થતો હોવાથી પણ જરૂરી ગણાય પરંતુ ધર્મ નહિ આવવાથી નુકશાન નથી, તેમ એના આવવાથી ફાયદો પણ દેખાતો નથી. એક મનુષ્યે ધર્મ કર્યો અને બીજાએ ધર્મ ન કર્યો, કરનારને નફો થયો અને નહિ કરનારને નુકશાન થયું એમ કાંઈ દૃષ્ટિગોચર થતું નથી. જરૂરી તે જ ગણાય કે જેના "ન આવવાથી અડચણ હોય અથવા આવવાથી ફાયદો હોય" અર્થાત્ એ ઉપરથી જગત્‌માં બીન જરૂરી ચીજ ધર્મ છે એમ નક્કી થાય છે આવી રીતે શિષ્ય શંકા કરે છે.

### શંકા સમાધાયક દૃષ્ટાંત અને સમજણ

સમાધાન આપતા પૂજ્ય ગુરૂવર્યશ્રી જણાવે છે કે એક મુસાફર રસ્તે જતો હતો, આંબાને ઝાડને અંગે તેણે બહુ વિચાર કર્યો. વિચારના અંતમા તે બોલ્યો કે—આ આંબાના આમ્રફળ-કેરી તે ખાવામાં, આ આંબાની માંજરો કાનની શોભા વધારવામાં, અને આ પાંદડાં મંગલકારણે તોરણમાં અને લાકડાં મકાનમાં કામ આવે છે, પણ આ આંબાનાં મૂળિયાં કે જે જમીનમાં ઘણાં ઊંડા ગયેલાં છે, તે તો કશા કામમાં આવતાં નથી. આંબાનાં લાકડાં તો મકાન બનાવવાના કામમાં આવે છે પણ મૂળિયા તો તદ્દન નકામાં છે!!!

આવું બોલનાર મુસાફરને રસ્તે ચાલનાર બીજો સમજુ, અને અનુભવી મુસાફર સમજાવે છે કે "મહાનુભાવ! આમ્રફળ-માંજર-પાંદડાં-અને લાકડાં એ બધા મૂળિયાંના ભરોસે જ છે. મૂળ કપાયા પછી આંબો પડી જાય અને કેરી, પાંદડાં, મોગરો પહેલાનાં હોય તે

દેખાય, પણ ત્રણ દિવસ પછી સુકાય અને પરિણામે નામનિશાન પણ ન રહે અને નવાં તો થાય જ નહિ. એટલે દેખાવમાં મૂળિયાં કામ ન લાગે, પણ પરિણામે બુદ્ધિપૂર્વકની વિચારણા કરો તો બધાનો આધાર મૂળ પર છે.

તેવી રીતે દેખાવમાં ધર્મ એ ખાવા–પીવા–પહેરવા–ઓઢવા–રહેવા વગેરે વ્યાવહારિક કાર્યમાં કામ ન આવે, પણ તે દરેક મળે છે શાથી? તેનુ મૂળ વિચાર્યું? ખાવાપીવા–ઓઢવાની ચીજો દેખે અને તેનું મૂળ ન દેખે તે શા કામનું? માટે **ધર્મ એ જ જીવનની જડ છે. જગતભરના દરેક વ્યવહારની ઊંડી જડ ધર્મ છે.**

## માનવ જીવનમાં વિષયોની મોંઘવારી

વિચારકોએ વિચારવું જોઈએ કે આપણને મનુષ્ય કોણે બનાવ્યા? આપણને મનુષ્ય અને બીજાને ઢોર કેમ બનવાનું થયું? આનું નામ પક્ષપાત ખરો કે નહિ? કહેવું પડશે કે પક્ષપાત નહિ, પણ નસિબદારીનો નતીજો છે. જે નસિબદારીના અંગે આપણે મનુષ્ય થયા અને જે વિના તે ઢોર થયા. મનુષ્યની કિંમત સમજતા હો તો ધર્મની કિંમત ગણવી જ પડશે. કેટલાક ધર્મના અર્થી પણ મનુષ્યજીવનની કિંમત વિષયભોગથી ગણે છે, પણ વિષયભોગના સાધના રૂપ–મનુષ્ય જીવન ગણાવતા હો તો વિધાતાને શ્રાપ દેવો જોઇએ, કેમકે જે વિષયોની ઇચ્છા મનુષ્યજીવનથી કરો છો, તે વિષયોની મોંઘવારી જ આ મનુષ્યજીવનમાં છે અને તિર્યંચપણામાં તે વિષયોની સોંઘવારી છે.

જાનવરને કુદરતી ખોરાક લેવાનો છે, ત્યારે તમારે સંસ્કાર કરેલા ખોરાકે જીવન છે, સ્વાભાવિક ખોરાકે મનુષ્ય જીવી ન શકે, માટે વિધાતાને શ્રાપ દેવો પડે. રાજાનો મોટો બગીચો હોય, ત્યાં મનુષ્યો માટે જ ત્યાં જઈને સુગંધ લેવાને પ્રતિબંધ છે, પણ ચકલાં ભમરા–પક્ષીઓ માટે પ્રતિબંધ નહિ. રાજામહારાજાઓના મહેલમાં સારાં રૂપ કે સુંદર ગાયનોના શબ્દો સાંભળવા માટે મનુષ્યને પ્રતિબંધ છે, તિર્યંચોને તે પ્રતિબંધ નહીં. તે તિર્યંચો રાણીઓનાં રૂપ જોઇ અને ગીત સાંભળી શકે. મનુષ્ય રાણીનું રૂપ અથવા ગીત સાંભળવા જાય તો

તરત પહેરેગીર તેને અટકાવે. આથી મનુષ્યપણામાં સ્પર્શ, રસ, ગંધ, શબ્દ, રૂપ વગેરે વિષયો મોંઘા છે અને તિર્યંચપણામાં તે સોંઘા છે જો વિષયોના હિસાબે મનુષ્ય જિંદગી ઉત્તમ માનતા હો તો તે મનુષ્યપણા કરતાં તિર્યંચપણું સારૂં ગણવુ કે જ્યા ઇંદ્રિયના વિષયો વગર મહેનતે પ્રાપ્ત થાય છે. વળી મનુષ્યપણામાં તો માથું ફોડી શીરો ખાવાનો છે.

જુઓ, મનુષ્યપણામાં એક સ્ત્રી માટે કેટલા બંધનમાં બંધાવવું પડે છે? રાજાનું લેણું હોય તો અમુક મુદતની કેદ, પરંતુ સ્ત્રી લેણાની મુદત નહિ; તેમાં તો જિંદગી સુધી કેદખાનું ભોગવવાનું. પત્ની ભરણ-પોષણની ફરિયાદ માંડે તો પહેલી એક મહિનાની કેદ, ફરી બીજા મહિને ભરણપોષણ ભરપાઈ ન કરે તો બીજા મહિને કેદ, તેમ જ્યાં સુધી ભરણ–પોષણનું લેણું ના ભરે ત્યાં સુધી કેદખાનામાં રહેવું જ પડે એટલુ જ નહિ, પરંતુ સ્ત્રી હજાર રૂપિયા કમાતી પણ હોય છતાં પણ આદમીએ ભરણપોષણ આપવું જ જોઈએ

ઇંદ્રિયોના વિષયો મનુષ્યપણામાં એટલા બધા મોંઘા છે. ત્યારે તિર્યંચપણામાં સ્ત્રીનું બંધન નથી કશી જવાબદારી નથી. માટે વિષયની અપેક્ષાએ મનુષ્યપણું જો ઉત્તમ માનતા હો તો વિધાતાને શ્રાપ આપજો કે કયાં મને મનુષ્ય બનાવ્યો? આ કરતાં તિર્યંચ કે રાજાના ઘેર કૂતરો બનાવ્યો હોત તો રાણીના ખોળામાં બેસી બધા વિષયો મફત ભોગવત. તત્ત્વજ્ઞોએ વિષયો માટે મનુષ્ય જિંદગી ઉત્તમ માની નથી, પરંતુ ધર્મ અને વિવેક માટે મનુષ્યમાં જ સ્થાન છે, અને વિવેકદશા કે ધર્મને તે તિર્યંચ કે અન્યગતિમાં સ્થાન નથી ધર્મ કરવાનુ સ્થાન જો હોય તો માત્ર મનુષ્યપણામાં જ છે, કારણ કે વિવેક અથવા ધર્મ તે મનુષ્યજિંદગીમાં જ છે.

વળી ઇંદ્રિયોના વિષયોના વિવેક જાનવરો પણ સારી રીતે કરે છે. કીડી મીઠો સ્વાદ હોય ત્યાં જાય છે, કરિયાતાના પાણી ઉપર કીડી ચઢતી નથી. ગધેડું પણ પેસાબ પીતું નથી. સુંદર શબ્દ માટે હરણિયા, અને સર્પ પણ શબ્દને ઓળખે છે અને સાંભળવામાં એવા તલ્લીન થઈ જાય છે કે પોતાના પ્રાણની પણ દરકાર કરતા નથી.

ભમરો સુગંધમાં એવો આસક્ત થઈ જાય છે કે હમણાં થોડી સુગંધ લઈ ઉડી જાઉં છું. એમ કરતાં સૂર્યવિકાસી કમળો સૂર્યાસ્ત-સમયે બીડાઇ જાય છે ત્યારે તે અંદર રહી જાય છે અને બીજે દિવસે સૂર્યોદય થાય અને કમળ ઉઘડે તે પહેલાં તો જ્યારે હાથી આવી કમળનું ભક્ષણ કરી જાય છે ત્યારે તે સાથે ભમરો પણ અંદર મરી જાય છે.

સ્પર્શઇંદ્રિયના વિષય માટે હાથીનું દૃષ્ટાન્ત અપાય છે. હાથણીનું ચિત્રામણ કરીને કે દાભની હાથણી બનાવીને જંગલમાં હાથીને બતાવો એટલે તે જોતો જોતો ખાડા તરફ ખેંચાઇ આવે છે, અને તેમાં અંદર પડે છે, ભૂખ્યો તરસ્યો કેટલાય દિવસ સુધી રહે છે. જે સ્વતંત્રપણે અરણ્યોમાં ફરતો હતો તેને પણ અંકુશ તળે રહેવું પડે છે. અર્થાત્ ઇંદ્રિયોના વિષયોનો વિવેક અને ફળો તો જાનવરોને આપણાં કરતાં પણ અધિક છે, તો તેવા વિષયોના વિવેકને અહીં નહીં લેવો પરંતુ કાર્યાકાર્યનો વિવેક અને પુણ્યપાપનો જે વિવેક તે માત્ર મનુષ્યપણામાં જ છે, જાનવરો જન્મે, મોટા થાય, ચરી આવે, મજુરી કરે અને જિંદગી પૂરી થાય એટલે ચાલતા થાય. આપણે પણ જન્મ લઈએ, કુટુંબ માટે વેપારધંધો કરીએ, વિષયો ભોગવીએ અને જાનવરની માફક જિંદગી પૂરી કરી ચાલતા થઈએ; તો પછી આપણામાં અને જાનવરમાં ફેર શો છે?

### ક્યાંથી આવ્યા? અને ક્યાં જશો?

આત્માએ પ્રથમ અંધત્વ ટાળવું. આંખનો સ્વભાવ છે કે આખા જગતને પોતે દેખે, માત્ર પોતાને પોતે ન દેખે. આંખમાં લગીર રજ પડી હોય તો પોતે તે ન દેખે, પોતાની આંખમાં લાલાશ કે ફૂલું પડયું હોય તો પણ પોતે તે ન દેખે, તેમ આ આત્મા અનાદિકાળથી પોતાને માટે પણ અંધ છે, જગત માટે તો દેખતો છે. ધન કુટુંબ-કબીલો, ઘર, હાટ, શરીર માટે તે વિચાર કરે, જગતની નિષ્ફળ વસ્તુની જંજાળ કરે, પણ હું કોણ? ક્યાંથી આવ્યો? ક્યાં જઈશ? મારું સ્વરૂપ કયું? ઇત્યાદિક વિચારણા તે ન કરે.

આપણે ઘેર ઘોડો, ગાય, બળદ હોય તે જિંદગી એમની એમ-

પૂરી કરે છે. તેઓ પોતે પોતાનો વિચાર કરતા નથી, 'હું ક્યાંથી આવ્યો ? અને ક્યાં જઇશ ?' તે ન સમજીએ તો આપણે જાનવરથી જરા પણ અધિક નથી જિનેશ્વર ભગવંતોએ અને ગણધર મહારાજાએ એ જ ઢંઢેરો પીટયો હતો કે આ વસ્તુ પ્રથમ જાણો અને સમજો. તે વસ્તુ એ છે કે મારો अत्थि मे आया उववाईये० આ મારો આત્મા ભવાંતરથી આવી ઉત્પન્ન થયો છે અને અહીંથી નીકળી બીજે ઉત્પન્ન થવાનો છે.

આ જન્મ એક મુસાફરખાનું છે. કોઇ એક બાવાજી ફરતા ફરતા બાદશાહના મહેલમાં ઉતર્યા એટલામાં રાજાનો પહેરેગીર આવ્યો અને તેણે બાવાજીને કહ્યું, કે 'બાવાજી ! ઇધર કયું ઠેરે ?'

બાવાજી કહે કે 'સરાઇ હૈ ને ?'

પહેરેગીરે કહ્યું : 'યહ સરાઈ (મુસાફરખાનું) નહીં હૈં, પરંતુ બાદશાહકા મહેલ હ' પહેરેગીરે ઘણું ઘણું કહ્યું પણ પેલા બાવાજી કહે છે કે 'એ સરાઈ હી હૈ'. પહેરેગીરે બાદશાહ પાસે જઇ ફરિયાદ કરી કે એક સાંઈ મહેલમાથી બહાર નીકળતા નથી; બાદશાહ જાતે આવ્યા; તેણે સાંઈને નમસ્કાર કર્યો અને હવે આ યોગીએ હઠ પકડી છે, માટે બીજે રસ્તે કામ લઇએ, એમ ધારી બાદશાહ બાવાજીને કહે છે કે 'હમારા મહાન સદ્ભાગ્ય હોવે તબ હી આપ જૈસે સજ્જન સતકા સમાગમ ઔર દર્શન હોતા હૈ, લેકિન આપકે ધ્યાનમેં ઇધર શાંતિ નહીં રહેગી, ઓરત લોક ઔર નોકર લોકોકા જાના આના હોગા. આપકી શાંતિમે ભંગ હોગા ઇસસે શાંતિકા સ્થાન ખોજ લો.'

બાવાજી કહે, 'ઇધર શાંતિ હૈ. જંગલમાં હોવે યા ઝૂંપડામેં હોવે, યા મહેલમેં હો, કીસી ભી જગો પર હો, લેકિન અપના આત્મા મેં શાંતિ હોવે તો સર્વત્ર શાંતિ હી હૈ.'

બાદશાહ કહે : 'ધર્મશાળામાં બહોત શાંતિ રહેગી.વહાં સ્વાભાવિક શાંતિ મિલેગી.'

બાવાજીએ કહ્યું, 'ભીતર નહીં ઘુસે ઉસ્કું અશાંતિ નહિ.' છેવટે બાદશાહે કહ્યું, કે ફકીરકું ઇસ રાજમહેલમાં ઠેરના એ વ્યાજબી નહિ હૈ.' બાવાજી કહેઃ 'યહ ધરમશાળા હી હૈ. એ મકાનમાં ચારસો વરસસે કૌન

ઠેરતા હૈ ? એક પછી દુસરે, ઉસ્કે બાદ દુસરે ઈસ મુજબ, નયે નયે ઠેરતે થે ઔર જૂને જૂને ચલ જાતે હૈ. ઇસહી કારણસે યહ ભી સરાઈ હૈ.'

આ ઉપરથી દરેકે સમજવાનું છે કે આપણે પણ આ જન્મરૂપી ધર્મશાળામાં આવેલા છીએ. સ્થાયીપણે આપણે પણ કોઈ દિવસ રહેવાનું નથી. બીજું બધું સમજીએ તે પહેલાં સમજી લેવાનું છે કે 'હું કોઇ પણ જગ્યાએથી અત્રે આવેલ છું અને અહીંથી બીજે જવાનો છું.' તેવા વિવેક માટે મનુષ્યજીવન જ ઉપયોગી છે. અર્થાત્ કાર્યાકાર્ય અને પુણ્યપાપના વિવેક માટે મનુષ્યપણું જ કામનું છે.

### પદાર્થપ્રીતિની દુર્લભતા

જેમ સૂળના પ્રભાવે ઝાડમાં થડ, ડાળી, પાંદડા, મ્હોર, ફળ વગેરે થયેલાં હોય છે, તેમ અહીં પણ ધર્મના પ્રભાવે જ બધું મળેલું છે. અહીં પણ ધર્મની જરૂરીઆત જ એમ કહીએ તો તેના ઉત્તરમાં જવાબ દેનાર છે તો હવે ધર્મ કહેવો કોને ? 'ધર્મ' શબ્દ જગતમાં દરેકને વહાલો છે. કેટલીક વખત કેટલાકોને શબ્દપ્રીતિ થાય છે પણ પદાર્થ-પ્રીતિ થતી નથી. કુસુંપ વહાલો છે એમ લાખ માણસોમાં કોઇ નહિ કહે. 'સંપ' શબ્દ બધાને વહાલો છે પણ સંપનાં કારણો ક્યાં તથા તે કારણોનો અમલ પોતે કેટલો કરે છે ? તે કોણ વિચારે છે ?

સંપનાં કારણો ત્રણ છે:

૧. બીજાને ગુનાની માફી આપો

૨. બીજાના ગુનામાં ન આવો એટલે બીજાની માફી માગવાનો વખત ન લાવો.

૩. બીજા ઉપર ઉપકાર કરવાનો વખત આવે તો પરોપકાર કરતાં ન ચૂકશો.

કારણ કે ગુનાની ગાંઠ વાળે. બીજાના ગુનામાં આવે, પરોપકાર ન કરે અર્થાત્ બીજાનાં કાર્યો ન કરે, તે સંપ ન રાખી શકે. તેને 'સંપ' શબ્દ વહાલો છે, પણ 'સંપ' પદાર્થ વહાલો નથી. માફી આપવી, નુકશાન કર્યું હોય તે જતું કરવું; ગમ ખાવી, તે કેટલી મુશ્કેલ છે ? માટે 'સંપ' શબ્દની પ્રીતિ આખા જગતમાં છે પણ 'સંપ' પદાર્થ પર પ્રીતિ જોઈએ, તો તે મુશ્કેલ છે. તેમ 'ધર્મ' શબ્દ પણ આખી દુનિયાને વહાલો છે.

પોતાને કોઈ ધર્મી કહે તો રાજી થવાય છે. પોતે અધર્મી હોય છતાં કોઈ અધર્મી કહે તો તે બીલકુલ પોતાને પસંદ પડતું નથી, અર્થાત્ સહુ કોઈ પોતાને ધર્મીમાં ખપવાની જ ઇચ્છા રાખે છે.

કોઇક વખત શ્રેણિક મહારાજની રાજસભામાં અધિકારીઓની વચ્ચે વાટાઘાટમાં વાત ચાલી રહી હતી કે–આજકાલ અધર્મીઓ બહુ વધી ગયા છે. અભયકુમાર પણ સભામાં બેઠેલા હતા. તે વિચાર કરવા લાગ્યા કે–આ પોતે પાપીઓ હોવા છતાં તેઓ ધર્મીઓમાં ખપવા માંગે છે આનો અર્થ એક જ છે કે એક બાઇએ ચાલાકીથી પોતાના ધણીને મધુરવાણીથી ગાળ દીધી હતી, તેના જેવું છે.

એક વખત કોઇક બાઇના ધણીને ખરાબ સ્વપ્ન આવ્યું. તે જાગ્યો, સવારે એ સ્વપ્ન વારંવાર યાદ આવવાથી તેના ચહેરા પર ઉદાસીનતા જણાઈ. સ્રીના ઘણા આગ્રહથી સ્વપ્નાની વાત તેણે સ્રીને જણાવી કે 'હું સ્વપ્નામાં રંડાયો.' સ્રી કહે–' ખમા તમને, તમે શું કરવા રંડાવ, હું ન રંડાઉ અર્થાત્ ધણીને મરવાનું જણાવ્યું.

તેમ આ જગતમાં અધર્મ તથા પાપ બહુ વધી ગયાં છે, એમ સર્વ કોઇ કહે છે. પોતપોતાના આત્મામાં પાપ તથા અધર્મ બહુ વધી ગયાં છે તેમ ગણવા કે માનવા કોઈ તૈયાર નથી. આ લોકો પોતે ધર્મીમાં ઘુસી જવા માગે છે, અને દુનિયાને પાપી ઠરાવવા માગે છે. સત્ય શોધવા માટે અભયકુમારે ઉપાય યોજ્યો. તેમણે નગર બહાર બે મોટા મહેલ કરાવ્યાઃ એક ધોળો મહેલ અને બીજો કાળો મહેલ. પછી ગામમાં જાહેર કરાવ્યું કે અમુક દિવસે આખા નગરના તમામ લોકોએ નગર બહાર ઉજાણીએ જવું અને ધર્મીઓએ સફેદ મહેલમાં અને પાપીઓએ કાળા મહેલમાં દાખલ થવું. ત્યાં નગરનો મોટો ભાગ સફેદ મહેલમાં ઘુસી ગયો કાળામહેલમાં માત્ર કોઇક જ ગયું, કેમકે 'ધર્મ' શબ્દ બધાને વહાલો છે. પરંતુ 'ધર્મ' પદાર્થ કોઇને વહાલો નથી. અર્થાત્ શબ્દપ્રીતિ છે, પદાર્થપ્રીતિ નથી.

### પદાર્થપ્રીતિના ત્રણ પાયા.

ગુનાની માફી આપે, ગુનાને રસ્તે ન ચાલે અને પરોપકાર કરતાં ન ચૂકે. 'ધર્મ'શબ્દના પ્રેમવાળી આખી દુનિયા છે, પણ 'ધર્મ' પદાર્થ

જેના હૃદયમાં રમી રહ્યો છે તેના અંતઃકરણમાં તો ચાર વસ્તુ રમેલી હોય. એ ચાર વસ્તુ કઈ? સવારના પહોરથી રાત સુધીમાં એક જ રટવું જોઈએ કે 'મેં બીજાને ફાયદો કયો કર્યો!' પોતાનો ફાયદો તો જાનવર પણ કરે છે. પોતાનું કરવામાં ધર્મની છાયા નથી. શત્રુ હો કે મિત્ર હો, સ્વજન હો કે પરજન હો, એક જ ધારણા રહે કે 'બીજાનું હિત કેમ થાય!' જ્યારે આવું અંતકરણ થાય ત્યારે સમજવું કે ધર્મનો પ્રથમ પાયો થયો. મારે મારું જીવન બીજાનું હિત કરવા માટે પસાર કરવું, બીજા દ્વારા પણ જગતના જીવોનુ હિત થાઓ, તેવા એકલા શબ્દો નહીં પણ સાથે સાથે ત્રણ વાત જોડે સમજવાની છે.

मा कार्षीत् कोऽपि पापानि मा भूयात् कोऽपि दुःखितः ।
मुच्यताम् जगदप्येषा मतिः मैत्री निगद्यते ॥ १ ॥

આ મૈત્રીભાવના છે. ખૂન કરનાર પોતે પોતાનો ગુનો છેવટ સુધી કબૂલતો નથી, પોતાના કરેલા દોષો મોઢેથી બોલવા તૈયાર નથી, દરેક મનુષ્ય વચનથી શાહુકાર થવા માગે છે, 'પાપ અને પાપકામથી દૂર રહો' તેમ દરેક જીવ કહે છે. જો કે ધર્મનીતિ અને રાજનીતિ આ બેમાં ફરક છે. ગુના ન થવા માટે રાજનીતિ છે. તે ગુના રોકવા પ્રયત્ન કરે છે અને ગુના કરનારને શિક્ષા કરે છે. ધર્મનીતિ મહેર નજર રાખવા કહે છે. વર્તમાનકાળના ગુના રોકવા જાઓ છો. પહેલા ભવના પાપવાળા રોગી, અંધ, દરિદ્ર હોય છે તેવાઓ જૂના પાપી છે. જેને શિક્ષા કરીએ છીએ તે વર્તમાનના પાપી છે.

પેલા જૂના પાપી, તે માટે ધર્મ કહે છે કે પાપ થઈ ગયું હોય તો પણ શુભપરિણામ તપસ્યાથી તે પાપ તોડનાર તમો થાઓ, પણ દુઃખ ભોગવી પાપ તોડવાવાળા ન થાઓ, આ બીજી મૈત્રીભાવનાની શ્રેણી, પાપ કર્યું હોય તે પાપ બીજી રીતે દૂર કરનાર થાવ, દુઃખ ભોગવનાર ન થાઓ.

આ પછી 'આખું જગત પાપમુક્ત થઈ ચિદાનંદસ્વરૂપી થાવ.' એમ ધારવું. આ મૈત્રીભાવનાનાં ત્રણ પગથિયાં છે: ૧. કોઈ પણ પાપ ન કરો ૨ કોઈ પણ દુઃખી ન થાઓ અને ૩. દરેક ચિદાનંદ સ્વરૂપ-

વાળા થાઓ. આવો જેનો વિચાર હોય તે ધર્મના પ્રથમ પગથિયામાં ગણાય બીજાનું હિત કરવું તે જ પોતાનું હિત ગણાય.

જે નાતમાં સમજુ શેઠીયો હોય તે સમજે કે નાતની શેઠાઈ એ મારી શેઠાઈ છે. પારકી બેટી ઘેર લાવી તેને ઘર સોંપવું છે, ઘરની બેટીને પારકે ઘેર સોંપવી છે. જો આખી નાત સારી કરી હશે તો પોતાને ઘેર સારી વહુ આવવાની છે. આખી નાત સારી કરી હશે તો પોતાની દીકરી સુખી થવાની છે, એમ અહીં આખા જગતનુ હિત વિચાર્યું એટલે પોતાનુ હિત તેમાં સમાયેલુ જ છે.

બીજી ભાવનામાં પરદુઃખવિનાશિની તથા કરુણા બીજાઓ દુઃખી ન થાવ. પણ દુઃખી થયા એતું શુ ? આ જગતના તમામ જીવો જન્મ, જરા, મરણ, આધિવ્યાધિ, અનિષ્ટ સંયોગ, ઇષ્ટવિયોગ વગેરેથી હેરાન થઈ રહેલા છે. આ જીવોના તમામ દુઃખો નાશ કેમ થાય ? બીજાના દુઃખોનો નાશ કરવાનો વિચાર તે કરુણા, બીજાના દુઃખને નાશ કરવાની બુદ્ધિરૂપ કરુણા જેના હૃદયમાં વસી હોય તે ધર્મના બીજા પગથિયામાં આવ્યો ગણાય.

જગત પણ શત્રુને દુઃખી દેખી કંપી જાય છે, પરંતુ એક મોટી ચીજ હજી ખસતી નથી વરસાદને અંગે કહીએ છીએ કે એ (મેઘ) કાળો ત્યારે જગત ઉજળું અને એ ઉજળો ત્યારે જગત કાળું. સામાન્યથી દુઃખને અંગે દયાની લાગણી થાય છે પણ ઇર્ષ્યા એવી ચીજ છે કે બીજાના દુઃખે પોતે સુખી થયો માને છે. ઇર્ષ્યામા અવળો ફોટો આવે છે. બીજા સુખમાં હોય ત્યારે અહીં બળતરા થાય છે અને બીજો હેરાન થાય ત્યાં પોતાને આનંદ થાય છે.

માટે ત્રીજી ભાવના જણાવે છે ત્રીજું પગથિયું ચઢો બીજો જે કોઈ પ્રકારે સુખ પામે છે તે સુખને અંગે પોતાને સંતોષ થવો જોઇએ. દુઃખનો નાશ કરવાનું જેટલું જરૂરી તેટલું જ બીજાના સુખમા સંતોષી થાવ એ જરૂરી છે. ઇર્ષ્યાને દેશવટો દઈ દો, કથંચિત્ આ પગથિયું ચઢવું સહેલું છે, પણ ચોથું પગથિયું ચઢવું તો બહુ મુશ્કેલ જ છે.

ચોથી વસ્તુ ઘણી મુશ્કેલ છે. જગતમાં પ્રયત્ન કરવામાં આવે

પણ પ્રયત્નની પ્રતિકૂળતામાં મધ્યસ્થ રહેવું તે બહુ મુશ્કેલ છે. મહેનત કર્યા છતાં મહેનતનું ફળ ન થાય તે વખતે મગજને ઠેકાણે રાખવું મુશ્કેલ છે. કાર્યની સફળતાનિષ્ફળતામાં સમપણું દેખાય ત્યારે સમજવું કે આ પરોપકાર માટે છે. જ્યાં મહેનત કરી છતાં તેમાં સફળ ન થયો ત્યારે ખેદ પામે, મહેનત કર્યાથી ફાવ્યા તો બંદા ફાવ્યા. જો ન ફાવ્યા તો પેલો પથરો છે એમ કહે. આટઆટલી મહેનત કરી, સમજાવ્યો, છતાં તેને પથરો ન સમજ્યો. આમાં પરોપકાર ન ગણાય. હજુ કર્મ રાજા માર્ગ ન દે એમ ધારણા કરે તો લાભ.

આપણે પણ અનાદિકાળથી રખડીએ જ છીએ, અગાઉ આપણે પણ તેના જેવા પથ્થર જેવા જ હતા. આજે થોડું ડહાપણ આવી ગયું. પરોપકાર માટે પ્રયત્ન ત્યારે જ ગણાય કે જ્યારે મધ્યસ્થપણું રહે. હિતબુદ્ધિ, દુઃખનાશની બુદ્ધિ, બીજાના સુખમાં સંતોષ રાખવો તે ત્રણ પગથિયાં ચઢવાં સહેલાં છે. પણ ચોથા પગથારમાં હિત કરવા જતાં સફળતા ન મળે તો પણ મધ્યસ્થવૃત્તિ રાખો. બીજાના દોષ સુધારવા પ્રયત્ન કરો, ન સુધરે તો ચીડાશો નહીં, ક્રોધ ન કરશો, પરંતુ મધ્યસ્થ દૃષ્ટિ રાખજો.

આ ચાર વૃત્તિવાળાનું અનુષ્ઠાન દાન, શીલ, દેવ–ગુરૂપૂજા વગેરે જે ધર્મ અનુષ્ઠાનો હોય તે ધર્મરૂપ થાય. આ ચાર ભાવના વગર ધર્મ કરે તો તે ધર્મમાં આવી શકતો નથી. માટે આ ચાર ભાવના ધ્યાનમાં રાખી જે જીવો ધર્મારાધન કરશે તે આ લોક–પરલોકમાં સુખ પામી અનંત શાશ્વત્ સુખના ભોકતા બનશે.





# જન્મમરણની ભયંકરતા અને પૂજાભાવનાની અગત્યતા

[ દરેક ધર્મવાળા ગર્ભાવાસ માને છે પણ ગર્ભાવાસનાં અસહ્ય દુઃખો આપણને બરાબર સમજાયા નથી, તેથી તાગડધિન્નાકરી એ છીએ.

બીજ અને અંકુર પરસ્પર કારણરૂપે છે. તેમ જન્મ અને કર્મ પરસ્પર કારણરુપ છે. જે વસ્તુઓ પરસ્પર કારણ રૂપ હોય તે અનાદિ સમજવાં. જન્મ અને કર્મની જાળમા જીવ અનાદિકાળનો જકડાયેલો છે આ આત્માની રખડપટ્ટીના મૂળ- કારણો જન્મ અને કર્મ છે. આ રખડપટ્ટીની ભયંકરતાનો ખ્યાલ આવે તો લાલચથી ધર્મ કરનારા પણ જતે દિવસે સાચા ધર્મી બનશે બાળકને કડવી દવા ગોળ બતાવી પાઈએ છીએ, તેમ ધર્મી બનાવવા લાલચ પણ કામની છે; કારણ કે જતે દિવસે તે સાચો ધર્મ સમજશે. બળાત્કારે કરેલો ધર્મ પણ તારે છે, ધર્મ પાળવો એટલે ૨૧ ગુણો પ્રાપ્ત કરવા.]

## રખડપટ્ટીનો અંત

આ જીવ આ સંસારમાં અનાદિકાળથી રઝળ્યા કરે છે, રખડયા કરે છે; પરંતુ એની આ રખડપટ્ટીનો અંત આવતો નથી. એ રખડ-પટ્ટીનો અંત લાવવો તમોને ગમે છે ? જો તમોને તેનો અંત લાવવો ગમતો હોય તો તે માર્ગ માત્ર ધર્માચરણ છે.

ભાગ્યવાનો ! અહીં તમે એવી શંકા કરશો કે આ જીવ આ જન્મ–ચાલુ ભવની વાતોને પણ પોતાના સ્મૃતિપટ ઉપર તાજી રાખી રાખી શકતો નથી ! અરે, ગયા જન્મમાં તેના શરીરે શું શું દુઃખો ભોગવ્યાં હતાં, શું શું કાર્યો આદર્યાં હતાં અને સંસારપ્રપંચમાં તેણે કેવો ભાગ ભજવ્યો હતો, તે પણ આત્મા જાણતો નથી ! તેને ગયા ભવનો પણ ખ્યાલ નથી, તો પછી તેની આગળ–તેવા આત્મા આગળ અનાદિ કાળની વાતો કરવી એ ઢોંગ બરાબર છે અર્થાત્ ભેંસ આગળ ભાગવત વાંચવા બરાબર છે માટે ધર્મોપદેશકે અનાદિકાળની વાતો

ન ઉચ્ચારતાં અને અનાદિકાળની રખડપટ્ટીનો ઉલ્લેખ ન કરતાં સીધો જ ધર્મોપદેશ જ દેવો ઇષ્ટ છે !

જન્મ, જરા, મરણના ભય વિષે તમારી આગળ જ્યારે વિવેચન કરવામાં આવે છે, ત્યારે તમે એમ દલીલ કરી શકશો કે ગર્ભમાં, આત્માની સ્થિતિ કેવી હતી તેનો આત્માને કશો ખ્યાલ રહેવા પામતો નથી. સમજણવાળી દશામાં માણસોની બુદ્ધિ જાગૃત હોય છે, અને તેથી તે વીંછી વગેરે વસ્તુઓને દરેક વખતે પ્રત્યક્ષ ન જોવા છતાં તેનો ખ્યાલ કરી શકે છે અને તેનાથી બચવાના યત્નો આદરે છે. જંગલમાં સાપ હશે જ, એવો કાંઈ નિશ્ચય હોતો નથી; છતાં સાપ આવો હોય છે અને તેનાં પરિણામો આવાં ભયંકર છે, એમ વિચારી માણસમાત્ર એ સાપના ભયમાંથી નિવૃત્ત થવાના પ્રયત્નો સેવે છે! જ્યારે સાપ જેવી સાધારણ વસ્તુઓના ભયને માણસ જાણે છે અને પછી તેને છોડવાના યત્નો આદરે છે ! તો ગર્ભાવાસ જેવી કઠણ દશાનો ખ્યાલ માણસને તેની સમજણી અવસ્થામાં આવતો હોય–ખરેખરો ખ્યાલ આવતો હોય તો મનુષ્ય શું એ ગર્ભાવાસથી બચવાના યત્નો ન કરે ? જરૂર કરે !

માણસને જો ગર્ભાવાસની કારમી સ્થિતિનો ખ્યાલ હોય, તો એ ભયંકર દશાની જાગૃત અવસ્થામાં જો સાચી કલ્પના પણ કરી શકતો હોય તો અવશ્ય તે એ દશાનો ત્યાગ કરવા પ્રયત્નશીલ થાય અને તેને કહેવું પણ ન પડે કે ભાઈ, જન્મજરામરણનાં આવાં આવાં વિકરાળ સંકટો તારે માથે ડાચું ફાડીને ઊભાં છે ! મનુષ્યને જો ગર્ભાવાસની ભયંકર દશાનું ભાન હોત તો તે એક પળને માટે પણ ધર્મનો માર્ગ ન છોડત, પાપની પ્રવૃત્તિ ન આદરત અને અધર્મને પંથે ન જાત! પણ આ ઉપરથી એમ માની લેવાનું નથી કે ગર્ભની સ્થિતિ વિષે જ મતભેદ છે !

### ગર્ભાવાસની સ્થિતિ વિષે મતભેદ નથી.

ગર્ભાવાસની સ્થિતિ દરેક ધર્મ, દરેક સંપ્રદાય સ્વીકારે છે. ગર્ભાવાસના દુઃખો પણ એ બધાને કબૂલ છે. હિંદુઓ શ્રીકૃષ્ણને

ભગવાન્ માને છે તેમને પણ દુઃખી ગર્ભાવાસ ભોગવવો પડયો હતો એમ તેમનું ભાગવત જ કહે છે. ખ્રિસ્તીઓ પિતાના કરતાં માતાના પ્રેમને વધારે કિંમતી લેખતા તેમના પેગંબર જીસસ ક્રાઇસ્ટને પણ મરિયમના ઉદરમાં નવ માસ ગર્ભ ધારણ કરવો પડયો હતો. ઇસ્લામના સ્થાપક મહંમદનો સિદ્ધાંત એવો છે કે ઈશ્વર કોઈનો બાપ પણ નથી અને માતા પણ નથી ! છતાં ગર્ભાવાસનો કે ગર્ભાવાસની સ્થિતિનો ઈન્કાર તે પણ કરી શકતા નથી અર્થાત્ દરેક ધર્મ, સંપ્રદાય સૌ કોઈ ગર્ભની સ્થિતિ કબૂલ રાખે છે, પરંતુ તે છતાં એ સ્થિતિને ટાળવાનો કોઇ પણ સંપ્રદાયવાળા યત્ન કરતા નથી.

આ ઉપરથી સાબિત થાય છે કે ગર્ભની સ્થિતિ ભયંકર છે. એ વાતનો ખ્યાલ જ માનવ પ્રાણીને આવી શકતો નથી અને જો તેને એવો ખ્યાલમાત્ર પણ આવી શકતો નથી તો પછી ઉપદેશકોએ ઉપદેશ સમયે અનાદિકાળની અને ગતભાવોને લાંબી લાંબી વાતો છોડીને સીધો જ ઉપદેશ કરવાની આવશ્યકતા છે. પુનઃ પુનઃ મનુષ્યનો જન્મ મળે છે, ત્યારે ત્યારે શરીર સર્જવું પડે છે, પ્રસવની આકરી વેદના ભોગવવી પડે છે. અને માતાનું દૂધ પીને ગંદો ખોળો, ગંદાં વસ્રો અને પદાર્થોમાં શયન કરવું પડે છે.

જો આ વાતનો આપણને ખ્યાલ નથી, જો આપણે ગયા જન્મની વાતોનું સ્મરણ પણ લાવી શકતા નથી, જો આપણે ગઈ કાલની વાત પણ ઘણીવાર પૂરેપૂરી સંભાળી–ખ્યાલમાં લાવી શકતા નથી, તો પછી આપણી આગળ અનાદિકાળની વાતો થાય અને તેની ભૂમિકા ઉપર ઉપદેશ દેવાય એ સ્થિતિ બહેરા આગળ ગીત ગાવા જેવી છે, એવો પણ તમો અમને પ્રશ્ન કરી શકો છો !

પરંતુ તમારા આવા પ્રશ્નોથી ગભરાઇ જવાની અમારે જરા પણ જરૂર નથી. શાસ્ત્રકાર મહારાજાઓએ આવા અનેક પ્રશ્નોના ખુલાસા કર્યા છે અને તેથી તેઓ આ પ્રશ્નનો ઉત્તર પણ ઘણી જ સારી રીતે આપી શકે છે. તેમના કથનને આધારે અમે કહીએ છીએ કે મહાનુભાવો ! અનંતભવોની વાતો તમારી આગળ કરવી એ આવશ્યક છે અને તેમાં

તમારા જ કલ્યાણની સાધનાનો શાસ્ત્રકારોનો હેતુ રહેલો છે. મરી ગયેલો માણુસ પોતાનો કેસ ચલાવવા આવતો નથી, તે પોતાની તરફેણના કે વિરૂદ્ધના ખરા ખોટા સાક્ષીઓને ઊભા કરી શકતો નથી પણ તે છતાં સરકારી વકીલને તેના સંબંધીની અનુકૂળ હકીકતો જો કેસમાં આવતી હોય, તો તે કેસ ચલાવવો પડે છે. મરણ પામેલો માણુસ કેસ ચલાવવા આવતો નથી, પણ સરકારને તે સંબંધમાં ઘટિત વ્યવસ્થા કરી લેવી પડે છે.

### સંકટોનો ખ્યાલ શા માટે ?

તે જ પ્રમાણે આપણે અજ્ઞાન છીએ. જન્મજરામરણના મહા ભયાનક સંકટોને આપણે નથી જાણુતા એટલે એ સંકટોને આ દુનિયાના આત્મમાર્ગના વકીલોને એ દુઃખો આપણુને સમજાવવા પડે છે અને વકીલ પોતાના અસીલને જેમ તેના કેસની વિગતો સમજાવે છે, તે જ પ્રમાણે આ જ્ઞાનમાર્ગના વકીલો પણ જન્મજરામરણના મહા ભયાનક સંકટોનો આપણુને ખ્યાલ આપે છે ! તમે કહેશો કે એવો આપેલો ખ્યાલ શા કામનો? જો જન્મજરામરણુના સંકટોનો પ્રત્યક્ષ અનુભવેલો ખ્યાલ હોય અને તે ખ્યાલ ચોક્કસપણે સમજી શકાતો હોય તો એમ કહી શકાય કે જન્મજરામરણુના સંકટો મહાભયંકર છે, અન્યથા નહિ !

### બીજ અને અંકુર

ભાગ્યવાનો, કોઈ શ્રોતા આવી દલીલ કરે, તો તે દલીલ ઈષ્ટ નથી. ઘણી વાતો આપણે પ્રત્યક્ષ જોઈ કે અનુભવી શકતા નથી; છતાં સામાન્ય જ્ઞાનથી તે તે વાતોનું સત્ય આપણે કબૂલ રાખીએ છીએ. ગાંડપણાનો તમોને પ્રત્યક્ષ ખ્યાલ નથી જ ! તમે કોઈ પણ વખતે ગાંડા થયેલા નથી જ ! છતાં ગાંડપણુની સ્થિતિ કેવી હોય તે તમે બધા સારી રીતે કલ્પી શકો છો. એ જ રીતે ધુમાડા ઉપરથી અગ્નિની શકયતાનો પણ તમે ખ્યાલ બાંધી શકો છો ! તમે અગ્નિને પ્રત્યક્ષપણે જોતા નથી. તમારી આંખો અગ્નિના ભડકાને જોઈ શકતી નથી. અગ્નિની ગરમી તમારી ત્વચાને ઉષ્ણુતા આપતી નથી. અગ્નિ તમારી સાથે કોઈ પણ પ્રકારે પોતાના અસ્તિત્વની વાતો કરતો નથી, પણ

છતાં જો તમે ધૂમાડાના ગોટેગોટા નીકળતા જોશો, તો તમારે તરત જ કબૂલ રાખવું પડશે કે "જ્યાં ધૂમાડો છે ત્યાં અગ્નિ છે!"

તમે અગ્નિને જોયો જોયો નથી છતાં તમો અગ્નિના અસ્તિત્વને કબૂલ રાખો છો એ શાથી?

પ્રશ્નનો ઉત્તર એ છે કેઃ એક માત્ર અનુભવને આધારે! અનુભવ ઉપરથી તમે જાણી શકો છો કે "જ્યાં ધૂમાડો છે ત્યાં અગ્નિ પણ અસ્તિ ધરાવે છે!" જેમ તમે અનુભવ વડે જ્યાં ધૂમાડો છે એટલે ત્યાં અગ્નિનું અસ્તિત્વ સ્વીકારો છો, તે જ પ્રમાણે અનુભવ વડે તથા બુદ્ધિ વડે તમારે અનાદિકાળની વાત પણ સ્વીકાર્યે જ છૂટકો છે!

અહીં એક સર્વ સાધારણ ઉદાહરણ ધ્યાનમાં લો.

એક ઘઉંનો દાણો છે. એ ઘઉંનો દાણો કોણે વાવ્યો તે તમે જાણતા નથી! એ કયા ખેતરમાં ઊગ્યો તેની તમોને માહિતી નથી! એને કયા ખેડૂતે વાવ્યો? તેને કોણે પાણી પાયું? તેની આગળ શી વિધિ થઈ? તે કાંઈ પણ તમે જાણતા નથી, પણ તે છતાં એ ઘઉંનું ભટકવાનું પણ અનાદિકાળનું છે. એ ઘટના તમારે સ્વીકારવી જ પડશે. હવે જો એ દાણો છે તો એટલી પણ ચોકકસ વાત છે કે તેનો અંકુર હતો! અને જો અંકુર હતો તો એ વાત પણ તેટલી જ સ્પષ્ટ છે કે એ અંકુરને જન્માવનારૂં બીજ પણ હતું જ!

આમ અંકુરમાંથી બીજ અને બીજમાંથી અંકુર—એ ઘટમાળને આગળ ને આગળ લંબાવતાં તમારે છેક અનાદિકાળ સુધી ચાલ્યા જવું જ પડશે. અંકુર અને બીજ તથા બીજ અને અંકુર પરસ્પર એકબીજાને જન્મ આપે છે. એનું જ નામ પરસ્પર કાર્યકારણભાવ છે!

બીજ વગર અંકુર નથી અને અંકુર વગર બીજ નથી, એટલે અહીં એવો પ્રશ્ન કોઈ ઉપસ્થિત કરે કે 'ભાઈ! અંકુર પહેલું કે બીજ પહેલું?'

તો એ પ્રશ્ન કેવળ હાસ્યાસ્પદ ઠરે છે! બીજ હતું તો અંકુર થયો! પણ બીજી તરફ એ પણ યાદ રાખો કે અંકુર હતો તો જ બી થઈ શક્યું. સ્થિતિ તમારી સામે એ આવીને ઊભી રહે છે કે તમારે અંકુર અને બીજની પારસ્પરિક પરંપરા અનાદિકાળની છે એવું

જ માનવું પડે છે. તમે ઘઉં જુઓ છો. તે પ્રત્યક્ષ તો ધાન્યનો એક દાણો જ જુઓ છો, પણ તે છતાં તમો બુદ્ધિ અને અનુભવથી એની પરંપરાને અનાદિ માનો છો. એ જ પ્રમાણે કર્મ અને આત્માની પરંપરા પણ તમારે અનાદિકાળથી માનવી જ પડે છે.

### કર્મ અને જન્મ અનાદિના છે.

જગતમા તમો નિહાળો છો કે એક માણસ જન્મથી સુખી છે, બીજો જન્મથી દુઃખી છે; એક જન્મથી નીરોગી છે, બીજો જન્મથી રોગી છે; એક જન્મથી ડાહ્યો છે, બીજો જન્મથી ગાંડો છે. હવે વિચાર કરો કે જો કર્મ જેવી ચીજ જ ન હોય તો આ જગતમાં આવા ફેરફારો શા કારણથી દૃષ્ટિમાં આવે છે? માકુભાઈ જન્મે છે લાખોપતિને ઘેર; અને ત્યારથી જ તે લાખોના માલિક ગણાય છે અને કાકુભાઇ જન્મે ભિખારીને પેટે; અને ત્યારથી જ તે ભિખારી મનાય છે! માકુભાઈ લાખો રૂપિયા કયા કમાવા ગયા હતા? તેમણે આ સઘળી સંપત્તિ કયાંથી પ્રાપ્ત કરી? રોગીણીને પેટે જન્મનારો રોગી હોય છે અને નીરોગીને પેટે જન્મનારો નીરોગી હોય છે. આ બેમાથી એકને રોગી અને બીજાને નીરોગી કોણે બનાવ્યા?

આથી માનવું જ પડશે કે જેમ ઘઉંના દાણાના મૂળરૂપે કાંઈક છે જ! તે જ પ્રમાણે મનુષ્યજન્મના મૂળરૂપે પણ કાંઈક છે અને આ "કાંઈક" તેનું જ નામ "કર્મ". હવે આગળ ચાલો! કર્મ અને જન્મ આ બે વસ્તુઓ છે એ આપણે નક્કી કર્યું. આપણે એ વાત પણ કબૂલ રાખી લીધી છે કે **જન્મ અને કર્મ પરસ્પરાવલંબી** છે અને તેમની વચ્ચે કાર્યકારણભાવ રહેલો છે. એનો અર્થ એટલો જ ઘટાવી શકાય છે કે કર્મના મૂળમાં જન્મ છે અને વળી જન્મના મૂળમાં કર્મ છે! અર્થાત્ જેમ ઘઉનો દાણો અને અંકુરની પરંપરા આપણે અનાદિકાળની માની છે તે જ પ્રમાણે આ જન્મ અને કર્મની પરંપરા પણ અનાદિની જ છે, એમ પોતાની મેળે જ સાબિત થાય છે!

ભાગ્યવાનો! તમને ભલે અનાદિનો ખ્યાલ ના આવી શકે. તમે ભલે ગતજન્મનાં સંસ્મરણો પણ તમારા સ્મૃતિપટલ ઉપર તાજાં ન કરી

શકો; પણ "જ્યાં ધુમાડો છે ત્યાં અગ્નિ છે." એ જેમ તમે બુદ્ધિથી માન્ય રાખો છો, તે જ પ્રમાણે "જન્મ અને કર્મ પરાસ્પરાવલંબી છે માટે તે બંને અનાદિ છે. એમ પણ તમારે બુદ્ધિથી માન્ય રાખે જ છૂટકો છે! અસ્તુ!

## કાયા વિનાનો પ્રાણ નથી

**જન્મના મૂળમાં કર્મ છે.** ત્યારે હવે વિચાર કરો કે એ કર્મ ક્યારે બંધાયાં હશે? માનસિક; વાચિક કે કાયિક, સુંદર કે અસુંદર પ્રવૃત્તિ હોય છે, ત્યારે જ તે દ્વારા કર્મ બંધાય છે. કર્મ ક્યારે બંધાય છે? આ પ્રશ્નનો જવાબ એટલો જ હોઈ શકે કે જ્યારે માનસિક, વાચિક કે કાયિક પ્રવૃત્તિઓ હોય ત્યારે જ કર્મબંધ થાય છે. આ તત્ત્વજ્ઞાનનો વિષય છે. તે સમજવો તમારે જરૂરી છે અને તે જો કે કઠિન વિષય છે તો પણ જો તમો સહજ લક્ષ્ય પહોંચાડશો, તો આ સિદ્ધાંત સમજતાં તમોને કઠિનતાનો અનુભવ નહિ થાય! મન ન હોય એવા કાયાવાળા જીવો હોય છે મન અને વચન ન હોય એવા પણ કાયાવાળા જીવો હોય છે; પણ કાયા વગરના કોઈ જીવો હોતા નથી.

આથી એમ માનવું પડે છે કે મન અને વચન એ બે વસ્તુઓ કાયાને આધારે જ રહેલી છે, અને **મન અને વચનનો પાયો તો કાયા જ છે.** મન અને વચનનો યોગ રચાય તે પહેલાં કાયાયોગ આ રીતે માનવો જ પડે છે! કાયાના યોગે કરીને વચન અને ભાષાના પુદ્‌ગલો (વૈદિક તત્ત્વજ્ઞાનમાં પુદ્‌ગલોને માટે લગભગ અણુ શબ્દ વાપરેલો છે, પશ્ચિમના સાયન્સવાદીઓ વસ્તુઓના નાનામાં નાના અણુને ઇથર જેવા શબ્દથી કેટલેક પ્રસંગે સંબોધે છે; હાલમાં ઈથરથી પણ નાના અણુની શોધ થઈ છે. આ સર્વ શબ્દો કરતાં પુદ્‌ગલ એ વધારે ભાવવાહી શબ્દ હોઈ તે પદાર્થની છેવટની અવિભાજ્ય સ્થિતિનો કણ દર્શાવે છે) ગ્રહણ થાય છે.

ભાષા અને વચનને ગ્રહણ કરવામાં કારણભૂત કાયા છે અને તેથી જ મન અને વચનના યોગ પહેલાં જૈનતત્ત્વદર્શીઓએ કાયાનો યોગ પહેલો માન્યો છે. શાસ્ત્રકારોએ પર્યાપ્તિ દર્શાવતી વખતે પણ

પહેલાં શરીરપર્યાપ્તિ જ માની છે. અર્થાત્ પર્યાપ્તિના હિસાબે, જૈનદર્શનકારોને હિસાબે અથવા કેન્ટ ઇત્યાદિ પશ્ચિમના તત્ત્વદર્શીઓને હિસાબે પણ પ્રાણીમાત્રને પછી તે ગમે તે પ્રકારનો જીવ હોય પણ તેને-કાયા છે એમ તો માનવું જ પડે છે.

હવે આ કાયા શાથી થઈ તેનો વિચાર કરો-ઉત્તર એ જ કે એ જન્મથી થઈ ત્યારે કર્મથી જન્મ સાબિત થાય છે ? કર્મ વગર જન્મ અને જન્મ વગર કર્મ માનીએ, તો પહેલાં જ તમોને એ સવાલ મૂંઝવશે કે જો કર્મરૂપી વૃક્ષ જન્મરૂપ બીજ વગર કેમ થઈ શકે અને જન્મરૂપ બીજ કર્મરૂપ વૃક્ષ વિના કેમ થઈ શકે ?

આખરે તમારે ઘેર પાછા જ આવવું પડશે અને જેમ બીજ-અંકુરની પરંપરા અનાદિ માની છે, તે જ પ્રમાણે તમારે જન્મકર્મની પરંપરા અનાદિની માનવી જ પડશે ! જન્મ પહેલાં કર્મ માની શકતું નથી, તે જ રીતે કર્મ પહેલાં જન્મ પણ માની શકાતો નથી અર્થાત્ ઘઉંનો દાણો અને અંકુરની માફક આ પણ જન્મ અને કર્મની પરસ્પર સહાયતા આપનારી પરંપરા જ બની ! હવે પરંપરામાંના કોઈ પણ એક પક્ષને તમે પહેલો માની શકતા નથી, જ્યાં એકબીજા પર અવલંબેલી પરંપરા થઇ કે એ પરંપરા તમારે અનાદિની માનવી જ પડે છે. આથી આપણે કબૂલ રાખીએ છીએ કે જન્મ અને કર્મ એ બણ પરંપરા હોઈ એ પરંપરા અનાદિની જ છે ! !

મહાનુભાવો ! તત્ત્વજ્ઞાનનો વિષય ગહન છે અને તેમાં જેમ જેમ ઊંડા ઉતરતા જઈએ છીએ તેમ તેમ શંકાની પણ પરંપરા વધીને તે સામાન્ય માણસને ગૂંચવાડામા નાખે છે ! અહીં પણ તમે એવો જ પ્રશ્ન ઉઠાવી શકો છો કે ભલે કર્મ અને જન્મની પરંપરા હોય પણ તેથી તે અનાદિ છે કે આદિની છે, તેની સાથે શ્રોતાઓને શું સંબંધ છે ? અમોને તો માત્ર આ બંધ તોડવાનો જ માર્ગ દર્શાવવો હિતકર છે, તમે એમ પણ પ્રશ્ન કરી શકો છો કે બે મિત્રો છે, તેઓ જંગલમાં જાય છે; એક કૂવામાં એ સમયે એક છોકરો પડેલો છે. તો તો આ મુસાફરોએ તે છોકરાને પહેલાં કાઢી લેવો જોઈએ કે એ છોકરો

કોનો છે? કયા ગામનો છે? કયા કુળનો છે? ઇત્યાદિ તે બાળકનો ઇતિહાસ શોધવા બેસવું ઘટિત છે? જેમ બાળક કૂવામાં પડયો: માટે બીજી ગરબડ સરબડ મૂકી દઈને તેને બહાર કાઢવો એ કર્તવ્ય છે.

તેમ જન્મકર્મ પરંપરા સિદ્ધ છે, તો હવે તેને આદિ–અનાદિ ઠરાવવાની ગરબડ સરબડ મૂકી દઇને એ પરંપરાને ભેદવાના ઉપાયો દર્શાવવા અને તે જ યોજવા એ કર્તવ્ય છે! ફલાણું અનાદિ છે: અને ફલાણુ પરસ્પરાવલંબી છે એવો ટકટકારો ખાલી ઢોંગ છે! એમ પણ તમારા હૃદયમાં કદાચ શંકા થાય એ સંભવિત છે!

### શંકા કઠણ પણ જવાબ તો સહેલો!

એવી શંકા થાય તો તેથી ડરતા નહિ! શંકાનું તરત નિવેદન કરો અને ધર્મબુદ્ધિએ તેનો તોડ લાવવાનો પ્રશ્ન હાથમાં લો: તો જૈનશાસન તમોને એનો ઉત્તર આપવા તૈયાર છે! ઠીક! હવે અહીં એક સાધારણ ઉદાહરણ લો: તમારા પગમાં એક કાંટો વાગ્યો છે! આ કાંટો બહુ નાનો છે, તે તમોને ખૂચતો પણ નથી! તમોને તેનું સંકટ પણ નથી! હવે હું એમ પૂછું છું કે આ કાંટો કાઢવાને માટે તમે વિલાયતથી સિવિલ સર્જન બોલાવી તેની પાછળ કરોડો રૂપીઆનો ખર્ચ કરશો કે? નહિ જ!!

હવે ધારો કે તમોને કાચ વાગ્યો છે! કાચનો ટૂકડો અંદર રહી ગયો છે, ભયંકર દર્દ થયું છે! હેરાનગતિનો પાર નથી! તાવ લાગુ પડયો છે, જીવવાની આશા નથી અને (કુદરતે) તમારી તિજોરી તર રાખી છે, તો હવે તમે શું કરશો? જો તમોને એમ ખબર થાય કે જર્મનીમાં ફલાણો ડોકટર છે અને તે આ વિષયનો નિષ્ણાત છે; તો તમો લાખ રૂપીઆ આપીને પણ તેને બોલાવશો!

આ ઉદાહરણ ઉપરથી સહજ તમારા ખ્યાલમાં એ વાત આવી જ જવી જોઈએ કે જલદ ઉપાયો આપણે ત્યારે જ લઈએ છીએ કે જ્યારે રોગની મહાભયાનક પીડાનું આપણને જ્ઞાન થાય છે!

ધારો કે એક નાદાન છોકરાને ક્ષય લાગુ પડયો છે. દરરોજ છોકરાનો બાપ તેને બોર ખાવાને એકેક પૈસો આપે છે! અને વૈદ્ય

પણ એક પૈસો જ દવાની ફી લઈ ક્ષય મટાડવાની દવા આપે છે! હવે આ છોકરો દવા લેશે કે બોર લેશે? છોકરો પૈસાની દવાનો ત્યાગ કરીને પૈસાના બોર લેવાનું જ વધારે પસંદ કરશે.

આ ઉદાહરણો આપણને એમ કહી આપે છે કે: દવા કરવાનો ત્યારે જ ખ્યાલ આવે છે કે "રોગ છે" એ ધ્યાનમાં આવે તો!; અને એ દવા—એ ઉપાય જલદપણે ત્યારે જ થાય છે કે જ્યારે રોગની ભયંકરતાનો ખ્યાલ આપણા મનમાં વસે તો!!

એ જ સ્થિતિ જનતાની પણ છે: જીવ જન્મ અને કર્મની જ જંજાળમાં જકડાએલો છે એ ખબર પડે, તો જ તેનો નાશ કરવાની, એ જંજાળને તોડવાની ઈચ્છા થાય છે, માટે જ જીવ જન્મ અને કર્મની જંજાળમાં જકડાયેલો છે એ વાત તમારા ખ્યાલમાં લાવવી જ જોઈએ. જીવને જન્મ અને કર્મનો રોગ લાગુ પડયો છે એ વાત હવે તમે કબૂલ રાખી, પણ હવે એ રોગ કેવો ભયંકર છે. અને કેટલો જૂનો છે તે વાત તમારા ખ્યાલ પર લાવવી જોઈએ, કારણ કે એ રોગની ભયંકરતાનો જ્યારે ખ્યાલ આવશે, ત્યારે જ તમો તેને ઘટિત એવાં જલદ પગલાં પણ લેવા માંડશો!

### જૂનો રોગ છે માટે ઉપાય જલદ જોઈએ.

મહાનુભાવો! આ પ્રમાણે આત્માને લાગેલી જન્મકર્મની જંજાળ ભયંકર છે, તે સુજન જૂની છે, તે રાક્ષસી રોગ છે; એવું બતાવવાને માટે જ અને તેનો તમારા મગજમાં ખ્યાલ લાવવાને માટે જ શાસ્ત્ર તમોને વારંવાર ટોકીટોકીને અમોને એવું તમને કહેવાની ફરજ પાડે કે:

"ચેતો! ચેતો! આત્માને જન્મકર્મનો લાગેલો રોગ અનાદિકાળનો છે! અનાદિનો છે!! અનાદિનો છે!!!" જન્મ—મરણના આ ભયંકર રોગનો તમોને ખ્યાલ હોવો જ જોઈએ. રોગથી મૂર્ચ્છામાં પડેલા માણસનું શિર ફૂટી જાય, તો પણ તેની ભયંકરતાનો તેને ખ્યાલ હોતો નથી! પણ તેને ખ્યાલ નથી, માટે માથુ ફૂટીને લોહી વહી જવાનું પરિણામ તેને છોડી દેવાનું નથી! અર્થાત્ વસ્તુની મહત્તા ન સમજીએ, તો પણ તેમાં રહેલો સ્વભાવ તો તેનું ફળ ક્ષણના વિલંબ વિના આપ્યે જ જાય છે!

વિજળીના બળની ભયાનકતા ન સમજો ! એ પ્રવાહ શી રીતે ઉત્પન્ન થાય છે એ ભલે ન સમજો ! પણ જ્યાં વિજળીનો તાર તમે પકડયો કે ખલાસ ! એ જ સેકંડમાં તેનો આંચકો તમોને પૂરા કરી નાખે છે ! એ જ પ્રમાણે જીવ, કર્મ અને જન્મની ભયંકરતાને ન સમજી શકતો હોય, તેથી કાંઈ કર્મની ભયંકરતા તેને છોડી દેવાની નથી ! ભયંકરતા ન સમજવાથી લાભ છે જ નહિ અને જો એ ભયંકરતાને સમજી લઈએ તો તેવો જ જલદ ઉપાય યોજવાનું પણ બની શકે એમ છે, આવા સંયોગોમાં કોઇ પણ ડાહ્યો માણસ ભયંકરતાને સમજી લેવામાં જ ડહાપણ માનશે ! એ જ પ્રમાણે કર્મ અને જન્મ અનાદિનાં છે એવી પણ તેની ભયંકરતાનો ખ્યાલ તમારે કરી લેવામા જ લાભ છે !.!

**ભયંકરતા જાણવામાં લાભ છે; નહિ જાણવામાં નહિ.**

પહેલો એક કર્મ વિનાનો જન્મ કલ્પો: એ જન્મમાં માણસાઇનો સંપૂર્ણ ખ્યાલ કલ્પો: જો આ કલ્પના ખ્યાલમાં આવી જાત તો આત્મા પહેલે જ જન્મે જન્મ ઉપર ધિક્કાર વરસાવત ! તેનુ સ્મરણ સરખું પણ ન જ કરત ! અલબત્ત જે બેશરમી છે ! જેને ગર્ભાવાસના દુર્ગતિયુક્ત દુઃખોમાં જ મઝા આવે છે, તેવાની વાતો દૂર રાખો: પણ જે એવો બેશરમી નથી, નફ્ફટ નથી, તેને તો જરૂર પહેલેથી જ જન્મે જન્મ ઉપર શરમ અને તિરસ્કાર આવત ! યાદ રાખો કે આ સઘળું કર્મ કરાવે છે ! તમે કદાચ આ કર્મને ન માનો, તેની હસ્તિ સ્વીકારવાની ના પાડી 'કર્મ' જેવી કોઇ ચીજ નથી જ એવો દાવો કરો; તો તમારા આવા વિતંડાવાદથી કર્મ કાંઈ તેની ભયંકરતાનો ત્યાગ કરી દેવાનું નથી !

સસલાની આગળ કૂતરો દોડતો આવી રહ્યો છે. સસલો આંખ મીચી લે છે તેથી એમ નથી થતું કે સસલો બચી જાય છે ! આંધળો સાપને નથી દેખી શકતો; માટે સાપ તેને નહિ કરડે એવો નિયમ નથી જ ! ત્યારે હવે એવો પ્રશ્ન ઉપજે છે કે વસ્તુ જો કે તેના સ્વભાવનું પરિણામ તો ઉપજાવવાની જ છે ત્યારે હવે એ વસ્તુની ભયંકરતા

જાણવાથી લાભ છે કે તેની ભયંકરતા ન જાણવાથી લાભ છે ? આંધળો ન દેખી શકે તેથી સર્પ તેને છોડતો નથી પણ જો તે દેખતો હોય; સાપનું યમકૃત્ય જાણતો હોય તો તે સાપને દૂર ફેંકી દઈ શકે છે.

એ જ પ્રમાણે કર્મ ફેંકી દેવાના પ્રયત્નો પણ તે જ કરી શકે કે જે એની ભયંકરતા જાણે છે. અર્થાત્ હવે તમારે કબૂલ રાખવું જ પડશે કે જન્મ અને કર્મમાં આત્મા ફસાએલો છે, એટલું જ તમારે જાણવાની જરૂર નથી જ પણ એ ફસામણ અનાદિકાળની છે. એ ભયંકરતા પણ તમારે જાણવી જ રહી ! ! અને તે ભયંકરતા પણ અમારે તમોને દર્શાવવી જ રહી ! ! !

જે સાપ દેખે છે, તે જ સાપને દૂર ફેંકી દઈ શકે છે. તે જ પ્રમાણે કર્મ અને તેનાં કારણો તથા એની ભયંકરતા પણ જે જાણતો હોય તે જ એને દૂર ફેંકવાના યત્નો કરી શકે છે. દસ બાર દિવસ લાગલાગટ તાવ આવે છે ત્યાં તો આપણે ગભરાઈ જઇએ છીએ ! દસબાર મહિના જો લાગલાગટ તાવ આવે તો ક્ષયની બીક આપણને ગભરાવે છે ! દાકતર કહે છે કે 'ક્ષય છેઃ પરેજી કરો, તેલનો સ્પર્શ ન કરો, મીઠામરચાંની ગંધ પણ ન લેશો,' આપણે તે કબૂલ રાખીએ છીએ. હવે જો હાડકાં–ચામડાંનો તાવ આટલો બધો ભયંકર લાગે છે, અને તેને ટાળવાને માટે આપણે આવા આકળા થઇને ઉપાયો કરીએ છીએ, તો પછી તમે જ ખ્યાલ કરો કે આત્માને જે કષાયોરૂપી તાવ લાગેલો છે તેને ટાળવા માટે આપણે તેટલી જ ઉત્સુકતાથી પ્રયત્નો શા માટે કરતા નથી ?

આનું કારણ એટલું જ છે કે એ આત્માના તાવની ભયંકરતા અને તેના જૂનાપણાથી આપણે અજ્ઞાત છીએ. એ ભયંકરતાનો અને આત્માના તાવની મહત્તાનો જો માણસને ખ્યાલ હોત તો જેમ શરીરના તાવને તે ભયંકર લેખે છે અને તેને ટાળવાના યત્નો કરે છે, તેવા જ પ્રયત્નો તેણે આત્માનો તાવ ટાળવાને માટે પણ અવશ્ય કર્યા જ હોત ! શરીરનો તાવ શરીરનો નાશ કરી આત્માને છૂટો પાડે છે પણ આત્માનો તાવ તો એવો ઝેરી છે કે ત્યાંથી જો નિગોદમાં ગયા-

તેમજ બીજાને પણ લાડવા આપી પૌષધ કરાવવાની પ્રવૃત્તિને આદરશે, એ વસ્તુ નિર્વિવાદ છે. અર્થાત્ દવા રોકનારો બાળકનો શત્રુ છે તેમ "લાડવા આપીને પૌષધ શા માટે કરાવવો !" એવું કહીને આજે જેઓ ધાર્મિક ક્રિયાઓને અવરોધવાની વાતો કરે છે તેઓ પણ માની લો કે માનવસમાજના મહાભારત શત્રુઓ જ છે ! !

**દ્રવ્યક્રિયા ઉપકારક છે.**

આ કથનનો અર્થ પણ એટલો જ છે કે દ્રવ્યક્રિયા પણ રોકવા જેવી તો નથી જ ! આજે જે દ્રવ્યક્રિયાથી ધર્મમાં જોડાએલો છે તે જતે દિવસે દ્રવ્યક્રિયા વગર પણ સ્વતંત્ર ધર્મપાલન કરતાં શીખશે ! માત્ર એ વાતાવરણને વાર લાગશે પણ એ જ્યારે સમજણો થશે. ધર્મની સાચી મહત્તાને સમજશે, દ્રવ્યક્રિયા વિનાના ધર્માચરણની ઉત્તમતા દેખશે કે પછી તરત જ એ લાડવા માટે પૌષધ કરનારો કિંવા પ્રભાવના માટે વ્યાખ્યાન સાભળનારો નહિ જ રહે ! પણ એ સમજણો થયો નથી કે સ્વતંત્ર ધર્મની મહત્તાને જોઇ શક્યો નથી ત્યાં સુધી તે દ્રવ્યક્રિયાને અનુસરીને પણ ધર્માચરણ કરતો હોય, તો એનું તે ધર્માચરણ "લાડુ સાથેની દવા" પ્રમાણે ચાલવા દેવું જોઈએ અને અને એવા ધર્માચરણ સામે જેઓ લાલ આંખો કરે છે તેઓ નિઃસંશય સમાજના શત્રુઓ છે મિત્રો તો નથી જ ! એ તમારે સમજી લેવું ઘટે ! !

**બળાત્કારે કરેલો ધર્મ પણ લાભદાયક છે.**

બાળક દવા નથી પીતો, ત્યારે તેના માબાપ તે બાળકને બળાત્કારે દવા પાય છે આ દવા પાવામાં માતાપિતાની શું ક્રૂરતા છે એમ તમો કહી શકશો ? કોઈ પણ સમજણો માણસ એમ કહી ન શકે કે આ રીતે દવા પાનાર માબાપ બાળકો પર અત્યાચાર કરે છે. બાળક વધારે તોફાની હોય, દવાનું નામ સાંભળીને કંપતો હોય ત્યારે માબાપ બાળકોને પરાણે પકડીને, તેના મોઢામાં વેલણ ઘાલીને તેને દવા પાવી પડે છે ! દોઢડાહ્યાઓ આ પ્રસંગે માબાપોની ક્રૂરતા જુએ છે, પરંતુ તેઓ દવાને અંગે માતાપિતાની દયાને નથી જોઈ શકતા ! એટલું જ નહિ પણ સામા પેલા છોકરાને શિખામણ આપવા તૈયાર થાય છે.

કે 'તારા માબાપ ઘાતકી છે, હવે દવા પાવા આવે તો સત્યાગ્રહ કરજે ! દવા ન પીતો ! મોઢું ના ઉઘાડતો અને મોઢામાં બળાત્કારે વેલણ નાખે તો એને પકડી લેજે !'

કહો, મહાનુભાવો ! આવા સલાહકારોને તો બાળકોના મિત્રો કહેશો કે બાળકોના ઘોર શત્રુઓ કહેશો ? તમારે આવા મૂર્ખા સલાહ-કારોની ગણના બાળકોના શત્રુઓમાં જ કરવી પડશે ! આવી રીતના મૂર્ખાઓ ધર્મને વિષે પણ નજરે પડે છે; જેમ બાળક આવા મૂર્ખા-સલાહકારોને જ અવલંબે તો રોગથી તે બાળકનો વિનાશ જ થાય છે; તે જ પ્રમાણે ધર્મને વિષે પણ આવા જે મૂર્ખાઓ છે; તેમને અનુસરનારાઓની એવી જ દશા થાય છે !

સાધુની પાસે છોકરાને બે કલાક ભણવા બેસાડ્યો : બાળકે ઉપવાસ કર્યો, પૌષધ કર્યો કે આવા નકલી ધૂતારાઓ તરત બૂમ મારી ઉઠે છે કે : "અરે ! બિચારાને ગોંધી મૂકયો, બિચારાને ભૂખે માર્યો:" આવા આવા શબ્દો બોલીને આ મૂર્ખાઓ દવારૂપી ધર્મક્રિયાથી ખોટી દયા ખાઇ મનુષ્યોને ઉપવાસાદિમાંથી રોકે છે, પણ દીલગીરીનો વિષય છે કે તેઓ અધર્મ આત્માની ભયંકર રખડંપટ્ટીનો ખ્યાલ કરી શકતા નથી. આવા સલાહકારો પોતે ડૂબે છે અને સાથે સાથે તેઓ બીજાને પણ ડૂબાડતા જાય છે. વિચારો ન કરનારા કરતાં વિચારો કરનારો સારો છે, જેને બિલકુલ ધર્મ સાથે લેવાદેવા જ નથી, તેના વિચાર સરખા પણ જેના મનમાં આવતા નથી, તેના કરતાં જેના અંતરમાં "હું ધર્મ કયારે સાધીશ ! " એવો વિચાર આવે છે તે પણ ઉત્તમ છે.

તે જ પ્રમાણે દ્રવ્યથી થએલી ધર્મપ્રવૃત્તિ પણ સારી છે, કારણ કે તેથી ધાર્મિક ભાવની ઉત્પત્તિ થવા પામે છે. તમો અહીં એવો પ્રશ્ન ઉઠાવશો કે શું ધર્મ બળાત્કારથી પણ થાય છે ખરો ?

તમારા પ્રશ્નનો આપણે ધીરજપૂર્વક વિચાર કરીએ આ પ્રશ્ન સમજવા માટે એક એક ઉદાહરણ લો : એક શ્રીમંત શેઠ છે. શેઠ ઘણો વિદ્વાન્ છે. વિદ્વાન્ છે, તેવો જ તે ધર્મિષ્ઠ પણ છે. તેની ધર્મશ્રદ્ધા અતૂલ છે. ધર્મની પાછળ તે સહુ કાંઈ પણ ફગાવી દેવાને તૈયાર છે ! આ શેઠને એક છોકરો છે : દેવતાને ઓલવી નાખીએ એટલે તેના જેમ

તો ખલાસ ! એ તાવ આ રીતે નિગોદમાં મોકલે, તો ત્યાં ચાર ઇંદ્રિયોનો લોપ અને માત્ર એક જ ઈન્દ્રિય હોય તેવા ભવમાં જન્મ મળે છે અને ત્યાં ભટકવું પડે છે !

## લાલચ આપીને પણ ધર્મ કરાવવો

તાવ ક્ષયનો છે કે બીજો છે. તે તાવની ભયંકરતાને જે માણસ જાણતો નથી તેવો માણસ ચરી પાળવાની જરૂર પણ નહિ સમજી શકે, એ વાત તદ્દન વાસ્તવિક છે. જે માણસ ક્ષયની ગંભીરતા જાણતા નથી તેને તમે ચરી પાળવાનું કહેશો તો તમોને એ પોતાનો શત્રુ જાણશે ! તમોને જોશે ત્યાંથી તમારા ઉપર દાંતિયા કરશે અને છતાએ જો તમો તેને બળાત્કારે કરી પળાવવા જશો તો છેવટે બજારૂ હોટલોમાં પણ જઈને તે ચરી ભાંગી આવે છે !'

આ બધાનું કારણ એટલું જ છે કે રોગની ભયંકરતાનો ખ્યાલ એ માણસના દીલમાં હજી વસ્યો નથી. એ જ પ્રમાણે શ્રી જિનેશ્વર-દેવો એ આપણા આત્મિક ધન્વંતરીઓનું કામ કરે છે ! દાકતર તો એક ભવના શારીરિક રોગનો વિનાશક છે પણ જિનેશ્વર ભગવાનો તો આત્માના ભવોભવના રોગોના વિનાશક છે. જે દરદી રોગનું મહત્ત્વ સમજ્યો છે તે રોગી પોતાને માટે ડોકટરની આવશ્યકતા અને તેની ઉપકારકતાને સમજી જાય છે પણ જે રોગી રોગની મહત્તાને નથી સમજ્યો, તેને માટે શો ઉપાય કરવો પડે છે; તેનો જરા ખ્યાલ કરો !

મોટો સમજણો દરદી હોય તો તેને સમજાવી, ધમકાવીને તેને દવા પાવામાં આવે છે અને જો દરદી બાળક હોય તો તેને મીઠાઈની લાલચ આપીને પણ દવા પાવામાં આવે છે. જેમ મીઠાઈની લાલચ આપીને અજ્ઞાનને દવા પાવામાં આવે છે તે જ રીતે ધર્મ કરવાને પંથે પણ વિષયકષાયોનો યથાર્થ ખ્યાલ નહિ રાખનારા માનવીઓને પરાણે પ્રેરવા પડે છે ! લાલચ દેખાડીને પણ તેમને ધર્મમય જીવન ગાળનારા બનાવવા પડે છે અને એમ કરવામાં જરૂર કર્તવ્ય રહેલું છે

પ્રભાવનામાં પતાસાં, પેંડા, નાળિયેર વગેરે વહેંચવામાં આવે છે. આપણે કબૂલ કરવું જ પડશે કે એટલીએ લાલચ છે, પણ આ

લાલચ શા માટે આપવામાં આવે છે ? મનુષ્યોને ધર્મને પંથે પ્રેરવા માટે; નહિ કે કોઈ બીજા કારણને માટે ! તેમ છતાં એટલું તો કહેવું જ પડશે કે જેમ પતાસાંની લાલચે દવા પીનારા દવાની મહત્તાને કે રોગની ભયંકરતાને સમજી શકેલા નથી, તે જ પ્રમાણે પ્રભાવનાની લાલચે વ્યાખ્યાન સાંભળવા આવનારાઓ અથવા લાડવા માટે પૌષધ કરનારાઓ એ વ્રતોને અને આત્માને લાગુ પડેલા તાવની ભયંકરતાને સમજી શક્યા નથી ! આજે ભલે તેઓ લાલચથી ધર્મનું વર્તન કરે છે, આજે ભલે લાડવાની લાલચે પૌષધ કરે છે પણ નક્કી માનજો કે આજે જેઓ કોઈ જાતની લાલચથી પણ ધર્માચરણ કરે છે; તેઓ આવતી કાલથી લાલચ વિના પણ તેમ કરવાને જરૂર પ્રેરાયા વિના નહિ રહે!

### તમારા શત્રુને ઓળખો !

બાળક નાનો છે, દવા પીતો નથી, તેથી તેને ગોળનો લાડુ બનાવી દવા પાવી પડે છે. આ ગોળનો લાડુ બાળક ન ખાય એ આપણી સૌની ઈચ્છા છે ! પણ ગોળના લાડુ વિના તે દવા ન જ પીતો હોય તો "ગોળનો લાડુએ ન આપો અને દવાએ ન આપો !" એવું પ્રતિપાદન કરીને બાળકની દવા તોડાવી નાખનારને તમે કેવો માનશો ? જરૂર એમ કહેવું જ પડશે કે જે બાળકની દવા તોડાવી નાખે છે, તે બાળકનો મિત્ર નથી, પણ શત્રુ છે. એ જ પ્રમાણે ધર્માચરણ માટે પણ સમજી લો ! "લાડુ, પતાસાં પ્રભાવના વિના અજ્ઞ જ ધર્મવર્તન નથી કરી શકતો; તો એવા અજ્ઞાનીને લાલચ પણ ન આપો અને તેની પાસે ધર્મક્રિયા પણ ન કરાવો" એવું કહેનારો પેલા અજ્ઞાન માણસનો ભયંકર શત્રુ છે.

જેમ બુદ્ધિહીન બાળકની દવા રોકનારો બાળકનો શત્રુ છે તે જ પ્રમાણે ધર્માચરણ રોકનારો, તે માણસનો પણ પરમ શત્રુ જ છે. અલબત્ત લાલચ રોકવા જેવી છે, એની તો કોઈપણ ના પાડી શકતું જ નથી, પણ આજે જે ધર્મની યથાર્થ કિંમત સમજ્યા વિના લાડુ, પતાસાં કે નાળિયેરથી ધર્મક્રિયા કરવાને પ્રેરાય છે, તે જ કાલે ધર્મ-વર્તનની મહત્તા સમજતાં આપોઆપ પોતે લાલચનો ત્યાગ કરશે જ;

તેમજ બીજાને પણ લાડવા આપી પૌષધ કરાવવાની પ્રવૃત્તિને આદરશે, એ વસ્તુ નિર્વિવાદ છે. અર્થાત્ દવા રોકનારો બાળકનો શત્રુ છે તેમ "લાડવા આપીને પૌષધ શા માટે કરાવવો !" એવું કહીને આજે જેઓ ધાર્મિક ક્રિયાઓને અવરોધવાની વાતો કરે છે તેઓ પણ માની લો કે માનવસમાજના મહાભારત શત્રુઓ જ છે ! !

**દ્રવ્યક્રિયા ઉપકારક છે.**

આ કથનનો અર્થ પણ એટલો જ છે કે દ્રવ્યક્રિયા પણ રોકવા જેવી તો નથી જ ! આજે જે દ્રવ્યક્રિયાથી ધર્મમાં જોડાએલો છે તે જતે દિવસે દ્રવ્યક્રિયા વગર પણ સ્વતંત્ર ધર્મપાલન કરતાં શીખશે ! માત્ર એ વાતાવરણને વાર લાગશે પણ એ જ્યારે સમજણો થશે. ધર્મની સાચી મહત્તાને સમજશે, દ્રવ્યક્રિયા વિનાના ધર્માચરણની ઉત્તમતા દેખશે કે પછી તરત જ એ લાડવા માટે પૌષધ કરનારો કિંવા પ્રભાવના માટે વ્યાખ્યાન સાભળનારો નહિ જ રહે ! પણ એ સમજણો થયો નથી કે સ્વતંત્ર ધર્મની મહત્તાને જોઈ શક્યો નથી ત્યાં સુધી તે દ્રવ્યક્રિયાને અનુસરીને પણ ધર્માચરણ કરતો હોય, તો એનું તે ધર્માચરણ "લાડુ સાથેની દવા" પ્રમાણે ચાલવા દેવું જોઈએ અને અને એવા ધર્માચરણ સામે જેઓ લાલ આંખો કરે છે તેઓ નિઃસંશય સમાજના શત્રુઓ છે મિત્રો તો નથી જ ! એ તમારે સમજી લેવું ઘટે ! !

**બળાત્કારે કરેલો ધર્મ પણ લાભદાયક છે.**

બાળક દવા નથી પીતો, ત્યારે તેના માબાપ તે બાળકને બળાત્કારે દવા પાય છે. આ દવા પાવામાં માતાપિતાની શું ક્રૂરતા છે એમ તમો કહી શકશો ? કોઈ પણ સમજણો માણસ એમ કહી ન શકે કે આ રીતે દવા પાનાર માબાપ બાળકો પર અત્યાચાર કરે છે. બાળક વધારે તોફાની હોય, દવાનું નામ સાંભળીને કંપતો હોય ત્યારે માબાપ બાળકોને પરાણે પકડીને, તેના મોઢામાં વેલણ ઘાલીને તેને દવા પાવી પડે છે ! દોઢડાહ્યાઓ આ પ્રસંગે માબાપોની ક્રૂરતા જુએ છે, પરંતુ તેઓ દવાને અંગે માતાપિતાની દયાને નથી જોઈ શકતા ! એટલું જ નહિ પણ સામા પેલા છોકરાને શિખામણ આપવા તૈયાર થાય છે.

કે 'તારા માબાપ ઘાતકી છે, હવે દવા પાવા આવે તો સત્યાગ્રહ કરજે! દવા ન પીતો! મોઢું ના ઉઘાડતો અને મોઢામાં બળાત્કારે વેલણ નાખે તો એને પકડી લેજે!'

કહો, મહાનુભાવો! આવા સલાહકારોને તો બાળકોના મિત્રો કહેશો કે બાળકોના ઘોર શત્રુઓ કહેશો? તમારે આવા મૂર્ખા સલાહ-કારોની ગણના બાળકોના શત્રુઓમાં જ કરવી પડશે! આવી રીતના મૂર્ખાઓ ધર્મને વિષે પણ નજરે પડે છે; જેમ બાળક આવા મૂર્ખા-સલાહકારોને જ અવલંબે તો રોગથી તે બાળકનો વિનાશ જ થાય છે; તે જ પ્રમાણે ધર્મને વિષે પણ આવા જે મૂર્ખાઓ છે; તેમને અનુસરનારાઓની એવી જ દશા થાય છે!

સાધુની પાસે છોકરાને બે કલાક ભણવા બેસાડ્યો: બાળકે ઉપવાસ કર્યો, પૌષધ કર્યો કે આવા નકલી ધૂતારાઓ તરત બૂમ મારી ઉઠે છે કે: "અરે! બિચારાને ગોંધી મૂકયો, બિચારાને ભૂખે માર્યો:" આવા આવા શબ્દો બોલીને આ મૂર્ખાઓ દવારૂપી ધર્મક્રિયાથી ખોટી દયા ખાઇ મનુષ્યોને ઉપવાસાદિમાંથી રોકે છે, પણ દીલગીરીનો વિષય છે કે તેઓ અધર્મ આત્માની ભયંકર રખડપટ્ટીનો ખ્યાલ કરી શકતા નથી. આવા સલાહકારો પોતે ડૂબે છે અને સાથે સાથે તેઓ બીજાને પણ ડૂબાડતા જાય છે. વિચારો ન કરનારા કરતાં વિચારો કરનારો સારો છે, જેને બિલકુલ ધર્મ સાથે લેવાદેવા જ નથી, તેના વિચાર સરખા પણ જેના મનમાં આવતા નથી, તેના કરતાં જેના અંતરમાં "હું ધર્મ કયારે સાધીશ!" એવો વિચાર આવે છે તે પણ ઉત્તમ છે.

તે જ પ્રમાણે દ્રવ્યથી થએલી ધર્મપ્રવૃત્તિ પણ સારી છે, કારણ કે તેથી ધાર્મિક ભાવની ઉત્પત્તિ થવા પામે છે. તમો અહીં એવો પ્રશ્ન ઉઠાવશો કે શું ધર્મ બળાત્કારથી પણ થાય છે ખરો?

તમારા પ્રશ્નનો આપણે ધીરજપૂર્વક વિચાર કરીએ. આ પ્રશ્ન સમજવા માટે એક એક ઉદાહરણ લો: એક શ્રીમંત શેઠ છે. શેઠ ઘણો વિદ્વાન્ છે. વિદ્વાન્ છે, તેવો જ તે ધર્મિષ્ઠ પણ છે. તેની ધર્મશ્રદ્ધા અતૂલ છે. ધર્મની પાછળ તે સહુ કાંઈ પણ ફગાવી દેવાને તૈયાર છે! આ શેઠને એક છોકરો છે: દેવતાને ઓલવી નાખીએ એટલે તેના જેમ

કોલસા થાય છે તેમ આ શેઠનો છોકરો નર્યો કોલસા જેવો છે ! ધર્મ શી ચીજ છે તેનું સ્મરણ પણ તેને કંપાવે છે ! શેઠે વિચાર કર્યો કે; 'ક્યાં હું આવો ધર્મનિષ્ઠ અને ક્યાં આ મારો સંતાન મારાથી સર્વથા ઉલટો !' શેઠે તો હવે દરરોજ તેને ધર્મનાં વ્યાખ્યાનો કહેવા માંડયાં, તેને ધાર્મિક પુસ્તકો વાંચવા આપવા માંડયાં ! ગુરુ પાસે મોકલવા માંડયો ! પણ છોકરો એવો પથ્થર જેવો કે કાંઈ દહાડો વળે જ નહિ !

શેઠે વિચાર કર્યો કે કોઈપણ રીતે મારે આને સુધારવો તો જોઈએ જ ! પથ્થર-હીરા, મોતી, માણેકના માલિકો પોતાના વારસામાં પથ્થર વગેરે આપે છે. જે જેની પાસે હોય તે તે વારસામાં આપે છે. મારી ધર્મવૃત્તિ પણ ત્યારે જ પ્રમાણ કે જ્યારે હું મારી ધર્મવૃત્તિનો જ વારસો પુત્રને આપી શકુ ! હું તમોને પૂછું છું કે પેલા શેઠની એ વૃત્તિ શું ગેરવ્યાજબી હતી ? નહિ ! જરા પણ નહિ !

### સારામાં સારો વારસો કયો ?

તમારા કુળમાં જે આત્મા જન્મે છે તે આત્માને ફાયદો શો ? આત્મા જૈનકુળમાં કયો ભરોસો રાખીને આવે છે તે જાણો છો ? ગયા ભવમાં આત્મા; જૈનકુળ વિના, જૈનધર્મ વિના ચક્રવર્તિપદ મળતું હોય તો તે ન જોઈએ પણ જૈનકુળ મળે—જૈનધર્મ મળે અને ત્યાં ભયંકર દરિદ્રતા હોય તો તે કબૂલ છે, એવો ભરોસો રાખીને-એવો વિશ્વાસ રાખીને આત્મા તમારે ત્યાં જૈનકુળમાં જન્મે છે ! પથ્થરનો વારસો તો અન્યદર્શનીઓ પણ આપે જ છે ને ? ત્યારે તમારે શ્રેષ્ઠ વારસો કયો આપવાનો છે ? ધર્મવૃત્તિનો ! અને જો એ વારસો તમે આપો તો જ તમારા ઉપર વિશ્વાસ રાખી તમારે ત્યાં આત્માએ જન્મ લીધેલો પણ પ્રમાણ છે ! આત્માએ રાખેલા વિશ્વાસને તમે વફાદાર ન રહો, એ વારસો તમો તેને ન આપો, તો સમજો કે તમો વિશ્વાસઘાતી છો: તમે ભયંકર વિશ્વાસઘાત કર્યો છે.

શેઠે આવા વિચારો પોતાના અંતરમાં વણી લીધા હતા. તેનું હૃદય જાણે ધર્મનું ક્ષેત્ર જ બની ગયું હતું ! હવે જેમ જેમ પેલો છોકરો વધારે અધર્મ આદરતો જાય, તેમ તેમ શેઠને વધારે ગ્લાનિ થાય અને શેઠ સંતાનને સુધારવા માટે વધારે અને વધારે પ્રમાણમાં પરિશ્રમ લેતા

જાય! શેઠે વિચાર કર્યો કે મારો પુત્ર પીળા ચાંદલાને શરણે આવ્યો છે. આપણા બોર્ડ નીચે આવ્યો છે. આપણું બોર્ડ વાંચી તે આપણા કુળમાં જન્મ્યો છે માટે જો તેને ધર્મ ન આપીએ તો તેણે આપણું વાંચેલું બોર્ડ નકામું જ ગયું છે અને આપણે બોર્ડ ખોટું માર્યું છે એ જ તેનો અર્થ થાય છે! એ જૈનધર્મનું બોર્ડ કયું? પીળો ચાંદલો!

પીળો ચાંદલો એ જૈનધર્મનું બોર્ડ છે: હવે તમે વિચાર કરો: ડાક્તરે દવાખાનાનું પાટિયું માર્યું છે! દવાખાનામાં ડાક્તર સાહેબ પગ પર પગ ચઢાવીને બેઠા પણ છે, પરંતુ ડાક્તર સાહેબ પાસે દવા નથી! અથવા દવા છે પણ તેઓ તે આપતા નથી!! વિચાર કરો, તમે આ ડાક્તરને કર્તવ્યપરાયણતા વિનાનો કહેશો કે બીજું કાંઈ? તેણે બોર્ડ મારીને લોકોને છેતર્યા છે, એ જ તેનો અર્થ થાય કે બીજું કાંઈ?

હવે તમારી સ્થિતિનો વિચાર કરો: તમે જૈનત્વનું બોર્ડ માર્યું છે! કપાળમાં પીળો ચાંદલો કર્યો છે અને તે બોર્ડ માર્યા છતાં એ બોર્ડ પર વિશ્વાસ રાખી ચક્રવર્તીની ઋદ્ધિસિદ્ધિ છોડીને તમારે ત્યાં આવેલાને તમે જૈનત્વ ન આપી શકો તો તમે પણ પેલા ડાક્તરના જેવા જ વિશ્વાસઘાતી અને દંભી ગણાઓ કે બીજું કાંઈ?

પેલો બિચારો શેઠ આવા વિચારમાં ખૂબ મૂંઝાયો! છેવટે તેણે તેનો રસ્તો શોધી કાઢ્યો. ઘરમાં જવા આવવાનું જે બારણું હતું તે તોડી નંખાવ્યું: બારણું તદ્દન નાનું કરાવી નાખ્યું. હવે બારણામાંથી જતાં પેલા છોકરાને વાંકા વળીને જવું પડે અને પછી ઊંચે જોવું પડે! આ બારણામાંથી નીકળતાં જે જગ્યાએ નજર પડતી હતી, તે જગ્યા ઉપર શેઠે શ્રી જિનેશ્વરદેવની પ્રતિમા મૂકાવી દીધી, અને આ રીતે પેલા છોકરાને બારણામાંથી નીકળતાં અને પેસતાં હંમેશાં શ્રી જિનેશ્વરદેવનાં દર્શન થવા લાગ્યાં! આ જો કે અરૂચિપૂર્વકનો બળાત્કાર છે, પેલો છોકરો શ્રી જિનેશ્વરને દેવ તરીકે માનતો નથી પણ તે છતાં પિતા તેને ધર્મ પમાડવાના પ્રયત્ન કરે છે!

આવા પ્રયત્નો જરૂર વંદનીય છે, તેનો વિરોધ જેઓ મગશેળીયા જેવા હોય તેઓ જ કરી શકે, બીજા નહિ! મગશેળીયો ફાટે ત્યારે તે કોઈનો થતો નથી. મગશેળીયો બકવા લાગ્યો કે કોની તાકાત

છે કે મને ઓછો કરે? તરત પુષ્કરાવર્તની વૃષ્ટિ થઈ! પણ વૃષ્ટિ થતાં જ મગશેળીયો ધૂળમાં દટાઈ ગયો! વર્ષા બંધ થઈ, એટલે પાછો નીકળ્યો! ન ભેદાયો કે ન ભિંજાયો અને વળી ઉપરથી મશ્કરી કરવા લાગ્યો! આવા મગશેળીયા આજે પણ બહુ છે. પોતાનામાં ધર્મની રૂચિ નથી અને બીજા ધર્મને પમાડવાના યત્નો કરે છે, તેની હાંસી કરે છે! આવાને મગશેળીયા માનીને જ આપણે જતા કરવા જોઈએ!

શેઠે ઘણા ઘણા પરિશ્રમો વેઠયા, પુષ્કળ પુષ્કળ યત્નો કર્યા પણ બંદા પકડેલું પૂંછડું છોડે તેવા ન હતા! શ્રાવકકુળમાં જન્મ, સંસ્કારી અને સુધર્મી પિતા, એટલી બધી સંપત્તિ કે પાપ આચરીને પૈસો પેદા કરવાની તો વૃત્તિ પણ ન થાય! વૈમાનિક દેવતાની સ્થિતિ મેળવી શકે તેવો સુંદર યોગ હોવા છતાં; એ અકર્મીએ તેનો લાભ ન લીધો અને પરિણામ એ આવ્યું કે ગયો માછલામાં!

અસંખ્યાત યોજન જળથી ભરેલા સમુદ્રજળમા માછલાની સ્થિતિને તે પામ્યો, હવે તો માછલાની સ્થિતિ મળી છે. ભાઈ પાણીમાં મઝા કરે છે. નાની નાની માછલીઓ ખાઇ આનંદ ભોગવે છે. એટલામાં એક દિવસ ઓચિંતી જિનેશ્વરની મૂર્તિના આકારની માછલી તેની નજરે પડી! આ માછલીને જોતાં જ તેનો જિનપ્રતિમા જેવો આકાર જોઈ તેને જાતિસ્મરણ થયું પિતાએ પોતાને ધર્મપથે વાળવા કરેલી પ્રવૃત્તિ યાદ આવી. પોતાની કરેલી ભૂલ માટે પસ્તાવો થયો અને જિનમૂર્તિના દર્શનથી સમ્યક્ત્વ પામી તે દેવલોકે ગયો!

### બળાત્કારે થયેલો ધર્મ પણ તારે છે.

મહાનુભાવો! હવે તમે જ વિચારો કે બળાત્કારે કરાવેલું ધર્માચરણ પણ ફળ આપે છે કે નહિ? તમે સાધારણ ઉદાહરણ ધ્યાનમાં લેશો તો પણ આ વિષયની મહત્તા તમારા ખ્યાલમાં આવ્યા વિના રહેવાની નથી! સોમલ! સોમલના ગુણદોષ તો તમે જાણો જ છોને! હવે ધારો કે એ સોમલ કોઈએ તમોને બળાત્કારે ખવડાવી દીધું છે તો શું એ સોમલનાં પરિણામો તમારે નહિ ભોગવવાં પડે! બળાત્કારે સોમલ ખાનારો પણ મરણ પામે છે! અજ્ઞાનતાથી ગોળમાં લપેટેલું સોમલ ખાનાર પણ મરે છે, રાજીખુશીથી સોમલ

ગોળમાં વીંટાળીને ખાનારો પણ મરે છે, સોમલ છે અને તે સ્વાદમાં દુષ્ટ છે, એવું જાણીને પણ તે ખાનારો મરે છે. અને પોતે શું ખાય એની બેદરકારી રાખીને જે અજ્ઞાનવશ સોમલ ખાય છે તે પણ મરે છે. અર્થાત્ કે ગમે તે પ્રકારે સોમલ ખાનારને સોમલના પુદ્ગલો પોતાનો પ્રભાવ બતાવે છે, તે જ રીતે ધર્માચરણ પણ ગમે તે પ્રકારે થયું હોય તે છતાં તે તારનારું છે એ હવે સિદ્ધ થાય છે.

**દ્રવ્યક્રિયા જરૂરી તો છે જ !**

આ ઉપરથી તમે સમજી શકશો કે દ્રવ્ય અનુષ્ઠાન કે ક્રિયાધર્મ એ રોકવા યોગ્ય નથી. આજે જે દ્રવ્યનું અનુષ્ઠાન પાળનારો હશે તે જ્યારે ધર્મની મહત્તા સમજશે, ત્યારે તે આપોઆપ સાચા શુદ્ધ ધર્મના માર્ગ પર આવશે. જ્યારે છોકરો જાણતો થશે કે મને ક્ષય થયો છે, ત્યારે તે ગોળ વિના પણ દવાની ભૂકી તમોને વગર પૂછે ગળા નીચે ઉતારી જશે ! આજે દ્રવ્યમાં હશે તો કાલે ભાવમાં આવશે ! માટે અલબત્ત અવગુણ રોકવા તો યત્નો કરવા જ જોઈએ, પણ દ્રવ્યક્રિયા કદી પણ રોકવી ન જ જોઈએ !

એક માણસને ઉધરસ થઈ છે. ઉધરસ ટાળવા માટે દાક્તર તેને બીડીનો ત્યાગ કરવાનું કહે છે. હવે આ માણસ બીડીના ત્યાગના પચ્ચક્ખાણ માગે છે, તો એ માણસને પચ્ચક્ખાણ આપવા કે ન આપવા ? જરૂર અપાય ! આજે એ રીતે પચ્ચક્ખાણ લેશે, તો તે ધર્મસરણીને પહેલે પગથીએ આવશે ! પહેલે પગથીએ આવેલાને કાલે ઊંચે ચઢવાનું જ્ઞાન થશે. દ્રવ્યથી પચ્ચક્ખાણ માગે છે તો પણ તેને તે આપવા એ જ કર્તવ્ય છે, પણ ખાત્રી રાખો કે આજે એ દ્રવ્યથી પચ્ચક્ખાણ કરનારો છે તે કાલે જરૂર ભાવમાં આવવાનો છે. **દ્રવ્યક્રિયાને સુધારવી ઉચિત છે પણ તેનો નાશ કરવો એ તો મૂર્ખાઇ** છે. છોકરો માંદો પડે છેઃ બોલો, હવે શું કરશો ? છોકરાની દવા કરાવવી કે તેને મારી નાખવો ? એક જ જવાબ આપશો કે એને સુધારવો ! તે જ પ્રમાણે દ્રવ્યક્રિયાને પણ સુધારવી જ જોઈએ. તેને મારી નાખવાની જરૂર નથી !

હવે આપણા મુદ્દા તરફ આપણે પાછા ફરવાનું છે. જેઓ એમ નથી સમજ્યા કે આત્માને જન્મજરામરણ રૂપી રોગ અનાદિકાળનો લાગ્યો છે. તેમને એ રોગની મહત્તાનો એ રોગની વિકટતાનો ખ્યાલ આપવા માટે જ આત્માને જન્મ–કર્મનો રોગ અનાદિનો છે એમ વારંવાર કહેવું જ જોઈએ, અને જેઓ આ સત્ય સમજ્યા છે તેમની પણ એ સમજણ કાયમ રહે. પવનના ઝપાટામાં દીવાની જ્યોત ઊડી જાય છે, તેમ સંસારના સ્વાર્થસમીરના ઝપાટામાં તેમની સમજણ-જ્યોત્ ઊડી ન જાય તે માટે; જેઓ એ સત્ય સમજ્યા છે તેમને પણ એ વાત વારંવાર કહેવાની જરૂર છે કે "હે ધર્મવાનો ! આત્માને અનાદિથી જન્મકર્મનો મહારોગ લાગુ પડયો છે."

"અનાદિથી આ રોગ ચાલુ છે" એમ વારંવાર કહેવાનું કારણ એ જ છે કે તમોને એ રોગની ભયંકરતાનો ખ્યાલ સંપૂર્ણપણે આવી શકે : અને એનો પૂરેપૂરો ખ્યાલ તમારે લાવવો જ જોઈએ. તેનું કારણ એ છે કે એ ખ્યાલ થાય તો જ તમો એ ભયંકર રોગ માટે જલદ ઉપાય અજમાવી શકો.

બીજી વાત એ કે આ રોગ ટાળવાનું મહારસાયણ તે ધર્માચરણ છે. એ વિના ક્ષયની બીજી ઔષધિ નથી. ત્રીજી વાત એ છે કે એ ધર્માચરણની દિશાએ જે દ્રવ્યક્રિયા થાય છે તે પણ હિતાવહ છે અને તેથી એ દ્રવ્યક્રિયાનો નાશ ન કરતાં તેમાંથી દ્રવ્ય ભાવ દૂર કરવાનો જ યત્ન કરવો જોઈએ.

અને છેલ્લી અને ચોથી વાત એ છે કે આ મહારસાયણના શોધક રસાચાર્ય ધન્વંતરી જિનેશ્વર ભગવાન્ છે, તેમને જેઓ દર્શાવે છે, એ રસાચાર્યની જેઓ ઓળખાણ આપે છે તે સાધુઓ છે. તે સાધુઓને અને એ રસાચાર્યને જે શ્રદ્ધાપૂર્વક શરણે જાય છે, તે જ એ રસાયણ ખાઈ શકે છે ! હવે એ રસાયણ ખાવાનો એટલે ધર્મ-પામવાનો માર્ગ શોધવો પડશે.

ધર્મ પામવો એટલે ૨૧ ગુણો ઉપાર્જન કરવા.

ધર્મ આમ મહાન્ છે અને તેથી માણસે દુનિયાની બધી વસ્તુઓનો ત્યાગ કરી ધર્મ પામવો એ તેની મહાન ફરજ છે.

*



# યથાવાદી તથાકારી અને તથાકારી યથાવાદી

પૈસો, ટકો, ઘર, ખેતર, સ્ત્રી પતિ પુત્ર, વગેરે શરીરની માલિકીની ચીજો છે. આત્માની માલિકી કેવળ ધર્મ ઉપર છે. જિનેશ્વર ભગવાનોએ જે કહ્યું તે આ ધર્મ છે. ચાર્ટર બેંક તેનો સિક્કો સાચા સોના પર મારે છે, તેમ જિન ભગવંતની વાણી તે ધર્મ અને જિનેશ્વર ભગવાનો જે પ્રમાણે કહે છે, તે પ્રમાણે કરે છે. કહેણી અને કરણીમાં જૈનશાસનમાં ફેરફાર નથી જણાવ્યો. યથાવાદી તથાકારીનો નિયમ ક્ષાયિકભાવ માટે છે. તે ક્ષાયોપશમિક-ભાવ માટે ઘટાવાય નહિ શાસ્ત્રના મર્મ બધે એક રીતે લાગુ ન કરાય. જે વસ્તુ સાધુને માટે નિષેધી હોય, તે શ્રાવકને માટે નિષેધેલી ન સમજાય. મુનિરાજને પૂજાનો ત્યાગ કહ્યો તેથી શ્રાવકને પણ હિંસાનુ બહાનું આગળ ધરી પૂજાથી વંચિત ન રખાય. હિંસાને આગળ ધરી પૂજાનો વિરોધ કરનારા સાધુઓ પોતાના વરઘોડા વગેરે કામોમાં હિંસા થતી હોય ત્યાં તો શ્રાવકોને નથી, માટે હમેશાં સાધુશ્રાવકની તુલા સમજી વિવેક રાખવો.

## ધર્મનો માલિક આત્મા.

શાસ્ત્રકાર મહારાજા ભવ્ય જીવોના કલ્યાણને માટે ધર્મદેશના આપતાં સ્પષ્ટ રીતિએ કહી ગયા છે કે **ધર્મ એ આત્માની માલિકીની વસ્તુ** છે. સંસારની બીજી ચીજો, પૈસોટકો, ઘર, ખેતર, સ્ત્રી, પતિ, પુત્ર એ ઘણું ઘણું તો શરીરની માલિકીની ચીજ છે, આત્મા તેના ઉપર માલિકી ધરાવતો નથી આત્માની માલિકીની એવી ભયંકર ભવસાગરમાં જો કોઈ પણ ચીજ હોય તો તે એક માત્ર ધર્મ છે. ધર્મ એવી વસ્તુ છે કે શરીરના વિનાશની સાથે તેનો નાશ થઈ જતો નથી, તેમાં વિકાર સંભવતો નથી અથવા ધર્મમાં કાંઇ પણ ફેરફાર થતો નથી. ધર્મ એ આત્માની પોતાની માલિકીની ચીજ હોવાથી તેનો કેવા પ્રકારે ઉપયોગ કરવો જોઈએ તે વાત આત્માએ જાણવાની જરૂર છે.

ધર્મ એ પોતાની માલિકીની ચીજ હોવા છતાં તેનો સદુપયોગ કેવી રીતે થાય છે ? દુરુપયોગ કેવી રીતે થાય છે ? અને તેનો અનુપયોગ કેવા પ્રકારે થાય છે ? અને એ સર્વ યોગો કેવાં પરિણામો નિપજાવે છે ? તે સઘળું આત્મા જાણતો નથી. ધર્મનો ઉપયોગ કેવી રીતે કરવાનો છે તેની પણ આત્માને માહિતી નથી. અથવા જો આ માહિતી આત્માને મળી હોય તો પણ આત્મા તે માહિતીનો જોઈએ તેવો ઉપયોગ કરતો નથી.

### ધર્મ એટલે શું ?

એ વાત સર્વથા સાચી છે કે ધર્મ એ આત્માના કબજાની વસ્તુ છે. ધર્મ ઉપર શરીરની માલિકી નથી. ધર્મ ઉપર દેહ અધિકાર ચલાવી શકતો નથી. ધર્મ ઉપરનો પૂરેપૂરો અધિકાર આત્માને આધીન છે. પરંતુ તે છતાં આત્માને ધર્મની વ્યવસ્થા કરવાનો અધિકાર આ મહાપ્રતાપી જૈનશાસને આપ્યો નથી. ધર્મની વ્યવસ્થા કરવાનો અધિકાર જૈનશાસને આત્માને આપી દીધો નથી તેથી જ આત્માને એમ બોલવું પડયું છે કે :—

"जिनपन्नत तत्त केवलिपन्नतो धम्मो" શ્રીમાન્ જિનેશ્વર ભગવાનોએ જે કહ્યું છે, તેઓશ્રીએ પ્રરૂપેલું છે, તેમના શ્રીમુખ દ્વારા જે ઉચ્ચારાયું છે, તે જ ધર્મ છે. અહીં આપણે વિચાર કરવાનો છે કે ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ જે કહ્યું છે અથવા તો તેમણે જેની પ્રરૂપણા કરી છે, તેને જ શાસ્ત્રકારો ધર્મ શા માટે કહે છે ? જે કાંઇ ધર્મ નથી, જે કાંઈ સત્ય નથી, જે કાંઈ તત્ત્વ નથી અથવા તો જે શાસ્ત્ર નથી તે વસ્તુઓ શ્રીમાન્ જિનેશ્વર ભગવાન કહી દે તેટલા માત્રથી કાંઈ સત્યરૂપ બની જવાની નથી. સત્ય બોલવું એ ધર્મ છે, પરંતુ શ્રીમાન્ જિનેશ્વર ભગવાન અસત્ય બોલવું એ ધર્મ છે એમ કહી દે, તેથી કાંઈ અસત્ય ભાષણ એ ધર્મરૂપ બનવાનું નથી. તે જ પ્રમાણે જે કાંઈ ધર્મરૂપ છે, જે કાઈ તત્ત્વ રૂપ છે અથવા જે કાંઈ શાસ્ત્રરૂપ છે; તે સઘળું જિનેશ્વર ભગવાનોએ ન કહ્યું હોય તેથી અધર્મરૂપ બની જવાનું નથી, ત્યારે હવે વિચારવાનો પ્રશ્ન ઊભો થાય

છે કે **જિનેશ્વરદેવોએ કહ્યો તે જ ધર્મ, જિનેશ્વરદેવોએ કહ્યું તે જ તત્ત્વ અને તેમણે જેની પ્રરૂપણા કરી છે તે જ શાસ્ત્ર;** એમ આ મહાન જૈનશાસન શા માટે કહી રહ્યું છે ?

### છાપની જરૂરીઆત શી ?

ભગવાન શ્રી જિનેશ્વરના કહેવા માત્રથી જે અધર્મ છે, તે વસ્તુ ધર્મરૂપ થવાની નથી અને જે વસ્તુ ધર્મરૂપ છે તે વસ્તુ અધર્મરૂપ થવાની નથી તો પછી જૈનશાસનના પૂર્વોક્ત કથનમાં શું મહત્ત્વ રહ્યું છે ? તેનો વિચાર કરો. જૈનશાસનની દરેકે દરેક વાતમાં, તેના શબ્દેશબ્દમા, તેના વાકયેવાકયમાં કાંઈ નહિ તો કાંઈક ગૂઢ વસ્તુ છૂપાએલી છે. જૈનશાસનના "શ્રીમાન જિનેશ્વર ભગવાનોએ જે કહ્યું છે તે જ ધર્મ" એવા વાકયમાં પણ એવી જ મહાન ગૂઢતા અને સુંદરતા રહેલી છે.

સોનું ખરીદનારાઓ હંમેશાં સોના ઉપર ચાર્ટર બેંકની છાપ પડેલી શોધે છે જે વસ્તુ ઉપર ચાર્ટર બેંકની છાપ પડે છે તે સોનું છે, પરંતુ એ સાથે જ આપણે યાદ રાખવાનું છે કે જે સોના પર ચાર્ટર બેંકની છાપ ન પડી હોય તે સોનું પણ કાંઇ સોનાપણામાંથી મટી જતું નથી. સો ટચનું સોનું હોય, ચોકસીઓએ તેની પૂરેપૂરી તપાસ કરી હોય, તેને આખા જગતને સોના તરીકે સ્વીકાર્યું હોય, એ સોના ઉપર ચાર્ટર બેંકની છાપ ન હોય તેટલા માત્રથી એ સોનું તે કાંઇ સોના તરીકે મટી જતું નથી. બીજી બાજુએ પિત્તળ ઉપર ચાર્ટર બેંક છાપ મારી આપે તેથી પિત્તળને કોઇ સોના તરીકે સ્વીકારી લેતી નથી ત્યારે હવે વિચાર કરો કે સોના ઉપર ચાર્ટર બેંકના જ સિક્કાની છાપ શા માટે શોધવામાં આવે છે ?

### ચાર્ટર બેંકનું સોનું

ચાર્ટર બેંકની છાપ અસુવર્ણને સુવર્ણ બનાવતી નથી અથવા તો સુવર્ણને અસુવર્ણ બનાવી દેતી નથી, તે છતાં વ્યવહારમાં ચાર્ટર બેંકની છાપ જોવાય છે અને ચાર્ટર બેંકનું સોનું એ જ પ્રતિષ્ઠાપાત્ર સોનું કેમ ન હોય ? તે રીતે "ચાર્ટર બેંકનું સોનું" એમ બોલાય છે. ત્યારે વિચાર કરો કે આ સઘળાનું કારણ શું ? ચાર્ટર બેંક સઘળા

સોના ઉપર છાપ મારી દેતી નથી, પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે ચાર્ટર બેંકની છાપ હોય તે સોનું તો ખરું જ છે તેમાં કશો સંશય નથી અર્થાત્ એવો નિયમ તારવી શકાય છે કે બધા સોના ઉપર ચાર્ટર બેંકે છાપ મારવી જ જોઇએ એમ નથી, પરંતુ ચાર્ટર બેંક ચોકખા સોના ઉપર છાપ મારી આપતી હોવાથી જ્યાં છાપ છે તે શુદ્ધ સોનું છે.

"આંબો એ વૃક્ષ છે" એવો નિયમ ઠરાવી શકાય છે, પરંતુ તેથી કાંઈ જે વૃક્ષ છે તે આંબા છે એવો નિયમ ઠરાવી શકાતો નથી. જેમ આંબો એ વૃક્ષ કહેવાય છે, પરંતુ પ્રત્યેક વૃક્ષને આપણે આંબો કહી શકતા નથી, તે જ પ્રમાણે જેના ઉપર ચાર્ટર બેંકની છાપ હોય તે સોનું છે, પરંતુ છાપ ન હોય તે સોનુ જ નથી; એવું પણ આપણે કહી શકતા નથી. અર્થાત્ અહીં બંને બાજુનો નિયમ નથી.

### બંને બાજુનો નિયમ.

જ્યાં છાપ છે, ત્યાં સોનું છે અને જ્યાં છાપ નથી ત્યાં સોનું નથી. એવો બંને બાજુનો નિયમ વ્યવહારને લાગુ પડતો નથી; પરંતુ ભગવાન શ્રી જિનેશ્વરદેવોના કથનને બંને બાજુનો નિયમ લાગુ પડે છે જે કાંઈ ભગવાન જિનેશ્વરદેવોએ કહેલું છે, તે ધર્મ છે, તે તત્ત્વ છે અને તેઓશ્રીએ જે પ્રરૂપેલું છે તે જ શાસ્ત્ર છે. એ એક બાજુએ નિયમ છે, એ જ પ્રમાણે બીજી બાજુનો એ પણ નિયમ છે કે જે જે ધર્મ છે, જે જે તત્ત્વ છે, તે સઘળાં ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ કહેલાં છે અને જે શાસ્ત્ર છે તે તેમણે પ્રરૂપેલાં છે, ભગવાન જિનેશ્વર દેવોએ જે કાંઈ કહ્યું છે તે ધર્મ છે, તે જ તત્ત્વ છે અને તે જ શાસ્ત્ર છે. એ જ પ્રમાણે જે શાસ્ત્ર છે, જે તત્ત્વ છે અને જે ધર્મ છે એ શ્રી જિનેશ્વરોએ જ કથેલાં અથવા પ્રરૂપેલાં છે. એવો બને બાજુનો નિયમ અહીં લેવાનો છે. જે અતીત, અનાગત અને વર્તમાન પદાર્થોને જણાવનારાં વાકયો છે, તે સઘળા વાકયો શ્રી જિનેશ્વર ભગવાને કહેલાં છે, તેથી જ અહીં અપવાદને સ્થાન રહેવા પામતું નથી

### કથની અને કરણી.

જેના ઉપર છાપ છે, તે ચોકખું સોનું છે એ એક બાજુનો

જ નિયમ છે. તેથી આપણે એમ કહી શકીએ છીએ કે જેના ઉપર છાપ છે તે સોનું છે એ વાત સાચી છે; પરંતુ જ્યાં છાપ નથી, ત્યાં સોનું જ નથી એવો કાંઈ નિયમ નથી. અહીં આપણને બોલવાનો અવકાશ છે. અહીં આપણે દલીલો કરી શકીએ છીએ. આપણી પંડિતાઈ ત્યાં ચાલી શકે છે. શાસનમાં આપણી પંડિતાઈ ચાલી શકતી નથી, કારણ કે શાસનમાં બંને બાજુનો નિયમ લેવામાં આવ્યો છે. જે ધર્મ છે, જે તત્ત્વ છે અને જે શાસ્ત્ર છે તે શ્રી જિનેશ્વરદેવોએ કહેલ છે અને શ્રીમાન્ જિનેશ્વર ભગવાનોએ જે કાંઈ કહ્યું છે; તે સઘળું ધર્મ, તત્ત્વ અને શાસ્ત્ર છે. એવો બન્ને બાજુનો નિયમ અહીં જૈનશાસનમાં લાગુ પડે છે, તેથી જ આ મહાપ્રતાપી જૈનશાસનમાં કથની અને કરણીનો ભેદ પાડવામાં આવ્યો નથી. કથની અને કરણીનો ભેદ બીજાં શાસનોમાં ચાલી શકતો હોય પરંતુ અહીં આ શાસનમાં ભેદ ચાલી શકતો નથી.

સર્વજ્ઞ ભગવાનોને આપણે સર્વજ્ઞ ભગવાન તરીકે જાણીએ છીએ. તેઓને એવા જાણીને આપણે તેમની વંદના, બહુમાન ઇત્યાદિ કરીએ છીએ અને તેમનાં વચનોને પ્રમાણ માનીને, તેમના શબ્દોની પાછળ જીવન ગાળવાનો આપણો યત્ન હોય છે. હવે વિચાર કરો કે જેને એક કેંદ્ર બનાવીને આપણે ચાલીએ છીએ તે તીર્થંકર ભગવાન સર્વજ્ઞ છે એમ આપણે કેવી રીતે જાણવું ?

### સર્વજ્ઞને સર્વજ્ઞ તરીકે શી રીતે ઓળખવા ?

શાસ્ત્ર આ બાબતમાં સ્પષ્ટ રીતે ઉત્તર આપે છે કે 'જે કોઇપણ પ્રકારના કોઈ પણ જીવની હિંસા કરતો નથી અને જે કહે છે તેવી જ રીતે વર્તે છે તે સર્વજ્ઞ છે.' શ્રી જિનેશ્વર ભગવાનોને ઓળખવા માટે શાસ્ત્રે બે નિયમો રાખ્યા છે. એક નિયમ તો એ છે કે 'જે હિંસા કરતો નથી,' પરંતુ બીજો નિયમ તરત જ એ કહેવામાં આવે છે કે 'જેવું કહે તેવી જ રીતે વર્તે !' આ બીજો નિયમ ઘણો ગૂઢ છે અને તે સમજવા જેવો છે.

જેઓ જૈનશાસનનાં અમૃત જેવા આગમોના અમૂલ્ય શબ્દોના

રહસ્યને પામવાનો યત્ન ન કરતા માત્ર એના શાબ્દિક અર્થ કરીને જ કામ લેવા માગે છે તેઓ ઘણે ભાગે અર્થને સ્થાને અનર્થ ઉત્પન્ન કરી બેસે છે. આમ ન થાય તે માટે દરેક વાકયોને પૂર્વાપર સંબંધ, આખા ગ્રંથનો સામાન્ય હેતુ અને કથન કરનારનું જીવનએ બધાને વફાદાર રહીને જ શાસ્ત્રોના સાચા અર્થો કરવાની જરૂર છે. શાસ્ત્ર તીર્થંકરની વ્યાખ્યા આપતાં એક એવો નિયમ બતાવે છે કે **जहावाइ तहाकारी.** શ્રી જિનેશ્વર ભગવાનો સંસારમાં જીવતા હોય છે, ત્યારે તેઓ ક્ષાયિક ભાવમાં હોય છે અને ક્ષાયિક ભાવમા હોવાથી તેઓશ્રી ક્ષાયિક ભાવને લાયકનું જ કથન કરે છે અને તેઓ જેવું કહે છે તે જ પ્રમાણે પોતે વર્તન પણ કરે છે એટલે ભગવાન શ્રીમાન તીર્થંકરદેવોને માટે એવો નિયમ તારવી શકાય છે કે તેઓ જેવો ઉપદેશ કરે છે તેવું જ વર્તન રાખે છે અને તેઓશ્રી જેવું વર્તન રાખે છે તેવો જ ઉપદેશ પણ કરે છે. અર્થાત્ તીર્થંકર ભગવાનોને અંગે બંને બાજુનો નિયમ નકકી કરી શકાય છે. તેમને માટે એક બાજુનો નિયમ નકકી નથી.

## જેવું કથન, તેવું જ વર્તન

ભગવાન શ્રી તીર્થંકર મહારાજાઓ પોતે અઢાર દોષોથી રહિત છે. એટલા જ માટે તેઓ દેશના પણ અઢાર દોષના પરિહારની જ આપે છે ભગવાન શ્રી તીર્થંકરદેવો ક્ષાયિક ભાવમાં જ રહેલા હોવાથી તેઓ ક્ષાયિક ભાવને યોગ્ય એવો જ ઉપદેશ આપે છે અને તેઓ શ્રીમાનનુ વર્તન પણ એવા ક્ષાયિક ભાવને અનુસરતું જ હોય છે; તેથી જ તેમને માટે "જેવુ કહે છે, તેવુ કરે છે અને જેવું (આચરણ) કરે છે તેવું જ (સત્ય) કહે છે" એ નિયમ ઠર્યો છે. આપણા માટે આ નિયમ ઠરી શકતો નથી. ત્યારે હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આપણે જે વર્તન રાખીએ છીએ તે વર્તન ભગવાન શ્રી તીર્થંકર-દેવોએ કહેલું છે કે તેમના કહ્યા વિનાનું છે ? અર્થાત્ આપણે ભગ-વાનના કહ્યા પ્રમાણે વર્તન રાખીએ છીએ કે ન કહ્યું હોય તે પ્રમાણે વર્તન રાખીએ છીએ ?

## "यथावादी तथाकारी"

ક્ષાયિકભાવમાં જેઓ વિદ્યમાન છે, તેઓને માટે 'યથાવાદી તથાકારી' એવો નિયમ નક્કી છે; પરંતુ ક્ષાયોપશમિકભાવનું વર્તન કેવું હોય છે તેનો વિચાર કરી જુઓ. ક્ષાયોપશમિક ભાવમાં ગુરૂ પાસે વ્રત લેવામાં આવે છે. હવે જરા આગળ વિચારો. તમે ગુરુ પાસે વ્રત લો છો. એ વ્રત લેવાને માટે ભગવાન શ્રી તીર્થંકરદેવોએ કહ્યું છે કે નહિ? જો ભગવાને વ્રત લેવાનું કહ્યું હોય, તો તેમણે પણ વ્રત લીધેલું હોવું જોઈએ, કારણ કે ભગવાન શ્રી તીર્થંકરદેવોને માટે એવો નિયમ ઠરેલો છે કે 'તેઓ જે કાંઇ કહે છે તે પ્રમાણે કરે છે અને જે કાંઈ કરે છે તે જ પ્રમાણે કહે છે.' આ નિયમ પ્રમાણે જો તેમણે વ્રત લેવાનું કહ્યું હોય તો તેમણે પણ વ્રત લીધું હોવું જોઈએ. જો તેમણે વ્રત ન લીધું હોય અને તેમણે વ્રત લેવાનો ઉપદેશ આપ્યો હોય તો શ્રી જિનેશ્વરો માટેનો 'યથાવાદી તથાકારી' એ નિયમ ખોટો ઠરે છે, અને જો તેમણે વ્રત ન લીધું હોય તો તેમણે વ્રત લેવાનો ઉપદેશ ન આપવો જોઈએ. વળી જો તેમણે વ્રત લેવાનો ઉપદેશ ન આપ્યો હોય અને તે છતાં તમે વ્રત લીધું હોય તો તમારું કાર્ય ભગવાને ન કહ્યું હોય તેવું કર્યા બરાબર ઠરે છે! આ ગૂંચવણમાં પરમ પ્રતાપી જૈનશાસન શું ઉકેલ આપે છે તે હવે જોઈએ.

### (૨) સાચો ઉકેલ

ભગવાન્ શ્રી તીર્થંકરદેવોએ પોતે તો ગુરુ પાસેથી કોઇ પણ જાતનું વ્રત લીધું જ નથી. હવે બીજું ઉદાહરણ લઈએ. તમે ગચ્છમાં ગુરૂકુળવાસ કરો છો. ગચ્છમાં રહી ગુરૂકુળવાસ કરવો એ વાત શ્રીમાન્ તીર્થંકર દેવોએ કહેલી છે કે નહિ? અને જો તેમણે ગચ્છમાં રહીને ગુરૂકુળવાસ કરવાનો કહ્યો હોયતો તેમણે પોતે કયા ગુરૂકુળવાસ કર્યો હતો?

"વિનય ધર્મનું મૂળ છે." આ સત્ય કોણે કહ્યું છે? જો વિનય ધર્મનું મૂળ છે, એ સત્ય તીર્થંકરદેવોએ કહ્યું છે, તો વિચાર કરજો-કે તેમણે વિનય કોનો કર્યો હતો?

'વૈયાવચ્ચ એ શાસનનું મૂળ છે" એ વાત સાચી છે, પરંતુ ભગવાન શ્રી જિનેશ્વરોનું એ સંબંધમાં કેવું વર્તન હતું ?

બિમાર સાધુની માવજત કરવી એને જૈનશાસને મોટામાં મોટો ગુણ માન્યો છે. બિમાર એટલે જગતના ત્રિવિધ તાપથી પીડાતો હોય તેવો બિમાર અહીં સમજવાનો નથી, પરંતુ જે શરીરથી રોગી છે તેને અહીં બિમાર ગણવાનો છે. અહીં બિમાર શબ્દથી જગતના આધિ, ઉપાધિને અંગે બિમાર એવો અર્થ લઈ શકાતો નથી કારણ કે તેવો અર્થ લેવામાં ભારે ગોટાળો ઊભો થાય છે.

### બિમાર કોને કહેશો ?

બિમાર શબ્દને અંગે જગતની આધિ, ઉપાધિને અંગે બિમાર એવો અર્થ લઇએ તો શી હાની થાય છે તેનો વિચાર કરો. સાધુઓ ધર્મલાભને અંગે જ વસ્તુઓ ગ્રહણ કરે છે. હવે આવી રીતે ધર્મલાભને અંગે તેમણે જે ચીજ ગ્રહણ કરી છે તે ચીજ તેઓ જે સાધુ અધર્મમાં કે ધર્માધર્મમાં પ્રવર્તી રહ્યા હોય તેને દઈ શકતા જ નથી. જગતમાં રહેલા બીજા જીવો છે તેમણે સર્વસાવદ્યનો ત્યાગ કરેલો હોતો જ નથી અને સાધુઓએ તો સર્વસાવદ્યનો ત્યાગ કરેલો હોય છે. હવે જો સર્વસાવદ્યનો ત્યાગી સર્વસાવદ્યના રાગીને પોષે, તો સર્વસાવદ્યના ત્યાગીએ પણ પર્યાયે સર્વસાવદ્યનો રાગ રાખ્યો છે એવું જ ઠરે છે. આથી જ એ વસ્તુ સ્પષ્ટ છે કે સર્વસાવદ્યના ત્યાગી હોય તેઓ સર્વસાવદ્યના અનુરાગીઓને પોષણ આપી શકે નહિ. જૈનશાસનનાં પરમપ્રતાપી શાસ્ત્રોનો આ નિર્ણય છે.

જેમ માંદા માણસને દવા તેનું હિત કરનારી હોવા છતાં તેને કડવી લાગે છે, તે જ પ્રમાણે શાસ્ત્રોનો આ સીધો સાદો નિર્ણય પણ જેઓ આડે માર્ગે જનારા હોય છે, તેને કડવો જ લાગે છે ! સાધુને માટે શાસ્ત્રકાર મહારાજાઓએ વ્યક્ત કરેલો એવો ધર્મ શું છે તે વિચારજો. સાધુને માટે એ ધર્મ માનવામાં આવ્યો છે કે 'અસંયતિને આપવું નહિ, અને સાધુએ અસંયતિનું પોષણ પણ કરવુ નહિ' સાધુઓ અસંયતિને આપે એ અથવા તો તે અસંયતિનું પોષણ કરે

તો તેને પાપ લાગે છે, પરંતુ શ્રાવકને માટે એ નિયમ ઠરાવવામાં આવ્યો નથી. શ્રાવક અસંયતિને આપે છે કે અસંયતિને પોષે છે તેથી તે પાપમાં પડતો નથી.

ત્યારે હવે કોઈ એવો સવાલ કરશે કે જો સાધુને અસંયતિને પોષવામાં શા માટે પાપ ન હોઈ શકે ? સાધુ અને શ્રાવક બંને જૈન છે. એક જૈન છે અને બીજો અજૈન નથી. એક ભગવાન શ્રી તીર્થંકર દેવોને માને છે અને બીજો તેને નથી માનતો એવું નથી, તો એક જ શાસનમાં રહેલા સાધુ અને શ્રાવક – એ બેમાંથી, એક જ કામ કરવા છતાં, એકને પાપ અને બીજાને પુણ્ય કેવી રીતે હોઈ શકે ?

**તત્ત્વને સમજવાની જરૂર.**

જે મનુષ્ય આવો પ્રશ્ન કરે છે તેને માટે ખાતરીથી માની લેજો કે તે ધર્મનાં સાચાં તત્ત્વોને સમજી શકેલો નથી. જો તે ધર્મનાં સાચાં તત્ત્વોને સમજી શકેલો હોત તો તો તેણે સાધુ અને શ્રાવક બંનેને એક જ કાંટે તોળી જોવાનો પ્રયત્ન કદી પણ કર્યો જ ન હોત.

સાધુએ સર્વસાવદ્યના ત્યાગને અંગે શું પ્રતિજ્ઞા કરી છે તે વિચારો. સર્વસાવદ્યનો ત્યાગ કરવો એવી સાધુની પ્રતિજ્ઞા છે: જેઓ ઉપર જણાવ્યા પ્રમાણેની શંકા ઉઠાવે છે તેઓ સાધુની આ પ્રતિજ્ઞાનો મર્મ સમજી શકેલા જ નથી એમ કહેવામાં જરાય વાંધો નથી. જો તે સાધુની સર્વસાવદ્યની પ્રતિજ્ઞાને સમજી શકયા હોત તો સાધુને અસંયતિને પોષવામાં પાપ છે, પરંતુ શ્રાવકને અસયતિને પોષવામાં પાપ નથી એનો મર્મ સારી પેઠે સમજી શકયા હોત ! સર્વસાવદ્યની આ પ્રતિજ્ઞાનો મર્મ ન સમજી શકનારાઓ ધર્મબુદ્ધિથી, શાસ્ત્ર પરત્વેના પ્રેમથી અને સત્યને જાણવાની જિજ્ઞાસાથી નીચેનું ઉદાહરણ વિચારી જોવામાં સફળ થશે, તો આ સંબંધમાં તેમની ભૂલ અવશ્ય દૂર થવા પામશે.

**એકને લાભ, બીજાને નહિ.**

ધારો કે ચોમાસાને અંગે કેટલાક સાધુઓ એક સ્થળે રહેલા છે. તેમને રહેવાને માટે મકાન સાંકડું પડે છે. આથી તેઓ બે મકાનની વચ્ચે વહેંચાઈ ગયા છે. બંને મકાનોની વચ્ચે અડધા માઈલનું અંતર છે. હવે વ્યાખ્યાન બેસે છે, વ્યાખ્યાનનો સમય થાય છે વ્યાખ્યાન એક મકાનમાં થાય છે અને થોડા સાધુઓ બીજા મકાનમા રહ્યા છે.

આ બીજા મકાનમાં રહેલા સાધુઓએ વ્યાખ્યાન સાંભળવા માટે અપકાયની વિરાધના કરીને પડતા વરસાદમાં પલળીને કાદવ ખૂંદતા, વ્યાખ્યાન થાય છે તે મકાનમાં આવવું કે નહિ ?

આ સંયોગોમાં સાધુ પણ જો વ્યાખ્યાન સાંભળવાને માટે દોડતા દોડતો કાદવ ખૂંદતો વરસાદમાં પલળતો આવી પહોંચે, તો તેને લાભ છે ખરો કે ?

નહિ જ.

ઠીક ! હવે એ જ બીજા મકાનની પાસે શ્રાવકનું ઘર છે અને એક શ્રાવક પણ ત્યાંથી વ્યાખ્યાન સાંભળવાને અંગે દોડતો આવે છે તો આ શ્રાવકને વરસાદમા દોડતા આવવાને અંગે લાભ છે કે નુકસાન છે ?

જો એમ કહેશો કે શ્રાવકને પડતા વરસાદમાં વ્યાખ્યાન સાંભળવા આવવા માટે લાભ છે તો પછી સાધુને પણ લાભ છે એમ જ કહેવું પડશે અને જો સાધુને નુકસાન છે એમ કહીએ તો પછી શ્રાવકને પણ નુકસાન છે, એમ જ કહેવું જ પડશે, પરંતુ એમ ક્યારે કહી શકાય કે જો તમો શ્રાવક અને સાધુ એ બન્નેને સરખા માનો તો ! જો તમો સાધુ અને શ્રાવક એ બન્નેને સરખા માનતા હો તો તો તમારે અહીં પણ સાધુ અને શ્રાવક બન્નેનો માર્ગ એક જ માનવો પડશે. તે સિવાય તમારો છૂટકો થવાનો નથી

### ધર્મ એ તો અવ્યક્ત ચીજ છે.

હવે બીજું એક ઉદાહરણ લો; સમજો કે એક શહેરથી એક માઈલ દૂર એક મોટું બજાર આવેલું છે અને તે જ સ્થાને ઉપાશ્રય આવેલો છે ગામમાંથી વરસતા વરસાદમાં ચાર શ્રાવકો નીકળે છે અને તેઓ આગળ જાય છે. આ ચારમાંથી એક શાકભાજી લેવા નીકળેલો છે, બીજો ઉઘરાણીએ જવા નીકળેલો છે, ત્રીજો અમસ્તો રખડવા નીકળેલો છે અને ચોથો ઉપાશ્રયે વ્યાખ્યાન સાંભળવાને માટે નીકળેલો છે હવે રસ્તામાં એવું બને છે કે અકસ્માત્ થાય છે, આકાશમાંથી વીજળી પડીને તે આ ચારેચાર માણસોનો અંત આણે છે. ચારે માણસો એક જ સ્થળેથી નીકળ્યા છે, તેઓ એક જ પરિસ્થિતિમાં છે અને

તેમને ચાલવાથી એક સરખી જ હિંસા પણ થઇ છે, તે છતાં આ ચારે માણસો કાળ કરશે તો શું એક જ ગતિએ જશે ખરા ? નહિ.

( ૩ )

કેટલાક ઉચ્છૃંખલ માણસો એવો પ્રશ્ન કરતાં પણ અચકાતા નથી કે 'અમે તો આટલાં વરસોનાં વરસો સુધી પૂજા કર્યા જ કરી છે, પરંતુ અમોને તો પૂજાનું કાંઇએ ફળ મળ્યું નથી. પછી હવે આ પૂજા કરવાનું શું કામ છે ? અને તેને માટે માથાફોડ કરવાનીયે શી જરૂર છે ?' આવા મૂર્તિપૂજાવિરોધી ઉચ્છૃંખલોએ વિચારવાની જરૂર છે કે તેમણે વરસોનાં વરસો સુધી પૂજા કર્યા વિના માત્ર ગુરૂનો ઉપદેશ સાંભળી સાંભળીને કાન ફોડયા છે તેમાં તેમણે શું મેળવ્યું છે ? તેમણે જે કાંઇ મેળવ્યું છે, તેમણે જે ધર્મની પ્રાપ્તિ કરી છે, તે તેઓ બતાવી શકતા નથી, કારણ કે **ધર્મ એ કાંઈ બતાવવાની ચીજ નથી** તો પછી એની મેળે જ ખૂલ્લું થાય છે કે પૂજા કરતાં શું મળ્યું એ પણ બતાવવાની વસ્તુ હોઈ શકે નહિ.

**માત્ર એક જ હિંસા સાલે છે !**

ધર્મ એ અવ્યક્ત ચીજ છે, તે કાંઇ હાથ પકડીને બતાવી શકાય એવી ચીજ નથી પરંતુ તે છતાં પણ પૂજા કરતાં શું વળ્યું ? એવો કોઇ પ્રશ્ન કરે તો તેનો પ્રશ્ન મિથ્યા જ છે એ સ્વયંસિદ્ધ છે. જે પોતે જૈન સાધુ હોવાનો દાવો કરે છે, જે પોતે જૈન તીર્થંકર ભગવાનોને પોતાના અગ્રેસર ગણવાની વાણી ઉચ્ચારે છે અને પોતે જૈન હોવામાં અભિમાન લે છે તે માણસ તો કદાપિ પણ પૂજાનો પ્રતિકાર કરી શકે જ નહિ. જે માણસ એક તરફથી પોતે પોતાને જૈનસાધુ કહે છે અને બીજી તરફ પૂજાનો પ્રતિકાર કરે છે. તેનું માનસ ન સમજી શકાય એવું છે.

તેઓ જે વસ્તુ કહે છે તેની વિચિત્રતા વિચારવા જેવી છે. તેઓ કહે છે કે ભગવાન શ્રી તીર્થંકરદેવોની પૂજા કરવી એમાં હિંસા થાય છે અને હિંસાનો જૈનધર્મે ત્યાગ કરેલો હોવાથી આવી હિંસા કરવી એ ગૃહસ્થને માટે વ્યાજબી નથી ! આવા પ્રકારની હિંસા આ સાધુઓને

સાલે છે, પરંતુ એવા જ પ્રકારની બીજી હજારો હિંસા થાય છે, તે તેમને સાલતી નથી એ ખરેખર આશ્ચર્ય છે !

મૂર્તિપૂજા વિરોધી સાધુઓના ભક્તો તેમને વંદન કરવાને માટે તેમનું ઘર છોડીને ઉપાશ્રયે આવે છે, ત્યારે રસ્તામાં શું હિંસા થતી નથી ? રસ્તામાં કાચા પાણીનો કચ્ચરઘાણ નીકળી જાય છે, જાતજાતની વનસ્પતિ પણ છૂંદાઈ તેના ચૂરેચૂરા બની જાય છે અને હજારો જીવો નાશ પામે છે. પગ નીચે અનેક જીવડાંઓ આવીને તે છૂંદાઈ જાય છે. પરંતુ આ સઘળી હિંસાઓનો તેઓ વિરોધ કરતા નથી અને માત્ર મૂર્તિપૂજા કરતાં જ વનસ્પતિ ઇત્યાદિની હિંસા થાય છે એમ કહીને તેઓ હિંસાના વિરોધને નામે મૂર્તિપૂજાનો જ વિરોધ કરે છે.

**બીજી બધી હિંસા વ્યાજબી છે કે ?**

આવા સાધુઓને પ્રશ્ન કરનારાઓ વ્યાજબી રીતે પૂછી શકે છે કે ભાઇ ! તમને વંદન કરવા માટે તમારા અનુયાયીઓ સેંકડો ગાઉ દૂરથી આગગાડીમાં બેસીને, વહાણમાં બેસીને અથવા તો પગે ચાલીને આવે છે આ રીતે આવવા-જવામાં શું હિંસા સંભવતી નથી ? આગગાડી સેંકડો ગાઉ સુધી દોડે છે તેમાં સેંકડો નહિ, પરંતુ લાખો જીવોનો નાશ થાય છે પરંતુ તે છતાં તેવી હિંસા મૂર્તિપૂજા વિરોધી સાધુઓને સાલતી નથી, એટલું જ નહિ પરંતુ તે હિંસા વિરુદ્ધ તેઓ એક શબ્દ પણ કાઢતા નથી અને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની પ્રતિમા પૂજવામાં હિંસા થાય છે એમ કહીને જ્યારે તેઓ હિંસાને નામે પ્રતિમા-પૂજાનો વિરોધ કરે છે, ત્યારે આશ્ચર્ય થયા વિના રહેતું જ નથી,

**માત્ર અજ્ઞાન છે, બીજુ કાંઇ નહિ.**

જો તેમને ખરેખર જ હિંસાનો ડર લાગતો હોય તો તો તેમણે પોતાના અનુયાયીઓને કહી દેવું જોઈએ કે, મહાનુભાવો ! સાધુઓને વંદના કરવાને માટે પગે ચાલીને પણ સાધુઓ જ્યા વિદ્યમાન હોય ત્યાં જશો નહિ, કારણ કે એ રીતે જવામાં પણ હિંસા સંભવે છે; પરંતુ સાધુઓ તમારે ત્યાં આવે ત્યારે જ તેને વંદના કરજો ! શું મૂર્તિપૂજા વિરોધી સાધુઓ કે જેઓ હિંસાને બહાને મૂર્તિપૂજાનો નિષેધ

કરે છે, તેમણે પોતાના અનુયાયીઓને કદી આવો ઉપદેશ આપ્યો છે ખરો ? આજસુધીના ઇતિહાસમાં આવો ઉપદેશ કોઈ સાધુએ પોતાના કોઇપણ અનુયાયીઓને આપેલો જાણ્યો નથી.

જેથી પોતાની ભક્તિ થતી હોય, જેથી પોતાની મહત્તા વધતી હોય, જેથી પોતાની કીર્તિનો પ્રચાર થતો હોય તેવાં કામોમાં ગમે તેટલી હિંસા થાય તેની તેમને પરવા નથી અને ભગવાનની પ્રતાપી પ્રતિમા પૂજવામાં હિંસા થાય છે એમ કહીને તેઓ હિંસાને બહાને પ્રતિમાની પૂજાને અટકાવવાને માટે તૈયાર થાય છે એ મહાન ખેદનો જ વિષય છે. સત્યધર્મને જો તેઓ સમજી શક્યા હોત તો તેમને હાથે આવી ભૂલ કદાપિ પણ થવા પામત જ નહિ. પોતાની મહત્તામાં, પોતાની વાતમાં લેશમાત્ર પણ ખામી ન આવે તે વસ્તુને તેઓ અહર્નિશ તપાસે છે. એવાં કામોમાં હિંસા થતી હોય કે મહાહિંસા થતી હોય તે ટાળવાનો તેમને ખ્યાલ નથી આવતો. પરંતુ બંધન પામેલા જીવોને મોક્ષને માર્ગે લઈ જવામાં કારણભૂત જે જિનબિંબપૂજામાં થતી હિંસાને તેઓ આગળ ધરે છે.

### "માંડવી"માં દોષ ખરો કે નહિ ?

જિનબિંબપૂજા વિરોધી સાધુઓમાં પણ જ્યારે કોઈ નવો આત્મા શ્રીમતી ભાગવતી દીક્ષા અંગીકાર કરે છે, ત્યારે વરઘોડો કાઢે છે. દીક્ષા પરત્વે કોઇને વિરોધ હોઈ શકે જ નહિ, દીક્ષાની પવિત્રતા જાળવી રાખવાને માટે તો શ્વેતાંબર જૈનસાધુઓ ગાયકવાડી સત્તાને પડકાર દઈને તેની સામે છેવટ સુધી ઝૂઝયા છે, પરંતુ પ્રશ્ન એ છે કે પૂજાવિરોધી સાધુઓએ કદી દીક્ષાના વરઘોડાની બાધા આપી છે ખરી કે વારૂ ? દીક્ષાના વરઘોડામાં પણ હજારો માણસો ભેગા થાય છે, ગાડીઘોડાની ઠઠ જામે છે અને પારાવાર હિંસા થાય છે, પરંતુ તે હિંસાને ટાળવા માટે મૂર્તિપૂજાવિરોધી સાધુઓએ કદી દીક્ષાના વરઘોડાની બાધા આપી છે ખરી કે ?

જવાબ એકજ મળશે કે 'નહિ !!' આગળ ચાલો. મૂર્તિપૂજા વિરોધી સાધુઓ કાળ કરી જાય છે, તે વખતે એ સાધુઓના રિવાજ પ્રમાણે

તેમની 'માંડવી' કાઢવામાં આવે છે. 'માંડવી' એ પણ બીજું કાંઇ જ નથી, તે એક પ્રકારનું સરઘસ જ છે. આ સરઘસ વખતે પણ હજારો માણસો ભેગા થાય છે. તેમના પગ નીચે હજારો સેંકડો જીવો છુંદાય છે અને તેમની મહાભયાનક હિંસા થાય છે તો પછી હિંસાના ભયથી એ 'માડવી'ને પણ શા માટે અટકાવી દેવામાં આવતી નથી વારૂ?

### આ બધું દેખાય છે કે?

હવે એથી પણ આગળ વધો. જિનબિંબપૂજાવિરોધી સાધુઓ પણ જ્યારે એક ગામથી બીજે ગામ વિહાર કરીને જાય છે, ત્યારે તેમના સામૈયા માટે હજારો શ્રાવકો ભેગા થાય છે. આ ભેગા થવામાં પણ ક્યાં હિંસા નથી થતી તેનો વિચાર કરો. શ્રાવકોને જમવાને માટે મોટી મોટી ભઠ્ઠીઓ સળગે છે અને રસોઇ તૈયાર થાય છે. જમણવાર વગેરેમાં પાણીનો સંહાર વળી જાય છે અને સેકડો જીવો મરણ પામે છે, છતાં આવી હિંસાનો ત્યાં શા માટે વિરોધ કરવામાં આવતો નથી? અને મૂર્તિપૂજા વિરોધી સાધુઓ પોતાના અનુયાયીઓને શા માટે રાંધવાનુ બંધ કરવાનો ઉપદેશ આપતા નથી?

આ સઘળા ઉપરથી એક જ વાત સ્પષ્ટ થાય છે કે પોતાને લગતી ચીજોમાં હિંસા થતી હોય, મહાહિંસા થતી હોય કે ગમે તે બનતું હોય, પરંતુ તેમાંથી એક પણ ચીજ ઓછી કરવાની તેઓ વાત સરખી પણ કરતા નથી અને ભગવાન શ્રી તીર્થંકરદેવની પ્રતિમા પૂજવા વખતે તેમને હિંસા દેખાય છે!!

પોતાની વાતમાં ગમે તેવી હિંસા થાય, અનર્થો થાય છતાં તેના સંબંધમાં તેઓ એક અક્ષર પણ બોલવા માગતા નથી દીક્ષાના વરઘોડાની હિંસા તેમને મંજુર છે, પોતાના અનુયાયીઓ ઘેરથી ચાલીને આવે અને તેથી હજારો જીવોની હિંસા થાય તે તેમને મંજુર છે, તેમના સ્વાગતાર્થે મળેલા શ્રાવકોને માટે રસોઈ બનાવવાને અર્થે મોટી મોટી ભઠ્ઠીઓ સળગે છે તે તેમને મંજુર છે, સરઘસોમાં અને માંડવીઓમાં ગમે તેવી મહાભયાનક હિંસા થાય તે તેમને મંજુર છે, માત્ર પ્રતિમા પૂજામાં થાય છે તે જ હિંસા તેમને મંજુર નથી.

### "બોડી બામણીકા ખેત હૈ!"

આજના પોતાને સુધારેલા કહેવાતા ભદ્રંભદ્રોની દાનત કેવી છે તેનો વિચાર કરો. આ બગાડકો માને છે કે ધાડ પાડવી. સામાન્ય ગરીબ માણસને ત્યાં ધાડ પાડવાથી શું વળે? આવા વિચારથી જ તેઓ સર્વજ્ઞ ભગવાનને ત્યાં ધાડ પાડવા તૈયાર થાય છે! તમારી તિજોરીમાં લાખો રૂપિયા ભરેલા હોય, સેંકડો જવાહીર લાદેલાં હોય, કરોડો રૂપિયા રોકડા પડેલા હોય, પરંતુ તેનો દરવાજો ખોલીને તે પૈસા લૂંટાવી દેવાની કોઈ તાકાત નથી. તમારી તિજોરીને કોઈ હાથ પણ લગાડી શકતું નથી, કારણ કે જ્યાં તમારી તિજોરીની સામે કોઈ આંખ પણ કરે તો તેની સામે બરાબર બદલો વાળવા તમે તૈયાર છો, પરંતુ દુનિયામાં બોડી બામણીનું કોઇ બેલી નથી.

એક કસવાતી મીયાં હતા, જાતના મીયાં અને સ્વભાવના પણ મીયાં! પછી પૂછવું જ શું? એક દિવસ તેઓ પોતાની ઘોડી લઈ બહારગામ જવા નીકળ્યા. રસ્તામાં એક બોડી બામણીનું ખેતર આવ્યું. મીયાંએ પૂછ્યું કે 'આ કોનું ખેતર છે?'

તેને કોઇએ જવાબ આપ્યો કે 'બોડી બામણીનું', એટલે મીયાં ઘોડી ખેતરમાં ઘાલીને તેને ત્યાં ચરાવવા લાગ્યા. ઘોડી ખેતર ચરી રહી હતી, એટલામાં બામણી આવી પહોંચી. મીયાંને ખેતરમાં ઘોડી ચરાવતા જોઈને પેલી બિચારી તો બૂમેબૂમ પાડીને રડવા લાગી! પરંતુ મીયાંજી થોડા જ દાદ દે એવા હતા!

તે ખેતર સફાચટ કરીને મીયાંજી આગળ વધ્યા! મીયાંએ તો બીજા ખેતરમાં ઘોડી ઘાલી અને તેમણે તો ત્યાં એવી જ લીલા કરવા માંડી! આ ખેતર ગરાસિયાનું હતું. ગરાસિયાને ખબર પડી કે પોતાના ખેતરમાં મીયાં ઘોડી ઘાલી છે એટલે તે તો લાગલો જ તલવાર ખેંચીને દોડ્યો. તલવાર જોતાં જ મીયાંજીનું પાણી ઊતરી ગયું અને તેમની વરસોની સાચવી રાખેલી સુસ્તી ઊડી ગઇ. હવે મીયાં આગળ જાય તો પહેલાં પૂછે કે 'ભાઈ, એ ખેત ગરાસિયાકા હૈ, યા બોડી બ.મ.ણીકા?' "ગરાસિયાંનુ" એવો જવાબ મળે તો

મીયાં તરત જ ઢોંચકું નમાવીને ચાલવા માંડે અને "બોડી બામણીનું" એવો જવાબ મળે તો ઘોડી ચારવી ચાલુ રાખે.

## અહિંસાવાદી મહાત્માઓ જવાબ આપે

આજની પૂજા આ મીયાંભાઈના જેવી છે. તેમણે પણ વિચાર કર્યો છે કે જો આપણે કોઈ ગૃહસ્થને ત્યાં ધાડ પાડવા જઈશું તો તે આપણી લીલા તો ચાલવા દેવાનો નથી અને ધપ્પો મારીને વિદાય કરશે. તો એના કરતાં બોડી બામણીને ત્યાં જ ધાડ પાડવી એ શું ખોટું છે? એમ વિચારીને તેમણે સર્વજ્ઞને ત્યાં ધાડ પાડવાનું જ નક્કી કર્યું છે. સર્વજ્ઞ ભગવાન એ તો મૌન ભગવાન; તમે એમને ગાળો આપો તો પણ એમને પરવા નથી. તમે એમને ઊંચકીને ઉઠાવી દો તો પણ એમને વાંધો નથી. તમે એમના ઉપર લોખંડની ડાંગ મારીને એમને ભાંગી નાંખો તો પણ તેની એમને પરવા નથી તમે ગમે તેટલા ઉપસર્ગ કરો તો પણ એ મૌન ભગવાન મોઢેથી એક શબ્દ પણ બોલવાના નથી.

સુધારાવાદીઓ મૂર્તિપૂજાની વિરુદ્ધમાં એવી દલીલ કરે છે કે પથ્થરની ભગવાનની મૂર્તિ ઉપર ઉંદરડાં ફરી જાય છે, કબૂતર, કીડી ચાંચ મારી જાય છે, પશુઓ તેના ઉપર મળમૂત્ર ત્યાગ કરી જાય છે, પરંતુ તે છતાં એ પથ્થરિયા ભગવાન તેમનાથી પોતાને બચાવી શકતા નથી, તો પછી તે ભગવાન પોતાના સેવકોને શી રીતે બચાવી શકવાના હતા? આવો તર્કવાદ કરનારાને પૂછો કે તમારા માબાપની છબી તમારું શું રક્ષણ કરી શકે છે? તે તમોને કેવી રીતે બચાવી શકે છે? એમનો ફોટો–મૂર્તિ રાખવાથી તમોને શુ ફાયદો છે? છતાં એમની છબી તમે તમારા ઘરમાં શા માટે રાખી મૂકો છો? મૂર્તિપૂજા-વિરોધી એવા સુધારકોને પૂછી જુઓ કે તમારા અહિંસાવાદી મહાત્માઓના શરીર ઉપર કૂતરાં ધસી આવે છે, ત્યારે તેઓ શું કરે છે? તેમને હાથમાં ડાંગ કે સોટી લેવી પડે છે અને છતાં પણ કૂતરું કે ખિલાડું તેમને કરડી જાય છે!

## લંગડો ઘોડો દોડયો

જો તમારા અહિંસાવાદી ધોળા મહાત્માઓ બિલાડા, કૂતરાથી પોતાનો બચાવ નથી કરી શકતા, તો પછી એવા પાખંડીઓ જગતના મોટામાં મોટા અને વિશાળમાં વિશાળ રાજતંત્રની સામે તે તમોને કેવી રીતે રક્ષણ આપી શકશે અને તમારો બચાવ કેવી રીતે કરી શકશે ? જે મહાત્મા સાધારણ કૂતરાં બિલાડાંની સામે પોતપોતાનું રક્ષણ નથી કરી શકતો, તે મહાત્મા તમારા તારણહાર થવાનો દાવો કરતો આવે તો તને અને તેના મિશનનો દંભ જ સમજજો અને તેમનાં ધોળાં કપડાંથી ઠગાશો નહિ !

ખરી રીતે જોવા જોવા જઈએ તો તો એ જ વાત વ્યાજબી છે કે જે પોતાના ઉપર અનંત ઉપસર્ગો થાય છતાં સામે વેર લેવાનો વિચાર સરખો પણ ન કરે, તે જ આત્મા સાચો પુણ્યશાળી છે અને તેથી જ અમે તેવા ભગવાનને ભગવાન માનીએ છીએ. ભગવાનને કોઈ લાત મારો કે દંડા મારો તેમને જગ્યા ઉપર રહેવા દો યા તેમને ઊંચકીને ફેંકી દો, એમના ઉપર સ્વચ્છ પાણી નાખો કે ગંદો કચરો ફેંકો, ગમે તે કરો; તો પણ ભગવાન તેનો વિરોધ નથી જ કરતા. આવી પરમ સહિષ્ણુતા હોવાને અંગે જ આપણે તો તેને ભગવાન માનવા જ રહ્યા. ભગવાનની પ્રતિમા સામે બગાડકોએ બહુ બહુ ચેડાં કાઢયાં ! પણ કાંઈ ભગવાન થોડા જ બોલવાના હતા ? એટલે હવે તેમણે દિશા ફેરવી અને પોતાનો લંગડો ઘોડો દેવદ્રવ્ય પર દોડાવ્યો !

દેવદ્રવ્યના સંબંધમાં તેમણે ગમે તેવો બકવાદ કરવા માંડયો. તેમની દાનત આ સંબંધમાં બીજાઓને ચૂપ કરવાની જ હતી. બીજાઓને ચૂપ કરીને દેવદ્રવ્યને પોતાને ફાવે તેમ વાપરવાનો અધિકાર છે, એ જ તેઓ સાબિત કરવા માગતા હતા, પરંતુ અહીં પણ તેમનો દાવ સફળ ન થયો અને તેમના કર્મને મહાભયંકર અને મરણતોલ ફટકો જ પડયો.

## ટ્રસ્ટીઓનો અધિકાર શું ?

સુધારકોએ વિચારવાની અને ધ્યાનમાં રાખવાની જરૂર છે કે

તેઓ દેવદ્રવ્યના માલિક નથી. ભૂતકાળમાં તેમને દેવદ્રવ્યની કોઈએ માલિકી સોંપી નથી વર્તમાનમાં તેઓ દેવદ્રવ્યના માલિક નથી અને ભવિષ્યમાં કદી તેઓ દેવદ્રવ્યના માલિક થવાના નથી. તેઓ તો દેવદ્રવ્યના ટ્રસ્ટી છે. જૈનશાસનના ઓદ્ધાઓ છે. એ સઘળા ટ્રસ્ટના ઓદ્ધાઓ જ છે. ખાઇ જવાની વાત આવે તે આ શાસનમાં ચાલે એવી વાત નથી. ટ્રસ્ટીની ફરજ તો એ છે કે ટ્રસ્ટ જે રીતનું હોય તે રીતે તેમણે વહીવટ જ ચલાવવાનો હોય છે. જો એ રીતે વહીવટ ન ચલાવે અને ટ્રસ્ટમા ગોલમાલ કરવા જાય તો સમજી રાખજો કે તે પોતાના ટ્રસ્ટને બેવફા નીવડે છે અને ટ્રસ્ટની ગેરવ્યવસ્થા કરે છે

ટ્રસ્ટીના અધિકારો વિચારો. **ટ્રસ્ટીનો અધિકાર માત્ર ટ્રસ્ટને ટ્રસ્ટની શરત પ્રમાણે જ સંભાળવાનો** છે. અન્ય રીતે નહિ જ! જો તમો ટ્રસ્ટની ગેરવ્યવસ્થા કરો તો તમે ટ્રસ્ટી તરીકે સજાને પાત્ર ઠરો છો, એમાં જરા પણ શંકા અથવા વાધો નથી. જ્યાં સુધી ટ્રસ્ટીની દાનત સાફ હોય છે, તનું હૃદય તાવડીના તળિયા જેવું હોતું નથી, ત્યા સુધી તો ટ્રસ્ટીને માટે વાધો જ નથી, ત્યાં સુધી તો તે ટ્રસ્ટ બરાબર સંભળાવે છે; પરંતુ જ્યાં તેની દાનત કાળી થાય છે કે પછી તેને ટ્રસ્ટનો કારભાર કરવાનો અધિકાર રહેતો નથી. આજના બગાડકો જાણે છે કે **દેવદ્રવ્ય એ એક મોટું ટ્રસ્ટ છે અને એ ટ્રસ્ટનો દસ્તાવેજ તે ભગવાન્ શ્રી જિનેશ્વર ભગવાને પ્રરૂપેલાં આગમો છે.** આ દસ્તાવેજ કાયમ છે. દસ્તાવેજ જીવતો છે. દસ્તાવેજને દસ્તાવેજ તરીકે લોકો સ્વીકારે છે ત્યાં સુધી તો તેમનાથી એ દસ્તાવેજની આડે જઈને એક પૈસો પણ ખરચી શકાય એવું જ નથી. બગાડકો પણ આ વાત સારી રીતે જાણે છે અને તેથી જ તેમણે પણ એ દસ્તાવેજ ઉડાવી દેવાનાં ફાંફાં મારવા માંડયાં છે.

### દગાબાજ કે દેવાળીયા?

શ્રીમાન્ તીર્થંકર ભગવાનોએ પોતે મેળવેલા મહાન્ જ્ઞાન વડે પ્રરૂપેલાં આગમો તેને આપણા આજકાલના ઠીંગુજી બગાડકો "પોથાં" કહે છે, 'એ પોથાં તો સમયોચિત હતાં. જે કાળમાં તે રચાયાં હતાં,

તે જ કાળને માટે તેઓ જરૂરી હતાં અને આજના કાળને માટે તે બિનજરૂરી છે. આગમોમાં ઘણો ક્ષોભ થઈ ગયો છે. એમાં ઘણી નકામી વાતો પાછળથી ઘુસી ગઈ છે' એવું એવું કહીને તેઓ પોથાં કહીને ઉડાવી દેવા માગે છે! એ મહાપ્રતાપી આગમોના અપૂર્વ ભંડારને તેઓ જગતની દૃષ્ટિમાં હલકો પાડવા માગે છે.

આગમોની સામે તેમને આવો કટ્ટો વિરોધ હોવા છતાં નવાઈની વાત એ છે કે એ આગમોને જ આધારે મળતા પૈસા વસુલ કરતાં તેઓ જરાય ડરતા નથી જ! પોથાંને આધારે જે રકમ આવે છે, પોથાંને આધારે જે કાંઈ મળે છે, પોથાં દ્વારા જે દ્રવ્યની પ્રાપ્તિ થાય છે તે તો લેવી જ છે. તેનો વિરોધ કરવો નથી. એ વસુલાત કરતાં અટકી જવું નથી. પરંતુ એ પૈસા ખરચવા હોય ત્યારે પોથાંને વફાદાર રહેવું નથી. પોથાં જણાવે છે તે પ્રમાણે ખર્ચ કરવો નથી. ખર્ચ તો પોતાની મરજી પ્રમાણે જ કરવો છે!

હવે વિચાર કરો કે આવા "સદ્‌ગૃહસ્થો"ને તમે કયા પ્રકારમાં મૂકશો? દસ્તાવેજ કરી આપીને પૈસા લે પરંતુ દસ્તાવેજમાં લખ્યા પ્રમાણે વ્યાજમુદ્દલ ન ભરે, તો કાં તો લેનારો દગાબાજ છે અથવા દેવાળિયો છે! જેઓ પોથાંને અનુસરીને પૈસા લે છે. પરંતુ એ પૈસા પોથાંને અનુસરીને જ ખરચતા નથી તેઓ પણ પેલા ખોટો દસ્તાવેજ કરી આપનારની માફક દગાખોર છે અથવા દેવાળિયો છે.

### શાસન સાથેની દગાબાજી

કાંઈ પણ અપવાદ વિના પણ એટલી વાત તો ચોકખી જ છે કે જો સુધારકોને આગમો માન્ય ન હોય તો તેમણે આગમોને આધારે જ થએલાં ટ્રસ્ટોની વસુલાત લેતા જ બંધ થવાની જરૂર છે. તમે એકી વખતે બંને કાયદાનો લાભ તો નહિ જ લઈ શકો. સાધારણ બુદ્ધિથી વિચારતાં પણ માલુમ પડે છે કે એક માણસ પોતે હિંદુ તરીકે રહીને હિંદુ કાયદાનો લાભ લઈ શકે છે અથવા તો તે મુસલમાન બની જઈને મુસલમાન કાયદાનો લાભ લઈ શકે છે, પરંતુ તે વારસો લેવામાં મુસલમાન—કાયદાનો લાભ લે અને પોતાની મિલકતનો

વારસો આપવામાં હિંદુ કાયદાને અનુસરે એ વાત કદાપિ બની શકતી નથી. જેમ આ બંને વાત શકય નથી તેજ પ્રમાણે બગાડકો માટે પણ એ બંને વાતો અશકય જ છે.

તેઓ શાસનને માન્ય એવા આગમોને આધારે સ્થપાયેલાં ટ્રસ્ટોને માટે પૈસા વસુલ કરે અને તે પોતાની મરજી પ્રમાણે ખરચી શકે. બગાડકો શાસનને માન્ય એવા શાસનની કીર્તિરૂપ, આગમોને આધારે પૈસા વસુલ કરે છે, તો તેમણે એ પૈસાનો વ્યય પણ આગમોને આધારે જ કરવો રહ્યો, અને જો તેઓ એ વ્યય આગમોને આધારે ન કરવા માગતા હોય તો તેમણે આગમોને આધારે પૈસા વસુલ લેતાં પણ બંધ થવાની જ જરૂર છે અને આગમોને આધારે સ્થપાએલાં ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે પણ તેમણે ન જ રહેવું જોઈએ સુધારકો આમ ન કરીને એ રીતે શાસન જોડે દગાબાજી કરે છે અને વધારે નવાઈની વાત તો એ છે કે જાણે-અજાણે કહેવાતા શાસનપ્રેમીઓ બગાડકોની એ બદમાસીને ઉત્તેજી રહ્યા છે!

## શાસનપ્રેમીઓ ફરજ વિચારે.

શાસનપ્રેમીઓને માટે આ વસ્તુ ખાસ સમજવા જેવી છે જે સંસ્થાઓનાં ટ્રસ્ટો થયાં છે અને ટ્રસ્ટી તરીકે પંચ નિમાય છે તે પંચમાં શાસનપ્રેમીઓ પણ છે અને બગાડકો પણ છે બગાડકો તો કોઇ પણ ભોગે એ ટ્રસ્ટને ઓહીયાં કરી જવાને માટે કમર કસીને તૈયાર થયા છે તેઓ સભાઓ ભરે છે, મંડળો સ્થાપે છે, પત્રિકાઓ કાઢે છે, પેપરો કાઢે છે, પરંતુ એ બધાની પાછળ તેમનો જે હેતુ રહેલો છે તે એ કે ટ્રસ્ટની મિલકતોને ચાંઉં કરી જવાનો છે. શાસનપ્રેમીઓએ સમજવાની જરૂર છે કે ટ્રસ્ટનો દુરુપયોગ કરવો એ પણ જેમ ગુનો છે, તે જ પ્રમાણે ટ્રસ્ટનો દુરુપયોગ થવા દેવો એ પણ ગુનો જ છે. બગાડકો ટ્રસ્ટનો દુરુપયોગ કરવાનો ગુનો કરે છે ત્યારે શાસનપ્રેમીઓ ટ્રસ્ટનો દુરુપયોગ થવા દેવાનો ગુનો કરે છે

આવા ટ્રસ્ટફંડમાં બગાડકો જ્યાં બદમાશી ભરેલી દેવદ્રવ્ય ચાટી જવાની વાતો લાવે છે, ત્યાં શાસનપ્રેમીઓની ફરજ છે કે તેમણે એ

બગાડકોનો બહાદુરીપૂર્વક સામનો કરવો જોઈએ. ટ્રસ્ટનો દુરુપયોગ થતો અટકાવવો જોઈએ. અને પૈસા ટ્રસ્ટની શરત પ્રમાણે જ વપરાય એ તેમણે જોવું જોઈએ. તેમ ન કરતાં સુધારકો સાથે જ્યારે સામનો કરવાનો સમય આવે છે ત્યારે શાસનપ્રેમીઓ પાછા પડી જાય છે. તેઓ સામનો કરવાથી કંટાળે છે અને કહે છે કે, "અમે તો ફલાણા ટ્રસ્ટમાંથી રાજીનામું આપી દેવા માગીએ છીએ. રોજ રોજ આ માથાફોડ અને રોજ રોજ આ લડાલડી એ શી પીડા ? આ પીડા અમારે જોઈતી નથી !" આવા શબ્દો બોલનારા શાસનપ્રેમીઓએ વિચાર કરવાની જરૂર છે કે આ મનોવૃત્તિ વડે તેઓ પોતે ટ્રસ્ટની સેવા કરે છે કે તેનો દ્રોહ કરે છે ?

### દુરુપયોગ થવા દેવો એ પણ ગુનો

ટ્રસ્ટી તરીકે તમોને કોઈ પણ ટ્રસ્ટમાં નીમવામાં આવ્યા છે તે એવા જ આશયથી નીમવામાં આવ્યા છે કે તમે વ્યાજબી રીતે ટ્રસ્ટને વફાદાર રહો, ટ્રસ્ટની મિલકત સાચવો અને તેનો દુરુપયોગ ન થવા દો. તમે ટ્રસ્ટનો દુરુપયોગ નથી કરતા એ તમારી ફરજ છે અને તે તમે બજાવો છો, પરંતુ તમે રાજીનામું આપી દેવા તૈયાર થાઓ છો તેથી તમે તમારી એ ફરજ બજાવી શકતા નથી, કારણ કે તમારે ટ્રસ્ટનો દુરુપયોગ થતો અટકાવવો જોઈએ.

સુધારકો તો તમારા રાજીનામા માટે ટાંપી જ રહ્યા હોય છે. તમારી હસ્તી તેમને સાલે છે કોઈ પણ ટ્રસ્ટમાં જો તેઓ એકલા જ સભાસદ હોત તો તો તેમણે અત્યાર સુધીમાં કેટલાંયે ફંડો રફુચક્કર કરી નાંખ્યાં હોત પરંતુ તેઓ એવું નથી કરી શક્યા, એનું કારણ તમારી હસ્તી જ છે અને તેથી તેઓ તો એવું ઇચ્છે છે કે 'ક્યારે આ શાસનપ્રેમીઓરૂપી બલા અહીંથી ટળે.' તમે પણ જો કંટાળીને ટ્રસ્ટોને છોડી દેવા જ માગતા હો તો જરૂર માનજો કે તમે ટ્રસ્ટનો દુરુપયોગ થવા દેવાનો ગુનો કરો છો, કારણ કે તમે ટ્રસ્ટમાંથી ખસી જઈને તે ટ્રસ્ટને બગાડવાનો માર્ગ સુધારકોને ખુલ્લો કરી આપો છો.

એમ સમજો કે એક ઘરમાં ચોરો પેસે છે અને દાગીનાઓની

જબરી ચોરી કરે છે. ઘરનો એક નોકર જાણી જોઈને ઘરનાં બારણાં ખુલ્લાં રહેવા દે છે અને એ વાટે ચોરો પેસી જશે એવું જાણવા છતાં તે બારણાં બંધ કરતો નથી. તો આ ચોરી માટે શું એકલા ચોરો જ ગુનેગાર ગણાશે ખરા કે? કદી નહિ. આ ચોરી માટે જેટલો ગુનો પેલા ચોરોનો છે, તેટલો જ, બલ્કે તેનાથી એ વધારે ગુનો પેલા નોકરનો જ છે.

### ધર્મની ફરજ શા માટે સાલે છે?

શાસનપ્રેમીઓએ પણ પોતાની એવી જ સ્થિતિ સમજી લેવાની છે. બગાડકો એ ટ્રસ્ટોને માટે ધાડપાડુઓ છે અને તેઓ ટ્રસ્ટો પર ધાડ લાવવા માગે છે, એવો તેમનો ઇરાદો તેમણે જાહેર કરી દીધો છે. આ ટાંકણે શાસનપ્રેમીઓની ફરજ છે કે તેમણે દૃઢ રહીને એ ધાડને ખાળવી જોઇએ શાસનપ્રેમીઓ જો આવાં ટ્રસ્ટફંડોમાંથી ચાલ્યા જશે તો તેને પરિણામે તેમણે ટ્રસ્ટફંડોમાં ધાડ લાવવાનાં બારણાંઓ ખુલ્લાં રાખ્યાં છે એવો જ તેનો અર્થ થવા પામશે આથી શાસનપ્રેમીઓની ફરજ છે કે તેમણે ટ્રસ્ટફંડોમાંથી ચાલ્યા ન જતાં પોતાના સ્થાન ઉપર દૃઢ રહેવું જોઇએ અને એ ટ્રસ્ટોનો શાસનવિરોધમાં ઉપયોગ ન થાય તે માટે પૂરેપૂરી કાળજી રાખવી જોઇએ. શાસનપ્રેમીઓ આવાં ટ્રસ્ટો સાચવતી વખતે કલહ પ્રત્યે જે ઉદાસીનતા બતાવે છે, તે તેમની ઉદાસીનતા કેવા પ્રકારની છે તેનો ખુદ તેમણેજ વિચાર કરી જોવાની જરૂર છે.

દેવદ્રવ્યનું રક્ષણ કરવું એ પ્રત્યેક શાસનપ્રેમીની પહેલી, છેલ્લી અને દરેક વખતની મોટામાં મોટી ફરજ છે. એ ફરજ તરફ તેઓ કંટાળો દર્શાવે છે, પરંતુ બીજી તરફ ખરેખરા કલહો થાય છે ત્યાં તેઓ શા માટે કંટાળો દર્શાવતા નથી? પાડોશીની સાથે એક વેંત જમીનની તકરાર થતી હોય તો એ વેંતનો ટુકડો પણ છોડવાની તેમની તૈયારી નથી. એ વેંતના ટુકડા માટે તેઓ આકાશપાતાળ એક કરી નાંખે છે, મારામારી થાય તો તેમાંયે કદાચ પાછા નહિ જ પડે! અને કોર્ટમાં કેસ તો જરૂર માંડે જ માંડે! હવે વિચાર કરો કે ઘરસંસારી બાબતોની વાટાઘાટ તે તેમને કજીયારૂપ શા માટે નથી લાગતી? આ દાવાદુણી તેમને કજીયારૂપ નથી લાગતા અને દેવદ્રવ્યનું

રક્ષણ કરવાનું તે જ વાત તેમને શા માટે કજીયારૂપ લાગે છે? આ ઉપરથી શાસનપ્રેમીઓના માનસની શું પરીક્ષા જ નથી થવા પામતી?

### વાદવિવાદ એ કલહ નથી

વાટાઘાટથી, વાદવિવાદથી ટંટો-બખેડો થાય તેથી તમે ડરો છો તેનો અર્થ એવો થઈ શકે છે કે તમે એ સઘળી પંચાતનો ત્યાગ કરવા માગો છો અને તેને વિસરાવવા માગો છો, પરંતુ તમારો એ દાવો સાચો ક્યારે ઠરી શકે કે જ્યારે તમે તમારા ઘરધંધાનું રાજીનામું આપો! તમારે તમારા ઘરધંધાનું રાજીનામુ આપવું નથી! દુકાનનું રાજીનામું આપવું નથી. ઘર અને દુકાન તો અંતનાં ડચકાં આવે છે, ત્યાં સુધી ચાલુ જ રાખવા છે! અરે, મરણ પછી પણ તમે તમારા શરીરની વ્યવસ્થા નથી કરતા પરંતુ પૈસા-ટકાની વ્યવસ્થા તો જરૂર કરતા જ જાઓ છો. છોકરો હોય તો તેને તમારી મિલકત સહીસલામત મળે એવી ગોઠવણ કરો છો. બધી રીતે એ બાબત ઉપર તમે ધ્યાન આપો છો પરંતુ એક માત્ર ધ્યાન નથી આપતા ધાર્મિક બાબતમા?

ધાર્મિક બાબતમાં સત્યની સંરક્ષા માટે વાટાઘાટ થાય તેને તમે ખટપટ કહો છો, ટંટોબખેડો કહો છો અને તેનો ત્યાગ કરવાને તૈયાર થાઓ છો એ સઘળાનો અર્થ પણ એ જ છે કે તમારું શાસનપ્રેમીપણું પણ હજી કાચું છે તે ખરેખરું પાકું થયું નથી!

### તટસ્થ રહેવું એ પણ મદદ છે.

ધર્માદા કાર્યોને અંગે તમે સત્યની સેવામાં સર્વ કાંઈ આપી દઈને ઊભા રહેવાની પ્રતિજ્ઞા ન કરો તો તમારી સેવાની કિંમત પણ શૂન્ય બરાબર જ છે! અને એનો અર્થ એ જ થાય છે કે તમે શાસનવિરોધી કાર્યોને સીધી મદદ નથી કરતા પરંતુ તમે એને આડકતરી મદદ કરો જ છો. ઈ. સ. ૧૯૧૪ની યુરોપમાં જે મહા જાદવાસ્થળી જાગી હતી તેમાં જર્મનીએ પોતાનું સૈન્ય તૈયાર કરીને તેને બેલ્જીયમને રસ્તે થઈ ફ્રાન્સમાં લઈ જવાનો દાવ ગોઠવ્યો હતો. બેલ્જીયમને રસ્તે જર્મનીનું સૈન્ય જો જઈ શક્યું હોત તો કદાચ સંભવ છે કે તેણે ફ્રાંસને તોડી નાંખ્યું હોત અને બ્રિટન ઉપર પણ કદાચિત તેની નહિ

ધારેલી એવી જ અસર થાત ! જર્મની જે સમયે લશ્કર લઈને આવ્યું, તે સમયે બેલ્જીયમે તેને એમ કહ્યું હોત કે ' ભલે, તારે મારા રાજ્યમાંથી જવું હોય તો જા, હું વચ્ચે આડો ન આવું ! ' તો બેલ્જીયમની આ રીતભાતથી તેણે જર્મનીને મદદ કરી હતી, એમ જ લેખાવા પામત, અને લડાઈ જે આટલાં બધાં વર્ષો લંબાઈ હતી, તે ન લંબાતાં તેનો પહેલે જ વર્ષે નિકાલ આવી જાત !

### પૂજાની જ હિંસાનો વિરોધ કેમ ?

બેલ્જીયમે જર્મનીને અટકાવ્યું ન હોત તો તેણે જર્મનીને મદદ કરેલી જ લેખાત. એ જ પ્રમાણે શાસનપ્રેમીઓ પણ જો સુધારકોને તેમના અધર્મી માર્ગમાં આગળ વધતાં ન અટકાવે, તેમના માર્ગમાં અડચણો ઊભી ના કરે અને દેવદ્રવ્યનો દુરુપયોગ કરવાનું જે કાર્ય તેઓ લઈ બેઠા છે તેને તોડી પાડવાનો પૂરેપૂરો પ્રયત્ન ન કરે અને ટ્રસ્ટફંડોમાંથી રાજીનામાં આપી દે અથવા તો તટસ્થ રહે; તો તેનો અર્થ એ જ છે કે તેઓ પણ દેવદ્રવ્યના વિનાશનું કામ કરે છે ! પછી તેમની અને સુધારકોની વચ્ચે માત્ર એટલો જ ફેર રહે છે કે સુધારકો ચોક્ખેચોક્ખો દેવદ્રવ્યનો વિનાશ કરે છે, જ્યારે શાસન-પ્રેમીઓ આડકતરી રીતે દેવદ્રવ્યનો નાશ કરે છે.

તમારા ઘર ઉપર જ લુંટારાઓ હુમલો લઈ આવે તો તમે તેનો સામનો કરો કે નહિ ? કરો વારુ, તે સમયે તો તમે જરૂર સામે થાઓ ! પણ આ ધર્મના ખાતા ઉપર ધાડ આવે છે ત્યાં તમારે હાથ જોડીને ચૂપ રહેવું છે ! !

મૂર્તિપૂજા વિરોધી સાધુઓને પણ પોતાના ખાવાપીવામાં, પોતાની કીર્તિ વધારવામાં, પોતાની મહત્તા ગાવામાં, પોતાની શ્રેષ્ઠતા દર્શાવવામાં હિંસા થાય છે તેની જરાય પીડા નથી, તેની તેમને લેશમાત્ર પણ દરકાર નથી; પરંતુ ભગવાનની પૂજા કરતાં હિંસા થાય છે એમ કહીને એ હિંસાને તેઓ ખાળવા, ટાળવા માગે છે. હવે આપણે ચાલુ વાતમાં આવીએ.

(૪)

### બંનેના માર્ગ જુદા છે

દીક્ષાના પ્રચંડ વરઘોડા નીકળે, માંડવીની મોટી ધમાલ થઈ

રહે, સામૈયામાં ધૂમ મચે એ—બધામાં હિંસા થાય તેનો વાંધો નથી. એ બધામાંથી કોઈ પણ વસ્તુનો તેઓ હિંસાને બહાને નિષેધ કરતા નથી, પરંતુ એક માત્ર ભગવાનની પૂજામાં હિંસા થાય છે એમ કહીને તેઓને તેનો નિષેધ કરવો છે!

શ્રાવક શ્રી જિનબિંબની પૂજા કરે છે અને સાધુઓ જિનબિંબની પૂજા નથી કરતા. હવે જો જિનબિંબપૂજા કરવામાં જ લાભ છે અને તે લાભ મેળવવા જ શ્રાવકો પૂજા કરે છે તો પછી એ જ લાભ મેળવવા સાધુઓ પણ શા માટે પૂજા નથી કરતા? આવો પ્રશ્ન કરનારને પૂછી લઈએ કે શ્રાવક પડતે વરસાદે વ્યાખ્યાન શ્રવણ કરવા આવે છે તેને એ વ્યાખ્યાનશ્રવણનુ પુણ્ય કહ્યું છે તો પછી તમારા સાધુઓ પણ શા માટે પડતા વરસાદમાં વ્યાખ્યાન સાંભળવા આવી એ પુણ્યોપાર્જન નથી કરતા?

આ સઘળા ઉપરથી ખરી રીતે તો એક જ અનુમાન નીકળે છે કે શ્રાવક અને સાધુ એ બંનેના રસ્તા જુદા જ છે. પડતા વરસાદમાં વ્યાખ્યાન સાંભળવા સાધુ આવે તો તેને ગેરલાભ છે. અર્થાત્ કે સાધુ અને શ્રાવક બંનેના ધર્મના રસ્તા એક જ હોઈ શકે નહિ. શ્રીમાન્ મહાવીર ભગવાનનું પરમ પ્રતાપી જૈનશાસન કહે છે કે સાધુ અને શ્રાવક એ બંનેની ભૂમિકા જુદી છે.

### અયોગ્ય ઉપદેશ

શ્રાવક, શ્રમણને સ્નિગ્ધ આહાર વહોરાવે છે તેનું શ્રાવકને શું ફળ મળે છે તે વિચારો. શ્રાવકને તેનું એ ફળ મળે છે કે અલ્પપાપી થાય છે અને બહુનિર્જરા થાય છે. શ્રાવક, શ્રમણને સચિત્ત એવો આહાર વહોરાવે છે તો પણ તેનું ફળ એ શ્રાવકને માટે ઘણી નિર્જરા છે. શ્રાવક, શ્રમણને બેંતાળીશ દોષવાળું અન્ન વહોરાવે તો પણ તેને ઘણી નિર્જરા અને અલ્પપાપ જ તેનું ફળ છે; પરંતુ મૂર્તિવિરોધીઓની દૃષ્ટિએ પણ એક સાધુ નદીના વહેતા પાણીમાંથી લોટો પાણી ભરી તે બીજા સાધુને વહોરાવે તો તેનું ફળ એ સાધુને માટે તો પાપ, પાપ અને પાપ જ છે. શ્રાવકે સર્વસાવદ્યના ત્યાગની પ્રતિજ્ઞા નથી કરી, તેવો શ્રાવક વહોરાવે તો તે કાર્યથી તેને પાપ નથી જ; પરંતુ

ઊલટી કર્મનિર્જરા છે. પરંતુ પ્રતિજ્ઞાવાળો સાધુ જો એમ કરે તો તેમાં તેને પાપ છે તેને કર્મ નિર્જરા નથી જ. દીક્ષાનો ઉત્સવ થાય, જંગી વરઘોડો નીકળે અને તેમાં સાધુ ઢોલ ટીપતો દોડાદોડી કરે તો અમૂર્તિપૂજકો એને પાપ માનશે કે નિર્જરા માનશે? એ ઢોલ ટીપીને તો તેઓ પણ નિર્જરા નથી જ માનતા.

**અશક્તોનો માર્ગ**

ઉપરના સઘળા પ્રશ્નોના ઉત્તરો તદ્દન સરળ અને બુદ્ધિપૂર્વકના છે. ધારો કે એક માણસ તળેટીથી દાદાના દરબારમાં જવા નીકળે છે. આ માણસ પૂરતી શક્તિવાળો છે, બળવાન છે, ચાલવામાં એક્કો છે અને તેથી તે એકે ઝપાટે તળેટીથી દાદાના દરબારમાં પહોંચી ગયો છે. તેના બીજા મિત્રો તળેટીએ હોય, તેઓ ચાલવામાં એના જેવા એક્કા નથી અને બળવાન પણ નથી આ માણસોને પેલો ઉપર પહોંચી જનારો એમ કહે કે "ભાઈ! હું તો એક ઝપાટે સિદ્ધગિરિ ચડી ગયો છું, પરંતુ તારાથી જો એકે ઝપાટે ઉપર ન પહોંચી શકાય તો રસ્તામાં તું વિસામો લેજે, થાક ખાજે અને પછી કલાક બે કલાકે આવજે"

પેલો માણસ પોતે એક ઝપાટે ઉપર જાય છે ત્યારે પાછળના મિત્રોને વિસામો ખાઇને પાછળથી આવવા કહે છે, શું આ ઉપરથી કદી પણ એમ કહી શકાશે ખરું કે એ માણસ એક વાત બોલે છે અને બીજી વાત કરે છે? મૂળ વાત તો એ જ છે કે એકે ઝપાટે અને વગર વિસામે ઉપર પહોચવા બાબતની અશક્તિ હોય તેને માટે એવી સગવડ કરી આપી કે તેણે એકે ઝપાટે ઉપર ન પહોંચતાં વચ્ચે વિસામો લેવો અને વિસામો ખાઈને દાદાના દરબારમાં પહોંચવુ વિસામો ખાઈને પહોંચવાનો જ જો પ્રતિબંધ હોય તો તો પરિણામ એ જ આવે કે અશક્ત માણસ બાપડો દાદાના દરબારમા પહોચવાનો જ વિચાર ન કરે!

**કથની અને કરણી જુદી નથી.**

જેમ સશક્ત માણસને માટેનો એ માર્ગ છે કે તેણે એકે ઝપાટે નિશ્ચત સ્થાને પહોંચી જવું અને અશકત માટેનો એ માર્ગ છે કે તેણે વિસામો લઈને તે સ્થાને જવું, તે જ સ્થિતિ અહીં પણ સમજવાની

છે. જેઓ સ્વયજ્ઞાની છે, પવિત્ર સંસ્કારવાળા છે, નિશ્ચય સ્વરૂપવાળા છે, તેઓ તો તીર્થંકરોની પેઠે ગચ્છવાસમાં ન રહે, વિનય વૈયાવચ્ચ ન કરે, ગુરુકુળવાસ ન કરે તો પણ તેઓ પોતાનો બેડો પાર કરી શકે છે, પરંતુ જેનામાં આટલી શક્તિ નથી, જે એવા સ્વયંજ્ઞાની નથી. પવિત્ર સંસ્કારવાળા અને નિશ્ચય સ્વરૂપવાળા પણ નથી, તેઓને માટે એ માર્ગ છે કે ગુરુકુળવાસમા રહેવું; વિનય કરવો, વૈયાવચ્ચ કરવી, અને એ રીતે કર્મ ખપાવીને બેડો પાર કરવો. આમ કહેવામાં કથની અને કરણી જુદી છે એમ કહી શકાતું જ નથી.

ભગવાન્ તીર્થંકર દેવ પોતે સર્વ ગુણમંડિત છે અને સર્વ-શકિતસંપન્ન છે, એટલે તેમણે એવા શકિતશીલનું કર્તવ્ય કહ્યું પણ ખરું અને તે કરી બતાવ્યું પણ ખરુ, પરંતુ જે એવા શકિતશીલ તથા તેવા સંપૂર્ણ જ્ઞાની ન હોય તેવાઓને માટે તેઓશ્રીએ તેમને લાયક એવો બીજો ઉપાય દર્શાવ્યો, આથી તેમના કથન અને વર્તનમાં ભિન્નતા હતી, એવું કદી પણ કહી શકાતું જ નથી અને તેથી "યથાવાદી, તથાકારી" એમાં કશોય ફેર પડતો જ નથી. આથી જ જે તત્ત્વ, જે ધર્મ અને જે શાસન છે, તે આપણે શ્રીમાન્ જિનેશ્વર દેવોના ભરોસે જ અને તેમના કથન પ્રમાણે જ માન્ય રાખીએ છીએ તેને અન્યથા માનતા નથી.

### કથાએલ તે જ તત્ત્વ અને ધર્મ

શ્રીમાન્ જિનેશ્વર ભગવાન્ ધર્મને ધર્મ તરીકે ન કહે તો શું ધર્મ, અધર્મ બની જાય છે ? અથવા તો શું શ્રીમાન્ જિનેશ્વરદેવો અધર્મને ધર્મ તરીકે કહે તેથી અધર્મ ધર્મ બની જાય છે ? શ્રીમાન્ જિનેશ્વરદેવના કહેવાથી શું અતત્ત્વ અને અશાસન તે તત્ત્વરૂપ અને શાસનરૂપ બની જાય છે ? નહીં જ. આથી કાંઈપણ શંકા વિના એ વાત કબૂલ રાખવી જ પડશે કે સાધુ અને શ્રાવક એ બંનેના માર્ગો એક જ સરખા નથી પણ તે ભિન્નભિન્ન અને જુદા જુદા જ છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સાધુ શ્રી જિનબિંબપૂજા નથી કરતા, તે આધારે શ્રાવકને પણ એમ કહેવું કે. 'ભલા, ભગવાનની

પ્રતિમા પૂજવામાં તો હિંસા થાય છે, માટે એ કાર્યનો ત્યાગ કર' એ વસ્તુ સર્વથા વિપરીત જ છે.

### બન્નેની ભૂમિકા જુદી છે.

સાધુ અને શ્રાવક એ બંનેની ભૂમિકા જુદી જ છે. આ જુદા-પણાનો ખૂબખૂબ વિચાર કરવાનો છે. સાધુની પ્રતિજ્ઞા છે કે તેણે સર્વસાવદ્યનો ત્યાગ કર્યો છે સાધુએ સર્વસાવદ્યનો ત્યાગ કર્યો હોવાથી તે ગૃહસ્થની વૈયાવચ્ચ કરી શકતો જ નથી શાસ્ત્ર સંબંધીનો નિર્ણય આપતાં સ્પષ્ટપણે જણાવે છે કે "गिहीणो वेआवडिय" આ શબ્દો જે સ્થળે કહેવામાં આવ્યા છે તે સ્થળનો પ્રસંગ ગૃહસ્થને ગૃહસ્થના અંગેનો નથી. જો અહીંનો પ્રસંગ ગૃહસ્થોને ગૃહસ્થોના અંગેનો જ હોત તો 'गिहीणो वेआवडिय" આવો શબ્દપ્રયોગ ન કરવામાં આવતાં એકલો 'वेआवडिय" આવો જ શબ્દપ્રયોગ અહીં કરવામાં આવ્યો હોત, પરંતુ અહીં તો સ્પષ્ટ રીતે "गिहीणो वेआवडिय" આવો શબ્દ મૂકયો છે.

એ ઉપરથી સાબિત થાય છે કે સાધુ અને શ્રાવકના પ્રસંગને અનુસરીને જ આ શબ્દપ્રયોગ છે અને તેથી જ એમ કહેવામાં આવ્યું છે કે સાધુએ ગૃહસ્થની વૈયાવચ્ચ ન કરવી એ જ કર્તવ્ય છે.

હવે બિમાર સાધુને માટે ભગવાન્ શ્રી તીર્થંકર દેવ શું કહે છે તે વિચારો. ભગવાન્ અહીં તો સ્પષ્ટ શબ્દોમાં એમ જણાવે છે કે જે બિમાર સાધુની સેવા કરે છે તે જ મને માનનારો છે અને જે બિમાર સાધુની સેવા નથી કરતો તે મને માનનારો જ નથી!

### કથની અને કરણીમાં ફેર છે કે?

અહીં 'બિમાર' શબ્દથી ગૃહસ્થ બિમાર લેવાનો નથી અર્થાત્ બિમાર શબ્દનો અર્થ 'ગૃહસ્થ બિમાર' એવો કરવાનો નથી, પરંતુ અહી 'બિમાર' સાધુ એવો જ અર્થ લેવો ઘટિત છે ભગવાન્ શ્રી તીર્થંકર દેવ કહે છે કે જે બિમારની સેવા કરે છે તે જ મને માનનારો છે એમ સમજી લેવું. એનો અર્થ એવો છે કે જે તીર્થંકર ભગવાનોને માને છે તે બિમાર સાધુની સેવા કરે જ છે. ભગવાન શ્રી તીર્થંકરદેવ

કહે છે કે જે મને માને છે, તે બિમાર સાધુની વૈયાવચ્ચ જરૂર કરે જ છે. ત્યારે હવે વિચારી જુઓ કે ભગવાને પોતે આવા શબ્દો કહ્યા છે તો તેમણે પોતે કેટલા બિમાર સાધુઓની વૈયાવચ્ચ કરી છે?

ભગવાને પોતે એક પણ બિમાર સાધુની વૈયાવચ્ચ નથી જ કરી તો પછી તીર્થંકર ભગવાનની કથની અને કરણી એક છે એ વસ્તુ ક્યાં રહી? શ્રીમાન્ તીર્થંકરદેવોએ ગુરુ પાસેથી દીક્ષા નથી લીધી. તેમણે ગુરુકુળવાસ પણ નથી કર્યો. કદાપિ વૃદ્ધોની વૈયાવચ્ચ પણ નથી જ કરી તો પછી તેમની કથની અને કરણી એક છે એ નિયમ ક્યાં રહ્યો? શું "યથાવાદી તથાકારી" એ નિયમ અહીં ઉડી જાય છે કે? જો ભગવાન જે કરે છે તે જ કહે છે અને જે કહે છે તે જ કરે છે. તો પછી તેમણે જે કામો ઉપર દર્શાવેલાં જણાવ્યાં છે તે તેમણે ક્યાં ક્યાં કર્યાં છે? જો તેમણે નથી કર્યાં તો તેમણે તે શા માટે કહ્યાં છે? અને જો તેમણે કર્યા વિના જ કહ્યાં છે, તો "યથાવાદી તથાકારી" એ સૂત્ર અહીં ઉડી જાય છે કે ટકી રહે છે?

અતત્ત્વને અને અશાસનને શ્રી જિનેશ્વર ભગવાન તત્ત્વરૂપ અને શાસનરૂપ કહે, તેથી અતત્ત્વ અને અશાસન તત્ત્વ અને શાસન બની જાય છે? નહિ જ! કદી જ નહિ!! જે ધર્મ છે, જે તત્ત્વ છે, તે શ્રીમાન્ જિનેશ્વર ભગવાનો કહે કે ન કહે, તથાપિ તે ધર્મ છે જ. જે અધર્મ છે તે શ્રી જિનેશ્વર ભગવાનો કહે કે ન કહે તો પણ તે અધર્મ છે. આવી સ્થિતિ હોય છતાં ભગવાન શ્રી જિનેશ્વર દેવ જે કહે તે જ તત્ત્વ અને તે જ ધર્મ—એમ આપણે શા માટે માનીએ છીએ? કારણ એક જ છે કે અણસમજુને સોના ઉપર ચાર્ટર બેંકની છાપ જોવી જ પડે છે. ચાર્ટર બેંક છાપ મારી આપે છે તેનો અર્થ એટલો કે તે ચોકખું જ સોનું છે એટલે કે જેના ઉપર છાપ છે તેનો વાંધો નથી જ. છાપ છે એ સોનું જ છે, તે જ પ્રમાણે જે ધર્મ અને તત્ત્વ ઉપર શ્રીમાન જિનેશ્વર ભગવાનની છાપ પડેલી જ છે તે તત્ત્વ સઘળું અને તત્ત્વરૂપ છે જ, તેમાં અધર્મ કે અતત્ત્વ હોવાની ધાસ્તી જ નથી. અહીં ઉભય નિર્ણય કામે લગાડવો જ રહ્યો.

(૫)

## તમારી શક્તિ નથી

તીર્થંકર ભગવાનોએ જે કહેલ છે, તે જ ધર્મ અને તત્ત્વ છે, અને જે ધર્મ અને તત્ત્વ છે તે જ તીર્થંકર ભગવાને કહેલ છે; એવો અટળ નિર્ણય અહીં લેવાનો છે તેથી જ "जिनपन्नत्तं तत्तं, धम्मो जिनपन्नतो અને केवलीप पडिपन्नो એ ત્રણે વસ્તુનો આધાર અહીં લેવાનો છે. કેવળી મહારાજાનું વચન અધર્મને ધર્મ બનાવતું નથી અને તેઓ ધર્મને અધર્મ કહે તેથી ધર્મ અધર્મ થઈ જતો નથી, પરંતુ આપણે બને બાજુથી તેમનો નિયમ એટલા માટે માન્ય રાખીએ છીએ કે આપણા પોતાનામાં જ્ઞાન નથી. ધર્મ, તત્ત્વ અને શાસન તો જે છે તે જ છે, પરંતુ એને પારખી લેવાની આપણામા તાકાત નથી. એટલા જ માટે આપણે ભગવાનનાં વચનને જ પ્રમાણ માનવાનાં છે.

જેઓ સોનું ઓળખી શકે છે, જેણે સોનાની પરીક્ષા કરવાની શકિત મેળવી છે, તે પોતે સોનું ખરીદવા માટે ચાર્ટર બેંકની છાપ ન જુએ તો પણ ચાલી શકે. પરંતુ જે અજ્ઞાન છે કે જેને સોનાની પરીક્ષા નથી, તેને તો કસોટી ન લેતાં ચાર્ટર બેકની છાપ છે કે નહિ એ જ જોવાનું રહ્યું. આપણને કેવળજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અવધિજ્ઞાન, ચૌદપૂર્વ ઇત્યાદિ થયાં નથી, ત્યાં સુધી સ્વતત્ર રીતે ધર્મ, તત્ત્વ અને શાસનને પારખવાની લાયકાત જ આપણામાં નથી. આપણામાં એ લાયકાત નથી તેથી જ આપણને કેવળી જે કાંઇ કહે છે, તે જ એ બાબતમાં માનવાનું રહ્યું છે. જો આપણામાં સ્વતંત્રપણે ધર્મવસ્તુ, તત્ત્વ વસ્તુ અને શાસન વસ્તુ પારખવાની લાયકાત નથી તો પછી આપણે એ વસ્તુઓ લેવી કઈ રીતિએ અને કયે હિસાબે ? સોનું પારખવાની તાકાત નથી જ એટલે સૌથી સારા ઉપાય તરીકે આપણે બેંકની છાપ જોઈએ છીએ; તે જ પ્રમાણે ધર્મતત્ત્વ પારખવાની તાકાત આપણામાં નથી તો તેને જ અંગે આપણે શ્રીમાન્ તીર્થંકર દેવોનું કથન જોઈને, તેઓ જે કાંઇ કહે તેને ઉભય પ્રકારે ઉપરનો નિયમ લાગુ પાડીને, એને જ ધર્મ માનવાનો છે.

### બંને પક્ષનો નિર્ણય

જ્યાં માત્ર એક જ પક્ષનો નિર્ણય છે, તેવા પ્રસંગમાં છાપ જોઈને તમે સોનું ખરીદી લો છો, તો અહીં તો બે પ્રકારનો નિશ્ચય છે પછી તેમાં શંકા જ ક્યાં રાખવાની હોય ? ઉભયપક્ષે નિર્ણય અહીં કરવાનો છે અને એ જ રીતે અહીં ધર્મ, તત્ત્વ અને શાસન કહેવાય છે. જેના ઉપર જૈનતત્ત્વની છાપ હોય, તો જ એ તત્ત્વાદિ સાચાં છે અને જો તેના ઉપર જૈનત્વની છાપ ન હોય તો એ ધર્મ, તત્ત્વ કે શાસન કાંઈ પણ સાચાં માનવાનાં જ નથી. જ્યાં એક જ પક્ષે નિયમ છે ત્યાં એ વાત માનવાની છે કે "આ ચોકખું છે." પરંતુ "આ જ ચોકખું છે અને એના સિવાયનું બીજું જે કાંઈ હોય તે ચોકખું નથી" એવો નિયમ નથી. જૈનશાસનમાં તો ઉભય પ્રકારનો નિયમ જ કામ લાગે છે કે શ્રીમાન્ જિનેશ્વર ભગવાને કહેલું છે, તે જ ધર્મ છે અને જે કાંઈ ધર્મતત્ત્વાદિ છે તે સઘળું શ્રી જિનેશ્વર-ભગવાનોએ કહેલું જ છે, અને તેથી જ "जिनपन्नत्त तत्त" એ વચનોની અહીં સાર્થકતા અને સંપૂર્ણ આવશ્યકતા છે.

### શુદ્ધિનો માર્ગ શોધો.

જૈનશાસનના સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચરિત્ર ઉપર જૈનત્વની છાપ પડેલી જ છે, પરંતુ આપણે પરીક્ષા વિના જ આપણા માલને શુદ્ધ કરવાને માટે દોરાઈએ છીએ, અને તેથી જ આપણા આત્માની માલિકીનો જે ધર્મ છે, તેનો સદુપયોગાદિ આપણે સમજી શકયા નથી. જો આપણે સદુપયોગ કરવાનો જ સમજી શકયા નથી, તો પછી સદુપયોગ કરવાનો અને દુરુપયોગ રોકવાનો માર્ગ તો આપણે ક્યાંથી જ સમજી શકીએ ? ચાર્ટર બેંક નવું સોનું બનાવી આપતી નથી, તેના ઘરમાં કોઈ એવો સંચો નથી કે જેના વડે તે નવું સોનું તૈયાર કરી શકે, ત્યારે વિચાર કરો કે ચાર્ટર બેંક શું કરે છે ? અને સોનું ક્યાંથી લાવે છે ? સોનું તો ખાણમાંથી નીકળે છે, તેનો જ ઉપયોગ બેંક પણ કરે છે, પરંતુ ફેર એટલો જ છે કે ખાણમાંથી નીકળેલા સોનાને તે શુદ્ધ કરે છે અને પછી તેના ઉપર પોતાની છાપ મારે છે.

જગતમાં, જેમ સોનાની ખાણમાં સોનું તૈયાર છે, પરંતુ તેને બહાર કાઢીને શોધવાની જ વાર છે, તે જ પ્રમાણે આપણે ત્યાં પણ સોનું તૈયાર જ છે. માત્ર તેને ખાણમાંથી કાઢયા પછી શુદ્ધ કરવાની જ જરૂર છે. એ શુદ્ધ કરવાની રીતનો વિચાર કરો. ભગવાન તીર્થંકર દેવોએ સંપૂર્ણ જ્ઞાન, દર્શન અને ચારિત્ર મેળવ્યાં હતાં અને તેઓ વીતરાગ બન્યા હતા એમ આપણે વારંવાર કહીએ છીએ પરંતુ તેઓ કેવી રીતે સંપૂર્ણ જ્ઞાન મેળવી શકયા ? અને કેવી રીતે વીતરાગપણું મેળવી લીધું ? તેનો વિચાર કરો. આપણે સામાયિક કરવાની, પૂજા–પૌષધ કરવાની, પ્રભાવના કરવાની ટેક લઇએ છીએ, પરંતુ જરા સરખી પણ અડચણ આવે છે એટલે આપણે એ પ્રતિજ્ઞામાંથી ચલિત બની જઇએ છીએ.

( ૬ )

**નાહ્યા તેટલું પુણ્ય ન માનતા.**

બીજા દર્શનોમાં અને આપણા દર્શનોમાં એક મહત્ત્વનો તફાવત છે. આ તફાવત શું છે તે ધ્યાનમાં લેજો. આ તફાવત બહુ જ સૂક્ષ્મ છે, પરંતુ તે વિચારવા જેવો છે. બીજા દર્શનીઓ તુરત કહી દેશે કે 'ભાઇ, નાહ્યા તેટલું પુણ્ય, કર્યો તેટલો ધર્મ !' જૈનશાસનને તો આ વાત જરાય માન્ય નથી. જૈનશાસન તો સ્પષ્ટ રીતે કહે છે કે 'નાહ્યા તેટલું પુણ્ય કે કર્યો તેટલો જ ધર્મ' નથી, પરંતુ 'જેટલું નથી કર્યું તેટલો અધર્મ છે, ન નાહ્યા તેટલું પાપ.' બીજા શાસનોમાં જેટલો કરીએ એટલો ધર્મ છે, ત્યાં થાય તેટલું કરવાનો કાયદો છે અહીં જૈન દર્શનમાં 'થાય તેટલું કરવાનો' કાયદો નથી. અહીં તો પૂરેપૂરૂ કરવાનો કાયદો છે.

આપણે આત્માને કેવા સ્વરૂપનો માનીએ છીએ તેનો વિચાર કરજો. આત્માને આપણે સામાન્ય માનતા નથી. તેને આપણે પૂર્ણ, શુદ્ધ. સર્વજ્ઞ, વીતરાગ રૂપ માનીએ છીએ. જો તેને એવો માન્યા પછી

પણ તેના એ ગુણોની તેને પ્રાપ્તિ કરાવી આપવાનો આપણો પ્રયત્ન ન હોય તો આપણા પ્રયત્નમાં જેટલી ન્યૂનતા હોય, તેટલી જ આપણી મહાભયંકર ખામી જ છે.

'કર્યો એટલો ધર્મ' એ સિદ્ધાંત તો દેખીતો અને હડહડતો જ જૂઠો છે. ધારો કે તમોએ કોઈને રૂપીઆ પચાસ હજાર ધીર્યા છે. આ પચાસ હજારમાંથી તમોને ફક્ત ૧૦ હજાર પાછા મળ્યા અને તે ધણીએ દેવાળું કાઢયું; તો શું આ સંયોગોમાં તમે આ દશ હજારને "દશ હજાર કમાયા" એમ ગણો છો? તમે એ રૂપિયા જમા કરીને બાકીના રૂપિયાની બાકી કાઢો છો કે આ દશ હજાર મળ્યા, તે વટાવ મળ્યો ગણી વટાવ ખાતે જમા કરો છો? જે માણસને નામે તમે આખી રકમ ઉધારી હોય તે જ માણસને નામે તમે પૈસા જમા કરો છો અને પછી તેને નામે બાકીના પૈસાની બાકી કાઢો છો અને એ બાકી કાઢીને એનું ખાતું આગળ ખેંચો છો, અને ૪૦ હજાર બાકી રહ્યા એમ હંમેશાં યાદ રાખો છો.

### અહીં પણ બાકી ખેંચો.

એ જ પ્રમાણે આપણે અહીં પણ વર્તવાનું છે. જેઓ આત્માને જડ, જ્ઞાનહીન અને દ્રવ્યજ્ઞાનરૂપ માનતા હોય, તેમને માટે એ હિસાબ ચાલી શકે છે કે જેટલું મળ્યુ તેટલો લાભ. જેણે કાંઈ રકમ ધીરી જ નથી. તેને દશ હજાર મળી આવે તો એ એનો નફો ગણાય; પરંતુ જેણે લાખો ધીર્યા હોય અને દશ હજાર જ તે પાછા મેળવે, તેણે તો દશ હજાર રૂપિયા નફો મેળવ્યો છે એવું ગણી શકાતું નથી. તે જ પ્રમાણે જેણે આત્માને સર્વજ્ઞ નથી માન્યો, તેઓ 'જેટલું જ્ઞાન થાય એટલો લાભ' એવું ગણીને, તે પ્રમાણે સંતોષ માની શકે છે. પરંતુ જેમણે આત્માને સર્વજ્ઞ માન્યો છે, તેમણે તો સર્વજ્ઞપણું મેળવવામાં એક રતિમાત્ર બાકી રહી હોય, ત્યાંસુધી પણ અસંતોષ જ માનવાનો છે અને બાકી જ ખેંચવાની છે.

જેમ વ્યવહારમાં આવેલી રકમ જમા કરીને બાકીનાની બાકી

એંચો છો, તે જ પ્રમાણે અહીં પણ જે મેળવ્યું હોય તેનું સ્મરણ રાખી, બાકી રહેલા માટે તમારે સતત્ અને એકધારો પ્રયત્ન કરવાનો છે. તમો જે ગુણો નથી મેળવી શકયા તેની બાકી કાઢીને આગળ નથી એંચતા, તેનું કારણ એ છે કે તમે હજી તમારા લક્ષ્યની પાછળ પડયા નથી અને લક્ષ્ય તરફ તમારું જોઈએ તેટલું ધ્યાન એંચાયું જ નથી.

## એક રકમ પણ ખોટી ન ચાલે

આત્મા સઘળા ગુણોથી યુક્ત છે, તે પૂર્ણજ્ઞાનરૂપ છે, અને વીતરાગ સ્વરૂપ છે, એ વાત હજી તમારા જાણવામા આવી નથી અને એ વાત જો તમારા જાણવામાં આવી હોય તો એ વાતને તમે બરાબર પચાવી શકયા નથી. જો તમે એ વાતને તમારા હૃદયમાં તમારા લોહીના અણુએ અણુમાં પચાવી શકયા હોત તો જરૂર તમે એક જ કલાક વિરતિપણામાં ગાળો છો અને ત્રેવીસ કલાક અવિરતિપણામાં ગાળો છો તેનો તમોને વિચાર આવ્યો હોત. તમે એક કલાક વિરતિપણામાં ગાળો છો, અને બાકીના ત્રેવીસ કલાક અવિરતિપણામાં ગાળો છો, તમે ત્રેવીસ કલાક અવિરતિપણામાં શા માટે રહ્યા એનો તમોને કદી વિચાર સરખો પણ આવતો નથી. એક બાજુ તમારો એક કલાક છે, ત્યારે બીજી બાજુ તમારા ત્રેવીસ કલાક છે હવે કયું પાસું વધી જાય છે તેનો વિચાર કરજો.

તમે ચોપડામાં ૯૯ રકમો ખરી લખી છે અને સાચી એક રકમ ખોટી લખી મારી છે. જો તમારો આ ચોપડો કોર્ટમા રજુ થાય અને તમારું પોકળ ફૂટી જાય તો તમારી ૯૯ રકમ સાચી છે, તેને માટે તમોને ઈનામ નથી મળવાનું, પરંતુ એક રકમ ખોટી લખી હોય તો તે માટે તમોને દંડ જ થવાનો છે. શાહુકારનો ચોપડો તો તે જ છે કે જેમાં એક પણ રકમના સંબંધમાં ગોલમાલ હોતી નથી. જો એક પણ રકમના સંબંધમાં ગોલમાલ હોય, તો સમજી લેજો કે એ શાહુકારનો ચોપડો નથી. તે ખોટો ચોપડો છે અને તેથી એ ચોપડો બીનશાહુકારી છે.

## ન થયું એટલું પાપ સમજો.

જેમ શાહુકારના ચોપડામાં એક પણ ખોટી રકમ શોભતી નથી. તેના આખા ચોપડામાં એક પણ રકમ ખોટી હોય તો તે તેને કલંક રૂપ છે. તે જ પ્રમાણે તમારા આત્માના વ્યવહારમાં જો એક પણ કાર્ય સંસારને પોષવા રૂપ હોય ત્યાં સુધી આત્માને પણ તે શોભાસ્પદ નથી જ. 'નાહ્યા એટલું પુણ્ય અને કર્યો તેટલો ધર્મ' એ શબ્દો જૈનશાસનમાં સાચા નથી, માટે અહીં એ શબ્દોને ગોખી ન રાખો. અહીં તો જો તમારે કાંઈ પણ ગોખી રાખવું હોય તો એ ગોખી રાખો કે "ન કર્યો એટલો અધર્મ."

આત્માને વીતરાગ સ્વરૂપ માન્યા, પછી તમે જ્યાં સુધી એ વીતરાગપણું નથી મેળવ્યું ત્યાં સુધી તમારે તમારા ચોપડામાં બાકી જ કાઢવાની છે અને એ બાકી કાઢીને એ બાકી વસુલ કરવાની પાછળ તમારે મંડયા રહેવાનું છે. જો તમે એ રીતે મંડયા ન રહો તો એ તમારી મોટામાં મોટી ખામી સમજી લેવાની છે. વીસ વસા તમારે પૂરેપૂરા મેળવવાના છે.

વીતરાગપણાની પ્રાપ્તિ માટે એ વીસ વસા મેળવવાના છે. જ્યાં સુધી તમો એ વીસ વસાની દયા નથી મેળવી શકયા, ત્યાંસુધી તમોને જંપ ન હોવો જોઈએ. તમે હજી તો પાશેરામાં પહેલી પૂણી નાખો છો, તમારે હજુ સવા વસો જ થયો છે અને ૧૮॥। વસા તમારા બાકી જ છે. એ બાકી રહેલા વસાની બાકી ખેંચીને, તમારે એ બાકી ભરપાઈ કરવાને માટે મથવાનું છે. આરંભ, પરિગ્રહ વિષય કષાય, ઇત્યાદિ આત્માને ડૂબાડી રહ્યા છે. એ તમારે હમેશાં વિચારવાનુ છે.

જે પોતે પોતાના ખાતામાં પોતાને નામે રહેલી આ બાકી સમજી શકે છે, તેવો આત્મા પોતાને અધર્મી સમજે એમાં કાંઈ પણ નવાઈ નથી. તમારી ફરજ છે કે તમારે જે નથી થયું તે પણ પાપ છે. એ વિચારને સદા સર્વદા મનમાં ગોખી રાખવો જોઈએ અને તમારી બાકી

ભરી કાઢી સર્વજ્ઞપણું–વીતરાગપણું મેળવવામાં સતત્ પ્રયત્ન કરવો જોઇએ. એવા સતત પ્રયત્નની શરૂઆત એ જ સાચી જિંદગીની શરૂઆત છે.



**નોંધ :**—આ વ્યાખ્યાનનો મુખ્ય વિષય 'યથાવાદી તથાકારી' છે, છતાં તેમાં અવાંતર ૧ પૂજામાં હિંસા થતી હોવાથી પૂજા કરવી કે ન કરવીની ચર્ચા ૨ દેવદ્રવ્યનો ઉપયોગ ૩ શાસનપ્રેમી ટ્રસ્ટીઓની ફરજ ૪ जिनपन्नत्त तत्त्वનું રહસ્ય ૫ 'નાહ્યા તેટલું પુણ્ય' ન માનતાં, બધું કરવાનું રાખો વગેરે વિષયો સ્પષ્ટ કરવામાં આવ્યા છે.

× અનાદિ કાળથી ભવ્યજીવોને સ્પર્શનાદિ ઇંદ્રિયોથી થયેલા સુખનું જ્ઞાન છે, પણ કલ્પી ન શકાય તેવુ આત્મસ્વરૂપ તે તમે ભવ્યોને હમેશાં કહો છો.

× લોકો સંસરમાં જન્મ–જરા–મરણથી થતા દુઃખને કેમ જોતા નથી ? કે જે તેઓ, તેનાથી ઉદ્વિગ્નતાને ધારણ કરતા નથી.

– 'હુ જગતનો સંસારસમુદ્રથી ઉદ્ધાર કરુ' આવું પહેલાં નિશ્ચિત કરીને જિન-નામકર્મ બાંધ્યું. તે જિનનામના પ્રભાવથી દેવેન્દ્રોથી પૂજ્ય તમે થયા પણ મારો ઉદ્ધાર કર્યો નહિ.

* સંસારનું મૂળ કર્મો છે અને કર્મોની ઉત્પત્તિ મોહથી છે. મોહનુ મૂળ સગ છે. એમ જાણવા છતા સંગવાળા બીજાઓ કર્મોનો નાશ કરવા સમર્થ છે ? અર્થાત્ નથી.

# 7

# સુખ દુઃખ સમીક્ષા

[ધર્મ એ આત્માની સ્વતંત્ર ચીજ હોવા છતાં તેનો આત્માને સ્વતંત્રપણે ઉપયોગ કરવાનો અધિકાર જૈનશાસન આપતું નથી. મોહરાજાએ જીવાત્માની આગળ બરફી રૂપી કષાયો અને ધર્મ રૂપી સોનાની વીંટી બન્ને મૂકી દીધાં છે. બાળક બરફીને પકડે છે. સમજુ સોનાની વીંટીને પકડે છે, તેમ અજ્ઞાની જીવ ખાવાપીવાના સુખ અને કષાયોરૂપ બરફીને પકડે છે અને સામાયિક, પ્રતિક્રમણરૂપ ધર્મ રૂપી વીંટીને પાછી ધકેલે છે. ધર્મથી સુખ અને અધર્મથી દુઃખ થાય છે, તે જાણ્યા છતાં દુઃખ વખતે ધર્મને વિસરીએ તો આપણે બાળક જેવા જ ગણાઈએ.

દુનિયાદારી જાળવવી અને ધર્મક્રિયાઓ પણ કરવી તે પહેલું પગથાર, ધર્મ એ જ તત્ત્વ છે બીજું મિથ્યા છે, એ બીજુ પગથાર, ત્રીજે પગથારે સંસારનો જુલમ મટયો એટલે સિદ્ધિ, તેની સમજ. હવે તમે કયે પગથારે છો તે વિચારો,

આજનો આ સંસાર ભાંગેલી હસ્તિશાળા જેવો છે, સમકિતી જીવોએ દુનિયાના સુખ તે સુખ છે તે ભૂલી જવુ પણ તપ, ત્યાગ પરિષહરૂપ દુઃખને સુખ સમજવું]

(૧)

## ધર્મનો માલિક કોણ ?

અજ્ઞાની આત્માને પોતાના કબજાની વસ્તુનો સ્વતંત્રપણે ઉપયોગ કરવાની સત્તા મળતી નથી. કોઈ વસ્તુ પોતાની માલિકીની હોય છતાં તેનો સદુપયોગ, દુરુપયોગ કયા કયા પરિણામોને નિપજાવે છે તે વાત જો તેના માલિકના ખ્યાલમાં ન હોય તો એ વસ્તુના માલિકને તે વસ્તુનો સ્વતંત્રપણે ઉપયોગ કરવાનો અધિકાર નથી. હવે ધારો કે કદાચ પોતાની વસ્તુના સદુપયોગ કે દુરૂપયોગથી શાં શાં પરિણામો નીપજે છે એ ખ્યાલમાં હોય, પરંતુ એ ખ્યાલમાં હોવા છતાં દુરૂપયોગનો

નાશ કેમ કરવો અને અનુપયોગનો અટકાવ કેવી રીતે કરવો એ સંબંધી જેનામાં અક્કલ ન હોય તેને પણ તેની પોતાની માલિકીની વસ્તુનો સ્વતંત્રપણે વહીવટ કરવાની સત્તા નથી.

એ જ રીતે ધર્મ એ પણ આત્માની પોતાની ચીજ હોવા છતાં તેનો સ્વતંત્રપણે ઉપયોગ કરવાનો અધિકાર જૈનશાસન કોઈને પણ આપી દેતું નથી. જગતમાં સર્વથી શ્રેષ્ઠ, સર્વથી મોટો, સર્વથી મહાન્ ભવોભવનો સાથી, યાવત્ સુખ દેનારો, આત્માના સમગ્ર સ્વરૂપને દર્શાવનારો અને તેને પ્રગટ કરનારો ધર્મ છે અને એ ધર્મ તે આત્માની પોતાની માલિકીની ચીજ છે.

### અંતરાય એટલે શું ?

ધર્મ એ પારકી ચીજ નથી જ. જો ધર્મ એ પારકી ચીજ હોત તો તો એ ધર્મને લેવાનો વિચાર કરવો એ પણ અંતરાય જ ગણાવા પામત પારકી ચીજ લઈ લેવી તે જ અંતરાય છે–એમ માનશો નહિ. પારકી ચીજ લેવાનો વિચાર કરવો તે પણ અંતરાય છે. તમે પારકી ચીજ લેવાનો વિચાર કરો, પછી તે ચીજ તમોને મળે કે ન મળે, તે એક જૂદો પ્રશ્ન છે, પરંતુ પારકી ચીજ લેવાનો તમે વિચાર સરખો પણ કર્યો એટલે અંતરાયના ભાગીદાર બની જ ગયા ! જો ધર્મ એ પણ પારકી ચીજ હોત, તો તો ધર્મારાધનનો તમારો વિચાર પણ તમોને તારવાને બદલે પાછળથી તમારા ટાંટીયા જ પકડી રાખત અને તમોને એક ડગલુ પણ આગળ વધવા જ ન દેત !

આથી સ્પષ્ટ થાય છે કે ધર્મ એ આત્માની પોતાની જ ચીજ છે. અહીં તમારે એક વાત ખાસ યાદ રાખવાની છે કે તમારી પોતાની વસ્તુ પણ જો તમારા પોતાના કબજામાં હોય તો જ તે તમોને લેવા માટે સરળ પડે છે. જો તમારી ચીજ પારકાના કબજામાં હોય તો તે લેવાની પણ મુશ્કેલી જ પડે છે.

ધારો કે તમે એક સોનાનો દાગીનો ગીરો મૂકયો છે. આ દાગીનો તમારો છે, એમાં જરા પણ સંદેહ નથી. હવે તમે એ દાગીનો છોડાવવા

જાઓ છો; વ્યાજ અને મુદ્દલ બંને સાથે લઈને જાઓ છો, શાહુકારને પૈસા તમે પૂરેપૂરા ભરી દેવા માગો છો. ચીજ તમારી પોતાની છે, માલિક તમે પોતે છો, પરંતુ ધારો કે તમે ગયા તે વખતે શાહુકાર ઘેર જ ન હોય. કદાચ શાહુકારે તમારી ચીજ કયા ભંડારિયામાં મૂકી છે તે તમે જાણતા હો, ભંડારિયું ખૂલ્લું હોય અને તેમાં તમારી ચીજ સિવાય બીજી ચીજ ન હોય, તોપણ શું તમારાથી ભંડારિયામાં વ્યાજમુદ્દલના પૈસા મૂકી દઈને તે ચીજ લઈ લેવાશે ખરી કે ?

ધારો કે તમે વ્યાજમુદ્દલ કરતાંએ પાંચ રૂપીઆ વધારે સાથે લઈ ગયા છો અને તમે પાંચ રૂપીઆ વધારે આપી દેવા માગો છો, તો પણ શું તમારી મગદુર છે કે તમે શાહુકારને કહ્યા વિના અને તેના આપ્યા વિના તમારી પોતાની ચીજ પણ લઇ શકો ? નહિ જ. અર્થાત્ તમારી માલિકીની ચીજ હોય તો પણ જો તે ચીજ પારકાના કબજામાં જ હોય તો તે છોડાવવાનું તમોને મુશ્કેલ પડે છે. હવે ધર્મ એ વસ્તુને વિષે ગીરવે મૂકાએલી ચીજ જેવો પ્રસંગ નથી. ધર્મ તો આત્માની પોતાની માલિકીની જ ચીજ છે અને વળી તે આત્માના જ કબજા અને ભોગવટામાં પણ છે જ. અહીં માત્ર વાત એટલી છે કે ધર્મનો કેવે પ્રકારે સદુપયોગ કરવો તે વાત આપણા ધ્યાનમાંથી બહાર નીકળી ગઈ છે, અને તેથી જ આપણે ધર્મ પાળવાના સંબંધમાં શ્રી જિનેશ્વર ભગવાનોના જૈનશાસનનું અવલંબન લેવાની જરૂર પડે છે.

તમે એક રકાબીમાં એક બરફીનો કટકો મૂકો અને બીજી રકાબીમાં એક સોનાની વીંટી મૂકો. પછી તમે આ બન્ને રકાબી એક બાળકની સામે મૂકો અને તેને કહો કે ભાઈ, તારે જે રકાબી જોઇએ તે લઈ લે. છોકરા ઉપર તમે કોઈ જાતનો અંકુશ ન મૂકશો. તમે એના પર કોઈપણ જાતનો પ્રતિબંધ ન મૂકશો અને પછી તમે છોકરાને પસંદગી કરવાનું કામ સોંપી દેશો તો એ છોકરો જરૂર પેલી બરફીની થાળીને જ પસંદ કરશે.

### કષાયોરૂપી બરફીનો મોહ

બાળક અજ્ઞાન છે. માલમિલકત એટલે શું છે તે બાળક સમજતું

નથી. આથી જ તે બાળક હાથમાં આવેલી વીંટીને જતી કરે છે અને
બરફીને પકડી લે છે. વીંટીથી તો બરફીના હજાર કટકા આવી શકશે
તેનો એ બાળકને ખ્યાલ નથી. બાળકમાં વસ્તુસ્થિતિનું આવું ઘોર
અજ્ઞાન હોવાથી અજ્ઞાન બાળક બરફીના કટકાને જ પસંદ કરે છે,
અને પેલી વીંટી જતી કરે છે. આ બાળક જો બરફીનું મૂલ્ય અને
વીંટીનું મૂલ્ય સમજતો હોત તો તે વીંટીને જવા દઈને બરફીને લઈ
લેવાને સ્વપ્ને પણ તૈયાર ન જ થાત !

આ જીવ એ પણ બાળકના જેવો જ છે ધર્મ એ આત્માની
માલિકીની વસ્તુ છે. ધર્મ એ આત્માના કબજાની વસ્તુ છે, તે છતાં આ
જીવરૂપી બાળક અજ્ઞાનથી જ ધર્મરૂપી વીંટીને જતી કરીને કષાયોરૂપી
બરફીના કટકાને જ પસંદ કરે છે, મોહરાજાએ જીવાત્માની આગળ
બરફી રૂપી કષાયો અને ધર્મરૂપી સોનાની વીંટી બંને મૂકી દીધાં છે,
અને તે બેમાંથી ગમે તે એક પસંદ કરી લેવાને માટે તેને સ્વતંત્ર
બનાવી દીધો છે. મોહરાજાએ આત્માને વિષયોની સાથે જ મૂકયો છે.
આથી જ બાળક જન્મે છે, ત્યારથી જ તે ખાવાની સંજ્ઞાથી વાસિત
હોય છે, પરંતુ ધર્મરૂપી વીંટીની સંજ્ઞાથી તે વાસિત હોતો નથી.

## બાળકની અજ્ઞાનતા

અજ્ઞાન દશામાં પડેલો આ જીવ પણ એ બાળકના જેવો જ
છે, જેમ પેલો બાળક બરફી ખાવાને ઇચ્છે છે, અને જેમ જન્મતો
બાળક ખાવાની સંજ્ઞાથી વાસિત છે, તે જ પ્રમાણે આ અજ્ઞાન આત્મા
આહાર, શરીર, ઇન્દ્રિયો, તેના વિષયો અને તે વિષયોના સાધનથી
વાસિત છે આ પાંચ વસ્તુઓ જીવની પાછળ વળગેલી જ છે. અનાદિકાળથી
આ જીવ એ પાંચ વસ્તુઓથી જ વાસિત છે. ખરી રીતે જોઈએ તો
જીવ–અજ્ઞાન છે એટલું જ નહિ, પરંતુ તેની દશા તો અજ્ઞાન બાળકથી
પણ વધારે ખરાબ છે બાળક બરફી લેવાને અધીરો થાય છે, પરંતુ
જો તેને બરફી નથી મળતી તો તેને માટે બે, ચાર કલાક રડીને જ
રહી જાય છે. બરફીને માટે તેનું એથી વિશેષ તોફાન હોતું નથી.
પરંતુ આ આત્મા એવો તો અજ્ઞાન છે કે તે એક બરફીના કટકા

માટે આખી જિંદગી ગુલામીમાં કાઢે છે ! બાળક વીંટીને ભોગે બરફી બચાવે છે. એનું કારણ એટલું જ છે કે તે વીંટીની મહત્તાને જ સમજતો નથી. બાળક જો વીંટીની મહત્તાને જ સમજતો હોત તો તો તે કદી પણ વીંટી આપીને બરફી ન જ રાખત.

ત્યારે હવે તમારી ફરજ એ છે કે તમારે બાળકને વીંટી અને બરફી એ બેની વચ્ચેનો ફરક સમજાવવો જોઇએ. જો તમે એ બેની વચ્ચેનો ભેદ તેને સમજાવી શકો તો પછી તે વીંટી આપીને બરફી રાખવાનું કદી પણ પસંદ નહિ જ કરે. વીંટી શું ચીજ છે અને બરફી એ શું છે તે વાત બાળક સમજતો નથી. એ જ બાળક નવ–દસ વર્ષનો થાય, પછી તમે એને વીંટીના બદલામાં બરફીનો ટૂકડો તો શું પણ બરફીની ભરેલી આખી ટોપલી આપી દેશો તો પણ એ બાળક એ બરફી લઇને વીંટી જતી કરવાનો નથી.

### જગતમાં સમજવા યોગ્ય શું ?

જે નવ–દસ વર્ષનો સમજણો બાળક બરફીના બદલામા વીંટી નથી આપતો, તે બાળકે પોતે કાંઈ પણ મહેનત કરીને વીંટી મેળવી નથી, તે પોતે રળવા ગયો નથી, કમાઈ આવ્યો નથી, અને તેણે વીંટી બનાવી નથી, પરંતુ તે છતાં વીંટીની શી કિંમત છે, એનાથી એ માહિતગાર બની ગયો છે. વીંટી શાની બને છે ? વીંટીનું સોનું કયાંથી આવે છે ? એ સોનાનો ઘાટ શી રીતે બને છે ? એ સઘળા સંસ્કાર પડ્યા પછી વીંટીની શી કિંમત થાય છે તે સઘળી વાત એ બાળક જાણતો નથી, પરંતુ વીંટી કિંમતી છે, એટલી વાત તે સમજી લે છે. આ પછી તે પોતાની વીંટીને જાળવે છે. મીઠાઈ કરતાં વીંટી વધારે મહત્ત્વની છે એમ તે માને છે અને એમ માનીને તે એને જાળવે છે.

અહીં ધર્મક્ષેત્રમાં શાસ્ત્રકારો પણ તમોને પહેલી એ જ વાત સમજાવવા માગે છે કે તમે ધર્મની કિંમત સમજો, આત્માના ગુણ સમજો અને તેને તમારા આત્મામાં વણી લો. એના જેવું સારૂં કામ તો બીજું એકે નથી, પરંતુ તે ન થાય તો ભલે, શાસ્ત્રકાર તમોને

સૌથી પહેલાં એ વાત સમજાવવા માગે છે કે જગત અને જગતની વસ્તુઓ રૂપી મિઠાઈના કરતાં ધર્મરૂપી વીંટી વધારે કિંમતી છે. તમે એટલુ જ સમજો કે જગત અને જગતની વસ્તુઓથી ધર્મ વધુ કિંમતી છે, એ જ અર્થ છે પછી તમે એથી જેટલી ધર્મની કિંમત આંકવામાં આગળ વધો તેટલો પરમાર્થ છે

### આ તે અક્કલ કે મૂર્ખાઈ?

છ મહિનાના છોકરાને વીંટી અને બરફી બને સરખાં છે તે બાળક મોટું થઈને એક વર્ષનું થાય છે, ત્યારે વીંટી અને બરફી એ બંનેમાં બરફીને જ તત્ત્વ ગણે છે, ત્રણ ચાર વર્ષનું નાનું બાળક હોય તો તે બાળક પણ પ્રસંગ આવે પોતાની વીંટી આપી દે છે અને બરફીનું પડીકું લે છે. બરફીનું પડીકું લઈ લેવામાં બાળક તો નિર્દોષ છે, કારણ કે તે બરફી અને વીંટીના મહત્ત્વને જાણતું નથી, પરંતુ બાળજીવો તો ધર્મની મહત્તા જાણ્યા છતાં ધર્મને ધક્કો મારીને વિષયસુખને અપનાવી લે છે. તે ઉપરથી ખ્યાલ આવે છે કે આપણા જીવની દશા પણ બાળકના જેવી જ છે બાળકપણામાંથી આપણે આગળ વધી શકયા નથી જ્યારે આહાર, શરીરાદિનું કામ પડે છે, ત્યારે જરા પણ સંકોચ રાખ્યા વિના આપણે ધર્મને વહેતો મૂકી દઈએ છીએ! તાવ આવે, તબિયત બગડે, માથું દુ:ખે તો આપણે આજે તો જીવને ઠીક નથી, એમ કહીને સામાયિક, પ્રતિક્રમણ કરવાનુ માંડી વાળીએ છીએ! આ આપણી બુદ્ધિશીલતા છે કે મૂર્ખાઈ છે તે વિચારો શરીરને દુઃખ આવ્યુ એથી આપણે સામાયિક, પ્રતિક્રમણ એ ધર્મ-પુણ્યનું કાર્ય પણ પડતું મૂકયું અને ઢીલા થઈને હાથ જોડીને બેસી ગયા!

### પુણ્યની સાથેય રિસામણાં

જરા આપણે એટલો પણ વિચાર કર્યો છે ખરો કે આપણું શરીર બગડયું છે તે શાથી બગડયું છે? શું પુણ્યનો ઉદય થયો અને તેથી ધ્રૂજારી ચઢીને તમને તાવ આવ્યો એમ તમે માનો છો? પુણ્યોદયથી તાવ આવ્યો છે એવું તો કોઈપણ ધર્મવાળા માની શકતા નથી!

અરે ! વિચાર સરખો પણ કરી શકતા નથી કે મારા શુભ કાર્યોને પરિણામે હું માંદો પડયો છું. આખું જગત એવું જ માને છે કે અશુભોદયે જ રોગ થાય છે. તમે પણ એ વાત તો સારી રીતે જાણો છો કે 'મારા અશુભોદયે તબિયત બગડી છે,' પરંતુ તે છતાં તરત જ તમે સામાયિક, પ્રતિક્રમણ જેવા પુણ્યકાર્યોની સાથે રિસામણાં લો છો ! પાપ દુ.ખ આપે છે અને ફટકો ધર્મને મારો છો આ તમારો ન્યાય છે ! તમે ગાંડાને ગાંડો ગાંડો કહીને તેને હલકો ગણો છો, પરંતુ તમે ગાંડા કરતાએ વધારે ગોઝારૂં કામ કરો છો. ગાંડો માણસ પણ એટલી વાતો તો સમજે છે કે જે અડપલું કરે છે, તેને જ ધપ્પો મારવો જોઈએ. અડપલું ન કરતો હોય તેને ધપ્પો ન મારવો જોઇએ ! તમે ડાહ્યા હોવાનો દાવો તો કરો છો, પરંતુ જે અડપલું નથી કરતું તેનેય તમે ધપ્પો મારતાં વિચાર કરતા નથી.

( ૨ )

### પાપનું પ્રચંડ અડપલું

તમારી પ્રકૃતિ બગડી, એ તમારા માથે પાપે અડપલું કર્યું. પરંતુ તમે ધર્મ સાથે જ અસહકાર કરી દીધો ! એનો અર્થ એ કે તમે પુણ્યને ધપ્પો માર્યો ! અડપલું પાપે કર્યું અને ધપ્પો માર્યો પુણ્યને !

હવે તમોને ગાંડા કહેવા કે ડાહ્યા કહેવા તેનો તમે જ વિચાર કરો !

શ્રોતામાંથી એક ગૃહસ્થ બોલ્યા : ગાંડા નહિ, પણ ગાંડાના કાકા કહેવા જોઈએ !

દુઃખ આવી પડે છે ત્યારે તમે એ વાત તો સારી રીતે જાણો છો કે એ દુઃખ એ પાપને લીધે–પાપના ઉદયથી આવ્યું છે, પરંતુ તે વખતે પાપનું ઔષધ ન કરતાં, તમે પુણ્યને લાત મારવાનો ધંધો કરો છો ! દુઃખનુ ઔષધ, રોગનું ઔષધ યા તો તાવનું ઔષધ એ નામે તમે જે કાંઈ અવળા ધંધા કરો છો, તેને પરિણામે તમે પાપને જ વધારવાનો રસ્તો લો છો ! તમારી પ્રકૃતિ અસ્વસ્થ થાય, તાવ આવે, માથું દુઃખે, શરીર ચસ્કા મારે આ સઘળી ઉપાધિ શાથી થાય

છે એનો પહેલાં તમે નિશ્ચય કરો. એમ તો તમે પણ ખચિત જ માનો છો કે આ સઘળું થાય છે તે પાપના યોગે જ થાય છે, પુણ્યના યોગે નહિ

## પુણ્યના પાવરની આવશ્યકતા.

તમે તમારું શરીર પાપના ઉદયથી જ બગડે છે એમ માનો છો તો એનો એ જ અર્થ થાય છે કે તમે શરીરની જે અસ્વસ્થતા એને પાપનું અડપલું માનો છો. હવે જો તમે રોગનું જે આગમન એને પાપનું જ અડપલું માનો છો તો પછી એ પાપના ફળો પ્રત્યક્ષ જુઓ છો તે સ્થિતિમાં પણ પાપ વધારવાને જ શા માટે તૈયાર થાઓ છો ? તમે માંદા પડો છો કે તરત દવાની સ્પેશિયલ બાટલીઓ મંગાવો છો, અને કદાચ એટલેથી ના પતે તો હવા ખાવા પણ સિધાવો છો અને રોગ મટે છે એટલે એમ માનો છો કે મારું દર્દ ફલાણા દાક્તરે, ફલાણી દવાથી સારૂં કર્યું છે, પરંતુ તમે જાણતા નથી કે જ્યાં સુધી પુણ્યનો પાવર તમને મળી શકતો નથી ત્યાં સુધી તો દાક્તર, દવા, હવા અથવા તો બીજી કોઈ પણ શક્તિ તમોને પથારીમાંથી ઉઠાડીને બેઠી કરી શકતી નથી. જ્યારે પુણ્યનો પાવર મળે છે, ત્યારે જ દાક્તરની દવા ફળે છે, તમારો રોગ ટળે છે અને તમને આનંદ મળે છે.

## ઉદાહરણ પરથી કારણ શોધો.

ઘણી વાર એવું બને છે કે માણસો દવા લઈ લઈને થાકે છે, પરંતુ રોગ મટતો નથી. જ્યારે રોગ નથી મટતો ત્યારે બીજા બીજા દાક્તરો બદલવા માંડે છે અને વારાફરતી દવાઓ બદલાતી જાય છે. એમ કરતાં કરતાં તમે પાંચ–પચ્ચીસ દાક્તરોને ત્યાં ફરો છો, તો પણ તમારો રોગ મટતો નથી અને છવ્વીસમાને ત્યા જાઓ છો તે તમારો રોગ મટાડી આપે છે. એનું શું કારણ ? છવ્વીસમા દાક્તરને હાથે તમારો રોગ મટ્યો.

એનો અર્થ એ હતો કે તમારો રોગ મટવા જેવો તો હતો જ ! જો તમારો રોગ મટવા જેવો ન હોત તો ધન્વંતરી આવીને તમારી પાસે બેઠો હોત તો પણ તે તમારો રોગ ન જ મટાડી શકત યા તમે

તેવો સિવિલ સર્જન આવીને બેઠો હોત તો પણ તેથી તમોને આરામ ન થાત! હવે તમારો રોગ મટવા જેવો હતો તો પછી શા માટે તમોને પહેલે જ દિવસે પેલા છવ્વીસમા દાક્તરને ત્યાં જ જવાની બુદ્ધિ ન સૂઝી? શા માટે પેલા પચ્ચીસ દાકતરોને ત્યાં રખડયા? અને પચ્ચીસને ત્યાં રખડયા પછી જ એવો દાક્તર શા માટે તમારા હાથમાં આવી ગયો કે જેણે તમારો રોગ મટાડી દીધો?

### શાતા અને અશાતાનો ભેદ.

આ સઘળી વાતોનો બુદ્ધિપૂર્વક વિચાર કરશો તો અંદરથી એ જ વસ્તુ ફલિત થતી જણાશે કે તમોને અશાતાનો ઉદય થયો હતો અને એ અશાતાનો ઉદય તમારે ભોગવવાનો હતો, તેથી જ તમોને આજ સુધીમાં પેલા છવ્વીસમા દાકતરને ત્યાં જવાની બુદ્ધિ સૂઝી નહોતી અને પેલા પચ્ચીસ દાકતરોને ત્યાં જ વારાફરતી રખડયા કર્યા હતા! પછી જ્યારે તમારો અશાતાનો ઉદય પૂર્ણ થઈ ગયો અને શાતાવેદનીય કર્મનો ઉદય થવાનો સમય આવી પહોંચ્યો, ત્યારે જ તમોને પેલા છવ્વીસમા દાકતરને ત્યાં જવાની બુદ્ધિ સૂઝી હતી. દુનિયામાં કાંઇ છવ્વીસ જ દાક્તરો નથી. છવ્વીસ ઉપરાંત બીજા પણ સેંકડો દાક્તરો તો છે. તો પછી પચ્ચીસ દાક્તરો પૂરા કર્યા પછી તમારી વૃત્તિ સત્તાવીસમા દાક્તરને ત્યાં જવાની શા માટે ન થઈ અને શા માટે પચ્ચીસ ઘર છોડયા બાદ છવ્વીસમા દાકતરને ત્યાં ગયા? મહાનુભાવો! દીર્ઘદૃષ્ટિથી વિચારશો તો માલુમ પડશે કે એ સઘળો તમોને શાતાવેદનીય કર્મનો ઉદય થવાનો હતો, તેનો જ પ્રભાવ હતો! એને તેનું મૂળ કારણ પુણ્યનો પાવર અત્યારે મદદમાં આવ્યો છે.

### એ બધાનું કારણ શું?

પચ્ચીસ દાકતરો છોડીને છવ્વીસમાને ઘેર જાઓ છો ત્યાં પણ ઘણીવાર એવું બને છે કે પહેલે જ દહાડે દાક્તર દવા આપે છે ને તમે સારા થઈ જતા નથી. આઠ દિવસ સુધી તમોને એક પછી એક દવા આપે જાય છે, પરંતુ તેથી મટતું નથી. હવે એક જ દાકતર

જ્યારે નવમે દિવસે દવા બદલીને બીજા બાટલામાંની દવા ભરી આપે છે કે તરત તમારું દર્દ મટવા માંડે છે! હવે વિચાર કરો કે એ દાકતરે પણ શા માટે જે દવા તમોને નવમે દહાડે આપી હતી તે દવા પહેલે જ દહાડે કેમ ના આપી દીધી? શું દવાનો એ બાટલો પહેલે દિવસે કબાટમાંથી ગૂમ થયો હતો? શું પહેલે દિવસે એ બાટલાએ પોતાનું ડોકું ધૂણાવીને એમ કહ્યું હતું કે: "ઉંહૂં! મારામાંથી દવા રેડીને આજે આપતા નહિ." કાંઈ જ નહિ. પાંચ સાત વાર દાકતરે દવા ફેરવી ફેરવીને આપી જોઈ, તત્પશ્ચાત્ તેને જ એવી બુદ્ધિ સૂઝી કે લાવને, આ બાટલામાંથી જ દવા આપું! તેણે તે બાટલામાંથી દવા આપી જોઈ અને તમોને આરામ પણ થયો! દાક્તર એનો એ, દવા એની એ, એનું ભણતર એનું એ, છતાં જે બુદ્ધિ તેને નવમે દહાડે થઈ, તે જ બુદ્ધિ તેને પહેલે દહાડે કેમ ન થઈ તે વિચારજો.

### પહેલાં અનુભવ ક્યાં ગયો હતો?

તમે એમ કહેશો કે પહેલે દિવસે અમુક દવા આપી, બીજે દિવસે બીજી દવા આપી અને એમ દાક્તર વારાફરતી દવા ફેરવતો ગયો અને અનુભવને આધારે દવાઓ બદલતો ગયો એમ કરતાં નવમે દહાડે અમુક બાટલામાંની દવા આપવાનું તેને સૂઝયુ હતું! વારૂ, પણ તો પછી એવો વિચાર કરો કે એ દાક્તરે પહેલે દિવસે જે દવા આપી હતી તે તો અનુભવ વિના કેવળ બુદ્ધિથી જ આપી હતી ને? ના. તો પછી શા માટે પહેલે દિવસે એણે નવમા બાટલામાંની દવા ના આપી દીધી અથવા પહેલે દિવસે ન આપી તો ભલે, પરંતુ શા માટે ત્રીજે, ચોથે દહાડે અનુભવને આધારે દવા બદલતાં બદલતાં પણ તેણે નવમો બાટલો જ ન પકડી લીધો? ગામમાં ઘણા દાક્તરો હતા, પરંતુ પહેલા તમે પચ્ચીસ દાકતરને ત્યા ફરો છો, પછી તમે સત્યાવીસમા દાક્તરને ત્યાં ન જતાં છવ્વીસમા દાકતરને ત્યાં કેમ જાઓ છો? એ દાક્તર આઠ દિવસ સુધી બીજી બીજી દવાઓ જ આપે જાય છે અને નવમે દિવસે કેમ અમુક બાટલામાંની દવા આપતાં તમારો

રોગ સારો થાય છે? આ બધા બનાવોની હારમાળાની ભૂમિકા તમે કદી તપાસી છે?

### દવા અને હવા ક્યારે અનુકૂળ થાય?

ખરી વાત એ છે કે શાતાવેદનીયરૂપી પુણ્યનો પાવર તમારા આત્મામાં આવે છે, ત્યારે દાક્તર અને દવા બંને તમોને અનુકૂળ થાય છે અને જ્યાં સુધી એ પાવર તમારામાં આવતો નથી, ત્યાં સુધી દાક્તર કે દવા બંનેમાંથી તમોને એક પણ ચીજ અનુકૂળ થતી નથી! જ્યાં સુધી પાપનું આધિપત્ય હતું ત્યાં સુધી તમારે દાક્તરોને ઘેરે ફર્યા જ કરવું પડ્યું હતું. તે પછી પુણ્યનો ઉદય થતાં જ તમારો વ્યાધિ મટયો હતો.

ત્યારે અહીં કોઈ એમ કહેશે કે જો પુણ્યનો ઉદય થતાં જ પ્રકૃતિ સુધરે છે, તો પછી દવા કરવાની આવશ્યકતા જ શી હતી? અશાતાનો ઉદય પૂરો થશે અને શાતાવેદનીયનો ઉદય થવાનો હશે ત્યારે રોગ વગેરે સઘળું ભાગી જશે તો પછી દવા, દાક્તરની જરૂર જ શી હતી? ઘણી વાર એમ બનેલું આપણે જોઈએ છીએ કે નામાંકિત દાક્તરો, વૈદ્યો દવા આપી આપીને થાકે છે, પરંતુ તેથી રોગ મટતો નથી અને જ્યારે દરદી કંટાળીને દવા છોડી દઈને કુદરતી ઉપાય ઉપર રહે છે ત્યારે આપોઆપ રોગ મટી જાય છે, પરંતુ દરેક સંયોગોમાં અને દરેક ઉદાહરણમાં એમ નથી બનતું તેનું શું?

### ઝોકો ક્યારે આવે?

પ્રત્યેક સંયોગોમાં પ્રત્યેક કેસમાં દવા હોય ત્યાં સુધી રોગ પણ હોય અને દવા છોડીએ એટલે રોગ પણ જાય એમ બનતું નથી, પરંતુ એ નિયમ તો તદ્દન સાચો છે કે **શાતાવેદનીયનો ઉદય થાય છે ત્યારે જ આરામ થાય છે** અને શાતાનો ઉદય ન હોય ત્યાં સુધી દવા, દાક્તર કે હવા કોઈ પણ વસ્તુ રોગ મટાડી શકતી નથી અથવા તો તમારો રોગ મટાડી શકતી નથી. દાક્તર અને દરદી એક જ હોય તો પણ શાતાવેદનીયનો ઉદય થાય ત્યારે જ રોગ મટે છે અન્યથા રોગ મટતો નથી. માટે આવા દરેક પ્રસંગોમાં શાતાવેદનીયનો ઉદય તો માનવો પડશે, પરંતુ તેથી દાક્તર, દવા, હવા ઈત્યાદિ નકામું જ

છે એમ કોઈ કહે તેમ નથી. પાપનો ઉદય થાય છે તે પણ કારણો મળ્યાથી જ થાય છે અને તે જ પ્રમાણે પુણ્યનો ઉદય થાય છે તે પણ કારણો મળ્યાથી જ થાય છે. આંખ ફૂટવાની હોય તો અચાનક માણસને ઝોકો આવે છે અને ઝોકો આવવાથી તે ભોંય પર ઢળી પડતાં આંખમાં શૂળ ભોંકાઈને તેની આંખ ફૂટે છે, અર્થાત્ પાપનો ઉદય પણ બાહ્ય કારણોને અંગે જ થાય છે, અર્થાત્ તે બાહ્ય કારણો ઉપર આધાર રાખે છે.

(૩)

### આત્મા ધર્મની મહત્તા જાણતો નથી.

પાપ અને પુણ્ય એ બંનેનો ઉદય બાહ્ય કારણો ઉપર આધાર તો રાખે જ છે. પાપનો ઉદય થવાનો હોય ત્યારે બાહ્યદ્રવ્યો પ્રતિકૂળ થાય છે અને પુણ્યનો ઉદય થવાનો હોય ત્યારે અનુકૂળ દ્રવ્યો મળી જાય છે! બહારના શુભ દ્રવ્યોના યોગે પુણ્ય થાય છે. અલબત્ત તીવ્ર પુણ્યના ઉદયે વગર સંયોગે પણ સુખ થાય છે અને તીવ્ર પાપના સંયોગે એ જ રીતે દુઃખાવિર્ભાવ પણ થાય છે, પરંતુ પુણ્યપાપના એ નિયમો સર્વત્ર એક સરખી રીતે લાગુ પડતા નથી. આ જીવ આસ્તિક ગણાવા માગે છે, સમકીતિ થવા માગે છે. તેને નાસ્તિક થવાનુ પસંદ પડતું નથી, પરંતુ તે છતાં એ જીવ પાપના ઉદય વખતે ધર્મનું શરણ લેવા ચાહતો નથી. આ પ્રમાણે જીવની મનોવૃત્તિ થતી હોવાનું કારણ શું? કારણ એ છે કે હજી સુધી જીવ ધર્મને એવા ઉત્તમ પદાર્થ તરીકે પૂરો સમજ્યો જ નથી. જીવ મોઢેથી 'ધર્મ મહાન્ છે, ધર્મ જ તારનારો છે, ધર્મ સિવાય બીજું કાંઈ પરભવમાં સાથે આવવાનું નથી' એવું બોલે છે. એ જ વાત તે હૃદયમાં જાણે પણ છે, પરંતુ તે છતાં વાંધો એ છે કે એ સમજ દ્રઢતાપૂર્વક તેના અંતરમાં ઠસેલી નથી. તે જ પ્રમાણે ધર્મની મહત્તા આત્મા જાણે છે, પરંતુ તે હજી બરાબર સમજપૂર્વક જાણતો નથી.

### પાપની પ્રતિકૂળતા એટલે જ રોગ.

ત્રણ વરસના બાળકને તો વીંટીની માફક બરફી એ પણ એક

ચીજ છે. બાળક જેમ વીંટીની મહત્તા સમજ્યો નથી તેમ આપણને આપણા અંતરમાં ધર્મની મહત્તા ઠસવા પામી નથી. નાનો બાળક ખાવાના સુખની સાથે વીંટીની હરીફાઈ કરે છે, તેમાં તે ખાવાના સુખને આગળ રાખે છે, એ સુખને મહત્ત્વનું ગણે છે અને વીંટીને પાછળ પાડે છે. આપણે ધર્મનું મૂલ્ય એ રીતે પણ નથી આંકી શકતા. આપણે સુખ, દુઃખ, કર્મ, પુણ્ય, પાપ, બધું બરાબર સમજીએ છીએ. આપણે જે સારાં નરસાં કામો કરેલાં હોય છે, તેનાં ફળો આપણે જ ભોગવવાનાં છે; એ આપણે સારી રીતે જાણીએ છીએ.

આપણાં પાપોનું પ્રતિફળ એ જ રોગ છે એવું પણ આપણે માનીએ છીએ, તે છતાં આપણે દુઃખ વખતે, રોગ વખતે પ્રતિક્રમણ, સામાયિક, પૂજા સઘળું પુણ્યનું કાર્ય આઘે મૂકી દઈએ છીએ અને આરંભ, સમારંભ, વિષય, કષાય ઈત્યાદિમાં ધમધોકાર ચાલુ રહીએ છીએ. લુચ્ચાઓ, બદમાશો, ચોરટાઓ ચોરી કરવાની હોય ત્યારે આગ લગાડે છે તેમની વૃત્તિ એવી હોય છે કે આગ લાગે અને ભડકા થાય તો ત્યાં લોકો ભેગા થાય અને એમ બને તો ચોરી કરવાનો લાગ મળે.

### ખોટની પેઢી ક્યાં સુધી ચાલે ?

આવા ચોરો, બદમાસો, ધાડપાડુઓ આ રીતે બે ગુના કરે છે. એક તો આગ લગાડવાનો અને બીજો ગુનો ચોરી કરવાનો જ્યારે આવા ચોરને સજા થાય છે, ત્યારે તેને સજા પણ બેવડી થાય છે. અને તેના ગુના પણ બેવડા ગણાય છે. એક ગુનો ચોરી કરવાનો અને બીજો ગુનો આગ લગાડવાનો. તેને સજા થશે તો તે પણ બેવડા ગુના માટે બેવડી જ થશે ! તમારા મહોલ્લામાં પણ આગ લાગે અને તેના પ્રચંડ ભડકા થવા લાગે તો તમે પણ જો દુકાને એકલા હો તો દુકાન છોડીને ત્યાં જવાના જ નથી !

એ જ પ્રમાણે આપણા પાપે પણ દુઃખરૂપી આગ સળગાવી છે, તમે તેમાં દોરાયા એકલે આરંભાદિ કાર્યોમા ફસાઈ ગયા ! તમે પુણ્યથી પરવારી તો ગયા છો જ, કારણ કે તમે દરરોજના નિયમ પ્રમાણે

જે કાંઈ પૂજા, સામાયિક, પ્રતિક્રમણ આદિ કરતા હતા તે બંધ કર્યું છે, એકલે પુણ્ય કરવાનું, તમે બંધ કર્યું છે, અને આરંભ, સમારંભ કરતા રહીને તમે પાપને પથે આગળ વધી રહ્યા છો. હવે તમારી આ ખોટની પેઢી ક્યાં જઈ અટકશે તેનો વિચાર કરજો

## પાપનાં પરિણામો ભોગવવાં જ પડે છે.

ચોરો અથવા તો ધાડપાડુઓ તમારે ત્યાં ધાડ પાડવા આવે છે, ત્યારે પહેલાં તેઓ તમોને પૂરી દેવાનો ઘાટ ગોઠવે છે! તમો તેની જેલમાં પૂરાઈ જાઓ તો તેમને તેમનું કાર્ય કરવામાં સરળતા થઇ પડે છે! એ જ પ્રમાણે પાપની પણ કાર્યવાહી છે પાપ તમારા પુણ્યનો દરવાજો પહેલો બંધ કરે છે. પાપનો ઉદય થાય છે એટલે તમો રોગાદિમાં સપડાઓ છો અને પુણ્યનું કાર્ય કરતાં બંધ થાઓ છો! ધાડપાડુઓ તમોને પહેલાં કેદ કરે છે એટલે તમે બચવાને માટે ગમે એટલી બૂમ મારો, ગમે એટલા બરાડો. પરંતુ પોલિસ તમારી બૂમ સાંભળી શકે જ નહિ અને તમોને મદદ પણ કરી શકે નહિ. આ સ્થિતિમાં ધાડપાડુઓને તમારે ત્યા ધાડ પાડવાની–ઘર ફાડવાની મઝા આવે તેમાં શી નવાઈ?

એ જ પ્રમાણે પાપ તમારા પુણ્યને પહેલાં અટકાવે છે અર્થાત્ તમે કોટડીમાં પૂરવાની સ્થિતિને પ્રાપ્ત થાઓ છો. બહારથી મદદ મળતી બધ થાય છે અને પાપના પરિણામો તો તમારે ભોગવવાં પડે જ છે! શું આ સ્થિતિની છે! શું આ સ્થિતિની ભયંકરતા તમે કદી વિચારી છે ખરી?

## બરફી અને વીંટીમાં શ્રેષ્ઠ શું?

બીજી તરફ આપણી શી દશા છે તે વિચારો. નાનો બાળક હોય ત્યારે તે મિઠાઇનો ટોપલો લઇને તેના બદલામાં વીંટી આપવાને તૈયાર થાય છે. વીંટી સોનાની ચકચકતી રત્નોથી મઢેલી હશે, પરંતુ તે છતાં તે બાળક મિઠાઈની લાલચે એ વીંટી આપી દેશે, કારણ કે તેને વીંટીનું શું મહત્ત્વ છે અને મિઠાઈનું શું લઘુત્વ છે

તેનું જ્ઞાન તેને નથી, પરંતુ એ જ છોકરો મોટો થઈને નવ દસ વર્ષની ઉંમરને પ્રાપ્ત કરશે એટલે તેની એ સ્થિતિ સુધરવા પામશે. હવે તમે તેને બરફીનો કટકો નહિ, પરંતુ બરફીની આખી ટોપલી આપી દેશો તો પણ એ વીંટી આપશે નહિ. અરે! વીંટી આપવાની વાત તો ઠીક છે. પરંતુ વીંટીને હાથ સરખોય લગાડવા દેશે નહિ! કારણ કે હવે તે બરફી અને વીંટીના મહત્ત્વને સમજ્યો છે. હવે વિચાર કરો કે આપણે એટલી કક્ષાએ પણ આવેલા છીએ કે નહિ? બીજું કાંઇ નહિ તો આપણે દુનિયાના વિષયોની સરખાવટમાં પણ પુણ્યને ગણ્યું છે કે નહિ? આપણો જીવ આ દસ વર્ષના છોકરાની સ્થિતિને પણ પ્રાપ્ત કરી શક્યો છે ખરો કે?

### પુણ્ય કરવાનું બાજુએ રાખો છો

આપણને જોઈએ તેટલો તાવ આવે, જોઈએ તેટલી વેદના થાય, જોઈએ તેટલું સંકટ માથા પર તૂટી પડે છતાં સામાયિક આદિ ધર્મકાર્યો તો કરવાં જ રહ્યાં. એટલો પણ જો તમારો નિશ્ચય થાય તો તમે નવ દશ વર્ષના બાળકની સ્થિતિમાં આવ્યા છો એમ ગણી શકાય! દુઃખમાં, તાવમાં, માદગીમાં એવા વિચાર આવે કે 'હવે માંદા છીએ, કર્યું સામાયિક અને કર્યું પ્રતિક્રમણ' તો એ વિચારીને ફૂટી નાખવા જેવી તમન્ના મનમાં જાગવી જોઇએ, આપણને આવા વિચારો આવવા તો બાજુએ રહે છે, પરંતુ આપણો ખેલ 'રાંડ નાતરે જાય અને ધણી વળાવા જાય' તેના જેવો છે! રોગ થયો એનો અર્થ એ કે આપણે પાપની સજા ભોગવતા હતા. જે વખતે આપણે પાપ ભોગવવાં હતાં, તે વખતે આપણે પાપના પ્રતિકારાર્થે પુણ્યનાં કાર્યો કરવાં જોઇએ, પરંતુ એ પુણ્ય કરવાં તો બાજુએ રહ્યાં પણ આપણે સામાયિક, પ્રતિક્રમણ, પૂજા ઇત્યાદિ બંધ કરી દીધાં! હવે આપણને તે ડાહ્યા કહેવા કે મહામૂર્ખા કહેવા, તેનો દરેક પોતે જ વિચાર કરી લો!

### નિષ્ફળ નિર્જરા

તમે જ્યાં સામાયિક, પ્રતિક્રમણ, પૂજા ઇત્યાદિ કરતાં અટકો છો

છો કે ત્યાં તમારી નિર્જરા થતી અટકી જાય છે. એક બાજુએ ધર્મથી થતી નિર્જરા અટકી ગઈ છે ત્યારે બીજી બાજુએ પાપ ભોગવતાં જે નિર્જરા થતી હતી તે પણ અટકી ગઇ છે. આ રીતે તમારી બંને બાજુએ થતી નિર્જરા અટકી જાય એની ખોટ જો તમે વિચારી જુઓ તો તે નાની સૂની નથી ! આપણે જે સંપત્તિ મેળવીએ છીએ અર્થાત્ આપણા હાથે જે ધાર્મિક કાર્યો થાય છે તેની ન્યૂનતા થતાં આ બને પ્રકારની કર્મનિજરા અટકી ગઈ છે એથી હાની થાય છે તે મહા ભયંકર છે, છતાં એ હાની હજી આપણા મગજમાં ઉતરી શકી નથી અને એ હાની કેટલી બળવત્તર છે તે હજી આપણે સમજી શકયા નથી.

### હવે બે સામાયિક કરો

ખરકી આપી વીંટી કાઢવા જે કોઇ આવતું હોય તેને દસ વર્ષનો છોકરો પણ મનમાં તો પીટી નાખવા જ તૈયાર થાય છે. પરંતુ તે બિચારાની તેટલી શક્તિ ન હોવાથી તે મૂંગો રહે છે અને તે કાંઇ બોલતો નથી ! જો એ જ છોકરો મધ્યમ બુદ્ધિવાળો હોય તો ખરકી આપીને વીંટી કાઢવા આવનારનું જડબું જ તોડી નાખે ! ત્યાં જડબું તોડવાની વાત છે. પરંતુ અહીં શાસનક્ષેત્રમાં થપ્પડ મારવાની વાત પણ કરવાની નથી. અહીં તો થપ્પડ મારવી એનો અર્થ એ કે રોજ જેટલી ધર્મક્રિયા કરતા હોઈએ તેના કરતાં બમણી કરવી. હંમેશાં એક સામાયિક કરતા હો તો રોગ કે દુઃખ આવી પડતાં એવો વિચાર સેવવો કે ભલે હવે તો જોઇએ તેટલુ સંકટ પડો, જોઇએ તેટલા રોગો આવો, પરંતુ આપણે તો મકકમ થયા છીએ અને પહેલાં એક સામાયિક કરતાહતા તો હવે બે સામાયિક કરીશુ ! શાસનક્ષેત્રમાં વીંટી કાઢવા આવનારાને આ રીતે થપ્પડ મારવાની છે, બીજી રીતે નહિ.

### "જો તમે માણસ હો......"

હવે તમે ધીરજથી વિચાર કરો અને જવાબ આપો કે તમોને ભૂલ પમાડનાર, તમોને મોહમાં નાખનાર અને તમારું અભદ્ર કરવા આવનારને તમે કદી આવી થપ્પડ મારી છે ખરી કે ? અરે, થપ્પડ મારી ન હોય તો ભલે, પરંતુ કદાપિ તમોને એ પ્રમાણે થપ્પડ

મારવાનો વિચાર સરખો પણ આવ્યો છે ખરો કે ? પાપનો ઉદય થાય ત્યારે તો પાપની સામે જ મોરચા માંડવા રહ્યા. તેને બદલે પાપના ઉદયથી પ્રેરાએલા તમે પુણ્યને લાત મારવા તૈયાર થાઓ છો ! હવે કહો કે આમાં તમે શ્રદ્ધાવાળા સમકિતિ કેટલા ? જ્યારે હલ્લાનો પ્રસંગ આવે, ત્યારે તમે સામો ધસારો કરવાનો તો બાજુએ રહ્યો, પરંતુ પાછળ હઠવા માંડો છો ! આપણે બાળકની જેમ પરમાર્થને સમજ્યાં નથી, દશ વર્ષનો બાળક વીંટીને તત્ત્વ માને છે, આપણે હજી ધર્મને તત્ત્વ માનવાને તૈયાર નથી. આત્માની, તેના ગુણોની, પુણ્યની, સંવરનિર્જરાની આપણે કિંમત જાણી જ નથી તેથી હજી આપણે આવી સ્થિતિમાં મૂકાએલા છીએ. આ સ્થિતિ તમે મનુષ્ય હો તો તમોને સાલવી જોઈએ.

(૪)

## સમકિતિના વિચારો કેવા હોય ?

વસ્તુનું મૂલ્ય પહેલાં જાણો. જ્યાં સુધી વસ્તુનું મૂલ્ય કોઇ જાણતું નથી, ત્યાં સુધી કોઈ તેની પાછળ મંડીને તેમાં પોતાનુ જીવન ખપાવી દેતું નથી. જો મનુષ્ય એ ચીજની પાછળ જ મંડતો નથી તો પછી કોઇપણ ભોગે એ ચીજ મેળવી જ જોઇએ એવો તો તેને ખ્યાલ જ કયાંથી આવવાનો હતો ? ધર્મને વીંટીની માફક અર્થરૂપે ગણે. આવા જે વિચારો છે તે મધ્યબુદ્ધિના વિચારો છે, અને આવા વિચારો જે હૃદયમાં સ્થિત છે, ત્યાં સમકિતિના વિચારોની વાર છે. તો હવે એવી શંકા સહજ ઉઠશે કે તો સમકિતિના—પરમઆસ્તિકના વિચારો કયા ?

મોક્ષ—ધર્મ એ જ અર્થ તે અને આ જગત માત્ર જુલમ છે, એવા જેના વિચારો છે એ સમકિતિના વિચારો છે. આવા વિચારોનો જો હૃદયમાં વાસ થઇ ગયો તો પછી એવો કોણ અધન્ય હોય કે જે દુનિયાદારીના જુલમોને વહોરી લઈને પણ ધર્મને ધક્કો મારવાને તૈયાર થાય ? એટલી વાત તો તમે સહેજે માન્ય રાખશો કે બનાવટી કાચના હીરા માટે ખરા હીરાનો અથવા ખરા સોનાનો તો કોઈપણ

ભોગ આપવા તૈયાર થતું નથી! અને 'તું મારી આંખમાં આંગળી ઘાલી દે અને હું તારા મોઢામાં આંગળી ઘાલું' એવો સોદો કરવા કોઈ ઈચ્છતું નથી.

## સર્વવિરતિમાં જ સર્વસ્વ.

જેમ 'હું તારા મોઢામાં આંગળી ઘાલું, તું મારી આંખમાં આંગળી ઘાલ' એવો સોદો કરવા કોઈ તૈયાર થતું નથી, તેમ અહીં પણ નિર્જરા ન થાય અને પાપ બંધાય તેવાં કાર્યો કોઈ પણ બુદ્ધિશાળી માણસ કરવાને તૈયાર ન જ થાય! સમકિતિ તે જ છે કે જેના હૃદયમાં એવી દૃઢ ભાવના વસી ગઈ છે કે, હું આ જગતના વ્યવહારમાં પ્રવર્તું છું તે કર્મનો બળાત્કાર છે, બાકી ખરી વસ્તુ તો સંસારત્યાગ અને સર્વવિરતિ સ્વીકારમાં જ રહેલી છે. પહેલા પગથિયામાં દુનિયાદારી એ અર્થ ગણાતો હતો, પછી આગળ વધીને બીજે પગથિએ આપણે વ્યવહાર અને નિશ્ચય બને જાળવીએ છીએ.

હવે અહીં વ્યવહાર એટલે શું તે બરાબર સમજી લો. વ્યવહાર એટલે પરણવું, વ્યવહાર એટલે વેપાર, વ્યવહાર એટલે બૈરાં છોકરાં એવો જ વ્યવહારનો અર્થ આજ સુધી આપણે સમજીએ છીએ શાસ્ત્રકારો વ્યવહારનો એવો અર્થ કરતા નથી. સામાયિક, પ્રતિક્રમણ, પૂજા, પ્રભાવના એ સઘળાંને શાસ્ત્રમાં વ્યવહાર કહ્યો છે.

## શાસ્ત્રકારો શું કહે છે?

વેપાર કરવો, બૈરીછોકરાં, ઘરેણાંગાંઠાં એ સઘળો વ્યવહાર ખરો, પરંતુ તે તમે માની લીધેલો સંસારનો વ્યવહાર છે. હવે તમારે એ વ્યવહાર ભગવાનના વચનમાં પણ લગાડવો છે તમારાં બૈરીછોકરાં, વેપાર એ સઘળુ તમારે ભગવાનના વચનમાં ઘુસાડવું છે. તમારો એ પ્રપંચ શાસ્ત્રકારો કદાપિ નિભાવી શકવાના નથી! ભગવાને નિશ્ચય અને વ્યવહાર બે કહ્યા છે, પરંતુ વ્યવહાર એટલે શું તે આપણે બરાબર વિચારતા નથી. સામાયિક, પૂજા એને જ શાસ્ત્રે વ્યવહાર ગણ્યો છે. સામાયિક, પૂજા, પ્રભાવના એને જ વ્યવહાર ગણવાનું કારણ શું? એવું તમે પૂછશો તો તેનો જવાબ શાસ્ત્રકારોએ આપી જ રાખેલો

છે. આ પગથીએ—આ સ્ટેજે પહોંચેલો આત્મા પુણ્ય, પાપ, આશ્રવ, નિર્જરા, બંધ આ સઘળામાં કાંઇ સમજતો નથી, એ બધાને જ તો એક અર્થ તરીકે માને છે અને તેનેય માન્ય રાખી તે પ્રમાણે વ્યવહાર ધર્મક્રિયામાં વર્તવું અને નિશ્ચયને પણ માન્ય રાખવો એમ જ તે સમજે છે.

### પ્રથમ પગથિયાની સ્થિતિ.

સામાયિક, પૂજા, પ્રભાવના એ સઘળું કરવું, તેને એક અર્થ તરીકે માનવું અને આએ કરવું અને આએ કરવું, દુનિયાદારી જાળવવી અને ધર્મક્રિયાઓ પણ કરવી, એવો જે વિચાર સેવે છે તે પહેલે પગથિયે—પ્રથમ ભૂમિકાએ સ્થિત થયેલા જીવો છે. પહેલા પગથિયાને પસાર કરીને જે જીવો બીજા પગથિયામાં પ્રવેશ કરે છે તેમની મનોદશા એવી હોય છે આ ધર્મ છે તે જ એક તત્ત્વરૂપ છે અને ધર્મ સિવાય બીજું જે કાંઈ જણાય છે તે સઘળું મિથ્યા છે. આવી મનોદશાની પ્રાપ્તિ, તેને બીજું પગથિયું સમજવાનું છે. બીજે પગથિયે આવેલાની માન્યતા સ્વાભાવિક રીતે જ એવી થવા પામે છે કે પુણ્ય, સંવર, નિર્જરા એ સઘળા મોક્ષના રસ્તા છે અને એ મોક્ષના રસ્તા આગળ આ જગતની દુનિયાદારી તો કાંઈ હિસાબમાં જ નથી ! ત્રીજે પગથિયે આત્મા એ દશા પ્રાપ્ત કરે છે કે આ સંસારનો જુલમ મટયો એટલે સિદ્ધિ થઈ. તમે કહેશો કે જુલમ મટયો એટલે જુલમનું અસ્તિત્વ નાશ પામે છે એ વાત તો કબૂલ છે પરંતુ તેથી સિદ્ધિ થઈ એવી વાત ખ્યાલમાં આવી શકતી નથી.

### જુલમ મટયો એટલે સિદ્ધિ થઈ.

ધારો કે એક સંસ્થાન ઉપર બીજા દેશના રાજાએ સ્વારી કરી છે. આ સ્વારીમાં પેલો સંસ્થાની રાજા હારી ગયો છે અને વિદેશી રાજાએ સંસ્થાની રાજાને કેદ કરીને જેલમાં પૂર્યો છે પરંતુ એ વેળા એમ બને છે કે તે સંસ્થાનની પ્રજા બળવો કરે છે. આ બળવો સફળ થાય છે. પ્રજા શત્રુના સૈન્યને કાપી નાખે છે. કારાવાસની દિવાલો તોડી નાંખે છે અને રાજાને છૂટો કરે છે. સંસ્થાની રાજાનું

વ્યક્તિ તરીકે સ્થાન શું હતું એ વાત વિચારશો એટલે સમજી શકશો કે રાજા એ તેનું સ્થાન હતું, પરંતુ તેના રાજત્વની આડે કારાવાસરૂપી પડદો પડયો હતો, જ્યાં એ કારાવાસરૂપી પડદો ઊંચકાઈ ગયો કે રાજાને તેનું રાજપદ મળવાનું છે તેમાં કશો અંતરાય રહ્યો જ નહિ ! રાજા "રાજત્વ"નો અધિકારી તો હતો જ પરંતુ કારાવાસે તેનો એ અધિકાર ખૂંચવી લીધો હતો. એ કારાવાસ દૂર થાય એટલે રાજત્વ તો છે જ ! એ જ દૃષ્ટાંત તમે આ સંસારને અને આત્માને પણ લાગુ પાડો. એ બન્ને વચ્ચે રહેલું સામ્ય તમે તપાસશો એટલે તમારી ખાતરી થશે કે જુલમ મટયો એટલે સિદ્ધિ થઈ, એ વાત સો એ સો ટકા અક્ષરે અક્ષર સાચી છે.

## તમે કયે પગથિયે ઊભા છો ?

સંસારના દરેક પદાર્થો ઘોડાગાડી, વાડી, બંગલા, સ્ત્રી, પુરુષ, મા, બાપ એ સઘળુ જ જેલરૂપ છે. એ જેલ કપાય તો એની મેળે જ અનર્થ દૂર થાય છે અને જ્યાં અનર્થ દૂર થાય છે કે ત્યાં અર્થ એની મેળે જ આવી મળે છે. અનર્થ જાય છે એટલે એની મેળે જ એવડો ફાયદો થાય છે. ઘણા માણસો ધર્મને વિષે પોતાની ગણતરી ત્રીજે પગથિયે કરાવવા માગે છે ! આ લોકો પોતાની છાતીએ હાથ રાખીને વિચારી લે કે તમારી સ્થિતિ આવી છે ખરી ? જો તમારી આ સ્થિતિ આવી નથી તો પછી તમે તમોને ત્રીજે પગથિયે કોઈપણ સંયોગોમાં ગણાવી શકતા નથી. સંવર, નિર્જરા, મોક્ષ એ જ એક તત્ત્વરૂપ છે, એ એક અર્થરૂપ છે અને એ સિવાય જગતમાં જે કાંઈ બીજું છે તે સઘળું અનર્થરૂપે જ છે એવી ખાતરી ત્રીજે પગથિયે પહોંચેલાને હોવી જ જોઈએ. તમે કહેશો કે આવી જબરી શરત તો શી રીતે પાળી શકાય ? આ વાત તો બહુ ભારે છે, પરંતુ શાસ્ત્ર તરફ તમે દૃષ્ટિ નાખશો તો તમે જાણી શકશો કે એ કેવળ સાદી, સહેલી અને સીધી જ વાત છે.

## તે જ આત્મા સમ્યગ્દૃષ્ટિ છે.

સમ્યક્ત્વ અર્થાત્ સમ્યગ્દષ્ટિનાં પરિણામો શું છે તે તમે વિચારી

જુઓ. શાસ્ત્રકારોએ એ સંબંધમાં એવો તો સ્પષ્ટ અને સુંદર જવાબ આપી દીધો છે કે તે જવાબમાં કાના, માત્રનો કે હ્રસ્વ, દીર્ઘનો પણ ફેરફાર કરવાના તમારી પાસે સાધન, શકિત કે યોગ્યતા નથી ! શાસ્ત્રકાર મહારાજાઓ ફરમાવે છે કે રાજા અને ચક્રવર્તીના તથા યાવત્ ઇન્દ્રોનાં સુખો, તેને પણ જે દુઃખ માને છે તે જ સમ્યગ્દષ્ટિ આત્મા છે, બીજો કોઈ સમ્યગ્દષ્ટિ નથી. દેવતાઓમાં મોટામાં મોટું સ્થાન જુઓ તો તે ઇંદ્રમહારાજનું અને મનુષ્યમાં મોટામાં મોટું સ્થાન જુઓ તો તે ચક્રવર્તીનું છે. એ ચક્રવર્તીના અને ઇન્દ્રના સુખો કેવા હશે તેનો તમોને ખ્યાલ છે ? આવા સુખો અર્થાત્ મોટામાં મોટા સુખો પરંતુ તેમાં પૌદ્ગલિક દષ્ટિએ–આવા સુખોને પણ જે દુઃખરૂપ માને છે તે જ આત્માને શાસ્ત્રકાર મહારાજાઓ સમ્યગ્દષ્ટિ આત્મા કહે છે.

### રાજેશ્રી નંગોની હસ્તી છે !

શું તમારે એક રૂંવાડે પણ આ કલ્પના આવે છે કે ? તમારામાં તો એવા રાજેશ્રી નંગો પડેલા છે કે જેમનો પગ ઓલામાં પડેલો હોય અને માથું ચુલામાં પડેલું હોય તો પણ તે સ્થિતિનું તેમને દુઃખ નથી લાગતું. ભાગ્યયોગે કાણી, કુબડી, આંધળી, લૂલી કે લંગડી બૈરી કે તેવા ધણી મળ્યા હોય તો તેનો સંતાપ તમોને નથી લાગતો. એવાં ધણીધણીઆણી મળ્યા હોય તો તે પણ તમોને સંકટરૂપ નથી લાગતાં. દેવું કરીને ઘર ચલાવો તેમાં તમોને કંટાળો કે દુઃખ નથી જણાતું. તો પછી રાજાની સ્થિતિમાં તમારો જીવ કંટાળો માનશે ખરો કે ? જો રાજાની સ્થિતિમાં તમારો જીવ કંટાળો ન માને તો સમ્રાટની અને ઇન્દ્રની સ્થિતિમા તો તે કંટાળો ક્યાંથી જ માનવાનો હતો ? તમારો જીવ અમુક દશામાં કેટલે ઊંચે ચડી શકે એમ છે તે જોઈને શાસ્ત્રકારોએ શાસ્ત્રો નથી બનાવ્યાં, પરંતુ શાસ્ત્રકારોએ તો જીવ કેટલો ઊંચો ચઢવો જોઇએ. એજ દષ્ટિબિંદુ રાખેલું છે અને તેથી જ તેમણે સમ્યગ્દષ્ટિને માટે આટલી પરીક્ષા રાખી છે.

### ધોલ મારીને સમ્યક્ત્વ લેવું છે ?

સમ્રાટનાં સુખો, ચક્રવર્તીના ચેનચાળા અને ઈન્દ્રોની મહાનતા અને તેમનાં સુખો એ બધાય દુઃખરૂપ છે. એવું તમારો આત્મા ન માને, જ્યા સુધી એ સ્થિતિ તમોને પ્રાપ્ત નહિ થાય, ત્યાં સુધી સમ્યક્ત્વ તમારી પાસે આવવાનું નથી ! ધોલ મારીને યા સમજાવી, પટાવીને સમ્યક્ત્વ લેવાની આ શાસનમાં જગ્યા નથી. બીજા ધર્મોમાં એવું છે ખરૂં કે અમુક ધન ગણી આપો કે તમોને તે ધર્મગુરૂ પોતાના સિક્કા સાથેનું સ્વર્ગનું પ્રમાણપત્ર લખી આપે છે ! જૂના જમાનાની વાત છે એમ ન સમજશો ! આ કહેવાતી વૈજ્ઞાનિક વીસમી સદી ચાલે છે તેમાં પણ પશ્ચિમના દેશોમાં કોઈ કોઈ સ્થળે આવો ખેલ ચાલે છે ! બીજી બાજુએ આપણા દેશમાં જ તમે એવા પણ ધર્માત્મા પડેલા જોયા છે કે તેને છોકરી અર્પણ કરો એટલે તમોને મોક્ષ પરવાનો મળી જાય છે ! જૈનશાસન એવી કોઈ પણ વસ્તુસ્થિતિમાં માનતું નથી. અહીં તમે ધોલ મારીને યા પૈસા આપીને સમ્યક્ત્વ ખરીદી શકતા નથી, અહીં તો સમ્યક્ત્વનો માત્ર એ જ રસ્તો છે કે તમને ઉપર જણાવેલાં પરિણામો થાય !

### અનિષ્ટનો સંયોગ થતાં શું થાય છે ?

ઇંદ્ર, રાજા, મહારાજા, સમ્રાટ એ સઘળાનાં સુખોને પણ જ્યારે તમે દુઃખો માનો ત્યારે જ ત્યાં તમારે માટે સમ્યક્ત્વ મૂકેલું છે, અન્ય સ્થળે તે નથી દુર્ગતિનાં દુઃખો કેવાં ભયંકર છે તે તો સૌ કોઈ જાણે છે. અન્યદર્શનવાદીઓ પણ દુર્ગતિના સંકટો જોઈ કંપી જાય છે, નરકાદિના દુઃખો સાંભળી ને નહિ કંટાળતા હોય એવા ભાગ્યે જ હશે ! આ જગતમાં એવો કોઈ પણ મનુષ્ય નથી કે જેને અનિષ્ટના સંયોગોથી, ઈષ્ટના વિયોગોથી, રોગથી અથવા અનિષ્ટ કારણોથી કંટાળો ન આવતો હોય ! મનુષ્યની આવી સ્થિતિ છે એમ તમે સમજતા નહિ. પશુપક્ષીઓની પણ એની એ જ દશા છે ! કસાઈ ખૂલ્લો છરો લઈને ગરીબડી ગાયને મારી નાખવા ઊભો હોય અને તમે ગાયને ખેંચી જવા માટે—તેને બચાવવા માટે ત્યાંથી દૂર

લઈ જાઓ તો પણ તે તમને જોઈને વહેમથી કંપે છે, કીડી પાણીના વેગમાં તણાઇ જવાની અણી ઉપર હોય અને તમે તેને બચાવી લેવાને માટે એ જગાએથી ઊંચકી લો, તો પણ શંકાથી તે કીડી પોતાનું અનિષ્ટ થવાનું છે એવા વિચારે કંપી ઊઠે છે !

### સામાન્ય જીવો અને સમકીતિ જીવો.

'મળેલા દુઃખથી કંટાળવું અને પ્રાપ્ત થએલા સુખથી રાજી થવું' એ તો જીવ માત્રનો સ્વભાવ છે. બિલાડીને તમે ગમત કરવા ખાતર પાંજરામાં પૂરી દો છો તો પણ તે છુટવા માટે આકાશપાતાળ એક કરી મૂકે છે. જગતમાં કોઈ પણ એવું પ્રાણી નથી કે જેને આવેલા દુઃખથી કંટાળો ન આવતો હોય ! દુઃખની ઉપર અપ્રીતિ થવી એ તો આ સંસારના જીવમાત્રનો સ્વભાવ છે. જો દરેક જીવનો પણ એ જ સ્વભાવ હોય અને સમકીતિનો પણ એ જ સ્વભાવ હોય તો પછી સામાન્ય જીવો અને સમકીતિ જીવો વચ્ચે શો તફાવત રહ્યો ગણાય ?

ત્યારે ખૂબ ગંભીરતાથી વિચાર કરો કે સમકીતિનો ધર્મ શો ? આ જગત્માં દુઃખ ઉપર મનુષ્યોને સેંકડોગણો તિરસ્કાર છે, અને તેમને જેટલો દુઃખ ઉપર તિરસ્કાર છે તેના કરતાં સેંકડો ગણો પ્યાર, અરે ! લાખો ગણી પ્રીતિ સુખ ઉપર છે. હજી તો તમે એ સ્થિતિમાં છો કે માનવના સુખને–જગતના સુખને જ તમે સાચું માનો છો અને જગતની દૃષ્ટિએ જે દુઃખ છે તેને જ દુઃખ માનો છો તો પછી તમારું સ્થાન કયાં છે, એ તમારે પોતે જ વિચારીને નક્કી કરી લેવું રહ્યું !

### જગત એટલે ભાંગેલી હસ્તિશાળા

જગતને શાસ્ત્રકારોએ ભાંગેલી હસ્તિશાળાની ઉપમા આપી છે. તે કેવી રીતે યોગ્ય ઠરે છે તે તપાસી જોશો તો તમોને ખાત્રી થશે કે શાસ્ત્રકારોની દૃષ્ટિ કેવી વિશાળ છે ! દિવાળીમાં સાંભળીએ છીએ કે હસ્તિપાળ રાજાને સ્વપ્ન આવ્યું હતું. આ સ્વપ્નામાં તેમને એવો દેખાવ નજરે પડયો હતો કે એક જૂની હસ્તિશાળા તેમને દેખાઈ હતી. એ હસ્તિશાળા જૂની હતી તેથી રાજાએ નવી હસ્તિશાળા કરાવી હતી અને તે પછી તેમણે એ જૂની હસ્તિશાળામાંના હાથીઓને નવી હસ્તિશાળામાં

લઇ જવાને માટે પ્રયત્નો કરવા માંડયા હતા. મહારાજાએ જૂની હસ્તિશાળામાંથી નવી હસ્તિશાળામાં હાથીઓ લઈ જવાને માટે ભારે યત્નો કર્યા હતા. પરંતુ હાથીઓ એ નવી હસ્તિશાળામાં જવાને પણ રાજી ન હતા તેમ તેઓ જૂની હસ્તિશાળામાં રહેવાને માટે પણ રાજી ન હતા આ સ્વપ્ન આવ્યા પછી હસ્તિપાળ મહારાજા ભગવાનની પાસે ગયા, ભગવાનને એ સ્વપ્નની વાત નિવેદિત કરી અને પછી હસ્તિપાળ મહારાજાએ કહ્યું કે 'ભગવાન ! મને આવું વિચિત્ર સ્વપ્નું આવ્યું છે માટે કૃપા કરીને મને સ્વપ્નનો મર્મ કહો.'

### સ્વપ્નનો મર્મ સમજો.

હસ્તિપાળ મહારાજાના આ સ્વપ્નને શ્રવણ કરીને શ્રી ભગવાન ઉત્તર આપે છે કે 'આ સ્વપ્ન મારા નિર્વાણના દિવસ અંગે છે, સ્વપ્નમાં તમે જે ભાંગેલી શાળાને નિહાળી છે તે ભાંગેલી શાળા તે દુનિયાદારી છે અને ચારિત્ર તે નવી હસ્તિશાળા સમજવાની છે. હાથીઓ એ જૂની હસ્તિશાળામાંથી નીકળતા નથી તેનો અર્થ એ છે કે ભવ્ય જીવરૂપી હાથીઓ જૂની હસ્તિશાળારૂપી સંસારમાં એવા લપટાશે કે તેમાંથી તેઓ નીકળવાને જ ઇચ્છશે નહિ ! ગુરુદેવોરૂપી મહાવતો ભવ્યજીવોરૂપી હાથીઓને નવી હસ્તિશાળારૂપી ચારિત્રને પંથે દોરી જશે તો પણ નવી શાળારૂપી ચારિત્ર સુધી જતા ઘણા હાથીરૂપી ભવ્યજીવો નાસી જશે અને સોમાંથી સાઠ ભાવાત્માઓ પણ એ નવી શાળારૂપી ચારિત્રમાં પ્રવેશવા અર્થે બાકી નહિ રહે ? આ સ્વપ્ન ઉપરથી આજનો સંસાર કેવો છે તે સમજવાનું છે આજનો સંસાર કેવો ભયંકર છે અને તેમાથી ભવ્યાત્માઓએ પણ નીકળી જવું એ કેટલું દુષ્કર છે તે ઉપરના સ્વપ્ન ઉપરથી સ્પષ્ટ થાય છે !

### તામલિ તાપસની જીવનકથા

આજનો આ સસાર તે ભાંગેલી હસ્તિશાળા જેવો છે. એ ભાંગેલી હસ્તશાળારૂપી રોગ, શોક, થાક અને વિકારોથી ભરેલા આ જગતમાંથી જ જે જીવોને બહાર નીકળવાનું મન થતું નથી તે જીવો

ઈન્દ્રોની રિદ્ધિસિદ્ધિ અને ઈન્દ્રોના વૈભવને શું તુચ્છ માનવાના હતા ખરા ? આવા જીવો રાજાની ઋદ્ધિને, ઈન્દ્રના ઐશ્વર્યને અને જગતના વૈભવોને દેખશે ત્યારે શું કરશે ? શું આ સઘળાં સુખોને કદી તેઓ દુઃખ રૂપી માની ગજશાળારૂપી સંસારમાં રહેલા જીવો ઈન્દ્રોની સમૃદ્ધિને પણ દુઃખરૂપ માનીને પણ તેને લાત મારશે !

આ તો તમારી સમકીતિની વાત કરો છો, પરંતુ બીજી બાજુએ મિથ્યાત્વીઓ પણ પ્રસંગ આવે દેવતાની રિદ્ધિઓ મળવાનો સમય આવતાં એ કેવા દૃઢ રહે છે તે તપાસો. તામલિ તાપસની તપશ્ચર્યાનો તો તમોને સારી પેઠે ખ્યાલ છે. એ તામલિ તાપસ જેવો મિથ્યાત્વી પણ એકવાર દેવતાઓની અપૂર્વ રિદ્ધિ અને દેવાધીશપણું મળવાને અવસરે કેવો દૃઢ રહ્યો હતો તે જુઓ !

### તે ઉગ્ર તપશ્ચર્યા !

તામલિ તાપસની તપસ્યાનો મર્મ અને એની કઠિનતા તમારા ખ્યાલમાં લાવવાં પડે એવું નથી. સેંકડો નહિ પણ હજારો વર્ષ સુધી છઠ્ઠની તપસ્યા તેણે કરી હતી. બરાબર સાઠ હજાર વર્ષ સુધી તેણે છઠ્ઠનું તપ કર્યું હતું એટલા ઉપરથી જ તેના તપની ગહનતા આંકવાની નથી, પરંતુ તેના તપની કઠિનતા પણ તમારે જોવાની છે. આપણી માફક પારણા કે અતરવાયણા કરતો ન હતો. તામલિ તાપસે છઠ્ઠની તપસ્યા કરી હતી. એ તપસ્યા આપણા કરતાં બહુ કઠણ હતી. પારણાને દિવસે તે એક જ પાત્ર લઈ નીકળતો, અરણ્યમાં ભિક્ષા માગતો અને જે કાંઈ ભિક્ષાન્ન મળતું હતું તે નદીએ લઈ જતો ! નદી પર લઈ ગયા પછી એ તાપસ એ અન્નને એકવીસ વાર પાણીએ ધોઈ નાખતો હતો. એકવીસવાર પાણીએ જે અન્ન ધોવાઈ જાય તેમાં શું તત્ત્વ કે સત્ત્વ બાકી રહે તે તો તમે પોતે પણ સારી રીતે વિચારી શકો છો ! હવે આ રીતનું સત્ત્વહીન બનેલું અન્ન તે ખાતો હતો : જેટલી તપસ્યાથી સમ્યક્ત્વવાળા મોક્ષે જાય, એવી ઘોર તપસ્યા તામલિ તાપસે કરી હતી.

### અસુરેન્દ્ર તરીકે અવતાર લો !

આ પ્રમાણે તામલિ તાપસે સાઠ હજાર વર્ષ સુધી તપસ્યા કરી

હતી. આ ઉગ્ર તપસ્યા પછી તેણે અણુશણુ વ્રત આદર્યું હતું. એક બાજુએ આ સ્થિતિ છે, ત્યારે બીજી બાજુએ હવે બીજો જ બનાવ બને છે તે જુઓ. બીજી બાજુએ એમ બન્યું કે અસુર દેવતાઓના અધીશ અસુરેન્દ્રનું ચ્યવન થયું અને અસુરો ધણી વિનાના ઢોર જેવા બની ગયા! પોતાની સ્થિતિ ધણી વિનાની થઈ છે એ જાણીને અસુરોને ભારે શોક થયો અને તે અસુર દેવોએ અને અસુર દેવીઓએ મળીને વિચાર કર્યો કે આપણે આપણો માલિક તો કોઈ શોધી કાઢવો જોઈએ! દેવતા, દેવીઓ વિચાર કરે છે કે આપણો માલિક હોવો જ જોઈએ! પણ હવે અહીં કોણ જન્મ ધારણ કરે? અહી તો તપસ્વી હોય તે જ ઉપજી શકે છે, બીજાઓ ઉપજી શકે નહિ. આવો વિચાર કરીને અસુરકુમારના સામાનિક દેવદેવીઓ તામલિ તાપસ પાસે આવ્યા. ત્યાં આવીને તેમણે તામલિ પાસે નાટક ભજવ્યું અને છેવટે વિનંતી કરી કે 'સાહેબ! આપ અમારા સ્વામી થાઓ, અસુરેન્દ્ર તરીકે અવતાર ધારણ કરો.'

### મિથ્યાત્વી પણ અડગ રહ્યો!

તામલિ તાપસને કોઈ સમ્યક્ત્વાળો કહેતા નથી, તેને કોઈ તીર્થંકર કહેતા નથી અને તેને કોઈ ગણધર પણ કહેતું નથી, તે ખૂલ્લેખૂલ્લો મિથ્યાત્વી છે એવા મિથ્યાત્વીની આગળ પેલા અસુરો આવીને પ્રાર્થના કરે છે, તેને પોતાના નાથ વિનવે છે. વિનંતી કરનારા અસુરો છે, બીજી બાજુએ વિનંતી સાંભળનારો તે મિથ્યાત્વી છે, પરંતુ જગતમાં નિયમ છે કે 'લેવા આવે તે ગરજાળુ થાય,' આ બુદ્ધિએ અસુરો તેને નિયાણું કરવાનું કહે છે, પરંતુ તાપસને એમાં ઠગાવાનું લાગે છે. બાજુ પર એક મુનિ ધર્મદેશના આપે છે. આમ એકબાજુ ઈન્દ્રાણીઓ વિનતી કરે છે, 'નિયાણું કરી ઈન્દ્ર થાવ, અમારા સ્વામી થાવ', અને બીજી બાજુ મુનિ નિયાણાના નિષેધની પ્રરૂપણા કરે છે કે 'નિયાણું કરવું એટલે લાખ આપી લાખ માગવા તેની માફક નિયાણું ગણાય' એમ તાપસે સાંભળ્યું. દેશનામાં મુનિ સાચું કહે છે. ખરી પ્રરૂપણા કરનારા આ મુનિરાજ છે એમ કરી તાપસે નિયાણું ન કર્યું. તેથી તામલિ તાપસ કાળ કરી ઇશાન ઇન્દ્ર થયો

તામલિ તાપસ બાળ તપસ્વી હતો, મિથ્યાત્વી હતો, છતાં દેવતાની રિદ્ધિ જોઈને તે પણ ચળ્યો નહિ! જ્યારે મિથ્યાત્વી તાપસ દેવતાની રિદ્ધિ જોઈને ચળતો નથી તો પછી વિચાર કરો કે સમકીતિ જીવે કઇ દશામાં આવવું જોઇએ? મિથ્યાત્વીની દશામાં પણ સુખની બેદરકારી, અને દેવતાઇ રિદ્ધિની અવગણના કરે છે તો સમકીતિને શું બનવું જોઈએ તેનો વિચાર કરજો. સમકીતિ જીવની એ ફરજ છે કે તેણે 'આ જગતનું સુખ તે સુખ છે' એ પાઠ ભૂલી જવો જોઇએ.

### સુખ અને દુઃખને સમજો.

સમકીતિ જીવોએ 'સુખ તે સુખ છે' એ પાઠ ભૂલી જવો જોઇએ, એટલું જ નહિ પરંતુ તેમણે સુખની જગ્યાએ દુઃખ લખી લેવું જોઇએ. રાજા, સમ્રાટ, ઇન્દ્ર આદિની દશામાં સુખ છે એ વાત સમકીતિ જીવોએ ભૂલી જવી જોઇએ અને સુખ તે દુઃખ છે એમ જ તેમણે માની લેવું જોઇએ! આ વસ્તુ સિદ્ધ કરવી એ કેટલી મુશ્કેલ છે? જે દુઃખ આવી પડે, જે સંકટ તૂટી પડે, તે સંકટને તે દુઃખને સુખ લખવું એ જેમ મુશ્કેલ છે, તે જ પ્રમાણે સુખને દુઃખ લખવું એ પણ મુશ્કેલ છે. 'સુખ તે દુઃખ અને દુઃખ તે સુખ' એ બંને પાઠોને આ રીતે પરસ્પર ફેરવી લેવાના છે. શું આ સ્થિતિને તમે સહેલી માનો છો?

યાદ રાખજો કે એ સ્થિતિ જરાય સહેલી નથી! તમે સુખને દુઃખ માનો અને દુઃખને સુખ માનો અથવા તો સુખને દુઃખ માનીને તે પ્રમાણે વર્તો યા દુઃખને સુખ માનીને તે પ્રમાણે વર્તો એ તો દૂર રહ્યું, પરંતુ સુખને દુઃખ અને દુઃખને સુખ એમ લખતાં જ તમારા હૈયાને શી અસર થાય છે તે તો વિચારો! પરસ્પર પાઠ ફેરવી નાંખતા પહેલાં તો તમારું હૈયું જ ધ્રૂજી ઊઠે છે!!!

### પાશેરામાં પહેલી પૂણી.

'સુખ એટલે દુઃખ અને દુઃખ એટલે સુખ' એ માનવામાં જ તમોને વાંધો છે એમ નથી. તમોને તો સુખ એટલે દુઃખ અને દુઃખ એટલે સુખ—એ પ્રમાણે લખવામાં પણ વાંધો નડે છે! હજુ તો તમારે એ પ્રમાણે માનવાનું નથી. હજી તો તમારે એ પ્રમાણે વર્તવાનું નથી,

હજી માત્ર તમારા હાથ વડે એટલું લખવાનું જ છે કે 'સુખ તે દુઃખ અને દુઃખ તે સુખ,' પરંતુ તે છતાં તમારું કાળજું થરથરે છે અને તમારા પગ ધ્રૂજે છે !

જ્યાં પાશેરામાં પહેલી પૂણીમાં જ તમારી આ દશા છે તો પછી સુખ તે દુઃખ અને દુઃખ તે સુખ એમ માનીને તમે તે પ્રમાણે વર્તન તો ક્યાંથી જ કરી શકવાના હતા ? એ પ્રમાણે ધારવામાં અને માનવામાં તમોને નવનેજાં પાણી જ નીચે ઊતરવાનું છે ! જો તમે સુખના સ્થાને દુઃખ અને જે દુઃખ તેને સુખ એમ માની શકવાના નથી તો પછી તમે એ રીતના વિચાર પણ કરી શકવાના નથી. અને જો એ રીતના તમે વિચાર પણ કરી શકવાના નથી તો પછી એ પ્રમાણેનું વર્તન પણ તમારાથી થવાનું નથી.

(૫)

### માન્યતામાંચે વાંધો આવે છે.

આપણે જે માન્યતા રાખવાની છે તે માન્યતા ઉપર જ આપણે દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણે માનવાનાં છે આપણે દેવ, ગુરુ અને ધર્મ એમને કઇ ભૂમિકાથી માન્યા છે તેનો વિચાર કરો સૌથી પહેલાં તો આપણી પહેલી ચોપડીનું પહેલું પાનું જ આપણે તપાસવાનું છે. તીર્થંકર કોણ હોય છે તે વિચારો. એકેએક તીર્થંકર રાજકુળમાં જન્મેલા હોય છે અને રાજકુળમાં ન હોય તે સંહરણ કરીને તીર્થંકર ઉત્તમકુળ મેળવી શકે છે. હવે જે તીર્થંકર ભગવાનો રાજકુળમાં જન્મ્યા છતાં ત્યાગી થઇને નીકળ્યા હતા, તેઓ શું એમ માનતા હતા કે ગરીબાઇ અને સાધુત્વ એ દુઃખ છે અને આપણે દુઃખ જોઇએ છે માટે આપણે સંસાર છોડીને ત્યાગી થઇએ છીએ ? નહિ ! તીર્થંકર ભગવાનો દરિદ્રતાને દુઃખ માનીને નીકળ્યા હતા કે સુખ માનીને ? પરિષહ, ઉપસર્ગ એ બધાને તેઓ દુઃખ માનીને ત્યાગને માર્ગે દોડયા હતા કે સુખ માનીને ત્યાગને માર્ગે દોડયા હતા ? આ વાતનો તમે વિચાર કરશો ત્યારે તમે જૈનત્વની પહેલી ચોપડીનું પહેલુ પાનું સમજી શકશો.

### લાભનું સર્વોત્તમ પગથિયું કયું ?

તીર્થંકર ભગવાનોએ ત્યાગ સ્વીકાર્યો હતો તે સ્પષ્ટ રીતે એ

પ્રમાણે માનીને જ સ્વીકાર્યો હતો કે પરિષહ, ઉપસર્ગો એ જ લાભનું સર્વોત્તમ પગથિયું છે. રિદ્ધિસિદ્ધિ સમૃદ્ધિ વગેરે જે કાંઇ છે તે કાંઇ નથી પણ ત્યાગ એ જ સઘળું છે. અને ત્યાગમાં જ સર્વસ્વ સમાએલું છે. તમે જેને દેવ માનો છો, જેને તમે તીર્થંકર ભગવાન કહીને વંદન કરો છો, જેને માટે તમે અભિભાવનાપૂર્વક ગૌરવ લઈ શકો છો તેમનો આ આવો સિદ્ધાંત અને આવો પાઠ છે. હવે જો તમારો પણ એ જ પહેલો પાઠ ન હોય તો પછી ત્યાગમાર્ગના સંપૂર્ણ ઉપાસકો તે તમારા ગુણી હોઇ શકે નહિ અને તેના તમે અનુયાયી પણ હોઇ શકે નહિ તીર્થંકર ભગવાનોની જગતમાં કેવી દશા હતી તે તમારે વિચારી જોવાનું છે. રિદ્ધિસિદ્ધિ, પૈસોટકો જોઈએ એટલો, ધનદૌલતની કાંઇ ન્યૂનતા નહોતી, છતાં તીર્થંકરદેવોએ તેને લાત મારી હતી! તે ભગવંતોના અનુયાયી તરીકે તમે વિચાર પરિવર્તન જેટલો પણ ત્યાગ કરી શકો કે નહિ તે તો વિચારો!

**'હા' કહો કે 'ના' કહો!**

તીર્થંકર ભગવાનોએ પૈસાને લાત મારી હતી. રાજ્યના અધિકારીઓ ગમે તે કહે તો પણ તેની આગળ આંધળાની માફક માથું ન નમાવી દે. તેમના કથનને ગણે નહિ, તમારી દૃષ્ટિએ તો સર્વથા ગાંડાના જેવું જ વર્તન કરે, ઘરેણાં—હજારો અને લાખો રૂપીઆના અલંકારો તે ફેંકી દે, બહુમૂલ્ય વસ્ત્રોનો પણ ત્યાગ કરે, જગતની દરકાર ન રાખે, એવી ભગવાન શ્રી તીર્થંકરદેવોની સ્થિતિ હતી. તમારી અપેક્ષાએ તો તેમનુ વર્તન ગાંડાતુર જેવું જ ઠરે છે. હવે જો તમે તેમના અનુયાયી થવા માગતા હો તો તો તમારી ફરજ એ છે કે કાં તો તેઓના પાઠ તમે કબૂલ કરો, તેમણે જે કર્યું હતું તે જ યોગ્ય હતું, તેઓ જે માર્ગે ગયા હતા તે જ માર્ગ સાચો હતો, એ વાત માન્ય કરો અથવા તો તમે ડાહ્યા છો અને ભગવાન્ ગાંડાતૂર હતા એમ કહી દો! તમે ગમે તે હો, તમારા વિચારો ગમે તેવા હોય, તમે શીખેલા હો કે અભણ હો, તો પણ તમારે આ બેમાંથી એક બાબત તો કબૂલ કર્યે—માન્ય રાખે જ છૂટકો છે!!

**મોહરાજાની મારકણી બરફી**

લુચ્ચાના કરંડિયાની બરફી મૂર્ખાં સિવાય બીજો કોઈ ખાવા માગતો નથી. જે મૂર્ખો હોય તે જ બદમ.શની આગુંતી ટોપલીમાંની બરફી ખાવા ઇચ્છે છે. જેમ લુચ્ચાની બરફી ખાવામાં જોખમ છે, તેમ જ મોહરાજાની બરફી ખાવામાં પણ જોખમ સમાએલું છે. મોહરાજા એ બડો ઠગ છે, મોટો ચોરટો છે, જબરો ધાડપાડુ છે. એના વિષયકષાય આદિ જે કાઇ તત્ત્વો છે તે બધાંએ એ મોહરાજાની બરફી સમાન છે. જેમ ચોરની ધાડપાડુની બરફી ખાવાની કોઈ સુજન ઈચ્છા કરતો નથી, તે જ પ્રમાણે મોહરાજાની વિષયકષાયરૂપ બરફી પણ તે જ ખાવા ઇચ્છે છે કે જેઓ મિથ્યાત્વરૂપી અજ્ઞાની છે. મોહરૂપી મદિરામાં સ્વાત્મભાન મૂકીને જેઓ ઘેલા થએલા છે, તેઓ જ માત્ર મોહરાજાની મીઠાઇને મીઠાઇ માનીને તેમાં રાચે છે. એ મીઠાઇના સ્વાદથી રાજી થાય છે, અને તે મીઠાઇના ખૂબખૂબ વખાણ કરે છે, પરંતુ જેઓ શાણા છે, સજ્જન છે, તેઓ તો મોહરાજાની એ બરફીને જ્વલંત ઝેર માને છે છે અને તેનાથી આઘે સાગવાની જ વાત કરે છે

**દેવ અને ગુરુ બન્ને ત્યાગી.**

દુનિયાદારીના સામાન્ય સુખને જેઓ દુઃખરૂપ લેખે છે અથવા તેનાથી જે પોતાને ગેરલાભ માને છે અને દુનિયાદારીના સંકટો; ભૂખ, તરસ, તાપ, ટાઢ ઋતુઓનો પ્રકોપ સહેવો એ બધાને જે આત્માના સુખ લેખે છે, તેને જ સમ્યગ્જ્ઞાન થએલુ છે એમ તમારે સમજવાનું છે. સમ્યગ્દૃષ્ટિની તાત્ત્વિક માન્યતા ક્યાં ટકે છે, તે જ તમોને સમજાવવાનો અમારો હેતુ છે. તમે તીર્થંકર, દેવ, ગુરુ ઇત્યાદિને પહેલાં સમજો. રાજાને રાજા સમજીને સલામ કરનારા બહુ થોડા છે, પરંતુ એક સલામ કરે તો બીજો પણ સલામ કરે એવા ઘણા હોય છે. તમે એવા સલામીયા ન થશો. દેવ, ગુરુ અને ધર્મને પહેલાં સમજો. આપણા દેવ તે પણ ત્યાગી છે, હજારોની માલ-મિલકત, લાખોની દોલત, કરોડોની શહેનશાહત એ સઘળાંને લાત મારીને સંયમ સ્વીકાર્યો છે તેવા આપણા દેવો છે. જૈન શાસનમાં ગુરુઓ જોશો તો તેઓ પણ

ત્યાગી જ છે. બીજાં શાસનોમાં જોશો તો દુનિયાથીય ઊલટું ! વ્યવહારમાં માણસને એક સ્ત્રી હોય છે તો તેમના દેવોને હજારો સ્ત્રીઓ હોય ! ગુરૂઓ તરફ દૃષ્ટિ કરીએ તો તેઓ પણ બૈરાંઓના ટોળામાં જ બિરાજેલા હોય ! કોઈ ધર્મવાળા કહે છે કે અમારા ધાડામાં ચાલ્યા આવો તો અમારું ધાડું એવું કે ત્યાં જોઈએ એટલાં બૈરાંઓ, દારૂ, હીરા, માણેક સઘળું મફત ! તો કોઈ ધર્મવાળા કહેશે કે અમારા ગુરુઓની બૈરીઓ પણ એટલી કે તેને રાખવા માટે પાંજરાપોળો હોય તો તે પણ નાની પડે ! જૈનશાસન એ જ એક એવું શાસન છે કે જેમાં દેવ અને ગુરુ બંને કંચન, કામિની અને કુટુંબના ત્યાગી છે.

### જૈનધર્મ શું કહે છે ?

હવે જૈનધર્મ તરફ જોશો તો અહીં ધર્મ પણ ત્યાગનો જ ઉપદેશ આપનારો છે ! દેવ, ગુરુ અને ધર્મની આ સ્થિતિને વિચારો. જ્યારે તમે આ સ્થિતિને વિચારશો, ત્યારે ખબર પડશે કે સુખ ત્યાં દુઃખ અને દુઃખ ત્યાં સુખ એ પાઠ ફેરવવાની જ જરૂર છે ખરી ? એ વાત તદ્દન સાચી છે કે સમ્યક્ત્વની જઘન્ય આરાધના એ આઠ ભવમાં મોક્ષ આપી દે છે. આ જીવ કઇ વસ્તુની કિંમત કરે છે તે વિચારો. દુનિયાદારીના સુખની જ તે કિંમત કરે છે. આ વસ્તુ તમારે ખ્યાલમાં ઉતારવાની ખાસ જરૂર છે. જ્યારે તમે આ વસ્તુનો ખ્યાલ કરી શકશો ત્યારે જ તમે વસ્તુની લૌકિક અને લોકોત્તર દૃષ્ટિએ કિંમત કરતાં શીખશો. 'લૌકિક દૃષ્ટિની નિર્માલ્યતા અને લોકોત્તર દૃષ્ટિની મહત્તા' તમારા ખ્યાલમાં આવશે અને કાળા મહેલમાં બેઠેલા શ્રાવકોએ શ્રેણિક રાજાને અધર્મી જણાવ્યા હતા તે વ્યાજબી જ હતું એ વાત તમે સારી રીતે સમજી શકશો.



# નવપદ

[નવપદમાં બધાં તત્ત્વો સમાઈ જાય છે. નવકાર એ શાશ્વત્ છે, તેનું કારણ તેમા જાતિવાચક પદો છે, તેમ નવપદ એ શાશ્વત્ છે. અરિહંત અને સિદ્ધ દેવ છે. અરિહત સાકાર અને સિદ્ધ ભગવાન નિરાકાર દેવ છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ગુરુ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ધર્મ છે.]

જગત્માં એવી કોઇ ચીજ નથી કે જે નવપદથી બહાર હોય. આરાધવા લાયક જે ચીજ જગત્માં છે, તે બધી નવપદમાં છે. અરિહંત પદ લઇએ તો સિદ્ધ, આચાર્ય વગેરે રહી જાય. ગુણી લઇએ તો ગુણ રહી જાય અને ગુણ લઇએ તો ગુણી રહી જાય. બધા ગુણ અને બધા ગુણી આરાધન કરવા લાયક છે તે સર્વને નવપદમાં લઈ લીધા છે. નવપદના નવ દિવસો હોય છે. એ તો સમજનો કે ખેતરમા વરસાદ પડવાના દિવસો છે, પણ વરસાદ પડયા પછી અંકુરાં, થડીઆં, ફળ, ફૂલ, દાણા ભરાવા તે બધું વરસાદ પછીનું કામ છે વરસાદ વખતે ખેડૂત ખેતરમાં હળ ફેરવી આવે અને આવીને ઘેર લમણે હાથ મૂકીને બેસી રહે તે કારતક મહિને શું કરે ! ! !

નવ દિવસમાં નૂતન વરસાદ વરસવાનો છે પણ તેનો થયેલો સંસ્કાર હંમેશ રહેવો જોઇએ **નવપદ નવ દિવસ માટે નથી !!!** બારે મહિના તમારું ધ્યાન નવપદ તરફ જ હોવુ જોઇએ આરાધવા લાયક એવી કઈ ચીજ નવપદની બહાર છે ? દરેક ધર્મવાળા ત્રણ તત્ત્વ માને છે. ધર્મના અર્થીને ત્રણ તત્ત્વ સિવાય ચાલ્યું નથી, ચાલતું નથી અને ચાલશે પણ નહિ ! ! ! કયાં ત્રણ તત્ત્વ છે ? તે છે દેવ, ગુરુ અને ધર્મ. કોઈ પણ મત લો. જગતમાં ત્રણ સિવાયનો કયો મત છે ?

દરેકમાં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ માનવા જ પડે, એટલું જ નહિ પણ રૂષભદેવજી વગેરે દેવાધિદેવો આવતી ચોવીશીમાં નથી, અપ્રતિમ પ્રભાવશાળી ગૌતમાદિક ગુરુવર્યો તે આવતી ચોવીશીમાં નથી. આ ઉપરથી આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ વગેરેનો પણ જગત્‌માં વ્યક્તિવાદ હંમેશાં રહેવાનો નથી, પણ જાતિવાદ હંમેશાં રહ્યો છે, અને રહેશે; માટે ગુણના પુજારી બનો !!!

## આત્મા માટે અરિહંત નથી !!!

સિદ્ધચક્રમાં નવપદની નવ જાતિઓ છે. અરિહંતપદની બહાર કોઈ ચોવીશી છે ?

ના, જી. (સભામાંથી) આ ઉપરથી સમજી શકશો કે 'णमो त्थु णं समणस्स भगवओ महावीर' એ શાશ્વત્ રહેવાનું નથી, આથી પ્રભુ મહાવીરની અવગણના થતી નથી. વ્યકિત કરતાં જાતિ કેટલી પ્રબળ છે તે જણાવું છું. પ્રભુ શાસનનો પૂજારી શ્રાવક વર્ગ અરિહંત પદથી કેવો સંસ્કારવાળો હોય !!! જ્યાં દેવતાનો ડર છે, મરવાનો ડર છે, દેવતાના વનમાં પેસનારો શ્રાવક શું વિચારે છે ?

રાજા રોજ એક માણસને મોકલે છે. જેનો વારો આવે તે મનુષ્ય મરવા માટે બગીચામાં પેસે, ફળ તોડીને નાંખે કે મોતના પંજામાં ફસાય, એ દશાના વિચારવાળાના મોંમાંથી 'નમો અરિહંતાણં' પદ કેમ નીકળ્યું હશે ? એનો સંસ્કાર તપાસો !!! કઈ દશાનો એ સંસ્કાર કે નિશ્ચિત મરણની જગ્યાએ પણ 'નમો અરિહંતાણં' !!!

બાઈઓ પણ કેવી સંસ્કારવાળી હોવી જોઈએ, તે વિચારો. કે જ્યાં પતિનો હુકમ છૂટે છે, અને સ્ત્રી ઓરડામાં લેવા જાય છે. પોતાનું ઘર, પોતાનો ધણી, પોતાનો ઓરડો, ઉત્રેવડમાં રહેલ ઘડો અને તેમાં રહેલી ચીજ લેવા જાય તે વખતે 'નમો અરિહંતાણં' કેમ આવ્યું હશે !!! દેરાસર ઉપાશ્રયમાં આપણા માટે અરિહંત છે, પણ આત્મા માટે અરિહંત નથી !!!

## નવકાર મંત્ર શાશ્વત.

આત્મા માટે અરિહંતો તો ફક્ત પુણ્યાત્માઓ માટે જ છે, આપણે

અરિહંતાદિક પદો દહેરાસર ઉપાશ્રય માટે રાખ્યાં છે! ખરેખર !!! આત્મા માટે તે પુનિતપદો નથી!!! આપણે માટે તે પવિત્ર છે, છતાં તે પદ પ્રત્યે કેટલો સંસ્કાર છે તે તમારી મેળે જ જોઈ લો!!! અચાનક ઠેસ કે કાંટો વાગે, પાણીનો ભય આવે, આગનો ભય આવે, અગર અનેકાનેક આકસ્મિક આફતોના ભય આવે તે વખત '**નમો અરિહંતાણં**" કેમ નથી બોલાતું ? શૂળમાં સનેપાત થાય તેવાઓ માટે શૂળીની તો વાત જ શી કરવી!!! આરાધન કરનારા હળુકર્મી જીવોની આ ટીકા નથી આપણે આ રસ્તો લીધો છે કે નહિ તે વિચારો!!! જે હજુ દેરાસર–ઉપાશ્રય માટે પણ અરિહંત પ્રત્યે પ્રેમાળ થયા નથી, એમનુ તો કહેવું જ શું !!!

અરિહંતપદ સર્વ ચોવીશીમાં અને વીશીમાં એકનું એક જ, અને તે આઘું ખસેડી શકાતું નથી. ચોવીશી કે વીશી અરિહંત પદ વગર નભી શકતી નથી, અને તેથી જ અરિહંતાદિ પદને શાશ્વતાં પદ કહીએ છીએ.

**નવકાર મંત્ર શાશ્વતો છે તેનુ કારણ જાતિવાચકપદ તેમાં છે.**

નવકારમાંશ્રી રૂષભદેવ, શ્રી મહાવીર વગેરે વ્યકિતવાચક પદો નથી. પ્રભુ મહાવીર અને ગૌતમાદિ આચાર્યો તે વ્યકિતપદ છે જો તે પદો આપણને ફાયદો કરશે અને મુશ્કેલીથી બચાવશે તો સમગ્ર જાતિપદો જરૂર ફાયદો કરશે, તેમાં શંકાને સ્થાન જ નથી. વળી **દ્વાદશાંગી અર્થથી ફરે નહિ પણ શબ્દથી તો ફરે છે. નવકાર મંત્ર શબ્દથી કે અર્થથી પણ ફરવાનો જ નથી**!!! વિચાર કરો કે હરકોઈ ચોવીશીના જીવો કયા પદથી પોતે જાતિસ્મરણ પામે, અને કદાચ તેમાં વ્યકિતની આરાધના હોત તો તે જીવો કેવળીકથિત માર્ગના કારણભૂત કાર્યોનું સેવન કરવાને કદાપિ સમર્થ થાત નહિ. જાતિ આરાધનાની અલૌકિકતા સમજો. દેવલોકમાં સાગરોપમ સુધીનાં લાંબાં આયુષ્ય ભોગવીને દેવો બીજી ગતિમા આવે તો પણ અહીં એ અરિહંતાદિ જાતિવાચક પદોનું અરાવન તેમને ચાલતું જ હોય છે !!!

શંકા—અરિહંત આદિ પદોનું આરાધન કરવું છે ને તેમાં દેવ,

ગુરુ, ધર્મ ત્રણ તત્ત્વ છે. તો **નમો દેવાણં ગુરુણો ધમ્મસ્સ** દેવ, ગુરુ અને ધર્મને નમસ્કાર. એવું કહી દઈએ તો શું વાંધો ? નવપદમાં દેવ, ગુરુ અને ધર્મ લાવવા છે. અરિહંત ને સિદ્ધ ભગવાન દેવ, આચાર્ય આદિ ગુરુ; અને દર્શનાદિ પદોથી ધર્મ આવી જાય છે, માટે સીધા જ ત્રણ તત્ત્વો કહી દો.

**સમાધાન**—દેવ, ગુરુ, ધર્મ એ ત્રણ તત્ત્વો છે, પણ દેવના બે ભેદો ન સમજે તો દેવ દેવ શબ્દ પોકારતો પોકારતો રખડી મરે ! ! ! સાકાર અને નિરાકાર દેવ બે પ્રકારના. સાકાર દેવ ન સમજે તો નિરાકારને સમજવાનો વખત આવે નહિ. પહેલા પદે સાકાર છે, બીજા પદે નિરાકાર છે. અહીં આચાર્ય નામ કોનું ? જ્ઞાનાચારાદિ પાંચે આચારમાં જે બરાબર પ્રવીણ હોય, ગણધર ગુમ્ફિત સૂત્ર અર્થ તદુભયના વેત્તા બની વસ્તુસ્થિતિને પ્રરૂપનાર, પૂર્વોક્ત પંચાચારમાં પ્રવર્તનાર અને પ્રવર્તાવનાર તે આચાર્ય. આ જાતિવાચક પદોમાં સામાન્ય જૈનાચાર્ય કહ્યા નથી, પણ વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરનાર જૈનાચાર્યો જ આ પદોમાં હોઈ શકે.

અહીં આચાર્યને નમસ્કાર કરેલો છે. દુનિયાના બધા આચાર્યને નમસ્કાર નથી. દેવતત્ત્વના પ્રરૂપકો જ ગુરુપદમાં બિરાજે છે ! ! !

### ડુંગર ખોદીને ઉંદર કાઢવાનો આ રસ્તો નથી.

અરિહંતના તત્ત્વને અમલમાં મૂકનારાઓ જ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુરૂપ પરમેષ્ઠિપદમાં સુશોભિત છે. તે સિવાય બાકીના નામના આચાર્ય. ઉપાધ્યાય અને સાધુ સાથે અહીં લાગતું વળગતું નથી. જે શ્રદ્ધાહીન હોય તે જ એમ બોલી શકે કે 'આચાર્યથી, ઉપાધ્યાયથી અને સાધુથી બધા આચાર્ય કેમ લેવા નહિ ? જો કે અહીં સુવિશેષણ લાગ્યું નથી; પણ અહીં આચાર્ય જ્ઞાનાચારાદિ આચારમા વર્તતા હોય, પ્રરૂપતા હોય, પ્રવર્તાવતા હોય તે જ ગણવાના છે.

ઉપાધ્યાય દ્વાદશાંગી ભણેલા હોય અને શિષ્યોને ભણાવતા હોય તે ગણવાના છે. કપડાં માત્ર પલટાવવાથી આચાર્ય, ઉપાધ્યાય અને

સાધુ નથી બનાતું; તેમ તેની સાથે કપડાં વગરના એટલે સાધુ વેશ વગરના પણ સાધુ કહી શકાતા નથી. છાપ વગરની ચાંદી તે રૂપિયો ન કહેવાય. પણ ચાંદી અને છાપ બંને હોય ત્યારે જ રૂપિયો કહેવાય. તેવી રીતે ગુરુ સમજવા.

**ગુરુપણાના ગુણ અને સાધુ વેશની છાપવાળા એ બે હોય ત્યારે જ ગુરુપદના અધિકારી છે.**

જેમ હાઈસ્કુલમાં ત્રણ વસ્તુ છે : હેડમાસ્તર, માસ્તર અને વિદ્યાર્થીઓ. તેવી રીતે જૈનશાસનરૂપ હાઈસ્કુલમાં હેડમાસ્તર તરીકે આચાર્યદેવો, માસ્તર તરીકે ઉપાધ્યાયો, અને વિદ્યાર્થી તરીકે સાધુઓ છે. જાતિસ્વરૂપના પ્રતિપાદનમાં સુવિશેષણ લાવવાની જરૂર નથી. દારૂ શબ્દમા ઘેન ચડાવનાર એવું વિશેષણ મૂકાય છે ખરું? મીઠો ગોળ કેમ નહિ? ગોળ શબ્દ મીઠા પદાર્થને કહેનારો છે, તેવી રીતે જાતિ પદો સ્વતંત્ર સ્વરૂપમાં મીઠાશવાળાં છે. મોક્ષની ક્રિયાને સાધ્યપૂર્વક સેવન કરનાર શ્રાવક વર્ગ પ્રાથમિક શાળારૂપ દેશવિરતિમાં જે અભ્યાસ કરે છે તે હાઈસ્કુલમાં આવવા માટેની તૈયારીઓ રૂપ છે!!! આ પાંચ પદો જાતિ તરીકે આરાધીએ છીએ તે શા માટે? ધ્યેય કયું? (સભામાંથી મોક્ષનું) 'ડુંગર ખોદીને ઉંદર કાઢવાનો આ રસ્તો નથી!!!

**તપ એ પ્રવૃત્તિ ધર્મ છે.**

બધાને આરાધો પણ ધ્યેય નહિ હોય તો તમે ચૂકો છો!!! છોકરા સ્કુલમાં ભણે, તે નામું લખે અને મોટી ઉંમરના નામાંઓ લખે, મોટાઓને કોથળીમાં કેટલા પડે તે પ્રથમ વિચારવાનું છે. છોકરાઓને તો શીખવાનું છે, કારણ એ તેમની અવસ્થા રૂપિયા લાવવાની નથી.

અભ્યાસ વખતે લાખો જમે ઉધાર કરે, સરવાળા બાદબાકી કરે પણ તેમાં ધ્યેય કશું નથી, તેવી રીતે અરિહંતાદિ આરાધીએ પણ તેમાં ધ્યેય ન હોય તો સાધ્ય ધર્મની અપેક્ષાએ બધું નકામું છે; બલકે છોકરાની નામું શીખવાની શાળા જેવું છે. આચારને અંગે અરિહંત

આચાર્યાદિ વગેરેને માનીએ છીએ. એમનામાં અનુપમેય સર્વસ્વ છે, તે મારે મેળવવું છે. આથી સમ્યગ્દર્શનાદિ ચાર હોવાથી પાંચે પદને માનીએ છીએ, મેળવવા માટે જ માનીએ છીએ અને તેવા સાધ્ય તરીકેનો મુદ્દો નહિ રહે તો અભવ્ય અને ભવ્યમાં લેશમાત્ર ફરક નથી.

સમ્યગ્દર્શનવાળાને સમ્યગ્દર્શનાદિનું ધ્યેય હોય છે અને અભવ્યને તે ધ્યેય હોતું નથી. આપણું ધ્યેય સમ્યગ્ દર્શનાદિ ત્રણનું જ હોઇ શકે. તત્ત્વાર્થકારે ત્રણ પદ જણાવેલા છે, અહીં નવપદમાં ચાર પદ કહ્યા, તપ પદ કેમ ઉડાડી દીધું? પ્રતિજ્ઞા રૂપી તપ સિદ્ધપણામાં હોતું નથી, અણાહાર રૂપ તપનું સાધ્ય રત્નત્રયીમાં હોય છે. છતાં તે નથી લીધું, તેનું કારણ એ છે કે અણાહારી થવું એ ગુણ નથી ગણ્યો. પણ દોષના અભાવ રૂપ ગણ્યો છે.

નામકર્મનો ઉદય હતો, તૈજસ્‌ની આગ ભભૂકી રહી હતી, ત્યાં સુધી આહારત્યાગ ગુણ હતો જ નહિ, તૈજસ્‌ના દોષથી થયેલો આહારનો સદ્‌ભાવ અને તે રૂપી દોષનો અભાવ તે અણાહારીપણું સાધન તરીકે તપ હતું, માટે તેને તપરૂપ ધર્મમાં લીધો નથી. સમ્યગ્ દર્શનાદિ આત્માનું સ્વરૂપ, અને તે મોક્ષમાં સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એટલે વીતરાગપણું હોય છે. તેથી આત્માના કબજાના માલિકીના છે. **અખંડ પ્રાપ્તિ માટે સહાયભૂત તપ એ પ્રવૃત્તિ ધર્મ છે.** તે પ્રવૃત્તિરૂપ ધર્મમાં ઉજમાળ રહેલ ભવ્યાત્માઓ સહેજે સ્વરૂપ ધર્મરૂપ શિવ સંપદાઓ સાધે છે. સિદ્ધચક્રમાં રહેલ સર્વોત્કૃષ્ટ અલૌકિક નવપદ સર્વત્ર શાસનમાં સર્વદા જાતિવાદમાં જયવંતા વર્તે છે!!

તથા નાભિથી નીચેનો ભાગ અશુભ નામ કર્મના ઉદયથી અશુભ કહ્યો છે. આંખનું કામ કાનથી લઈ શકશો? (સભામાંથી) નહિ કાનનું કામ આંખ પણ કરી શકશે? નહિ

**પ્રશ્ન**—તિરસ્કાર ન ઘટે?

**સમાધાન**—તિરસ્કારમાં અને સ્પર્શ કરવામાં અંતર છે.

પણ મુનિપણામાં તો તેવું કાંઈ નથી છતાં દોષવાળાને દીક્ષા આપવી નહિ તેવું સ્પષ્ટ વિધાન છે. ચાર વર્ષથી દીક્ષાની ચર્ચા ચાલે છે. તેમાં શાસનપ્રેમીઓ તથા શાસનના વિરોધીઓ એ બન્નેય પક્ષ એક સરખી રીતે કબૂલ કરે છે કે અઢાર દોષવાળાને દીક્ષા અપાય નહિ, તો તે અઢાર દોષમાં 'જુંગિત' એ પણ દોષ છે એને અંગે કદી વિચાર કર્યો? પ્રવચન-સારોદ્ધાર અને નિશીથ ચૂર્ણિમાં જુંગિત ચાર જાતના રહ્યા છે જાતિજુંગિત, કુલજુગિત, શિલ્પજુંગિત, તથા શરીર જુગિત. જાતિ જુંગિતમા ઢેડ, ચમાર વગેરે જાણવા, અને તેને માટે શાસ્ત્રકારોએ સ્પષ્ટ કહ્યું છે કે અસ્પૃશ્ય એટલે તેને અડકી શકાય નહિ, કુલ જુંગિત એટલે સ્પર્શ ખરો પણ ખરાબ કુળના, શિલ્પ જુંગિત તે ચામડાં, મચ્છી, માંસ વગેરે ધંધો કરનાર તથા શરીર જુંગિત તે ઠુંઠા-આંધળા વગેરે જાણવા.

હવે જો જૈનદર્શનમાં સ્પૃશ્યાસ્પૃશ્યનો વાંધો ન હોય તો મોક્ષના રાજમાર્ગ ચારિત્રમાં તેનો નિષેધ કેમ કર્યો? વાત એ છે કે શાસ્ત્રમાં તો છે પણ આંખે જોવું નથી. આંધળો કહી દે કે જગતમાં લાલ, લીલું, પીળું છે જ નહિ તો તેથી તે નથી એમ કોઇ કબૂલ કરશે કે?

**પ્રશ્ન**—અસ્પૃશ્યતા નિશ્ચયથી છે? સ્પર્શ કરવો કે નહિ તે વાત વ્યવહારની છે?

વળી જો કર્મનું ફળ નિશ્ચિત માનો તો અસ્પૃશ્યતા નિશ્ચયથી પણ થઇ ચૂકી. કર્મની નિશ્ચિતતા ન માનો તો સ્વરૂપે તો આત્મા સિદ્ધ જ છે, અને એ રીતે તો મનુષ્યને વ્યવહાર માટે બોલવાનો હક્ક નથી.

તિરસ્કાર એ જુદી વસ્તુ છે અને સ્પર્શ કરવો એ જુદી વસ્તુ

છે. આપણી બહેન, બેટી કે માતા છેટે હોય ત્યારે આપણે અડતા નથી, અડીએ તો નાહીએ છીએ તેથી આપણે તેમનો તિરસ્કાર કરીએ છીએ એમ કહી શકાશે નહિ. હિંદુ જાતિને અંગે અસ્પૃશ્યતાના પ્રશ્નને અંગે ન્યાય આપનારે આ વાત વિચારવી ઘટે છે. મોતી અને મગ સરખા ભાવે ન વેચાય. **શાસ્ત્રકાર ત્યાં સુધી કહે છે કે જાતિએ નીચા તે કુળથી તો નીચા જ છે.**

**પ્રશ્ન**—જાતિએ નીચા તે કર્મે ઊંચા ન થાય ?

**સમાધાન**—મૂંગાને કેવળજ્ઞાન થાય તો જીભ આવી જશે ? આંખ વગરનાને કેવળજ્ઞાન થાય તો ડોળા પ્રાપ્ત થશે ? કેવળ જ્ઞાનીને પણ પહેલાંનાં કર્મોનું ફળ ભોગવવું પડે છે. કોઈ કુબડાને કેવળજ્ઞાન થાય, પછી શું તેનું શરીર સુધરી જશે ? અઘાતિ કર્મના ઉદયે થયેલી શરીરની પરિણતિ તે ઘાતિકર્મનો ક્ષય થયા છતાં મટતી નથી; હવે કહો કે ઊંચનીચ ગોત્ર તે અઘાતિ કે ઘાતિ ?

**પ્રશ્ન**—પણ નવાં કર્મ ન બાંધે તો ?

**સમાધાન**—તેથી જૂનાં કર્મ ભોગવ્યા વિના ચાલે નહિ. જેઓ એમ કહે છે કે જૈનદર્શનમાં ઊંચનીચાપણું, કે સ્પૃશ્યાસ્પૃશ્યતા છે નહિ, તેઓ જૈનદર્શન પ્રત્યે ધ્યાન આપી શક્યા જ નથી. શાસ્ત્રકારે મોક્ષનો મુખ્ય તથા જરૂરી માર્ગ ચારિત્ર કહ્યો છે. ત્યાં પણ અસ્પૃશ્યને દીક્ષામાં મના કરી છે.

ગૃહસ્થો માટે તો લેવા-દેવાનું, ભોજનવ્યવહારનું, બેટી બેન લેવાદેવાનું, વ્યવહાર વગેરે અનેક કારણો છે.

**પ્રશ્ન**—કર્માદાનનો વેપારી શિલ્પ જુંગિતમાં ખરો ?

**સમાધાન**—ના ! શિલ્પ જુંગિતમાં કયા લેવા તે માટે જુદી હકીકત જણાવેલી છે.

આત્માના ઉદયનો એક જ માર્ગ દીક્ષા, તેને માટે જે નાલાયક ઠરે તે બીજા માટે સ્પર્શાદિમાં લાયક થઇ શકે ખરો ? એમ પ્રશ્ન થશે. (સભામાંથી) હા, જી.

**પ્રશ્નકાર**—ત્યારે એ ધર્મ શી રીતે કરે ?

# 9 જૈનદર્શનમાં અસ્પૃશ્યતાનું વિધાન

[ જૈનશાસનમાં સારા કે ખોટા કર્મનું ફળ દશ ગણું માનેલું છે. જૈનશાસનમાં પણ અસ્પૃશ્યતા માનેલી છે, મેતાર્ય કહે છે કે મારી અસ્પૃશ્યતાનું કલંક ટળે તો હું દીક્ષા લેવા તૈયાર છું. મેતારજ, હરિકેશી અને ચિત્ર-સંભૂતનાં દષ્ટાંતો દેવતાઈ દૃષ્ટાંતો છે તેના ઉદાહરણને આગળ કરી અસ્પૃશ્યતા ઉડાવી ન દેવાય. ]

## જૈન શાસનની વિદ્યમાનતા !!!

" सव्वजहन्नो उदओ दशगुणीओ इक्कसि कयाणं " ઉપદેશમાળા.

આસન્નોપકારી પ્રભુ મહાવીરદેવના હસ્ત દીક્ષિત ધર્મદાસ ગણિવરજી શ્રી ઉપદેશમાળામાં જણાવે છે કે સુકૃત કે દુષ્કૃત એક વખત થાય તો તેનો ઓછામાં ઓછો દશ ગુણો ઉદય હોય છે, અને વધારે થાય તો ક્રોડાક્રોડ ગુણો ઉદય હોય છે, અનંતગુણો પણ હોય છે. શુભાશુભ કર્મની વિચિત્રતા અજબ છે!!! આથી ખ્યાલ આવશે કે એક વખત, બે ઘડી માટે પણ કરેલા અભિમાનથી ભવિષ્યની ઓછામાં ઓછી એક જિંદગી શી રીતે બગડે છે! ચાહે તો જાતિનું, કુલનું, શ્રુતનું, બલનું, કે બીજું કોઈ પણ અભિમાન એક જ વખત માત્ર બે ઘડી કરવામા આવે તો તેનું ફળ આવતી આખી જિંદગીમાં ભોગવવું પડે છે. જો એક વખત કરેલું કર્મ ઘણું ફળ ન આપતું હોય, ને તેવું ને તેવું જ ફળ થતું હોય તો આવતો આખો જન્મ જાતિ, કુળ, લાભ, અને તપ વગેરેમા જીવને હીનપણું પામવાનું કંઈ પણ કારણ નથી. મેતાર્યમુનિ, હરિકેશીમુનિ, ને ચિત્રસંભૂતિ મુનિ વગેરેના પહેલા ભવના ક્ષણમાત્રના અભિમાનો કયું ફળ આપનારાં થયાં છે!!!

આ ત્રણના દૃષ્ટાંતથી આજે કેટલાક કહે છે કે-'જૈનશાસનમાં અસ્પૃશ્યતા જેવી વસ્તુ જ નથી, જો હોત તો આ ત્રણે મુનિઓ બની શકયા ન હોત. આવું કહેનારાઓએ પહેલાં તો એ વિચારવું જોઇએ કે આમાં પહેલાના ભવમાં કરેલા અભિમાનની સજા કઈ? કર્મની સત્તા માનો છો કે નહિ? જ્ઞાન, તપ વગેરેમાં જેનું અભિમાન કરવામાં આવે તે બીજા ભવમા પ્રાપ્ત ન થાય એ કર્મનું ફળ છે એવું માનો છો કે નહિ? બળનું અભિમાન કરનાર બીજે ભવે નિર્બળ થાય છે. તેવી જ રીતે જાતિ તથા કુળનું અભિમાન કરનાર બીજે ભવે નીચ જાતિ તથા નીચ કુળમાં અવતરે છે. આ વાતને કેમ પ્રમાણ કરાતી નથી.

અનાર્કીસ્ટોનો એ મત છે કે દુનિયાની તમામ મૂડી સરખે ભાગે વહેંચવી જોઇએ. એક લક્ષાધિપતિ અને એક હજારવાળો-એવો ભેદ જોઈએ નહિ, અને એ માટે જ તેઓ ખૂલ્લું કહે છે કે માલદારોને પ્રથમ મારી નાખવા, તેવી જ રીતે કોઈ તુમાખીખોર મનુષ્યના એક અખતરાની પાછળ અક્કલ વગરનાઓ ચાલે છે. જો ઊંચનીચ ગોત્રાદિ નહિ માનો તો પછી આઠ કર્મની માન્યતા રહેશે નહિ. કર્મની માન્યતા ન હોય તો જૈનશાસનની જરૂરી શી? અર્થાત્ કર્મ ચૂરવા માટે જૈનશાસનની વિદ્યમાનતા છે, ઊંચનીચપણું તો સર્વત્ર છે.

વર્ણાશ્રમ એ જુદી વસ્તુ છે, અને ઊંચનીચપણું એ જુદી ચીજ છે. એક જ બ્રાહ્મણ વર્ણમા પણ ઊંચનીચપણું છે કે નહિ? કોઈને ગધેડો કે કૂતરો કહો અને કોઇને હાથી કે વૃષભ જેવા કહો તો અસરમાં ફરક પડે છે કે નહિ? જાનવરમાં પણ ઊંચનીચપણું કહેલું છે. અરે એક જ શરીરનાં જુદાં જુદાં અંગોપાંગમાંયે ઊંચનીચપણું રહેલું છે. સલામ હાથથી કરો છો ત્યાં પગથી સલામ કરો તો? પ્રાયઃ તમારે વાંધો ન જ હોય, પણ શાસ્ત્રકારોને વાંધો ન જ હોત તો **'नासुवरिसिराइसुद्द'** ઈત્યાદિ શબ્દ કહેવા પડત જ નહિ. વળી આચારાંગમાં કેટલાકનાં કુળ જુગુપ્સનીય ગણ્યાં છે. શ્રી પિંડનિર્યુક્તિ પા. ૧૫૭ વસતિ, ગોચરી, અને પ્રવ્રજ્યા માટે તેમને અકલ્પનીય કહ્યા છે. નાભિથી ઉપરનો મસ્તક સુધીનો ભાગ શુભ નામકર્મના ઉદયથી શુભ

**સમાધાન**—કોઈ અસ્પૃશ્ય જિનેશ્વરની મૂર્તિ બનાવે તેને તમે રોકી શકો નહિ. જેમ પેલા ભીલે દ્રોણાચાર્યની મૂર્તિનું પૂજન કર્યું હતું. રસ્તે જતા જૈન સાધુને કોઈ અસ્પૃશ્ય મસ્તક નમાવે તેમાં તમે વાંધો લઈ શકો નહિ; હિંસાદિનો ત્યાગ કરે તેમાં જૈનદર્શનને વાંધો નથી. અન્ય દર્શનીની માફક તમે તેમ કહી શકો તેમ નથી કે—

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः**

## દેવ, ગુરૂ, ધર્મ વટલાતા નથી પણ વ્યવહાર વટલાય છે. દાખલાઓ કાયદાને બાધક નથી !!!

કહેવાનું તાત્પર્ય એ છે કે દેવ, ગુરુ, ધર્મ વટલાતા નથી પણ વ્યવહાર તદ્દન વટલાય છે. હવે તમને એ શંકા થશે કે મેતાર્ય, હરિકેશી તથા ચિત્રસંભૂતિ આ ત્રણેયે દીક્ષા શી રીતે લીધી? કેમકે અસ્પૃશ્યને દીક્ષા તો છે નહિ. આનું સમાધાન કરું તે પહેલાં એક બીજી વાત પ્રત્યે ધ્યાન ખેંચું છું. નાતના ચોપડામાં કાયદો હોય કે "કોઈપણ શ્રાવકે અભક્ષ્ય ખાવું નહિ, અપેય પીવું નહિ, ડુંગળી–લસણ વગેરેને અડકવું (ખાવું) નહિ," છતાં જો કોઈ ખાય તો તે જવાબદારી વ્યક્તિની છે પણ નાતની નથી. તેવી રીતે શાસ્ત્રે તો સ્પષ્ટ વિધાન કર્યું કે અસ્પૃશ્યને દીક્ષા અપાય નહિ, તેમાં આવા કદી બે–ત્રણ–દાખલા હોય તેથી વિધાનને (કાયદાને) બાધ આવતો નથી. જેમ કાયદો તો કહે છે કે ચોરી ન કરવી, જુગાર ન રમવો, વ્યભિચાર ન સેવવો છતાં કોઇ મનુષ્ય તે કરે છે, તે ઉપરથી તેમ કરવાનો કાયદો છે તેમ કહી શકાય નહિ; ડાહ્યો માણુસ એમ કદી કહી શકે નહિ કે દાખલાઓ કાયદાને બાધક છે. હવે આપણે એ દૃષ્ટાંતોમાં ઊંડા ઊતરીએ પણ તે વાંચી, સાંભળીને વિચારો !!!

## શાસ્ત્રોને બદનામ કરો નહિ !!!

મેતાર્ય મુનિ કોણ હતા? માત્ર ચંડાલને ત્યાં જન્મ્યા હતા પણ તેમણે દૂધ પણ ચંડાલણીનું પીધું નથી, ત્યા ઉછર્યો પણ નથી કે તે આચાર દેખ્યો પણ નથી, કેમકે જન્મ્યા તે જ વખતે સંકેત મુજબ શેઠને ત્યાં તેમને લઈ જવામાં આવ્યા અને શેઠની મરેલી પુત્રીને

ચંડાલને ત્યાં લાવવામાં આવી હતી. જેઓ મેતાર્યનું દૃષ્ટાંત દેતા હોય તેઓ આ વાતને ભૂલી કેમ જાય છે? જન્મની સાથે જ કુળ ફરી ગયું હોય તેના જીવનમાં પ્રાયઃ તે કુળની અસર રહેતી નથી. પૂર્વભવના સંકેત મુજબ દેવતા મેતાર્યને દીક્ષા લેવાનું કહે છે પણ મેતાર્યનું લવલેશ મન નથી. દેવતા પરાણે અપાવવા ઇચ્છે છે. જેઓ અસ્પૃશ્યતાને અંગે મેતાર્યનું દૃષ્ટાંત આગળ ધરે છે, તેઓએ "પરાણે પણ દીક્ષા આપવી સારી છે," એ દસ્તાવેજ ઉપર સહી કરી દેવી પડશે. હવે મેતાર્ય વરઘોડે ચઢીને પરણવા જાય છે, અને આઠ કન્યાઓ પણ પરણવાને માટે વલખાં મારી રહી છે. ત્યાં પેલો દેવતા માતંગીણીના શરીરમાં પેસીને માતંગને મોઢે 'આ તમારો પુત્ર છે' તે સંબંધમાં બધો ખુલાસો કરે છે, તેથી તે માતંગ અને માતંગીણી બેય આવીને 'આ તો અમારો પુત્ર છે' એમ કહીને મેતાર્યને ગળે વળગી પડે છે. તથા હજારો મનુષ્યો વચ્ચે તે માતંગ શેઠને ત્યાં જન્મ વખતે થયેલી બાળકોની અદલાબદલીની વાત ચૂલ્લી કરે છે. શેઠ ચુપ થાય છે. પેલી આઠે કન્યાઓ વીલે મોઢે પાછી જાય છે. કહો, અસ્પૃશ્યતા ઊડી ગઇ કે સાબિત થઇ?

મેતાર્યે દૂધ પણ ત્યાંનું પીધું નથી, માત્ર જન્મ ત્યાં હતો એટલી વાત ખુલ્લી થતાં તો વરઘોડો વિખરાઇ ગયો, અને આઠે કન્યાઓ ભાગી ગઈ. જૈનશાસનમાં અસ્પૃશ્યતા નથી તેવું કહેનારા આ વાત ભૂલી જાય છે? ફરી દેવતા આવીને કહે છે "કેમ? હવે દીક્ષા લેવી છે?" ત્યારે મેતાર્ય શું કહે છે? તે વિચારો. "મારું નાક કપાઇ ગયું, દુનિયામાં મોં દેખાડાય તેવું ન રહ્યું, હવે દીક્ષા લઉં શી રીતે? જો આ કલંક ટળે તો દીક્ષા લઉં." "જૈનદર્શનમાં અસ્પૃશ્યતા નથી" તેવું કહેનારે મેતાર્યના પોતાના આ શબ્દો વિચારી લેવા. પોતાને દીક્ષાનો ભાવ નથી. છતાં લાગેલું અસ્પૃશ્યતાનું કલંક ટળે તો દીક્ષા લેવા તૈયાર છે તો તે કલંકને કેટલી મહત્તા અપાતી હશે?

પછી દેવતા તે કલંક ટાળવા એક બકરો આપે છે, લીંડીને બદલે તે રત્નો મૂકે છે. આ રત્નોનો થાળ લઇને ચંડાળ શ્રેણિકને

તે રત્નો ભેટ કરે છે. શ્રેણિક વિચારે છે. કે આવાં રત્નો રોજ ક્યાંથી લાવે છે ? વળી ચંડાળને રોજ આવી ભેટ કરવાનુ કારણ પૂછે છે, ત્યારે ચંડાળ મેતાર્ય માટે કન્યાનુ માગું કરે છે. આ સાંભળીને શ્રેણિક લાલપીળા થઈ જાય છે. વિચારો કે જો અસ્પૃશ્યતા જેવું ન હોય તો ક્ષાયિક સમકિતના ધણી શ્રેણિક મહારાજા લાલપીળા થાત શું કામ ? શ્રેણિક તથા અભય વળી વિચારે છે કે જેની પાસે આટલું દ્રવ્ય છે તે જરૂર બીજી પણ (રાજ્યને અંગે) ઉથલપાથલ કેમ ન કરે ? એવું વિચારી શ્રેણિક અને અભય બંને ઢેડને ઘેર જઈને બકરો જુએ છે તો પ્રત્યક્ષ તેને રત્નો મૂકતો દેખે છે. તે બકરાને પોતાને ત્યાં લાવે છે ત્યાં તો લીંડી જ મૂકે છે. તેથી અભયકુમાર કહે છે કે– 'એ ધન મેતાર્યના નસીબનું છે તથા આમાં કોઇ દેવતાનો ચમત્કાર છે.' એમ સમજીને ફરી તેને ઘેર બકરો બાંધી આવે છે. ફરીથી રત્નની ભેટ વારંવાર મોકલ્યા કરે છે. શ્રેણિક જ્યારે પૂછે છે, ત્યારે માંગણી તો કન્યાની કરે છે.

ત્યાર પછી રાજા શ્રેણિક માતંગને કહે છે કે– જો રાજગૃહીને (જે બાર જોજન લાંબી અને નવ જોજન પહોળી છે) ફરતો એક રાતમાં સોનાનો કિલ્લો કરી દે. વૈભારગિરિ પર પગથી (પાજ) બંધાવે તથા દરિયો અહીં લાવી તેમાં અસ્પૃશ્યતા ટાળવાનો સંસ્કાર કરી પવિત્ર થાય તો કન્યા આપું !!! આ ત્રણે વાતો દેવતાઇ છે કે બીજું કાંઇ ? તે તમે જાતે વિચારો. જૈનદર્શનમાં અસ્પૃશ્યતા છે કે નહિ ? તમારી શક્તિ ન હોય અને તમે ન પાળી શકો તે વાત જુદી છે, પણ તેથી શાસ્ત્રને બદનામ કરો નહિ !!!

હરિકેશી અને મેતાર્યજીની દીક્ષાને તીર્થની પરંપરા સાથે કોઇ પણ જાતનો સંબંધ નથી !!!

### જૈનશાસ્ત્ર આડે આવતું નથી !!!

હવે હરિકેશી મુનિની વાત વિચારો. તેઓ તો રાજકુળના હતા પણ જન્મ્યા પછી બહાર મૂકી દેવાયાથી ચંડાળને ત્યાં દૂધ ભોજનાદિથી

ઉછેરાયા હતા. મેતાર્યને કે હરિકેશીને કોઇ પણ ગચ્છના કે સંપ્રદાયના મુનિએ દીક્ષા આપી નથી હરિકેશી મુનિને પણ ગોચરીને અંગે અસ્પૃશ્યતાના કારણે કેટલું વેઠવું પડે છે!

એક ઠેકાણે ગોચરી ગયા છે, તે મહોલ્લાના માણસો કહે છે કે–'ઉચ્છિષ્ટ ભોજન ફેંકી દઉં તે કબૂલ પણ તને આપું નહિ.' વળી-ત્યાં વ્યાવહારિક જ્ઞાનદાતા ઉપાધ્યાય પોતાના વિદ્યાર્થીઓ પાસે હરિકેશીને માર મરાવે છે અને કાઢી મૂકવા માટે કહે છે, તેથી વિદ્યાથીઓ મારવા દોડે છે તે વખતે દેવતા તે વિદ્યાર્થીઓને લોહી વમતા કરે છે તથા કોઈનાં અંગોપાંગ મરડી નાખે છે. હરિકેશીનું દૃષ્ટાંત દેનારે આ વાત પણ કબુલવી જોઈશે કે **એક મુનિના અપમાન ખાતર સેંકડોને લોહી વમતા કરવામાં વાંધો નથી!!!** હરિકેશી મુનિ થયા છે પણ ભિક્ષાદિ વ્યવહારમાં આવી મુસીબતો છતાં રોષ કરતા નથી. તેમને કોઈ ગચ્છવાળા કે સંપ્રદાયવાળાએ દીક્ષા આપી નથી. દેવતાના બળે, પૂર્વભવના પુણ્ય બળે પ્રત્યેક બુદ્ધ જેવી સ્થિતિના યોગે દીક્ષા આવી જાય તેમાં જૈનશાસન આડે આવતું નથી.

હવે ચિત્રસંભૂતિ પણ ચંડાળ હતા. તેઓ મુનિ થયા છતાં ગામમાં પેઠા તે માટે માર ખાવો પડયો, એટલું જ નહિ પણ ગામમાંથી નીકળતાં નીકળતાં યે માર ખાધો. ને એવી સ્થિતિ ઊભી થઈ કે એમને આવું જીવન જીવવા કરતાં મરવું સારું લાગ્યું અને તેથી ડુંગર ઉપર ચઢી ઝંપાપાત કરવાનો પ્રયત્ન કર્યો આ ચિત્રસંભૂતિ મુનિને પણ કોઈ પણ ગચ્છવાળા મુનિએ દીક્ષા આપી નથી. ચિત્રસંભૂતિને તેજોલેશ્યા મૂકવી પડી પછી રાજા વગેરે નમતા આવ્યા, વળી નિયાણું કરવું પડયું. આ બધી વાતો પ્રત્યક્ષ છતાં એક જ વાત પકડી રાખવી એનો અર્થ શો? કોઈ હિંદીએ અમુકનાં ખૂન કર્યાં તેથી એમ કહેવું કે હિંદીઓ ખૂની છે, તે શું ન્યાયયુક્ત છે!!!

એક વખત બે ઘડી પણ નીતિ કે કુળનો મદ થાય તો આગલા ભવમાં નીચપણું ભોગવવું પડે છે. મનુષ્ય ભવમાં જાય તો નીચ ગોત્રમાં ઉપજે, તિર્યંચમાં પણ ગધેડો કે કૂતરો વગેરે થાય. અરે!

દેવલોકે ઉપજે તો પણ કિલ્બિષીયો દેવ થાય. જેમ દુષ્કૃત્યને અંગે આ નિયમ તેમજ બે ઘડી ધર્મકૃત્ય થાય તો જન્માંતરમાં ઊંચી સ્થિતિ પ્રાપ્ત થાય. આ જીવ ધર્મની કિંમત સમજતો નથી. અને તેથી જ જ્ઞાનીઓ તેને અજ્ઞાની કહે છે. આહાર, શરીર, ઇન્દ્રિયો, વિષયો અને તેનાં સાધનોમાં જ મશગુલ રહેવું એ અજ્ઞાન છે. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર એ ધર્મ છે તેની કિંમત સમજવી જોઇએ. તે બે રીતે થાયઃ (૧) લૌકિક તથા (૨) લોકોત્તર દષ્ટિએ ધર્મની કિંમત સમજાશે ત્યારે કાળા મહેલવાળા શ્રાવકોએ પોતાને અધર્મી તરીકે જાહેર કેમ કર્યા તે ખ્યાલમાં આવશે.



- બધા ભવ કર્મથી થએલા છે. કર્મનું મૂળ કષાયો છે. સંસાર કર્મ અને કષાયનો છેદ વીતરાગના આશ્રયથી થાય છે.
- આપે ભયાકુલ આ ભવસમુદ્રથી અનંતા પ્રાણીઓ બચાવ્યા મારા એકના સમુદ્ધારમાં શું મોટો વિચાર હોય ?





# ધર્મનાં ચિહ્નો

[ જ્યાં ધર્મના અક્ષરો ન મળે તેવા ક્ષેત્રનું નામ વ્યવહારથી અનાર્યક્ષેત્ર કહેવામાં આવે છે. ધર્મમાં પ્રવર્તમાન થવાની ઇચ્છા અને તે ઈચ્છાને સફળ થવાનાં સાધનો આર્યક્ષેત્રમાં હોય છે.

આર્યોનુ મંતવ્ય-આહાર, નિદ્રા, ભય, અને મૈથુન એ ચારની પ્રવૃત્તિમાં મનુષ્યજીવનની સફળતા નથી, પણ ધર્મની પ્રવૃત્તિ કરવામાં છે

ઔદાર્ય, દાક્ષિણ્ય, પાપજુગુપ્સા અને નિર્મળ બોધ તે ધર્મવૃક્ષનાં ડાળાં છે. આ હોય તો ધર્મ છે તેમ સમજી શકાય છે. આથી આ ચાર વસ્તુ ધર્મનાં ચિહ્નો છે ]

## આર્યક્ષેત્રમાં ઊંચામાં ઊંચી ચીજ ધર્મ

औदार्यं दाक्षिण्यं पापजुगुप्साथ निर्मलो बोधः ।
लिङ्गानि धर्मसिद्धेः प्रायेण जनप्रियत्वं च ॥ (षोडश).

શાસ્ત્રકાર મહારાજા ભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરિજી મહારાજા ભવ્યજીવોના ઉપકાર માટે ધર્મોપદેશ દેતાં પ્રથમ જણાવી ગયા કે ધર્મની વાસના આર્યક્ષેત્રમાં રહેલી છે. જ્યાં સ્વપ્ને પણ ધર્મના અક્ષરો ન મળે તેવા ક્ષેત્રનું નામ વ્યવહારથી અનાર્યક્ષેત્ર કહેવામાં આવે છે. ધર્મમાં પ્રવર્તમાન થવાની ઇચ્છા અને તે ઇચ્છાને સફળ કરવાનાં અનેકવિધ સાધનો આર્યક્ષેત્રમાં સ્વાભાવિક હોય છે; આર્ય-ક્ષેત્રનો મનુષ્ય ધર્મ કરવામાં પોતાની સફળતા માને છે. આર્યોમાં એ સંસ્કાર પડેલો જ હોય છે કે આ મનુષ્ય જીવનમાં કંઈક ધર્મ કરીશું તો જ જિંદગી સફળ થશે.

**आहारनिद्राभयमैथुनच** એ શ્લોકમાં સર્વ પ્રકારના જીવની સામાન્ય સ્થિતિ સંજ્ઞાને અનુસરતા સ્વરૂપમાં વર્ણવેલી છે. આર્યોનું

એ મંતવ્ય છે કે આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચારે તો મનુષ્ય તથા પશુમાં સરખાં છે એટલે કે મનુષ્યજીવનની સફળતા આ ચારની પ્રવૃત્તિમાં નથી પણ ધર્મમાં પ્રવૃત્તિ કરવામાં છે. આર્યોમાં રહેલા આ સહજ મંતવ્યથી દરેક પોતાને ધર્મી ગણાવા તૈયાર રહે છે. પોતાને જો કોઈ ધર્મી કહે તો ખુશખુશ થાય છે; કારણ કે આર્યક્ષેત્રમાં ધર્મને ઊંચામાં ઊંચી ચીજ ગણવામાં આવેલી છે. અર્થાત મનપસંદ ચીજના સારા યા નરસા શબ્દો શ્રવણેન્દ્રિયને સાંભળવા અત્યંત મધુર લાગે છે.

### અનાદિ સંસ્કારનો પ્રત્યક્ષ પ્રભાવ!

જે ધર્મ મનુષ્યજીવનને સફળ કરે તેવો ધર્મ આપણાથી થયો કે નહિ તે આપણે પારખી શકતા નથી, અને જ્યારે હેય, ઉપાદેય વગરની સ્થિતિ હોય તો ઘાંચીનો બળદ ફર્યા કરે તેવો ઉદ્યમ ગણાય. વસ્તુત: એ આંધળિયા ઉદ્યમમાં આત્માનું વળે નહિ. ધર્મ કરીએ પણ આત્મામાં ધર્મના અંકુરો, થડ, ડાળી, પાંદડા, ફૂલ કે ફળ શું થયું તે જણાય નહિ, ધર્મ કેટલો થયો, કેવો થયો વગેરેની સમજ ન પડે તો ધર્મ માટેનો પણ તેવો ઉદ્યમ આત્માને શી રીતે આગળ વધારી શકે ? ધર્મ એ બાહ્ય રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દવાળી ચીજ નથી કે જેથી થયેલો કે ન થયેલો જાણી શકાય અર્થાત્ **ધર્મ એ ઇન્દ્રિયો દ્વારા દેખી કે જાણી શકાય તેમ નથી, છતાં ધર્મને ન જ જાણી શકાય તેમ પણ નથી.**

શાસ્ત્રકારો કહે છે કે કેટલાક પદાર્થો સાક્ષાત્ જણાય, જ્યારે કેટલાક પદાર્થો તેનાં ચિહ્નો દ્વારા જણાય છે. ચૂલાની પાસે હોઇએ તો અગ્નિ સાક્ષાત્ દેખીએ છીએ જ્યારે ચૂલો ન દેખાય તેટલા દૂર હોઇએ કે બહારના ભાગમાં હોઇએ તો પણ ધુમાડા દ્વારા એ અગ્નિ હોવાનું આપણે જાણી શકીએ છીએ તે પ્રમાણે જ્ઞાની પુરુષો પણ ધર્મને તેનાં ચિહ્નોથી જાણી શકે છે. આપણે ધર્મને સાક્ષાત્ ન જાણી શકીએ પણ તેના ચિહ્નો દ્વારા એ જાણી શકીએ વૃક્ષનું થડ, ડાળ, પાંદડું, ફૂલ, ફળ એ બધું બહાર જણાય પણ તે બધાનો આધાર

તેનું મૂળ છે, કે જે બહાર જણાતું નથી. થડ, ડાળી, તથા પાંદડાંના પ્રમાણ ઉપરથી જમીનમાં દટાયેલું ઝાડનું મૂળ કેટલું ઊંડું ગયું હશે તે પણ સમજી શકીએ છીએ, અનુમાન કરી શકીએ છીએ તેમ આત્મામાં રહેલો ધર્મ થડ, ડાળાં વગેરેની જેમ બહાર દેખાતાં ચિહ્નોથી જાણી શકાય તેમ છે. શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજશ્રી ડાળાં, પાંખડાં વગેરે દ્વારાએ ધર્મ તપાસવાનું, (આત્મામાં ધર્મ છે કે નહિ તે નિહાળવાનું) કહે છે. તે ડાળાં, પાંખડાં કયાં ? ઔદાર્ય દાક્ષિણ્ય વગેરે.

આ જગત્માં અનાદિકાલથી આ આત્માને 'અહીંથી લઉં કે તહીંથી લઉં' એવો સંસ્કાર પડેલો છે. બે–ત્રણ વર્ષનું બાળક હાથમાં રૂપીઓ લઈ માલ લેવા જાય તોયે તેને કોઈ આપે નહિ છતાં તેના હાથમાંથી રૂપીઓ લઈ લો તો ખરા ! ! એ રૂપીઓ છોડાવવો સહેલો નથી; ઘણો મુશ્કેલ છે. રૂપીઆ માટે (રૂપીઓ ન છોડવા માટે) વલુરાં ભરે, બચકાં ભરે, પગ પછાડે, ચીસો નાંખે, બધુંયે કરે પણ રૂપીઓ છોડે નહિ; હા ! રોતાં રોતાં થાકે, સૂએ, ઊંઘી જાય પછી રૂપીઓ કે પૈસો જે હોય તે એના હાથમાંથી લઇ લો તેનું તેને ભાન નથી, જાગ્યા પછી રૂપીઆ કે પૈસાને તે સંભારતુ પણ નથી. બાલ્યવયમાં રૂપીઓ છૂટતો નથી એટલે કે એવા તીવ્ર લોભના અનાદિ સંસ્કારનો પ્રત્યક્ષ પ્રભાવ છે.

### ધર્મનું પહેલું ચિહ્ન : ઔદાર્ય

હવે 'લ'ની જગ્યાએ 'દ' મૂકો: અર્થાત્ 'લઉં'ને સ્થાને 'દઉં' આવી ભાવનાથી ભરપૂર બનો, લેવા દેવાનાં કાટલાં જુદાં રાખવાનું કાર્ય મનુષ્યોને ન શોભે. આવો સંસ્કાર થાય, વધે, જાગે તો માનો કે એમાં કલ્યાણ છે. ધર્મનો એ પ્રથમ અંકુરો. દેવાની ભાવનામાં કલ્યાણની બુદ્ધિ કેટલી ? એ બુદ્ધિનું જેટલુ પ્રમાણ તેટલો ધર્મ. દેવાની ભાવનાને બદલે લેવાનું તથા સંઘરવાનું મન તેટલી કલ્યાણ-બુદ્ધિ ઓછી, તેટલો ધર્મ ઓછો. ધર્મનું પહેલું ચિહ્ન ઔદાર્ય છે. દેવામાં કલ્યાણબુદ્ધિ માને, પછી દે પોતાની શક્તિ પ્રમાણે: દાનને ધર્મનું ચિહ્ન કહ્યું, કારણ કે દેવાનો આધાર તો શકિત પર અવલંબેલો

છે. ઔદાર્યની ભાવના છતાં પ્રવૃત્તિ બધાની સરખી થવી મુશ્કેલ છે, તેમજ જગતમાં બધા કાર્યમાં બધાની તેવી ભાવનાવાળાની બુદ્ધિ સરખી ચાલે તેમ નથી ઘણા છોકરાને માબાપ દોરીને, રોવડાવીને, ટાંગાટોળી કરીને નિશાળે લઇ જાય છે. રમત છોડવી પડે છે તે છોકરાને આકરું લાગે છે તેવી રીતે આ જીવને સ્વાર્થ છોડવો અને પરમાર્થ આગળ કરવો તે પણ ઘણું જ આકરું લાગે છે.

**ધર્મનાં ચાર ચિહ્નો ! ! !**

છોકરા નિશાળે માબાપના કહેવાથી જાય છે, તેમ ધર્મના તમામ રસ્તા આપણે સમજી ગયા હોઇએ એવું બને નહિ. પહેલવહેલાં આપણે અજ્ઞાન હોઇએ તો કઇ રીતિએ ધર્મ કરવો ? છતાં ધર્મિષ્ટોના કહેવાથી ધર્મ કરાય, તેમને ધર્મ કરવાનું ના કહેતાં મનમાં સંકોચ થાય તેનું નામ **દાક્ષિણ્ય.** આ જેઓમાં હોય તેઓમાં ધર્મનું બીજું ચિહ્ન છે તેમ સમજવું. દાક્ષિણ્ય સારું અને ખોટું બેય કામ કરાવે. પાડોશીએ ખોટો દસ્તાવેજ લખ્યો હોય ત્યાં શરમ કે લાલચ ખાતર શાખ કરાય તે ધર્મનું ચિહ્ન નથી, પણ દાક્ષિણ્ય શબ્દનો દુરુપયોગ ન થાય માટે આગળ જણાવે છે કે ધર્મનું ત્રીજુ ચિહ્ન **પાપ જુગુપ્સા** છે આ ત્રીજા ચિહ્નવાળો આત્મા, જ્યાં પાપ જાણે, સમજે કે સાંભળે કે તરત તેની, અને તેના માર્ગની નિંદા કરે. અનાદિના અજ્ઞાનથી થયેલા પાપને પણ આપણે શ્રી તીર્થંકરદેવની વાણી અનુસાર, તે પાપની નિંદા કરવાપૂર્વક દૂર કરી શકીએ છીએ. ધર્મના ત્રીજા લક્ષણવાળો આત્મા પાપના કોઈપણ કાર્યને મન, વચન, કાયાથી અનુમોદે નહિ અને પાપકાર્યોની ત્રિવિધ ત્રિવિધ નિંદા કરે.

બાહ્ય સ્નાન જેમ શરીર પરના કચરા સાથે કસ્તુરીના વિલેપનને પણ ધોઈ નાખે છે, તેમ અજ્ઞાન જીવ પાપ–પુણ્યની વહેંચણી ન કરી શકવાના કારણે પાપને પુણ્ય તથા પુણ્યને પાપ કહી પાપની નિંદા કરતાં પુણ્યની નિંદા પણ કરી દે છે, કારણ કે તેનામાં નિર્મળ બોધ નથી : માટે ધર્મનું ચોથું ચિહ્ન **નિર્મળબોધ** છે. નિર્મળબોધ જેને થાય તે આત્મા પુણ્યને પુણ્ય, પાપને પાપ, આશ્રવને આશ્રવ, બંધનને

બંધન, ભવકારણુને ભવકારણ તરીકે વસ્તુને યથાર્થ સ્વરૂપે સમજી શકે છે. નિર્મળબોધમા કોઈની સાક્ષી લેવી પડે તેમ નથી.

**આત્મામાં ધર્મ થયો છે કે નહિ તે જાણવાનાં, તેની સિદ્ધિનાં, પ્રતીતિનાં આ ચિહ્નો છે. આ ચિહ્નો તરફ દિલ ન લાગતું હોય તો આત્મામાં ધર્મ થયો નથી એમ સમજવું.** ધર્મનુ પાંચમું ચિહ્ન 'લોકપ્રિયપણુ' છે પણ એ ચિહ્ન નિયમવાળું નથી, એટલે ત્યાં 'પ્રાયઃ' શબ્દ મૂકયો અર્થાત્ એ ચિહ્ન ઘણાભાગે હોય. વિવેકી મનુષ્યને તે વહાલો જ લાગે, આવા સુંદર સમાન ગુણવાળાને દેખી તેવા ગુણવાળા સજ્જનો રાજી થાય માટે ધર્મનાં ચાર ચિહ્નો ધરાવનારો પ્રાયઃ લોકપ્રિય હોય એટલે ઘણું કરીને ત્યાં પાંચમું ચિહ્ન પણ હોય. જો આત્મામાં પૂર્વે કથન કરેલાં આ પાંચ ચિહ્નો પોતામાં જણાય તો સમજવું કે આત્મામાં ધર્મની અસર થયેલી છે, કારણ કે આ ધર્મ પ્રતીતિ કરવાનું માપકયંત્ર છે. આ રીતે ધર્મનાં ચિહ્ન જાણી, ધર્મને ટકાવવા, વધારવા શુભ ઉદ્યમ કરશે તે આ ભવ–પરભવ કલ્યાણની પરંપરા પામી છેલ્લે મોક્ષના શાશ્વત્ સુખને વિષે વિરાજમાન થશે.



- બીજાઓ પોકાર કરીને કહે છે કે અમારી પરીક્ષા ન કરવી. તેમ જ અમારા આગમોની પણ પરીક્ષા ન કરવી તો પણ જનતાનું ભોળપણ આશ્ચર્ય છે કે મોક્ષની ઇચ્છા હોવા છતાં તેઓની પાસે સરળ ભાવે દોડી જાય છે.

o o o

- દેવ, આગમ, ધર્મ અને ગુરુઓને હે પ્રાણી! જો તું હંમેશાં અહીં મુક્તિ માટે આરાધતો હોય તો જેઓ ક્લેશના સમૂહથી રહિત હોય તેઓની સેવા કર, કારણ કે સાધ્ય મોક્ષપદ તેને અનુકુળ હોય તે સેવવા જોઈએ.





# જ્ઞાની
## એટલે
# તરી શકે અને તારી શકે

[ કષાયોનું પાતાળપણુ, દાનરુચિ, મધ્યમ ગુણોની પ્રાપ્તિ વગેરે સદ્‌ગુણોથી મનુષ્યપણું મળી શકે છે પુણ્ય-પાપ આપણે લાવી કે કાઢી શકતા નથી. પણ પુણ્ય અને પાપના બંધ થવાનાં કારણોને સ્વીકારીએ તો પુણ્ય-પાપ આપોઆપ બંધ થાય છે.

આ જીવ મોહમાયાની મદિરામાં એવો મસ્ત બન્યો છે કે સ્ત્રી, પુત્ર, સંપત્તિ બધાને દેખે છે પણ પોતાને ઓળખતો નથી

કસ્તુરીઓ મૃગ કસ્તુરી માટે દોડાદોડ કરે છે. પણ કસ્તુરી પોતાની પાસે છે, તેનો ખ્યાલ તેને નથી. તેમ જીવ પુણ્ય-સુખ માટે ધમપછાડા મારે છે, પણ સુખનાં સાધનો પોતાનામાં છે તેનુ ભાન તેને નથી.

અપલક્ષણ મેળવવા નિશાળો રાખવી પડતી નથી સારાં લક્ષણો માટે જ નિશાળની જરૂર છે. જીવને ઠેકાણે લાવવા માટે જ જિનેશ્વરના ઉપદેશની જરૂર છે.

જીવનમાં ભાવદયા ન આવે ત્યાં સુધી 'ખાળે ડૂચા અને દરવાજા ખુલ્લા' જેવું છે.

માનવભવ દુર્લભ છે. આ ભવમાં જ ઉદ્ધરવાનો માર્ગ મેળવી શકાય તેમ છે પાપથી મૂંઝો તો પણ માનવભવ સાર્થક છે. જ્ઞાની તે કે જેના આત્માના જ્ઞાન પરિણમ્યું હોય ]

ज्ञानी क्रियापरः शान्तो भावितात्मा जितेन्द्रियः ।
स्वयं तीर्णो भवाम्भोधेः परांस्तारयितुं क्षमः ॥

### જેવું કારણ તેવું કાર્ય

શાસ્ત્રકાર મહારાજા શ્રીમન્ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી મહારાજ શ્રી ભવ્યજીવોના ઉપકાર માટે અષ્ટકજી નામના પ્રકરણની રચના કરતાં આગળ સૂચવી ગયા કે સંસાર એ એક સમુદ્ર છે : સમુદ્રમાં

ગયેલી ચીજ હાથ આવતી નથી તેમ સંસાર–સમુદ્રમાં મેળવેલું મનુષ્યપણું ગયું તો તો ફરીને મળવું ઘણું મુશ્કેલ છે. એ મુશ્કેલીનું સ્વરૂપ, કારણ વગેરે સમજવું જોઈએ. મનુષ્યત્વપણું ક્યારે મળે ? પ્રકૃતિએ કષાયોનું પાતાળપણું, દાનરૂચિપણું તથા મધ્યમ ગુણોની પ્રાપ્તિ થાય ત્યારે જ મનુષ્યપણું મળી શકે. **ઇચ્છા રાખ્યા માત્રથી કાંઈ કાર્યની સિદ્ધિ પ્રાપ્ત થતી નથી.** તે ઇચ્છા હો અગર ન હો પણ **કારણો મળે તો જ કાર્યસિદ્ધિ થાય છે.** જો એમ ન હોય તો દુઃખ, દુર્ગતિ, કે પાપની કોઈ ઇચ્છા કરતું નથી છતાં જીવને એ ક્યાંથી વળગે છે ?

કોઈ રોગને ઇચ્છતું નથી, તમામ આરોગ્યને ઇચ્છે છે છતા રોગી કેટલા નજરે પડે છે ? રોગની ઇચ્છા ન હોવા છતાં પણ રોગનાં કારણો મળે તો રોગ જ થાય : આરોગ્યતા પણ આરોગ્યતાનાં કારણો મળે તો જ સાંપડે. ઇચ્છા સુખની હોય છતાં કારણો દુઃખનાં મળે તો દુઃખ જ નીપજે, નહિ તો જગત્‌માં દુઃખની ઇચ્છા કોને છે ? સર્વને સુખની જ ઇચ્છા છે ! ઇચ્છા સદ્‌ગતિની છતાં તેનાં કારણો ન મેળવીએ તો તે ક્યાંથી મળે ? સદ્‌ગતિની ઇચ્છા છતાંયે કારણો મેળવીએ દુર્ગતિનાં તો સદ્‌ગતિ ક્યાંથી મળે ? દુર્ગતિ જ મળે.

### મનુષ્યદેહની પ્રાપ્તિ

કેટલાયે જીવો કાગડા, કૂતરા, બિલાડા, પાડા, બળદ, કીડી, મંકોડી, ફળ, ફૂલ વગેરેનાં અવતાર (યોનિ)માં છે : એ જીવો મનુષ્ય ન થયા અને આપણે થયા તેનું કારણ શું ? જેવા જીવ આપણે છીએ તેવા તેઓ પણ જીવ જ છે ને ? છતાં આપણને મનુષ્યપણું, આર્યક્ષેત્ર, ઉત્તમ જાત, કુળ વગેરે બધું મળ્યું અને એ જીવોને મનુષ્યપણું ન મળ્યું તેમાં કાંઈ કારણ તો ખરું કે નહિ ? એ જીવોએ મનુષ્યપણું પામવા યોગ્ય કારણો મેળવ્યા નહિ, તેથી તેઓ મનુષ્ય ન થયા અને આપણે તેવાં કારણો મેળવ્યાં માટે મનુષ્ય થયા; આ પેઢી (મનુષ્યપણાની) કઈ સિલિકથી ઊભી કરી ? મનુષ્યપણાની ગતિ, આયુષ્ય, પંચેંદ્રિયપણું વગેરે જ્યારે નીપજાવ્યાં (ઊભાં કર્યાં)

ત્યારે આ પેઢી ઊભી થઈ: અહીં આવ્યા પહેલાં આપણે માબાપને કે માબાપ આપણને ઓળખતા નહોતા. જ્યાં આપણે જન્મ લીધો છે ત્યાં શું માબાપ વગેરેને પસંદ કરીને આપણે આવ્યા છીએ ? કે આપણને માબાપે પસંદ કર્યા છે? મનુષ્યપણાની ગતિ અને આયુષ્ય બાંધ્યાં તેથી મનુષ્ય માતાની કુખે અવતર્યાં

**જેવાં કર્મ તેવી ગતિ** આદિ સમજવાં. 'કર્મ કર્મ' એવા શબ્દો પોકારીએ પણ એનું સ્વરૂપ. પ્રકાર, પરિણામાદિ ન જાણીએ તો શું વળે ? સારાં કર્મોથી સારી ગતિ આદિ. નઠારાં કર્મોથી નઠારી ગતિ આદિ થાય. કર્મ પકડીને લવાય કે કાઢી મુકાય તેવી ચીજ નથી. મનુષ્યપણાનું કર્મ લાવ્યું (પકડીને) આવતુ નથી કે કાઢયું જતું નથી, તો તેને લાવવાનો અગર કાઢવાનો વિચાર નકામો છે પણ કેટલીક વખત એમ બને છે કે તેનાં કારણોને લાવવાની તથા કાઢવાની શક્તિ આપણી હોય છે દીવાના અજવાળાને મૂઠી ભરીને કે ઘડામાં ભરીને આપણે લાવી શકતા નથી કે સુપડાથી કે સાવરણીથી કાઢી શકતા નથી, છતાં પણ અજવાળું લાવવાનાં તથા કાઢવાનાં કારણો આપણા હાથમાં છે. જ્યારે જ્યારે અજવાળાની જરૂર પડે ત્યારે ત્યારે દીવો કરીએ અને ન જોઈએ ત્યારે ઓલવી નાખીએ: તેવી રીતે પુણ્ય–પાપ લાવી કે કાઢી શકીએ તેમ નથી પણ તેનાં કારણ તરીકેની પ્રવૃત્તિ કરીએ તો પુણ્ય–પાપ આપોઆપ આવે અને ચાલ્યાં જાય. જેમ દીવો કરવાથી તથા ઓલવવાથી અજવાળુ તથા અંધારું આપોઆપ આવે અને ચાલ્યા જાય છે.

### સ્વરૂપ તથા સંપત્તિનો ખ્યાલ

મનુષ્યભવરૂપી આ પેઢીમાં, થેલીમાં સિલિક શી છે ? આયુષ્યની અપેક્ષાએ શી સ્થિતિ છે? તે વિચારો. એક શેઠનો છોકરો છત્રીસ હજાર રૂપીઆ લઈ મુંબઈ ગયો અને ત્યાં તેણે તે સિલિકથી પેઢી ખોલી, મુનિમ રાખ્યો, પેઢી મુનિમને સોંપી. કેટલેક દિવસે તેના ગામનો એક ગૃહસ્થ આવ્યો, પેલા શેઠના છોકરાને પૂછયું કે–'ભાઈ, પેઢી કેમ ચાલે છે ?' તેણે કહ્યું: 'મુનિમ ચલાવે છે.' ગૃહસ્થે શિખામણ

આપી કે '**હાથનું બાળ્યું ને પરનું સમાયું**'!' માટે તારે કાંઈ ધ્યાન રાખવું જોઈએ. આથી શેઠનો છોકરો દુકાન પ્રત્યે પોતાની બેદરકારી માટે શરમાયો અને ચોપડા લઈ વહીવટ જોવા બેઠો: ને જોતાં તેને માલુમ પડ્યું કે આઠ હજાર રૂપીઆ તો એવા ઇસમો (આશામીઓ)ને ધીરવામ. આવ્યા છે કે જેનું નામનિશાન નથી. અઢારથી વીસ હજારનું લેણું, દેણદાર કબુલે છે પણ સિલિકમાં (ઘેર) તેટલાં નળિયાં પણ નથી. હવે બાકીના આઠ હજાર રૂપિયા જેઓની પાસે લેણા છે, તેઓ છે સદ્ધર, પણ એક રહે ઘાટકોપર તો એક રહે પરેલ, ત્યારે એક રહે પાલવા બંદર રૂપિયો ખર્ચે ત્યારે રૂપિયો આવે, એ કેમ પાલવે? વિચારો કે આ વેપારીની વલે શી?

એ જ રીતે મનુષ્યભવ ધારણ કરનાર જીવ (આ વેપારી) વધારેમા વધારે છત્રીસ હજારની મૂડી લઈ આવ્યો છે: એને સમજણો થતાં અઢાર–ત્રીસ વર્ષ પસાર થઈ જાય છે. પોતાની સિલિકનું ભાન થવામાં તેટલો વખત પસાર થાય છે. પચાસ સાઠ વર્ષની વય પછી ધાર્મિક જ્ઞાન મેળવવાનું મન થાય પણ પછી મળવું ઘણું મુશ્કેલ છે. દુનિયાદારી (કક્કા)નું જ્ઞાન પણ બાળપણમાં મળ્યું તે મળ્યું: જો તે વયમાં ન ભણ્યો અને વય વધી ગઈ તો આવતી જિંદગીએ એ વાત ગઈ! રીઢા ઘડે કાઠા ચડે? ન ચડે.

જેમાં આ જીવ રાત્રિદિવસ તલ્લાલીન છે, તેવી દુનિયાદારીના જ્ઞાનને મેળવવા પણ પચાસ વર્ષ પછી કોઈ તૈયાર થતો નથી (કેમકે પછી જ્ઞાન પ્રાપ્ત થવું મુશ્કેલ છે) તો તે વયે ધાર્મિક જ્ઞાન મેળવા માગે તો ક્યાંથી પ્રાપ્ત થાય? હવે રહ્યા વીસથી ત્રીસ: એક દિવસે બે દિવસનુ આયુષ્ય કોઈ ભોગવી શકતો નથી: એક ભોગવાય ત્યારે બીજું મળે, પાંચમનું આયુષ્ય ભોગવાય ત્યારે છઠ્ઠનું આયુષ્ય મળે છત્રીસ હજારના માલનું શું થાય છે તેનું કાંઈ ભાન છે?' દારૂડીઓ જેમ મૂર્છા ખાઇને પડી રહ્યો હોય, તેને જગતનું ભાન હોતું નથી તેમ આ આત્માને પણ પોતાનું, પોતે કોણ છે તે, પોતાની પરિસ્થિતિનુ, તેમજ પોતે કયાં અને શાથી પડયો એનું

ભાન નથી; મોહમદિરાના છાકમાં છકેલા આ જીવને પોતાના સ્વરૂપનો તથા પોતાની સંપત્તિનો ખ્યાલ જ નથી.

### ખરેખરી (મોટામાં મોટી) ખામી !

દુનિયામાં આંખ એ રતન ગણાય છે. આખ ખરી ઉપયોગી ચીજ છે છતાં એ આંખમાં રહેલી મોટામાં મોટી બદી આપણા ખ્યાલમાં નથી. આંખ આખા જગતને દેખે, પાટડો, બારી, જાળી, ગોખલા બધુ દેખે, પણ પોતાને ન દેખે; તેવી રીતે આ જીવ મોહ-માયાની મદિરામાં એવો મસ્ત બન્યો છે કે બાલપણમાં મા, બાપ, ભાઈ વગેરેને દેખે છે, રમતો થયો એટલે ગોઠિયાને દેખે છે, ભણતો થયો એટલે વિદ્યાર્થીઓને દેખે છે, પરણ્યો એટલે સ્ત્રીને દેખે છે અને પરિવારવાળો થયો એટલે પુત્રપુત્રી વગેરેને દેખે છે અને છેલ્લે મરણ વખતે શરીરને (જડજીવનને) ઝંખે છે પણ પળવાર પણ જીવ પોતાને નથી દેખતો કે નથી ઝંખતો. આ આત્માએ આખી જિંદગી બીજું બધું તપાસ્યું પણ પોતાને ક્યારે તપાસ્યો ? "હું કોણ ? મારું શું થશે ? હું શું લઈને આવ્યો હતો ? શું મેળવ્યું ? શું ગુમાવ્યું ? શી દશા ? આ દશા શાથી ?" એવું ક્યારે વિચાર્યું ?

ઉડાઉ માણસ કોથળી સામે જોતો નથી, એ તો ખરચે જ જાય છે; છેવટે કોથળી ખાલી થયેથી ટાંટિયા ઘસવા વખત આવે છે. તેવી રીતે આ જીવ પણ આયુષ્યને ભોગવે જ જાય છે, વેડફે જ જાય છે પણ નવી આવકનો વિચાર સરખો કરતો નથી. દુનિયામાં જે માત્ર ખર્ચવાની જ વાતો કરે છે અને આવકની વાતો નથી કરતો તે છેલછબીલા જેવો ગણાય છે. આ જીવની પણ એ જ દશા છે. આવી દશાવાળાને આવક ગમતી નથી એમ નહિ પણ આવકના રસ્તા ખબર તો પડવા જોઈએ ને ! તેમ મનુષ્યપણામાંયે જીવને પુણ્યના રસ્તા જાણવા તો જોઈએ ને ! પુણ્યના રસ્તા બહારથી લાવવાના નથી પણ પોતાના આત્મામાં જ છે.

કસ્તુરીઓ મૃગ પોતાની દૂંટીમાં રહેલી કસ્તુરીની ગંધથી તે લેવાને બહાર દોટ મૂકે છે. પણ બહાર હોય તો મળે ને ? તે નિરાશ

થઈને બેસે છે, વળી ગંધ આવે છે, વળી ફરી દોટ મૂકે છે; તેવી જ રીતે મનુષ્યની પુણ્યપ્રકૃતિ બાંધવાની તાકાત પોતાની પાસે જ છે; કાંઈ બીજા પાસેથી લાવવાની નથી. જૈનેતરોમાં તો એવી માન્યતા છે કે ઈશ્વર ધારે તો પોતાની મરજી મુજબની ગતિમાં જીવને મોકલે પણ જૈનદર્શનમાં એવી માન્યતા નથી. ગતિની પ્રાપ્તિ કર્મને આધારે જ છે, કરેલા કર્મોની જવાબદારી–જોખમદારી જીવને પોતાને જ શિર છે.

### ઈશ્વરનો ઉપદેશ ઉપકારક

તમારામાં (જૈનદર્શનમાં) ઈશ્વર પ્રસન્ન થઈને દેવલોક આપવાનો નથી. જ્યારે ઈશ્વર દેવલોક આપવાનો નથી તો તેની ભક્તિ શા માટે કરવી? આવી શંકા બાળકને થાય એ સ્વાભાવિક છે, માટે તેને ઉપાલંભ આપવાનો નથી પણ એ શંકાનું સમાધાન કરવું જોઈએ નાનાં બાળકોને જ્યાં સુધી તેના સંસ્કાર દૃઢ ન થાય ત્યાં સુધી મા–બાપે ઉત્તર દેવાની છૂટ રાખવી જોઈએ.

ચાલતાં ચાલતાં એક મનુષ્યને વિચાર થયો કે, 'પદાર્થ જોવા માટે આંખ છે તો અજવાળાનું કામ શું? અજવાળું અછતા પદાર્થને બતાવવાનું નથી કે છતા પદાર્થને ઓળખાવવાનું નથી તો અજવાળાની શી જરૂર? આ શંકાનું સમાધાન પણ સ્પષ્ટ છે. આંખ ચોખ્ખી હોય, પદાર્થ પણ સાફ હોય છતાં અજવાળા વિના દેખાય નહિ તેમ સ્વર્ગાદિનાં કારણો પણ આપણને પરમેશ્વરના ઉપદેશ રૂપ પ્રકાશથી જ માલૂમ પડે છે. જેમ પદાર્થના અવલોકનમાં પ્રકાશ આવશ્યક છે તેમજ સ્વર્ગ, મુક્તિ આદિનાં કારણો બતાવવામાં, સંવર નિર્જરા પુણ્યના ઉપાય બતાવવામાં શ્રી જિનેશ્વરદેવોનો ઉપદેશ પરમ આવશ્યક છે

અહીં વળી શંકાને સ્થાન છે કે અજવાળાથી જેમ સારા પદાર્થો દેખાય તેમ ખરાબ પણ દેખાયને? તેમ શ્રી જિનેશ્વરદેવનો ઉપદેશ સ્વર્ગાદિનાં કારણો બતાવે તે સાથે નરકાદિનાં પણ બતાવે ને?

વાત ખરી. કાંટો વાગવામાં અજવાળું કારણભૂત નથી પણ ચાલવું એ જ કારણભૂત છે અર્થાત્ કંટાથી બચવું હોય તો અજવાળું જ

કામનું છે, કેમ કે અજવાળું કાંટાથી બચાવનારું છે: તેવી રીતે આ જીવ પાપની પ્રવૃત્તિમાં, માયા મમતામાં, મોહમાં પોતાની મેળે જ લાગેલો–વળગેલો છે, તેમાં એને કાંઈ શીખવવું પડતું નથી. જગતમાં કરોડો નિશાળો, શિક્ષકો અને પુસ્તકો છે; કોઈ લુચ્ચાઈ લફંગાઈ શીખવે છે? ના! તો દુનિયામાં લુચ્ચાઈ વગેરે ભારોભાર કેમ દેખાય છે? કહો કે દેખી દેખીને શીખાય છે. સામાને અનીતિ કરતો દેખવાથી જીવને અનીતિ ઝટ ચોંટે (વળગે) છે; નીતિ કરનારને દેખવાથી નીતિ ચોંટતી નથી.

તાત્પર્ય એ છે કે ડગલે ડગલે વિંધાવાનું છે, બચવાનું માત્ર અજવાળાની મદદ હોય તો જ! પાપમાં પ્રવર્તવું, અધર્મ આચરવો એ તો ડગલે ને પગલે છે. પુણ્ય, નિર્જરા તથા મોક્ષમાર્ગના આદરમાં જ વાર લાગે છે. કોઈને સામાયિક કરતો જોઈને કેટલા સામાયિક કરવા ભેગા થયા? કોઈ નહિ. બે–ચાર જણા લડે ત્યાં લોકો તરત ભેગા થાય છે અને કલાક–દોઢ કલાક ખાસ્સા ઊભા રહે છે, તેમાં શું મેળવે છે? અપલક્ષણમાં તમને તરત નોતરું દેવું પડતું નથી. જ્યારે સુલક્ષણ તરફ નોતરું દેવા છતાંયે આવતા નથી! અપલક્ષણ તરફ તો પાણીના રેલાની જેમ પ્રવાહ (ગતિ) રહેલ જ છે. આરંભ, પરિગ્રહ, વિષય, કષાય તરફ તો સૌ તૈયાર જ છે!

**શ્રી જિનેશ્વરદેવોની ભક્તિનું વિધાન**

આ જીવ વગર ઉપદેશે અંધારામાં આથડવાની ધમાલ તો ચાલુ કરી રહેલો છે. એની વલે શી? એને બસ માત્ર ખાવુ પીવું, મોજ-મજા માનવી વગેરે દુનિયાદારીની જ પ્રવૃત્તિ સૂઝે છે પણ પોતે કોણ? પોતાની દશા કઈ? તેવી દશા શાથી થઈ? એ કેમ દૂર થાય? વગેરે વિચાર આ જીવને ક્યારે આવ્યો? આ વિચાર જ્યારે આવે ત્યારે તે ભાવદયા સમજવી.

ભાવદયા અને દ્રવ્યદયામાં મોટો ફરક છે દ્રવ્યદયા સમજુ અને અણસમજુ બન્ને કરી શકે છે. કોઈને વાગ્યું હોય તો તે જોઈને મુસલમાનને પણ દયા આવશે. દ્રવ્યદયાના વિચારો તો ક્રૂર જાતમાં

પણ છે પણ આત્માના વિચારો ક્યાં ? ખાળે ડૂચા અને દરવાજા ખુલ્લા ! અર્થાત્ પૈસા બચાવવા માટે અબજોનું પાણી કરનાર આ આત્મા છે. એક જીવનના બચાવ માટે આટલો ઉદ્યમ છતાં અનંતા જન્મમરણનાં કારણોથી કંટાળતાયે નથી !

સૌ જીવવા ઇચ્છે છે; મરણથી બધા ડરે છે પણ તે ચાલુ મરણથી. બાકી તો અનેક મરણોની સામગ્રી તૈયાર કરે છે. મોહનીય કર્મની સીત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ બાંધે તેમાં કેટલાં વર્ષ જોઈએ ? તેત્રીશ સાગરોપમે એક મરણ તો ચોક્કસ જ છે. સીત્તેર કોડાકોડી સાગરોપમ સુધી થવાવાળા જન્મમરણનો પાર નથી. દેવ, ગુરુ, ધર્મ એ ત્રણ તત્ત્વ સિવાય બીજો વિચાર મનમાં લાવે નહિ પણ તે ક્યારે ? સીત્તેર સાગરોપમના મરણથી ડર્યા ત્યારે ? ભાવદયા એ જ. આ બિચારા જ્ઞાનાવરણીયાદિ કર્મના ઝપાટામાં પડ્યા છે તેમાંથી બચે કેમ તેવો વિચાર તે ભાવદયા. પણ જે પોતાનું શરીર ન દેખે તે પારકું શી રીતે દેખે ? પોતાની સ્થિતિનો જેને ખ્યાલ નથી તે પારકી સ્થિતિ શી રીતે દેખે ? પોતાની સ્થિતિનો જેને ખ્યાલ નથી તે પારકી સ્થિતિ શી રીતે જોઈ શકે ? તે ભાવદયા આવવી ઘણી મુશ્કેલ છે. આ ભાવદયા ન આવે ત્યાં સુધી 'ખાળે ડૂચા અને દરવાજા ખુલ્લા' જેવી દશા છે.

એક આ ભવના મરણથી બધા ડરે છે પણ અનંતા મરણનો ડર નથી ! જ્યાં સુધી આ સંબંધી વિચાર નથી તો તેમાં પ્રવૃત્તિ તો થાય જ શી રીતે ? જિનેશ્વરદેવનાં વચનો જીવ જાણે કે ન જાણે તોયે તેની પાપપ્રવૃત્તિ તો ચાલુ જ છે સંસારવૃદ્ધિનાં, સંસારના અંતનાં કર્મ આવવાનાં તથા રોકવાનાં વગેરે રસ્તા ઇશ્વર બતાવે છે તેથી તેમનો ઉપકાર છે. તેમને પૂજવા, આરાધવાનું એક જ કારણ છે. દીવામાં તેલ પૂરો એટલે દીવો શું કરે છે ? એ કાંઇ કચરો કાઢે છે ? ના ! પણ દીવાના પ્રતાપે કચરો કાઢી શકીએ, હીરો પારખી શકીએ અને સોનું-રૂપું જોઈ શકીએ છીએ. દીવો ગુલ થયો એટલે હીરા તથા કાચમાં, સાચા અને ફૂટકિયા મોતીમાં, સોના, રૂપા અને પિત્તળ, કલાઇમાં ફરક કયો ? પદાર્થ દીવાથી જોઈ શકીએ માટે તેમાં તેલ

બાપે આ છોકરાઓને કાઢી મૂકયા; હવે એ છોકરાઓ વેડફાઈ ગયેલો વીસ ક્રોડનો એ ઝવેરાતનો માલ પાછો કયાંથી લાવે ?

શાસ્ત્રકાર કહે છે કે દેવનું આરાધન કરે, દેવ સંતુષ્ટ થાય તો હજી દેવતાઈ ચમત્કારથી માલ પાછો લાવવાનુ બને પણ આ મનુષ્યભવ મળવો ઘણો જ મુશ્કેલ છે. ગયેલો મનુષ્યભવ અપાવવાની તાકાત દેવતામાં પણ નથી. આહાર, શરીર, ઇંદ્રિયો, વિષયો, વિષયોના સાધનો અને આબરૂ–આ છ વાતમાં જો મનુષ્યભવ હારી ગયા તો ફરી દેવસહાયે પણ એ મળી શકે તેમ નથી. જો દેવતામાં એ સામર્થ્ય હોય તો એ દેવો પોતે એકેંદ્રિયમાં શું કામ જાય ? **તે જ જ્ઞાની કે જેના આત્મામાં જ્ઞાન પરિણમ્યુ છે, અને પોતે તરી બીજાને તારવાને સમર્થ છે.**

દેવતાથી પણ ન આપી શકાય તેવા દુર્લભ મનુષ્યભવથી કાર્ય કરવાનું શુ એ વિચાર્યું ? આ ચાલુ પંચાત તો દરેક ભવમાં કરી છે. સ્થાનનાં, ધનમાલનાં, કુટુંબકબીલાનાં રક્ષણ તો ભવે ભવે ઘણાંએ કર્યા તિર્યંચના ભવમા પણ એ તો કર્યું, આ ભવમાં વધારે શું કર્યું ? આહાર, શરીર, ઇન્દ્રિયો, વિષયો એ તો ત્યાં પણ હતા. સંસારસમુદ્રથી ઉદ્ધરવાનો માર્ગ તો કેવળ અહીં જ મેળવી શકાય તેમ છે. એ માર્ગ શી રીતે પ્રાપ્ત કરાય ? પહેલાં તો જડ ચેતનનો વિભાગ કરવાનું જ્ઞાન મેળવો. પોતાનુ મનપસંદ જ્ઞાન તેને જ્ઞાન ન સમજવું. આથી પુસ્તકના જ્ઞાનનો અનાદર કરવાનું કહેતો નથી. કેસેટમાં ઊતરેલાં સ્તવનો, ચૈત્યવંદનો, પદો એ કોનું કલ્યાણ કરે ? એમાં કેસેટને કાંઈ લેવાદેવા નથી, કેમકે એ જડ છે, તેમ આ આત્મા જડ–ચેતનના વિભાગને ન સમજે, કર્મબંધન તથા કર્મના અંતના ભેદને ન જાણે, સંસાર અને મોક્ષના સ્વરૂપનું અંતર ન અવલોકે ત્યાં સુધી તેનુ જ્ઞાન કેસેટ જેવું છે.

આત્મામાં જ્ઞાન પરિણમ્યું હોય તો તે આત્મા કઈ સ્થિતિમાં હોય ! અગ્નિથી દઝાય એવું સમજ્યા તો સ્વપ્નમાંયે અગ્નિ દેખો

તો એમાં હાથ ઘાલો છો ખરા ? નહિ ! અગ્નિથી દઝાય એ વાત રૂંવાડે રૂંવાડે સજ્જડ થઈ ગઈ છે. અગ્નિનો તો અશેયે અનુભવ છે પણ સર્પ સામો આવે ત્યારે તેના મોંમા અંગુઠો ઘાલો છો ? સર્પના ડંસનો અનુભવ નથી પણ સાંભળવા માત્રથી જીવને એટલી તીવ્ર અસર થઈ છે કે સ્વપ્નમાંયે તે સાપના મોંમાં અંગુઠો ઘાલતા નથી. સ્વપ્નમાં સાપ આવ્યો; શરીરને વીટાયો એવું દેખાય તે વખતે ભય હાડોહાડ વ્યાપે છે. એ મનુષ્ય એ વખતે કદી જાગૃત થાય તો તે વખતે (જાગૃતાવસ્થામા) ત્યાં કાંઈ સર્પ નથી પણ છતાંએ તેની છાતી ધડકે છે, અંગ ધ્રૂજે છે, સ્વર વિચિત્ર થઈ જાય છે.

સ્વપ્નના આવા દૃશ્યની જો આટલી અસર થાય છે તો જેણે શાસ્ત્ર દ્વારા પાપનાં ફળ શ્રવણ કર્યાં છે, દેખ્યાં છે (શાસ્ત્ર પર અટળ શ્રદ્ધા છે, શાસ્ત્રમાં આત્મા–પરિણત છે), તે પાપથી કેમ ધ્રૂજે નહિ ? અવશ્યમેવ ધ્રૂજે અને ધ્રૂજે જ ! જેટલો ધ્રૂજારો ઓછો તેટલી શ્રદ્ધા ઓછી ! તદ્દન નાનું બાળક સાપથી પણ ડરતું નથી. કારણ કે તેને સાપના નુકસાનની ખબર નથી તેમ જેને પાપની ખરી શ્રદ્ધા થઈ ન હોય તેને પાપનો ધ્રૂજારો કયાંથી હોય ? જેને સાપના ડરની માલુમ છે તે ખોટા સાપથી પણ ડરી જાય છે, 'સાપ નીકળ્યો' એ શબ્દ શ્રવણ માત્રથી ચમકે છે, તેમ પાપ તથા તેના ફળની માહિતીવાળો 'પાપ' શબ્દથી પણ ધ્રૂજી ઉઠે ! આના બદલે આપણી પરિસ્થિતિ શી છે તે વિચારો ! પાપનો ડર તો નહિ પણ પાપમાં પ્રવર્તન છતાયે 'અમે કેવું કર્યું ?' આવું ગુમાન ! પાપની પ્રેમપૂર્વક પ્રશંસા ! અરે ! પાપને પાપ ગણાવનારની પણ મશ્કરી કરે ! આવો પોથાં જ્ઞાની પણ શા કામનો ? શ્રી જિનેશ્વરદેવ પાપની આ દશા બતાવે છે. આ જાણીએ છતાં પાપમાં રાચીએ, પાપની દુર્ગંછા ન કરીએ એ દશા કઈ ?

**જ્ઞાની તે કે જેના આત્મામાં જ્ઞાન પરિણમ્યું હોય.**

ધુમાડાના ગોટાથી જેમ અગ્નિનું અનુમાન થાય તેમ ક્રિયાની પ્રવૃત્તિના આધારે ત્યાં જ્ઞાન હોવાનું મનાય જે ક્રિયામાં તત્પર હોય તે જ્ઞાની; નહિ તો એ દુનિયાદારીના વકીલ. સજા થાય તો આરોપીને

પૂરીએ છીએ. જો દીવો ન હોય તો અંધારામાં ધોળું અને કાળું બધુંયે સરખું છે. તેમ શ્રી જિનેશ્વરદેવનો ઉપદેશ ન મળ્યો હોત તો કર્મના તથા મોક્ષનાં કારણોનો ભેદ સમજાત જ કયાંથી? આ જ કારણે શ્રી જિનેશ્વરદેવની ભક્તિરૂપી દીપક પ્રદીપ્ત (જાજ્વલ્યમાન) રાખવો જોઈએ; શ્રી જિનેશ્વરદેવની ભક્તિનું વિધાન એટલા માટે જ છે.

### મનુષ્યભવ અતિ દુર્લભ

કરેલાં કર્માનુસારે જ ગતિ મળવાની છે. જો આપણે કૃત્યો ખરાબ કરીએ તો સદ્‌ગતિએ મોકલવાની ઈશ્વરની તાકાત નથી. સદ્‌ગતિ–દુર્ગતિ સારાં–નરસાં કર્મને આભારી છે. નરભવરૂપી પેઢીમાં ધમધોકાર વેપાર ચલાવીએ છીએ. આ પેઢીમાં ત્રણ રકમો જમા છે :

૧ 'पयइ तणुकसाओ'

२ दानरुइ

३ सज्झिम गुणो अ

આ ત્રણ પૈકી 'સ્વભાવે પાતળા કષાયો' એ એક રકમ : જેના કષાયો પાતળા હતા તે જ મનુષ્યપણામાં આવેલા છે. ત્યારે પ્રશ્ન થશે કે એકેંદ્રિય માત્રને કષાયો પાતળા છે તો તે મનુષ્ય કેમ નથી થતા? માટે આગળ બીજી રકમ દાનરૂચિપણાની જણાવી

દાન કેવું અને દાનની રૂચિ એ બેમાં આકાશપાતાલ જેટલો ફરક છે. ભરાવા આવનારી ટીપમાં પોતે જાણે કે અમુકે બે હજાર ભર્યા છે માટે પોતાને પણ તેટલા ભરવા પડશે એટલે આખી દુનિયાની પીંજણ પીંજી તેટલા તો ન જ આપે. પંદરસે રૂપીએ પતે એટલે પાંચસો બચ્યા એમ પોતે માને. અહીં જરૂર એણે દાન તો દીધું પણ ભાવના નથી, દાનની રૂચિ ત્યાં નથી. આ રીતે દીધેલા દાનથી મનુષ્યપણું ન મળે. આવાના 'પાંચસેં બચ્યા' એ શબ્દ પર વિચારીએ તો આપેલા પન્નરસેં એળે ગયા!

દાનરૂચિવાળો તો એમ માને કે સંસારરૂપી હોળીમાં બધું સળગી તો રહ્યું છે તેમાંથી કાઢયું એટલું બચ્યું! દીધું (દાન) એટલું બચાવ્યું! પાતળા કષાયોવાળો હોય, દાનરૂચિ ધરાવનારો હોય પણ

તેવોયે લુચ્ચો, નિંદાખોર, કે નિર્લજ્જ ન હોવો જોઈએ. એવા અવગુણી હોય તે મનુષ્યપણું ન બાંધે. લજ્જા, દાક્ષિણ્ય આદિ સદ્ગુણસંપન્ન હોય તે મનુષ્યપણું મેળવી શકે છે.

મનુષ્યભવ દુર્લભ છે એ સમજવું મુશ્કેલ નથી. એક રાજાએ એક વખત પ્રધાન સાથે વિચાર કર્યો કે આ રીતે પ્રજાને લૂંટીને ધન ભેળુ કરવું એ ઠીક નહિ. પ્રધાને સલાહ આપી કે પ્રજાની મૂડી જાણી રાખવી, જેથી આપણને ખપ પડે ત્યારે કામ આવે. રાજાએ પૂછ્યું: 'પણ પારકી મૂડી જાણવી શી રીતે? એમ કાંઈ કોઈ પોતાની મૂડી આવીને જણાવી જાય ખરા?' પ્રધાને એક આબાદ યુક્તિ બતાવી કે જેથી પ્રજા પોતાની મેળે જ આવીને પોતાની મૂડી નોંધાવી જાય. કિંમતી જરિયાન વાવટા કરાવવામાં આવ્યા અને રાજ્ય તરફથી જાહેર કરવામાં આવ્યું કે કોટિધ્વજને તે વાવટો આપવામાં આવશે અને દરબારમાં તેમની બેઠક આગળ રહેશે. આથી લોકો લલચાણા; પોતાની મૂડી બતાવીને વાવટો લાવવા લાગ્યા. એક અનુભવી શેઠે વિચાર્યું કે જરૂર દાળમાં કળું છે. એ ફૂલણજી ન બન્યો, તે કોટિ-ધ્વજ ન ગણાયો, વાવટો ન લાવ્યો અને દરબાર વખતે પોતાની બેઠક પાછળ ગઈ તેની દરકાર કરી નહિ. આ વાત પોતાના ઘરના જુવાનિયાઓ (જુવાન છોકરાઓને)ને ગમી નહિ, પણ પોતાનુ નહિ ચાલવાથી પરાણે મૌન રહ્યા.

એક વખત મોકો (પ્રસંગ) એવો બન્યો કે કામ આવી પડવાથી શેઠ દેશાંતર ગયા. છોકરાઓ એ તકે વાવટો લેવા લલચાણા, વાવટો ત્યારે જ મળે કે નગદ ક્રોડ ભેગા કરવા જ જોઈએ. એટલે પોતાને ત્યાંનો કિંમતી માલ સસ્તે વેચીને પણ તાબડતોબ ક્રોડ ભેગા કર્યા, દરબારને દેખાડીને વાવટો લાવ્યા અને કોટિધ્વજ ગણાયા. શેઠ ઘેર આવ્યા. બનેલા બનાવથી માહિતગાર થયા, દીલગીર થયા. છોકરાઓને ઠપકો આપીને કાઢી મૂક્યા. શેઠે કહ્યું કે: 'નાદાન છોકરાઓ! તમે વીસ ક્રોડની કિંમતના હીરા માણેક રત્નો વગેરેને પાણીના મૂલ્યે કાઢી નાંખ્યા! જાઓ, એ લઈને આવો, પછી ઘરમાં પેસાશે!'

થાય, આરોપી છૂટી જાય તો કાળું મોં ફરિયાદીનું થાય પણ વકીલને કાંઇ લેવાદેવા નહિ, તેવી રીતે માત્ર વાયડી વાતો કરનારા, કોરી લુખ્ખી દલીલો કરનારા પણ પોતાના આત્માને ક્રિયામાં નહિ જોડનારા એ વસ્તુતઃ જ્ઞાની નથી.

**આત્માની પરિણતિએ જ્ઞાન પ્રાપ્ત કરનાર જ્ઞાની સંસારના મોહથી વિરમેલ હોય છે, જિતેંદ્રિય હોય છે, સંવરનિર્જરાને ભાવિત કરનારો હોય છે. તથા આત્માને યાવત્ મોક્ષે પહોંચાડનારો હોય છે. આવો જ્ઞાની, આવો મહાપુરુષ હોય તો જ સંસારસમુદ્રથી તરી શકે છે અને બીજાને તારવાને સમર્થ થાય છે.**



- અનાદિ દુઃખની પરંપરાનું કારણ અનિષ્ટ સંયોગો છે. માટે અનિષ્ટ સંયોગોની સામે ધસારો કરો.
- જેટલા અંશે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ, તેટલા અંશે કર્મનો બંધ છે.
- લોકોત્તર માર્ગની સાધના લૌકિકદષ્ટિને વળગી રહો ત્યાંસુધી નહિ થાય



- શ્રીજિનેશ્વર મહારાજની વાણી સિવાય કોઇ પણ આત્મ સાચી સ્વતંત્રતા હાથ કરી શકતો નથી.





# દેવની આરાધના
## એટલે
# આજ્ઞાનો અભ્યાસ

[ દરેક ધર્મમાં દેવ. ગુરુ અને ધર્મ ત્રણ તત્ત્વ છે. આપણા દેવ 'જિન' એટલે આપણે જૈનો કહેવાઈએ છીએ ઋષભદેવ, મહાવીર બધા જિન છે તેથી જૈનમત અનાદિનો છે. દેવની ઉત્પત્તિ વિના ગુરુ કે ધર્મ તત્ત્વ પ્રગટ થતુ નથી. તેથી દેવદીપક અનેક દીપકો પ્રગટાવી શકે છે.

તીર્થંકર ભગવાન પોતાની શક્તિથી કૈવલ્ય દશાને પ્રાપ્ત કરે છે. તીર્થંકરની પૂજા, સેવા, ભક્તિ બધું ત્યાગની બુદ્ધિ માટે છે અઢાર દોષનો દાઉ ન થાય ત્યાં સુધી તીર્થંકર ભગવાનની ઉત્તમતા બરાબર વસી નથી

દેવના આદર્શ ચરિત્રને અનુસારે ચાલવાવાળા તે ગુરુ અને દેવનુ આદર્શ ચરિત્ર તે ધર્મ. દેવનું આરાધન એટલે તેમની આજ્ઞાનો અભ્યાસ. ]

यस्य चाराधनोपायः, सदाज्ञाभ्यास एव हि ।
यथाशक्तिविधानेन, नियमात् स फलप्रदः ॥६॥

(૧) **અનાદિનો જૈન મત.**

શાસ્ત્રકાર મહારાજા ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજશ્રી ભવ્ય જીવોના હિતને માટે શ્રી અષ્ટકજી નામના પ્રકરણની રચના કરતાં શ્રી મહાદેવ નામના પ્રથમ અષ્ટકમાં જણાવે છે કે જગતમાં દરેકે દરેક મતની પ્રવૃત્તિ, તે તે મતનું ધ્યેય વગેરે તે તે મતના અધિષ્ઠાતાને અવલંબીને હોય છે.

વિષ્ણુદેવને માનનારા વૈષ્ણવ, શિવ નામના દેવને માનનારા શૈવ, અને કબીરને માનનારા કબીરપંથી છે, તેવી રીતે આપણે પણ જિનદેવને માનનારા હોવાથી જૈન કહેવાઈએ છીએ, આ મુજબ બીજા-

પણ અનેક મતોના નામ દેવને આશ્રીને પડેલાં હોય છે. અને તે વર્તમાનમાં પ્રાયઃ બધાને અનુભવગમ્ય છે. દેવના દેવત્વને લક્ષીને પૂજન, નમન, વંદન શરૂ રહે છે તે તે મતની માન્યતાઓ અગર ઇચ્છા તે તે મતના અધિષ્ઠાતા દેવો તરફથી પ્રસિદ્ધ થયેલી હોય છે. આથી કોઈ પણ મતને તપાસતાં પહેલાં તેમા ત્રણ તત્ત્વ માલૂમ પડે છે અને તે ત્રણ તત્વ છે : ૧ દેવ, ૨. ગુરુ અને ૩. ધર્મ.

**શંકા**—દેવ તત્ત્વના આધારે જ મતની ઉત્પત્તિ હોવા છતાં ઉત્પાદક લાંબો કાળ જીવતો નથી, અને સંચાલક ગુરુવર્યોથી તે મત લાંબો કાળ ટકી શકે છે, હયાતી ભોગવી શકે છે, તો પછી તે ગુરુઓના નામથી તે ધર્મ અને ધર્મીઓ કેમ ઓળખાતા નથી ?

**સમાધાન**—પ્રથમ તો મતની ઉત્પત્તિ દેવથી છે એટલે ઉત્પત્તિ અને સ્થાપનાના હિસાબે પ્રથમના નામથી ચાલે છે, પ્રથમના જેવી પ્રભાવિકતા પ્રાય: બીજામાં હોતી નથી.

વિશેષમાં કોઈપણ જગ્યાએ ધર્મતત્ત્વ ચાલ્યું અને પછી દેવ થયા અને ગુરુ થયા એમ નથી તેમ જ કોઈપણ જગ્યા પર પ્રથમ ગુરુતત્ત્વ ચાલ્યું અને પછી દેવતત્ત્વ અને ધર્મતત્ત્વ ચાલ્યું એવું પ્રાયઃ બન્યું નથી, બનતું નથી અને બનશે પણ નહિ. તેમ આપણા જૈન–મતમાં પણ જગત્વંદ્ય જિનેશ્વરની ઉત્પત્તિ વગર ગુરુતત્ત્વ તથા ધર્મતત્ત્વની ઉત્પત્તિ નથી

જરૂર આમા ફરક એટલો છે કે આપણે આપણા મતને અનાદિ-પણે માનીએ છીએ જ્યારે બીજાઓ અનાદિ માનતા નથી, કદાચ માનવા જાય તો પણ આદિ તરીકેની માન્યતા સ્વીકારવી પડે છે

આપણો મત જાતિને અવલંબીને પ્રવર્તેલો છે, અને બીજાઓના મત વ્યક્તિને અવલંબીને પ્રવર્તેલો છે. વ્યક્તિની અપેક્ષાએ વિષ્ણુને માનનારા વૈષ્ણવો, શિવને માનનારા શૈવો વગેરે છે.

જેવી રીતે બધા મત વ્યક્તિની જોખમદારી પર છે, અને તેમાં વ્યક્તિનું અનાદિપણું નથી બલ્કે આદિપણું હોવાથી તે તે મતો આદિપણાનો અંગીકાર કરે છે; અર્થાત્ જગતભરના બધા મતો

આદિપણાનો સહેજે સ્વીકાર કરે છે. જેમ વિષ્ણુની ઉત્પત્તિ પછી વૈષ્ણવ વગેરે વગેરે અનેક પુરાવાથી આદિપણું સિદ્ધ કરવામાં વધુ દલીલ-યુક્તિઓની જરૂર નથી; પણ જૈનમત આદિપણાને સ્વીકારતા નથી, બલ્કે કોઈ પણ દલીલથી આદિપણાની સિદ્ધિ થતી નથી.

**અનાદિકાળનો જૈન મત છે, અને કોઈપણ વ્યક્તિ મુખ્ય સંચાલક તરીકે હોય છતાં દરેકે દરેક તીર્થંકરના સમયમાં બધાએ જૈન તરીકે મશહુર છે, હતા અને રહેશે. અને અનાદિપણાની સાક્ષી જૈન શબ્દ પૂરતો હતો, પૂરે છે અને પૂરશે તેમાં શંકાને લેશભર સ્થાન નથી.**

(૨)

**જીતવાની એકસરખી પદ્ધતિ.**

વ્યક્તિઓનો સ્થાપેલો ધર્મ, વ્યકિતઓએ કહેલો ધર્મ, વ્યકિતઓએ ચલાવેલો ધર્મ તે તે વ્યક્તિના જન્મ પછી જ હોય છે, અને તે વ્યક્તિ અનાદિનો હોય પણ નહિ અને તેથી જ તેણે કથન કરેલો ધર્મ પણ અનાદિનો હોય જ નહિ આ બીનાને આપણે પૂર્વે વિસ્તારથી વિચારી ગયા. હવે અહીં જૈન શાસનમાં શ્રી ઋષભમત, શ્રી શાંતિમત, શ્રી પાર્શ્વમત, અને શ્રી વીરમત એવા નામથી મત ચાલ્યા નથી.

**પ્રશ્ન**—વીરશાસન કહેવાય છે ને ?

**સમાધાન**—વીરશાસનને સેવવાવાળાને શ્રી ઋષભદેવના અનુયાયી નહિ, એમ કહી શકાય જ નહિ. જેમ વિષ્ણુના અનુયાયી તે શૈવ નહિ, તેવી રીતે અહીં શ્રી વીરપ્રભુના અનુયાયી હોય તે એકલા પ્રભુ વીરને જ માને એમ નહિ, પણ ભૂતકાળના તીર્થંકરો અને વર્તમાનકાળના વિહરમાનો તથા ભવિષ્યકાળમાં થનારા બધાના અનુયાયી ગણાય, અને તેથી ભૂત-વર્તમાન અને ભવિષ્યકાળમાં કે કોઈપણ તીર્થંકરના શાસનમાં આરાધના કરનાર તે વ્યકિત તે જૈન તરીકે ગણી શકાશે. અર્થાત્ આથી તમારા પ્રશ્નનો ઉકેલ સહેલાઈથી આવી ગયો અને તે સમજાઈ ગયો કે પ્રભુ મહાવીરે આચ્છાદિત થયેલું તત્ત્વ પ્રકાશિત કર્યું તેથી વીરશાસનના અનુયાયીઓ જેવા પ્રભુ મહાવીરદેવને માને-પૂજે તેવી

રીતે સઘળા તીર્થંકરોને માને અને પૂજે છે. વીરશાસન એટલે જૈન-શાસન કહેવામાં લેશભર દોષ નથી વસ્તુતઃ વીરશાસન = જૈનશાસન.

આ બાબતની વધુ સાક્ષી શ્રી પંચમંગળ મહાશ્રુત સ્કંધ શ્રી નવકાર મંત્ર પૂરે છે. અને શ્રી નવકાર મહામંત્રમાં એ ખૂબી છે કે ત્યાં પ્રથમ પદમાં **नमो अरिहंताणं** કહ્યું. પણ ત્યાં **नमो वद्धमाणस्स, नमो ऋषभस्स** પૂ. ગુરુપદના સ્થાને **नमो गोयमस्स, नमो जंबुस्स** ઇત્યાદિ નામો ન રાખ્યાં. આ નામો નહીં રાખવાનું કારણ વિચારાય તો સ્હેજે સમજાઈ જાય તેમ છે કે **પ્રભુમાર્ગમાં વ્યક્તિની એટલી બધી વિશિષ્ટતા નથી કે જેટલી વિશિષ્ટતા જાતિની છે. વ્યક્તિના સંબંધે રાગવાળા થવું એ પણ એક વિષ છે.** વ્યકિતનો રાગી નિરાગી બનવા જતાં રાગી બની જવાનો સંભવ છે, તેથી જાતિની અધિકતા ગણી અને જાતિમાં પણ ગુણને લીધે જ અધિકતા છે.

આ વ્યકિતનું શાસન નથી, જિન એ જાતિવાચક નામ છે. વ્યકિતવાચક 'જિન' શબ્દ નથી. **જિન એટલે રાગદ્વેષને જીતનાર,** એવો કોઈપણ કાળ નથી જે કાળમાં રાગદ્વેષ જીતાતા ન હોય. અનાદિ કાળથી રાગદ્વેષ જીતવાની એકસરખી પદ્ધતિ હતી, છે અને હશે. શ્રી ઋષભદેવથી શ્રી મહાવીરદેવ સુધીના બધાયે વ્યકિતગત તીર્થંકરો ખરા, પણ તે બધાની ગણના 'નમો અરિહંતાણં' જાતિવાચક પદમાં અંતર્ગત છે અનાદિકાળમાં રાગદ્વેષને જીતનારા એકલા પ્રભુમહાવીર હતા, પ્રભુ ઋષભદેવ હતા એમ નહિ પણ પૂર્વે ઘણા હતા. વર્તમાનમાં વિદ્યમાન છે અને ભવિષ્યમાં જીતનારા થશે અને બધાની રાગદ્વેષ જીતવાની પદ્ધતિ એક સરખી છે.

(૩)

### એક દેવદીપક.

અનાદિનું તીર્થ હોવા છતાં રાગદ્વેષ જીતવાની પ્રવૃત્તિ પૂ. તીર્થંકરો જન્મે અને જન્મ્યા બાદ દીક્ષા લઈ ઉગ્ર તપશ્ચર્યાનું સેવન કરી કૈવલ્યજ્ઞાન પામી તીર્થ સ્થાપે ત્યારે જ શરૂ થાય. અર્થાત્ શાસન

સંચાલક ગણધરોની સ્થાપના, અને સાથે સાથે દ્વાદશાંગી તથા સાધુ સાધ્વી–શ્રાવક શ્રાવિકા ચતુર્વિધ સંઘની સ્થાપના કરે.

તીર્થંકરો તીર્થ સ્થાપે નહિ, ત્યાં સુધી ન તો ગુરુતત્ત્વ અને ન તો ધર્મતત્ત્વ. આ બે મહાન તત્ત્વમાંનું એકે તત્ત્વ હોતું નથી.

શ્રી ઋષભદેવજી પહેલાં દેવ કે ગુરુતત્ત્વ હતું જ નહિ. આ ઉપરથી એક નિયમ થયો કે દેવની ઉત્પત્તિ વગર ગુરુ કે ધર્મતત્ત્વને પ્રગટાવે છે. એટલે એક દેવદીપક અનેક દીપકો પ્રગટાવી શકે છે.

**કલ્યાણ કુંચી.**

દરેક તત્ત્વની માન્યતા અને મતની મશહુરતા દેવના નામે ચઢે તેનું કારણ એ જ છે કે પહેલી હયાતિ ધર્મ તથા ગુરુતત્ત્વની હોતી નથી, દરેક ધર્મની સિદ્ધિ, તે ધર્મમાં રહેલી વિશિષ્ટતા, તે ધર્મમાં રહેલી લાભહાનિ વિચારવા પહેલાં પ્રથમ તકે તે તે ધર્મના સંચાલક–ઉત્પાદક તરીકે તે ધર્મનું દેવતત્ત્વ વિચારવા લાયક છે. અને તેથી જ જૈન શાસનના શણગારરૂપ ચૌદશો ચુમ્માલીશ ગ્રંથોની રચના કરનાર મહર્ષિ અહીં પ્રથમ દેવાધિદેવ એવા મહાદેવ અષ્ટકમાં દેવતત્ત્વની વિચારણા કરે છે. અને તેઓશ્રી એવા અનુપમ લક્ષણનું નિરૂપણ કરે છે કે તે નિર્દુષ્ટ લક્ષણ દ્વારા એ લક્ષ્યને લેવાની, ઓળખવાની, સેવવાની અને તેમના પગલે યથાશક્તિ સમગ્ર જીવન સમર્પણ કરવાની કલ્યાણ કુંચી બતાવે છે તે વિચારીએ.

(૪)

**વધુ શું કર્યું ?**

દેવે કહ્યું કે કર્યું ? એ પ્રશ્નને અત્રે પ્રથમ અવકાશ છે. **जिन पन्नत्तं** એટલે શું ? સભામાંથી–કેવળીઓએ કહેલો ધર્મ !

કરેલો ધર્મ નહિ—એમ કહી શકીએ કે નહિ ?

ના, જી. (સભામાંથી)

તમે સર્વ જાણો છો કે ધર્મનું વિશિષ્ટ આચરણ કર્યા વગર કેવળજ્ઞાની થવાતું નથી, સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રની યથાસ્થિત

આરાધના કર્યા વગર કોઈ પણ કેવળી થઈ ગયા, થશે અગર થાય છે એવું તો બન્યું નથી, બનતું નથી અને બનશે પણ નહિ જ.

કેવળીનો કરેલો–બનાવેલો ધર્મ એ પણ કહી શકતા નથી તેમજ કેવળીએ કહેલો એ પણ કહી શકતા નથી ત્યારે શંકા થશે કે કહેવું શું?

'કરેલો' એટલે 'બનાવેલો' કહેવામાં અડચણ છે અને 'કહેલો' કહેવામાં પણ અડચણ છે પણ એ 'કરેલો' અગર 'કહેલો' એ બે શબ્દોનું ઊંડું રહસ્ય સમજાય અને લક્ષ્યપૂર્વક બોલાય તો તે બે શબ્દો ઉચ્ચારવામાં વાંધો નથી. આ વાતનો ખુલાસો આગળ પર વિસ્તારથી થવાનો છે એટલે આપણે તે તે આગળ વિચારીશું.

કેવળીના થયા પહેલાં હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ આદિ સેવનથી પાપ થતું હતું કે નહિ? ક્રોધાદિ કષાયો કરવાથી પાપ બંધાતું હતું કે નહિ? તેમજ કેવળીના ઉપદેશ વગર પૂર્વે કરેલાં પાપો રોકાતા હતાં કે નહિ અગર સંજોગવશાત્ રોકવાનો ઉદ્યમ થતો હતો કે નહિ?

કહેવું પડશે કે પૂર્વે (કેવળીના પહેલાં) પાપ બંધાતાં હતાં અને તે પાપ છૂટવાનાં સાધનોનું સેવન પણ થતું હતું.

જો પાપનું થવું અને પાપનું રોકાવું તે પ્રથમ પણ હતું, તો તીર્થંકરોએ વધુ શું કર્યું?

જેમ કાયદો બંધાયા પછી કાયદા વિરુદ્ધ જનારને ગુનગાર ગણવા અને કાયદાને માન આપનારને શાબાશી અને શિરપાવ આપવો એ વ્યાજબી ગણાય તેવી રીતે જિનેશ્વર મહારાજના સિદ્ધાંતની હયાતિમાં થએલાં પાપ ગુનાઓ તે પાપ ગણવા અને તેથી તે જ ગુનેગારો પાપી છે. તે સિવાયના ગુનેગારો નથી; તેમજ જિનપ્રણિત સિદ્ધાંતો પ્રરૂપાયા પછી જે સેવન કરે તે ધન્યવાદને પાત્ર અને તેઓ જ પુણ્ય મેળવી શકે અને નિર્જરા કરી શકે, પણ જિનેશ્વરના સિદ્ધાંતના વિરહકાળમાં કરેલાં પુણ્ય પાપ અગર નિર્જરા પામવાનાં કાર્યો તે હિસાબમાં ન ગણવા એમ તો તમે માનતા નથી. બલ્કે તીર્થંકરદેવ વિદ્યમાન હોય કે ન પણ હોય તો પણ જાણતાં–અજાણતાં સેવેલાં હિંસાદિ પાપો તે

પુણ્યરૂપ કોઈ કાળમાં થયા નથી, થતા નથી અને થશે નહિ. તેવો સર્વકાળ માટે એક સરખો સિદ્ધાંત છે તો પછી તીર્થંકરોએ તીર્થ સ્થાપીને કર્યું શું ? ? ?

કારણ તીર્થંકર તીર્થ સ્થાપીને એમ કહેતા નથી કે પહેલાં જેણે હિંસા કરી તેને હિંસાના પાપની ફિકર નથી. તેમજ હવે કરશે, તેને જ પાપ લાગશે. જેમ નાતવાળા એક કાયદો કરે અને જાહેર કરે કે આજદિન સુધી જેટલા ગુના થયા તે બધા માફ. હવે આ કાયદા વિરુદ્ધ કરશે તે ગુનેગાર ગણાશે, તેવી રીતે આ શાસનમાં નથી તો પછી તીર્થંકરોએ સિદ્ધાંતની પ્રરૂપણા કરીને વધુ કર્યું શું ! ! !

## સિદ્ધાંતને વ્યવહારુ બનાવો ! ! !

જિનેશ્વરદેવોની ઉત્પત્તિના પહેલા કાળમાં પણ હિંસામાં પાપ હતું અને પાપનું રોકાણ પણ હતું તો પછી જિનેશ્વરોએ કર્યું શું એ પ્રશ્નના સમાધાનમાં સમજવું જરૂરી છે કે લાખ રૂપિયાનો હીરો અંધારામાં પડયો હતો, કોઈએ દેખ્યો નથી ! અજવાળાનો આવિર્ભાવ થતાં બધાએ હીરો દેખ્યો ! ! અજવાળાએ હીરો દેખાડયો છે પણ બનાવ્યો નથી વસ્તુતઃ અજવાળું હાથ પકડીને હીરો દેખાડતું નથી. પણ અજવાળાના અવલંબનથી જમીન પર પડેલો હીરો આપણે દેખી શકયા. અત્યાર સુધી જે પ્રવૃત્તિ થતી હતી, તે પ્રવૃત્તિને જોશભેર કરનારાઓ પણ જાણતા નહોતા કે આ પ્રવૃત્તિથી પાપ થાય છે કે પુણ્ય ? આ પ્રવૃત્તિથી કર્મ બંધાય છે કે કર્મ રોકાય છે ?

આ ઉપરથી એ માનવું પડશે કે પાપને પાપ તરીકે સ્વીકારવું અને તે પાપ હેય કોટીમાં હોવાથી તે પાપથી વિરામ પામવાના પુનિત માર્ગે આવવાનું મન થવું; સંવર–નિર્જરાદિ કાર્યોને તે સ્વરૂપે માનવા અને સ્વીકારવા તે સર્વ તીર્થંકરદેવોના ઉપદેશરૂપ અજવાળા વગર સત્ય પદાર્થોની સેવના બની શકે જ નહિ, સાપ, વીંછી અને નોળીઆ વગેરે પડેલા હોય છના કોઇ દેખી શકતું નથી. પણ કોઈ દીપક કરે અને તે દીપકના અજવાળાથી સાપ–વીંછી–નોળીઆ વગેરે ઝેરી જાનવરો દેખાય અર્થાત્ દીપકના અજવાળાએ સાપ વગેરે ઝેરી

જાનવરો દેખાડયા આથી દીપકના અજવાળાનો એટલે દીપકના કરનારનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો જ છે.

જગતભરમાં સ્વભાવથી મોક્ષનાં કારણો અને સંસારનાં કારણો નિયમિત હતાં છતાં જિનેશ્વરે જાહેર કર્યાં આથી જ જિનેશ્વરોનાં કથનને 'जिनपन्नत' કહીએ છીએ.

જિનેશ્વરોએ કંઇ નવાં પોતાના ઘરનાં તત્ત્વો જણાવ્યાં નથી પણ દુનિયામાં જે સ્વરૂપે તત્ત્વ હતાં તે જ સ્વરૂપે તે તત્ત્વોને તત્વ-અતત્ત્વ વિભાગમાં વહેંચી જાહેર કર્યાં.

જિનેશ્વરોએ ઉપદેશ દ્વારા આખા જગતને ગુનેગાર ગણ્યું, ઘણાને પાપી માનવા–મનાવવાની જાહેરાત કરી અને થોડાને પાપ વગરના માનવા–મનાવવાની જાહેરાત કરી. એક અપેક્ષાએ તો તીર્થંકરોએ તો ઉપદેશ દ્વારા ઘણાંને ગુનેગાર અને થોડા બલ્કે તદ્દન અલ્પ સંખ્યાને બીન ગુનેગાર તરીકે જાહેર કર્યા. તમે કહેશો કે તેમના ઉપદેશે તો ગજબ કર્યો કે આ બધા એક સરખી કોટીમાં ગણાતા હતા તેમાં તીર્થંકરના ઉપદેશે તો ઉત્પાત મચાવ્યો.

પ્રભુમાર્ગની પ્રણાલિકાને નહિ પિછાણનારાઓ આજે પ્રભુ મહાવીરના સિદ્ધાંતને હસે છે, અને તેઓ આજે એ જ કહી રહ્યા છે કે તીર્થંકરના ઉપદેશે તો ઉત્પાત મચાવ્યો છે, કારણ કે એ બે હજાર વર્ષની વાતોને પ્રતિપાદન કરનારા સિદ્ધાંતો આજની વીસમી સદીમા અમને અને અમારી પ્રજા માટે કેવળ વસમા છે માટે આજની જનતા લાભ લઈ શકે તેવી રીતે તે સિદ્ધાંતોને વ્યવહારુ બનાવો ! ! !

### શાસ્ત્રની જવાબદારી

તીર્થંકરોએ એ ઉપદેશ દીધો ત્યારથી ઘણા ગુનેગાર અને થોડા ગુનેગાર આવો હિસાબ કયારે ગણીએ કે તે ઉપદેશમાં કથન થતું હોય કે 'આ સિદ્ધાંત જાહેર થયાના પૂર્વકાળમા જે જે પાપ થયું હોય તે પાપ નહિ, હવે કરશે તેને જ પાપ લાગશે" આવુ અગર આવા પ્રકારનું ધ્વનિત પ્રભુ–ઉપદેશમાંથી થતું હોય તો જ તમારી માની લીધેલી ત્રિરાશિ ખરી પડે. પણ તેમ તો છે જ નહિ. **તીર્થં-**

કરના સિદ્ધાંતો ત્રિકાળાબાધિત છે. અને તેથી તે સિદ્ધાંતો સદાકાળ એકસરખા રૂપે અવાજ કરી રહ્યા છે કે 'હમણાં પાપ કરો, પૂર્વે કરો કે ભવિષ્યમાં કરો પણ પાપ તે પાપ અને પુણ્ય તે પુણ્ય રૂપે જ રહેશે. તેમજ પાપને હમણાં રોકો પૂર્વે રોકો, કે ભવિષ્યમાં રોકો તે લાભદાયી જ છે' આ ઉપરથી ભગવાનના સિદ્ધાંતો એટલા બધા વ્યવહારુ છે કે એકવીસ હજાર વર્ષમાં કોઈપણ પ્રાણી લાભ પામ્યા વગર રહે જ નહિ.

જૈનશાસન એટલે વસ્તુતઃ– જીવાદિ તત્ત્વોને શિખવનાર વિશિષ્ટ શાસન અથવા शास्यति जीवाजीवादिपदार्थान् इति शासनम् शास्यते अनेन इति वा शासनं. દીપકની ફરજ અજવાળું કરવાની છે, તેમ જિનેશ્વરોની ફરજ કથન કરવાની છે. કથન કર્યું એટલે જવાબદારી પૂરી થઇ. જેમ દીવો સાપને દેખાડી દે પછી બચવાનું કામ તમારું પોતાનું, તેવી રીતે શાસનનું કામ સત્ય પદાર્થ બતાવી દેવાનું છે. સત્ય પદાર્થની પ્રરૂપણા કરી એટલે શાસનની જવાબદારી પૂરી થઇ.

(૫)

### સહકાર વગર સાધ્ય સિદ્ધ કર્યું.

**શંકા**—જીવાજીવાદિ પદાર્થ કહેવામાં શ્રી તીર્થંકરો અને સામાન્ય કેવળીઓ એકસરખા છે, છતાં તીર્થંકરના નામે શાસન કેમ ચઢ્યું ? જગતના તમામ ભાવ બન્ને એકસરખા જાણે છે, બંનેમાંથી કોઇ એક પણ પદાર્થને ઓછોવત્તો જાણી શકતા નથી છતાં ફરક કેમ ? અને જો ફરક ન હોય તો કેળવી શાસન ! સર્વજ્ઞ શાસન ! એમ કહો.

**સમાધાન**—ગુણોની અપેક્ષાએ કેવળી શાસન, સર્વજ્ઞ શાસન કહી દઈએ એટલે કેળવજ્ઞાનની વિશિષ્ટતાના અંગે કહી દઈએ તે વાત જૂદી છે પણ સર્વજ્ઞ શાસન કહેવામાં ખાસ મુદ્દો એ છે કે શ્રી તીર્થંકરોમાં રહેલું સર્વજ્ઞપણું સ્વીકારીને સામાન્યમાં વિશેષનો આરોપ કરીએ છીએ. સર્વજ્ઞ શબ્દ સામાન્ય હોવા છતા આવી જગ્યાએ વિશેષ્ય રૂપે વપરાય છે. તમારા પ્રશ્નનું એ સમાધાન છે કે જેમ એક અંધારી ગુફામાં ભરચક માનવમેદની ઊભરાઈ રહી છે. તે ગુફામાં અત્યંત ગાઢ અંધારું હોવાથી પરસ્પર એકબીજાને જોઇ શકતા નથી.

અંધારું હોવાથી રસ્તો જડતો નથી, કોઈ એક મનુષ્યે દીવાસળી સળગાવીને કાકડો કર્યો અને તે કાકડાથી બીજાઓએ કાકડા કર્યા. અજવાળું એકદમ પ્રસરવા માંડ્યું. રસ્તો હાથ લાગવાથી બધા પોત-પોતાના ઇષ્ટને મળવા ઉતાવળા થયા.

દરેકના કાકડામાં ફરક નથી છતાં શિરપાવ કોને અપાય? ધવળ-મંગળ કોનાં ગવાય? કહેવું પડશે કે પ્રથમ દીવાસળી સળગાવી કાકડો કરનારનાં.

તેવી જ રીતે શ્રી તીર્થંકરદેવો સ્વયંસંબુદ્ધ, પોતાની મેળે બોધ પામનારા, સંસારના સમસ્ત પદાર્થને અસાર જાણનારા, જાણીને છોડવાવાળા, અને છોડ્યા પછી પણ કેવળજ્યોત પ્રગટ ન થાય ત્યાં સુધી પોતાના ભાવમાં મસ્ત રહેવાવાળા, સ્વયં આત્મબળે ઘાતી કર્મનો કચ્ચરઘાણ કાઢી કેવળજ્યોત પ્રગટાવનારા અને તે જ કેવળજ્યોતના અવલંબને બીજાઓએ કેવળજ્યોતિ પ્રગટાવી. આથી તો આ શાસનમાં ધવળમંગળ પ્રથમ જ્યોત પ્રગટાવનારનાં જ ગવાય છે. નમુત્થુણંમાં કહેલ 'સ્વયં સંબુદ્ધાણં'માં પદ આ વાતને બરાબર સ્ફુટ કરે છે. **તીર્થંકરો બધા સ્વયંસંબુદ્ધ હોય પણ કેવળીઓ બધા સ્વયંસંબુદ્ધ ન હોય.**

આ જગતરૂપ અંધેર ગુફામાં આથડિયાં મારનાર જીવોની મૂઝવણ ટાળનાર તીર્થસ્થાપક તીર્થંકરો છે, અને એ તીર્થંકરો કેવળજ્યોત પ્રગટ કરવામાં કેટલી જહેમત ઉઠાવે છે તે તેમના જીવન-પ્રસંગો વાંચનારાઓ અને વિચારનારાઓ સહેજે સમજી શકે તેમ છે. પોતાના જ્ઞાનબળથી જ સંસારનો ત્યાગ કર્યો, ધર્મ પાળ્યો, ચારિત્ર લીધું, ચારિત્ર પાળ્યું અને કોઈના પણ સહકાર વગર સાધ્યને સિદ્ધ કર્યું !!!

(૬)

## દેવાધિદેવની વિશિષ્ટતા.

પોતાની મેળે તત્ત્વને ધારણ કરે, તત્ત્વ પ્રમાણે પોતાને ફળ મળે ત્યાં સુધી સુદૃઢ રહે, અને બીજાઓ તો તેમના અવલંબને તત્ત્વમાં સ્થિર રહે. તત્ત્વમાં ડામાડોળ થવાની તૈયારી થતા ધર્મ સાંભળે, સહાય

લે. અર્થાત્ બીજાઓ ઉદ્યમ કરીને કેવળ જ્ઞાન પામે છે. તે હિસાબે તીર્થંકરો અને સામાન્ય કેવળીઓ ભલે જ્ઞાનમાં બંને સરખા હોય છતાં પ્રથમના જેટલા તે ઉપકારી નથી જ. જૈનશાસન જેવી ચીજનો જન્મ, તેમાં ચારિત્રની કાર્યવાહી, શ્રેણિ માંડવી, જ્ઞાન પામવું એ બધું તીર્થંકરની ઉત્પત્તિ વગર સંભવી શકતું નથી.

**પ્રશ્ન**—અતીર્થ સિદ્ધ એ તો તીર્થંકરથી વધુ ઉપકારી ખરા કે નહિ ?

**સમાધાન**—આકસ્મિક સંયોગે કોઈ જાતિસ્મરણથી જ્ઞાન પામે, તીર્થવિચ્છેદ થયું હોય અગર તીર્થની હયાતિ ન હોય તે વખતે સિદ્ધિ પામનારા અતીર્થ સિદ્ધો કહી શકાય. અને તેઓ કોઇના સહકાર વગર સિદ્ધિ પામે છે એ વાત ખરી, પણ તે પ્રથમના કાકડા સળગાવનારા જેવા નહિ. અર્થાત્ તેમની સિદ્ધિથી બીજાઓ સિદ્ધ થઈ શકે તેવી પ્રણાલિકા ચાલતી નથી. તેથી તે વીજળીના ઝબકારા જેવા છે. કારણ કે વીજળીના ઝબકારાનો પણ પ્રકાશ તો થાય છે. પણ તે બીજા દીપક કરવામાં ઉપયોગી ન નીવડે એટલે **સામાન્ય કેવળીમાં કેવળજ્ઞાન પામીને તે બીજાને પમાડે તેવી જોગવાઈ કરવાની શક્તિ નથી.**

**પ્રશ્ન**—અતીર્થસિદ્ધ ઉપદેશ દે કે નહિ ?

**સમાધાન**—ના, તીર્થ સ્થાપના વગર ઉપદેશની રીતિનીતિ હોતી નથી.

**પ્રશ્ન**—તીર્થંકરો ઉપદેશ વગર સ્વયંબળે દીક્ષા લે છે પણ લોકાંતિકો આવે છે તેનું શું ?

**સમાધાન**—શેઠે ચાલવા માંડયું અને નોકરે કહ્યું કે "પધારો ! અગર પધાર્યા" !!! તેના જેવું છે. જેમ તમારે ઘેર મહેમાન આવ્યા તે વખતે તમે કહો કે 'પધારો' એવું કહેવા ઉપરથી નોકરના કહેવા માત્રથી શેઠ અને તમારા કહેવા માત્રથી મહેમાન પધાર્યા નથી. તેવી જ રીતે સ્વયં જ્ઞાનબળે ઘરમાંથી નીકળવાની તૈયારી વખતે જ લોકાં-

તિકદેવો પોતાનો કલ્પ ફક્ત સાચવે છે. અર્થાત્ લોકાંતિક કહે તો જ ભગવાન દીક્ષા લે એવું નથી જ.

"પુવ્વિં તે" પૂર્વે તે ભગવાનને અનુત્તર જ્ઞાન હતું અને હમણાં પણ છે, અને રહેશે બલ્કે તેથી પણ વધશે. આથી જ શાસ્ત્રકારો કહે છે કે તીર્થંકરોને પોતાને પોતાની મેળે જ કરવું પડે છે અર્થાત્ **સ્વશક્તિથી સ્વઆલંબનથી જ તીર્થંકરો કૈવલ્ય દશા પ્રાપ્ત કરે છે.**

ગાઢ અંધકાર વખતે સ્પર્શ–રસ–ગંધ અને શબ્દ એ ચારેના વિષય કરવાની તાકાત ઇંદ્રિયોની છે. પાંચમી ઇંદ્રિય ચક્ષુ હયાત છે. પણ અંધકારના પ્રબળ પ્રભાવે રૂપનો સાક્ષાત્કાર તે ઉપર્યુક્ત ઇંદ્રિય કરી શકતી નથી; તેવી રીતે પાંચે રસની પૂરી મજા હોય, સૃષ્ટિમાં સર્વ પદાર્થોની હયાતિ હોય છતાં પણ તીર્થંકરો સિવાય બીજા કોઈ પણ પદાર્થને પદાર્થના સ્વરૂપમાં જાણી શકતા જ નથી.

**આત્મિક દૃષ્ટિએ.**

ત્રણ પલ્યોપમના આયુષ્ય ક્રમશઃ ઘટી ગયાં એટલે તીર્થંકરો જન્મ્યા, યુગલા ધર્મ વિચ્છેદ થવાની તૈયારીમાં તીર્થંકરો જન્મ્યા, રસ–ગંધ–સ્પર્શાદિ વિષયમાં દિનપ્રતિદિન ઓછાશ થવાની તૈયારીમાં તીર્થંકરો જન્મ્યા, મનમાગ્યું આપનાર કલ્પવૃક્ષો પણ અદૃશ્ય થયાં અને તે વખતે તીર્થંકરોનાં પગલાં થયાં. ખરેખર ! ઊંડાણથી વિચાર ન કરો તો તમે તરત કહેવાને લલચાશો કે તીર્થંકરો સુખસાહ્યબીનાં સંપૂર્ણ સાધનોની ગેરહાજરીમાં જન્મ્યા ! ! ! બલ્કે દુઃખને પગલે તીર્થંકરો જન્મ્યા ! ! !

આવું કહેતાં પહેલાં આંધળાનું દૃષ્ટાંત અહીં બંધબેસતું થશે, કારણ કે શબ્દ–રૂપ–રસ–ગંધ અને સ્પર્શ એ પાંચ વિષયો મોજુદ છે પણ આંખ વગર આંધળાને જેમ પોતાની જિંદગી ઝેર જેવી લાગે તેવી જ રીતે દુનિયાની સામગ્રી ભરપટ્ટે હોય છતાં સમજુ માણસો જાણતા હોય છે કે વિવેકરૂપી નેત્ર ન મળે તો અઢાર કોડાકોડ સાગરોપમનો કાળ એ બધો અંધાપો. આંધળાના અંધાપાને-અને તેને અંગે

તેના બળાપાને, આપણી દૃષ્ટિએ વિચારીશું તો ખબર પડશે કે આંખ વગરનું જીવન અકારું છે, તેવી જ રીતે આત્મિક દૃષ્ટિએ વિચારશો તો ખબર પડશે કે **દેવતાનો ભવ એ પણ આત્મશક્તિના આવિર્ભાવ માટે અંધાપા રૂપ છે.**

( ૭ )

**મૂળ સિદ્ધાંતરૂપ ત્યાગ.**

દેવતાના ભવમાં ક્ષાયક આદિ દર્શન હોય, અવધિ આદિ જ્ઞાન નિયમિત હોય છતાં દેવતાનો ભવ એક અપેક્ષાએ આંધળાના ભવ જેવો છે. જેમ આંખ વગર આંધળાને જિંદગી અકારી લાગે છે તેવી રીતે ચારિત્ર્યની લહેજત વગર દેવભવ અકારો લાગે છે. ત્યાગની વિશિષ્ટતા નહિ વિચારનારને તીર્થંકરને તીર્થંકર તરીકે માનવાનો હક્ક જ નથી.

ધન, માલ, મિલકત, કુટુંબ, કબીલા, છોકરાં, છૈયાં વગેરે તે બધું તીર્થંકરો આપતા નથી, છતાં તેમનું પૂજન, સેવન અને વંદનાદિ જે કાર્ય કરીએ છીએ તે ફક્ત તેઓના ત્યાગના સમર્પકપણાને લઈને છે.

**તીર્થંકરોના ઉપકાર ત્યાગના હિસાબે છે.** તીર્થંકરો સ્વયં ત્યાગી બને છે અને સંસર્ગમાં આવેલાને ત્યાગી બનાવે છે. તમને કોઇ પૂછશે કે તીર્થંકરને શા માટે માનો છો ? જવાબમાં એ જ કહેજો અને એ ગોખી રાખજો કે 'ત્યાગમાર્ગનાં અપૂર્વ દર્શન કરાવ્યાં તેથી.'

તીર્થંકરોની અધિકતા ત્યાગને આભારી છે. પૂજક પણ એ જ વિચારે કે મને સંપૂર્ણ ત્યાગી બનાવી પૂજ્ય બનાવે, વંદક પણ એ જ ઇચ્છે કે મને તે વિશ્વવંદનીય બનાવે, સેવક પણ એ જ અભિલાષે કે મને તે સેવ્યની સુખમય કોટિમાં મૂકે. આ બધી વિચારણા ત્યાગના મૂળ સિદ્ધાંતરૂપ શાસનને અવલંબેલી છે.

**દૂષણની ભૂષણરૂપે માન્યતા.**

ત્યાગની તીક્ષ્ણતા જેના હૃદયમાં ઝળહળી નથી તે પ્રભુશાસનના

આપણે તો કુદેવ અને સુદેવતાના ચોપડાનું નામું મુનિમની પેઠે કરીએ છીએ. આ આત્મામાં અઢાર દોષનું નામ પણ નથી લખતા.

સમકિત–મિથ્યાત્વી, ભવિ અને અભવિમાં ફરક ક્યાં પડે છે? "અઢાર દોષ રહિત હોય તે દેવ અને અઢાર દોષ હોય તે કુદેવ." બધા એ બીના બોલે પણ તેથી સમકિતી અગર મિથ્યાત્વી થઇ જવાતું નથી. મને અને આખા જગતને અઢાર દોષો હેરાન કરી રહ્યા છે, આ મહાપુરુષે ટાળ્યા છે અને એ દોષ ટાળવા માટે આ શાસન જન્મ પામ્યું છે.

'અઢાર દોષ રહિત દેવ' એમ બોલીએ છીએ દોષને દોષ કહો છો તે સાચા મનથી બોલતા નથી. અને સાચા મનથી ન બોલો તેને-દોષનો દાહ ન હોય.

## ઉત્તમતા હૃદયમાં વસી નથી.

દોષ રહિતની ઉત્તમતા અને દોષ સહિતની અધમતા વિચારો! દોષના દાહવાળો સમકિતી, નવ પૂર્વ ભણવાવાળો સમકિતી કેમ નહિ? તો કહે છે કે અભવ્યને ઘેર દોષનો દાહ નથી.

બધું કરે, ક્રોડ પૂર્વ સુધી ચારિત્ર અને દેશવિરતી પાળે એ કેમ બનતું હશે?

પ્ર. ક્રોડપૂરવ દશવિરતિ અને સર્વ ચારિત્ર પાળે અને છતાં લૂખા કેમ?

સ ચોપડયા મુશ્કેલ, પણ ભૂખ્યા રહેવું મુશ્કેલ નથી. દોષનો દાહ થવો એ જ મુશ્કેલ સમકિતીના સાચા સૂરમાં મનમણિધર ડોલે છે.

આપણને વીંછી કરડે, પછી બીજાને કરડે, આપણને ન કરડયો હોય અને બીજાને કરડે પછી આ બે વખતનો ચમકારો તપાસો! હેરાનગતિનો ખ્યાલ તપાસો ન કરડયાવાળાને ઉપર ઉપરથી તેને ફૂદાફૂદ દેખાય પણ પ્રથમ કરડયાવાળાના અને ન કરડયાવાળાના અનુભવના વિચારમાં ઘણું જ અંતર!!!

અઢાર દોષનો દાહ ન થાય ત્યાં સુધી તીર્થંકરની ઉત્તમતા-હૃદયમાં વસતી નથી.

## દોષદાહ જરૂર થશે.

જીવાજીવાદિક તત્ત્વોની વાતો કરો. પ્રકૃતિઓ ગણો પણ આત્માને પૂછો કે આશ્રવ અને બંધનો દાહ દિલમાં છે ? એ તપાસો. આશ્રવ અને બંધનો દાહ ! ! ! મુનિમગીરીના ચોપડા ખોલે કે શાસ્ત્રકાર આમ કહે છે, શાસ્ત્રકારે આમ જણાવ્યું છે, આમ પ્રકાશ્યું છે, પણ આપણે કંઈ લેવાદેવા નથી, તારું આમ થઈ રહ્યું છે એ બોલતાં શીખો. આત્મા પર જોખમદારી લાવો. પાંચ ઇંદ્રિયો, પાચ અવ્રતો, અને ચાર કષાયો કર્મના ઢગલા કરી રહ્યા છે. હવે મારું શું થશે ! વકીલ અસીલની જોખમદારી જેવું અહીં નથી અસીલના લાભમાં હુકમનામું થાય અગર ડીક્રી થાય તેમાં વકીલનો વાંકો વાળ થતો નથી. શાસ્ત્રકાર તરફ જોખમદારીનું નામું શું ? જિનપન્નત્તં. અમારે કહેવું નથી ! જિનેશ્વરે કહેલું છે. શું ત્યારે અમારે મુનિમગીરી કર્યા જ કરવી ? હા.

## કેમ પાલવશે ?

'જિનેશ્વરે કહેલું તે વાસ્તવિક છે જિનેશ્વરે જે વચન ઉચ્ચાર્યા તે આત્મને જકડવાવાળાં છે, ઘેરવાવાળાં છે' એમ ન બોલો. 'જિનપન્નત્તં' કહેવું એ જોખમરારીમાં ઉતારવા માટે નહિ. આવું આચર્યું, ઉપદેશ્યું અને અમારા જાણવામાં આવે. તેથી 'જિનપન્નત્તં' શબ્દ જોખમદારી ઉતારવા માટે નથી. સારા–ખરાબ ઈલ્કાબ આપવા માટે તે નથી. 'જગત્‌ને જણાવ્યું છે' એમ બોલતાં પહેલાં મારા આત્માની વાત કરી છે. વૈદ્યે રોગ પારખ્યો અને દવા પણ આપી, છતાં હું હીણભાગી દવા લઈ શકતો નથી. આત્માનો રોગ પારખ્યો છે. રોગ કયો ? ભવમાં ભટકવાનો રોગ વૈદ્ય–દાકતરને ત્યાં જનાર નિયમિત દવા કે ચરી ન પાળે તેવા દરદી હાસીપાત્ર ઠરે તેમા નવાઈ જેવું નથી

આ ત્રણ લોકના પ્રસિદ્ધ વૈદ્યે દવા નક્કી કરી, એમણે આપણને દવા આપી પણ આપણે દવા કરવી જ નથી—

ભગવાન પાસે જાઓ છો ત્યાં તમે કેવાં વિશેષણોથી તેમને વધાવો-

પરમાર્થને પીછાણી શકયો જ નથી એમ કહેવામાં લેશભર અતિશયોકિત નથી.

વિતરાગ વચનને વર્ષાવનાર વકતા પાસે આવનાર શ્રોતાઓએ પણ એજ વિચારવું જોઈએ કે પ્રભુમાર્ગનો ત્યાગ મારામાં કેમ આવતો નથી. હૃદયમાં એજ હરદમ વિચારવુ જોઈએ કે મને હજુ ત્યાગભાવના જોઈએ તેવા પ્રમાણુમાં કેમ સ્ફુરાયમાન થતી નથી? ત્યાગની ભાવનાથી હું ભીંજાઉં નહિ ત્યાં સુધી મારી પૂજા તે પૂજા નથી એમ કેમ વિચારાતું નથી?

પૂજ્ય બનવાની પ્રૌઢ ભાવના દરેકને આવે છે. પણ તે પૂજ્યતા પામવાના પ્રૌઢ સંસ્કારો ગુરુચરણસેવાના અભિલાષીઓ હોય તેને જ મળે છે, કારણ કે એ સુંદર સંસ્કારોને સુદૃઢ બનાવવાનું ઉચ્ચકોટિનું જ્ઞાન પરોપકારી ગુરુઓ આગમ દ્વારા એ સંપાદન કરેલ હોય છે. અને પોતાના સસગમાં આવનારને તે જ્ઞાનથી નવલ્લવિત કરે છે

ગૃહસ્થાશ્રમમાં રહેલો શ્રાવક સાધુપદ પ્રત્યે જેટલે વિનય બહુમાન ધરાવે છે તેટલો વિનય બહુમાન તે સાધુ થયા પછી ધરાવી શકતો નથી; કારણ ઘણાં છે. છતાં તે પૈકી એક કારણ વિચારીએ તો તે સમાનતાનું સોમલ છે. તે એટલું હાડોહાડ વ્યાપેલું હોય છે કે હૃદયમાં હરપળે લાંબા પર્યાયવાળા પુ આચાર્યો, ઉપાધ્યાયો અને સ્થવિરોને એક સરખી કોટિમાં ગણવાની ધૃષ્ટતા અંગીકાર કરે છે. એટલે સાધુ થયા બાદ તે હૃદયમાં વિચારે છે કે 'મારા કરતાં તે બધા વધુ શું કરે છે!!!'

હવે ચાલો મૂળ વાતમાં. ત્યાગને માટે ભવોભવ જીવન–સમર્પણ કરવાવાળા, ત્યાગને ફળીભૂત કરનારા, ત્યાગનું ડિંડિમ વગાડનારા આ જ મહાપુરુષ! એ જ માટે આ મહાપુરુષની હું પૂજા કરું છું.

દીવાનો ઉપયોગ અંધારાના નાશ માટે છે, જેને અંધારાનો નાશ કરવો નથી તેને દીવો કરે શું?

આ વાત તમને ગળથૂથીમાં પાવામાં આવી છે; તમને સમજાવવામાં આવ્યું છે કે અઢાર દોષ રહિત તે દેવ છે.

આત્માને પૂછો કે એ અઢાર દોષ આ આત્મામાં રહેલા છે તે દોષ છે કે ગુણ ? પ્રથમ પોતાના દોષનો જવાબ માગો.

કયા રૂપે તીર્થંકરદેવને માનો છો અને પૂજો છો ? દૂષણ તપાસતાં શીખો. દૂષણને ભૂષણરૂપે માનવાની અને મનાવવાની મહાન ગંભીર ભૂલને આજે ભૂલી જાઓ. દૂષણને દૂષણરૂપે નહિ માનતાં ભૂષણરૂપે કેમ માનો છો ?

## ગોખ્યા કરો ! ! !

દૂષણને દૂષણરૂપે સ્વીકાર્યા વગર દૂષણને દૂર કરવારૂપ દાહ આત્મામાં થશે નહિ દૂષણ પ્રત્યે દાહ લાવ્યા વગર સાચી ઠંડક થવાની નથી. એ અઢાર દોષ ભવોભવ ભટકાવનાર છે એ સમજતાં શીખો. એ દોષો દોષરૂપે હજુ સુધી સંસારરોગમા રિબાતા રોગી આત્માને લાગ્યા જ નથી. દોષ એ ભટકાવનાર છે બલકે આત્મહિત બગાડનારા છે. રોગ થયો છે એવું રોગીને ભાન નથી. વૈદ્યને ઘેર દોડધામ કરનારા રોગીને રોગની વાસ્તવિક ભયંકરતા હજુ સુધી ભાસી નથી. એ દેવાધિદેવ દોષ દૂર કરનારા મનાય ત્યારે એ દોષોને ઢાંકનારા તમારા આત્મામાં દોષને દોષરૂપે દેખતાં થાઓ. અઢાર દોષથી આપણે હેરાન થઇએ છીએ એ તો માનતા થાઓ પૂજ્ય અને પૂજકમાં લાખ ગાડાનો ફેર છે. પારકા ઘેર મુનિમગીરી કરનાર મુનિમની જેવી દશા આપણી છે. હૂંડી અને પૈસાની લેવડદેવડ મુનિમની પોતાની નથી; પણ શેઠના હિસાબે છે. શેઠના હિસાબે થતી હૂંડી, ખત, પૈસાની લેવડ-દેવડ વગેરેને પોતાના હિસાબે માને તે મુનિમ નથી. તેમજ મુનિમની ધારણાપૂર્વક આપણે પણ અઢાર દોષ દેવના હિસાબે માનીએ છીએ. આપણે કાંઈ લેવાદેવા નથી. એ અઢાર દોષ આપણા હિસાબે નથી. અને એ દોષમાં આપણે તો જોખમ કાંઈ ગણ્યું પણ નથી.

દોષની ભયંકરતા સ્વીકારવાથી દોષની ભયંકરતા વધે છે અને તેના જોખમદાર આપણે પોતે છીએ તે સમજતા થાઓ. દોષની ભયંકરતા નહિ છોડું તો રખડયા કરીશ એ ગોખ્યા કરો.

છો! **तिन्नाणं तारयाणं, बुद्धाण बोहयाणं, मुत्ताणं मोअगाणं** ધર્મનો સાર બતાવી દીધો અને તમે તે સાર સ્વીકાર્યો છે?

નાડી બતાવી, રોગ જાણીને, દવા લઈએ પણ દવા કરીએ નહિ, ચરી પાળીએ નહિ અને કહીએ કે રોગ મટ્યો નહિ! એમ બૂમ મારીએ તો રોગ શી રીતે મટે? નાડી બતાવવી છે, રોગ જાણવો છે, દવા કરવી નથી અને વૈદ્યને ગાળો દેવી છે અને ફરિયાદ કરવી છે તે કેમ પાલવશે!!!

**ઉત્તમ પરિણામનો ઘડો.**

સમકિત હોય ત્યારે જ દોષનો દાહ થાય.

સમકિત ન હોય, ત્યારે જ દોષનો દાહ હોતો નથી.

પૂર્વનાં જ્ઞાન નિષ્ફળ જાય. લાંબા આયુષ્ય એળે જાય, એ બધું ક્યા કારણે? દોષના દાહ દિલમાં ન લાવ્યા તેથી. નવ પૂર્વ ભણો, ચારિત્રનું પારિપાલન કરો, પણ દોષદાહ વગર દિ નહિ વળે.

**પ્ર.** અનંતી વખત કર્યું તો એ વળ્યું નથી તો પછી શું વળશે?

**સ.** અનંતી વખત દોષદાહ વગરનું થયું છે, એટલે દોષદાહ ન થાય તો છોડવા માટે આ કહેવાતું નથી. દોષના દાહવાળા પરિણામ ન આવતા હોય તો લાવો. છોકરાને મનગમતાં બોર ન મળે તો પાંચ પકૂવાનની થાળીને લાત મારે. કારણ કે બન્નેમાં ફેર તે સમજતો નથી. તેવી રીતે પુદ્ગલમા પલોટાઈ ગયેલો આ આત્મા દોષનો દાહ જેવાં ઉત્તમ પરિણામ ઉત્પન્ન કરવા જતાં પુદ્ગલ–પથરા માટે ઉત્તમ પરિણામના ઘડાને ઊંધા વાળે છે. ભણવું, ગણવું, પડિક્કમણાં, પૂજા શા કામનાં છે? એવું બોલનારા ધૂળમાં લોટવાવાળા છે, મળેલી પકવાનની થાળી બાજુ પર રાખીને બોરની વાત કરો તે નહિ ચાલે!!!

હિંસા પ્રવૃત્તિ, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ રાખવા–રખાવવાનો ઉપદેશ શાસ્ત્રમાં હોય જ નહીં, પણ તેથી વિરામ પામવાનો ઉપદેશ હોય. દાહ ન થાય તેટલા માત્રથી ક્રિયા ખસેડવાની જરૂર હોતી નથી.

**પ્રશ્ન**–અનંતી વખત કર્યું તેમાં કાંઈ વળ્યું નહિ? હવે શું વળશે?

**સમાધાન**–છોકરો સેંકડો વખત લીટા કરે તે નકામા માનો છો પણ એકડો કરે તે વખતે સો લીટા લાભરૂપ ગણાશે. આ દ્રવ્ય ક્રિયાઓ કરતાં કરતાં ભાવ ક્રિયારૂપ દોષદાહ જરૂર થશે

**અભવ્યના પરિણામનો હાર.**

અરે ! તમે વ્યાખ્યાન સાંભળવાનું રાખો છો, અને આવ્યા છો તો દોષદાહ અંગે સાંભળશો. તે સાંભળતાં સાંભળતાં કોઈ વખતે દોષદાહ થશે, લીટા પણ એકડાનું કારણ છે તે રોકાય જ નહિ ! ! !

છોકરો લીટા કરે છે છતાં તમે પાટી ખેંચી ખરી કે નહિ ? લીટા એકડો લાવશે એ તમારા મનમાં નક્કી થયું છે. તેથી પાટી ખેંચતા નથી.

**પ્રશ્ન**–એ ફળવાળી થશે ત્યારે સફળ માનશું. તેવી રીતે દોષદાહવાળી પ્રવૃત્તિ થશે ત્યારે સફળ માનશું તે સિવાય નિષ્ફળ માનવામાં વાધો શો ?

**સમાધાન**–૧૦૦ પગથીઆવાળી નિસરણીમાં એક–બે–પાંચ–દશ એમ એંશી અને નેવુમા પગથીએ પહોંચીએ છતાં માળ દેખાય નહિ, દેખાવાની અપેક્ષાએ બધી જગ્યાએ સરખું છે, નેવું સુધી ચઢવાની ક્રિયા કરી ન હોત તો આગળ શી રીતે વધત ! આથી **દ્રવ્યચારિત્રરૂપ લીટાઓ તે ભાવચારિત્રના એકડા માટે છે.**

અભવ્યોએ અનંતા દ્રવ્યચારિત્ર કર્યાં, આંધળાએ દશ વરસ લીટા કર્યા આંધળાથી એકડા ન આવ્યા તેથી દેખતાએ લીટા કરવા જ નહિ એવો સિદ્ધાંત ન થાય. દેખતા એવા ભવ્યોને દ્રવ્યચારિત્ર લેતાં રોકી શકાય નહિ. વાંઝણીનો સંસાર નકામો જાય. વાંઝણી હતી તેથી નકામો ગયો. તેવી રીતે અભવ્યનો પ્રયત્ન અફળ જાય તે મોક્ષ અપેક્ષાએ. વાંઝણી હાયપીટ કરે પણ સોહાગણ સ્ત્રી હાયપીટ ન કરે.

મારાં **દ્રવ્યચારિત્ર** નકામા જાય છે, તે વાંઝણીના ઉદ્દગારો છે. અભવ્ય સિવાય બીજા કોઈનાં દ્રવ્યચારિત્ર નકામાં જતાં નથી. ભવ્યનાં દ્રવ્યચારિત્ર નકામાં જ નથી તો પછી મારું ચારિત્ર નકામું એમ નહિ ગણો. શ્રાવકની કરણી, સાધુની કરણી દ્રવ્યચારિત્ર રૂપ હોય

તો નકામી જાય છે એવું બોલનારા હાથે કરીને અભવ્યના પરિણામનો હાર ગળે પહેરે છે.

## મોટો તફાવત.

ભાવચારિત્ર થયું નથી તે માટે ઉત્સાહ અપાય એ વાત જુદી છે પણ દ્રવ્યચારિત્રની નિષ્ફળતા માનવા-મનાવવામાં ગંભીર ભૂલ થાય છે.

ધર્મસંગ્રહમાં જૂઠ બોલે તો પાપ લાગે, વિશ્વાસઘાત વગેરે જૂઠ બોલે તો પાપ લાગે, બ્રહ્મઘ્ન બ્રહ્મહત્યા કરનારો છે એમ બોલે તો તો પાપ લાગે, જો કે તે વચન કોઈનો જન્મ-મર્મ કર્મને નુકસાન કરનાર નથી.

**પ્રશ્ન**—બ્રહ્મઘ્ન કહેવાવાળાએ સાચું કહ્યું કે જૂઠું?

**સમાધાન**—જૂઠું સ્વરૂપ અને તત્સંબંધી તે પણ જૂઠ. જૂઠનું લક્ષણ અસત્ અભિધાન ઇતિ, અસત્ય અભિધાન હોય તે બોલવું તે જ જૂઠ. અહિત અભિધાન લઘુતા માટે બોલાય તે વાત જૂદી. દોષની અપેક્ષાએ બોલાય તે જૂદી વાત છે. આ બન્નેમાં આ દોષ રહે છે માટે તે નકામું છે.

દ્રવ્ય અનુષ્ઠાન દોષના દાહ વગરનું થાય તો પણ તે નિરર્થક નથી!

હવે દલીલથી વિચારીએ. દોષના દાહ વગર શ્રાવકપણાં અને સાધુપણાં કર્યાં તેમાં મળ્યું કે નહિ? બોલો તમે છોડયાં તેટલાં પાપથી બચ્યા કે નહિ? જો બચ્યા તો નિષ્ફળ કેમ? દોષદાહના ફળના હિસાબે ઓછું મળ્યું કહો, પણ નિષ્ફળ તો ન કહો.

પાપ રોકાય એટલું જ નહિ, પણ સદ્ગતિ આદિ લાભો મળે. અનંતી વખત દ્રવ્યચારિત્ર કર્યાં, દ્રવ્ય શ્રાવકપણાં કર્યાં, દ્રવ્યચારિત્રથી દેવગતિ આદિ મળે. અભવ્યને મોક્ષનો ફાયદો ન મળે પણ સદ્ગતિ આદિ તો મળે, અને પાપથી રોકાણ થાય. અભવ્ય પાપમાં પ્રવર્ત્યો હોય અને પાપમાં ન પ્રવર્ત્યો હોય તો તે બંનેમાં તફાવત શું થાય?

## દોષદાહ પ્રકરણ–મોક્ષ હિસાબે મોટો તફાવત.

પાપમાં ન પ્રવર્તવાથી બે ફાયદા થાય, સદ્ગતિ મળી, દુર્ગતિ રોકાણી. હવે ભવ્યની બાબતમાં આપણે વિચારીએ. બે ફાયદા તો ઉપરના અભવ્યને પણ થાય. આ તો સારી સ્થિતિમાં આવ્યો છે તે જો ધર્મ નહિ કરે તો શું કરશે? તે સાધુપણું કરશે કે ઘરબાર કરશે? હવે વિચારો કે અનંતી વખત પત્ની–છોકરાનું કર્યું તે વધારે કે ચારિત્રનું વધારે? અનતા અનંતી વખત ખાસડાં ખાધાં છતાં ત્યાં જ પાછું મન થાય છે અને અનંતા અનંતી વખત લાભ મળ્યા છતાં ત્યાં મન થતું નથી, તેનુ કારણ શું?

અનંતા વખતમાં ખાસડા અને પરમાધમીની વેદના ભોગવી છતાં તેમા કંટાળો નહિ અને ધર્મ કરવાથી દેવગતિ મળી છતાં તે કાર્ય કરવાનું કેમ મન થતું નથી? વગર દોષના દાહે દાન, શીયળ, તપ, ભાવ નહિ કરવા કહેવું તે પણ મૂર્ખાઈ છે. દોષના દાહ વગર એ બનતું કેમ હશે? પણ એ વિચારી ગયા કે અભવ્યો પણ એ સ્થિતિમાં કેવી સ્થિતિ ગુજારતા હશે? તો દોષ–દાહ–પ્રકરણ સમજવાથી સહેજે સમજાશે.

તીર્થંકર ભગવાનના પૂજકોએ પણ વિચારવાનું જરૂરી છે કે અંતઃકરણમાં દોષની દાહ સ્થિતિ આવવી જોઈએ. અઢાર દોષરહિત દેવ અને તે દોષવાળા કુદેવ ગણવા, તેમની સાથે મારે કાંઈ લાગતું-વળગતું નથી એમ નહિ.

તીર્થંકરે ધર્મ કરેલો કે, બનાવેલો નથી પણ કહેલો છે અને તે ધર્મ પણ હમેશનો કહેવામાં લેશભર અતિશયોક્તિ નથી!!! બીજા મતમાં આ ઈશ્વરે જગત્ કર્યું–કરેલું છે. એ મતાવલબીઓને પૂછજો કે જૂઠ, ચોરી અને પાપ છે તે તમારા ઈશ્વર પહેલાંના કે પછીના છે? જો પહેલાં જૂઠ, ચોરી હતાં, પાપ હતાં, અને રોકવાનાં સાધન હતાં તો તો કર્યું શું અને જો એમ કહેશો કે પહેલાં નહોતાં તો પછી કહેવાય કે ઇશ્વર જેવો કુભાંડી કોણ?

મુસલમાન જૂ જેવા નાના જીવ અને માંકણની ક્રીડા કરે છે.

શિકાર કરનાર શિકારની ક્રીડા કરવા માટે જંગલી રાક્ષસી ગણાય તો અનંતના શિકાર કરવાની તમારા ઈશ્વરની ક્રીડા અને લીલા કેવી!

આ બધા અનંતા મરે છે, જન્મે છે, દુઃખ ભોગવે છે તો તમારા ઈશ્વરને માટે ગણવું શું?

જિન-**જૈન** ધર્મ 'નવો બનાવતા' નથી, વસ્તુતત્ત્વની પ્રરૂપણા કરે છે અને દેવ તત્ત્વને જાહેર કરે છે તો પછી દેવના નામે જ પ્રવૃત્તિ હોય તેમાં નવાઈ નથી.

### ભાંજગડ માનવી પડશે

દેવતત્ત્વ માનનારાને પોતાના દેવને નિર્દોષ માનવા પડે છે. આદર્શ ચારિત્ર ક્યાં માનો? (સભામાંથી) દેવમાં.

દેવને નિર્દોષ માનવા પડે છે.

ગુરુ, દેવના આદર્શ ચારિત્ર અનુસારે ચાલવાવાળા અને ધર્મ તે દેવનું આદર્શ ચારિત્ર. ગુરુ અને ધર્મ તે બધું દેવ ઉપર નિર્ભર છે. આદર્શ ચારિત્ર તે ધર્મ છે.

આ ઉપરથી દેવતત્ત્વની જરૂર છે. સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિએ શ્રી મહદેવનું અષ્ટક કર્યું. બીજાની અપેક્ષાએ દેવ તો એક સ્વરૂપે હોય. અન્ય દર્શનીઓની અપેક્ષાએ એક સ્વરૂપવાળા નથી. સંસારમાં માન્યા અને મોક્ષમાં પણ દેવ માન્યા. અરિહંત અને સિદ્ધમાં દેવતત્ત્વ માનો છો. જ્યારે અન્ય દર્શનીઓમાં બન્ને દેવમાં એકસરખું સ્વરૂપ રહ્યું જ નહિ. બીજા કરતાં તેમને ત્યાં બે વિભાગ. હવે તો તમારે ભાંજગડ માનવી પડશે

### આજ્ઞાભ્યાસનું બખ્તર.

સાકારમાં શી રીતે આરાધો અને નિરાકારમાં શી રીતે આરાધો?

તમારે બે વિભાગ કરવા પડશે. નિરંજન થયા હોય કે આકાર હોય તો પણ પૂજા એકસરખી અને તેથી જ **यस्य चाराधनोपायः**.

જે દેવને યા જે જિનેશ્વરને પૂજીએ છીએ તેમના પૂજન એટલે આજ્ઞા અભ્યાસ-તેની આજ્ઞા પ્રમાણે વર્તવું. દેવ શરીરધારી હોય કે

ન શરીર ધારણ કરે તો પણ અમારે પૂજન-વંદનમાં અડચણ નથી. તેમની આજ્ઞા કોઇ વખત ખરી કે ?

ના, તે માટે સર્વદા એમ કહ્યું એટલે સદા સર્વદા. કરેલાનું કરવું ન હોય તો કાલે ખાધું હતું, આજે કેમ નહિ ? જૂની ભૂખ લાગીને ખાવું નવું, કર્મથી બચવા માટે આજ્ઞા આરાધન છે. કર્મના હલ્લા વખતે આજ્ઞા અભ્યાસના બખ્તરની જરૂર છે. કર્મથી બચવા માટે, ગુણો પ્રગટ કરવા માટે આજ્ઞાનો અભ્યાસ જરૂરી છે. ક્યાં સુધી તેમની સ્થિતિ તેવી રહેશે ? મોક્ષ ન મળે ત્યાં સુધી.

### આરાધનાનું યથાસ્થિત ફળ.

દાવાનળમાં કમળ વાવ્યું તો થાય શું ? તેવી રીતે તમે મોટામાં મોટા પાપોમાંથી નીકળો નહિ અર્થાત્ લોભ હાસ્યરતિ વગેરેમાંથી નીકળો નહિ, ત્યાં સુધી તમારા વિચારાદિ કમળ જેવા સુંદર છે, છતાં દાવાનળ ઓલાય પછી જ તેનો લાભ મળે. જ્યાં સુધી તમે અકષાયી ન થાઓ, ત્યાં સુધી તે ક્રિયા ફળીભૂત થવાની નથી એવું કહેનારાને શાસ્ત્ર કહે છે કે:

'પાણીનો ઉનામણો ઉકળતો હોય તો તે ઉનામણમાં પડેલો પૈસો ગરમ થશે, પણ ધાતુપણું છોડશે નહિ. શરીર પર ફોલ્લા થાય તેવી રીતે ધાતુ પર કંઈ નહિ થાય ધાતુનો એવો વિચિત્ર સ્વભાવ છે કે ત્યાં ફોલ્લા થાય જ નહિ તેવી રીતે જિનેશ્વરની આજ્ઞામાં એવી તાકાત છે કે ગમે તેવી અવિરતિ હોય છતાં સામાન્ય અસર થાય પણ વિશેષ અસર થઈ શકે જ નહિ' ઉનામણામાં પડેલા પૈસાની જેવી તાકાત છે તે કરતા આજ્ઞા અભ્યાસની તાકાત અજબ છે. પૈસા ગરમ થાય, અતિચાર લાગે, દૂષિત થાય પણ પૈસાપણું ફરે નહિ તેવી રીતે જે સ્વરૂપમાં આજ્ઞા આવી હોય તો પલટે જ નહિ. શકિત પ્રમાણે કર્યે જાઓ તો તે જરૂર ફળ દેનાર થશે ફળપ્રદ જેઓ દેવતત્ત્વનું આરાધન કરશે તેઓ તો ઉત્તમ ફળને પ્રાપ્ત કરી કલ્યાણના ભાગીદાર બનશે.

सर्वमंगल.....



# ભવ્ય એટલે મોક્ષનો અધિકારી

[ જેને મોક્ષની અભિલાષા થાય તે જીવ ખરેખર ભવ્ય જીવ છે. મોક્ષનું બીજ તે ભવ્યત્વ છે. મોક્ષે જવાને લાયક તે ભવ્ય.

સામો માણસ ભવ્ય છે કે અભવ્ય છે તે કેવળી સિવાય ન જાણી શકાય. પણ પોતાનામાં ભવ્યપણું છે કે નહિ તે તો સમજી શકાય છે. ભવ્ય કરતાં ચઢિયાતો જીવ તે ચરમપુદ્‌ગલાવર્તી જીવ છે. 'હું મોક્ષને લાયક હોઈશ કે નહિ' વિચારનાર તે ભવ્ય છે. ]

द्रव्यतो भावतश्चैव, प्रत्याख्यानं द्विधा मतम् ।
अपेक्षादिकृतं ह्याद्यमतोन्यच्चरमं मतम् ॥ १ ॥

### ભવ્ય જીવ કોણ ?

શાસ્ત્રકાર મહારાજા ભગવાન્‌શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્ય જીવોના ઉપકાર માટે શ્રીઅષ્ટકજીપ્રકરણ રચતાં આગળ જણાવે છે, કે આ સંસારમાં આ જીવો અનાદિકાળથી રખડે છે. એ જીવને મોક્ષપ્રાપ્તિ કરાવવામાં મુખ્ય કારણ શું ?

ઉત્તર એ જ છે કે ભવ્યપણું ! પ્રથમ ભવ્યપણું જોઈએ. મોક્ષ એ ઉત્તમોત્તમ વસ્તુ છે. એ ઉત્તમોત્તમ મોક્ષ પ્રાપ્ત કરવા માટે પોતાના આત્માને ભવ્યપણાની પ્રાપ્તિ થઈ ચૂકી છે, તેવું દર્શાવનારું શું કાંઈ ચિહ્‌ન છે ?

હા ! એ ચિહ્‌ન તે મોક્ષની અભિલાષા માટે જ શાસ્ત્રકારોએ નિયમ માન્યો છે કે :—

"જેને મોક્ષની અભિલાષા થાય, તે જીવ ખરેખર ભવ્ય જીવ છે !"

**ભવ્યત્વ નહિ તો મોક્ષ પણ નહિ જ !**

બીજા દાર્શનિકો કહે કે 'મોક્ષને પામવા માટે દેવોને માનવા, તેમની સેવાપૂજા કરવી, જ્ઞાન મેળવવું અને વ્રત વગેરે કરવાં જોઈએ' આ સઘળી ક્રિયાઓ શા માટે કરવાની ? જવાબ એ છે કે મોક્ષને પામવા માટે પણ તે પહેલાં ભવ્યજીવને જ મોક્ષ મળે છે–**ભવ્યજીવ એકલો જ મોક્ષનો અધિકારી છે,** તે વાત નક્કી થવાની જરૂર છે. એ નક્કી થવું જ જોઈએ કે ભવ્યજીવને જ મોક્ષ મળે છે; બીજાને નહિ. જે જીવ ભવ્ય નથી, તેને મોક્ષ પણ નથી જ ! જ્ઞાન મેળવવું, સર્વવિરતિપદ ગ્રહણ કરવું; તપસ્યા, તપ, જપ, કરવાં; વિનય વૈયાવચ્ચ વગેરે આદરપૂર્વક સેવવાં એ સઘળાનું ફળ મોક્ષપ્રપ્તિ છે. પણ તે સઘળાને પાળવા છતાં એ, તે સઘળાનું ફળ મોક્ષપણું; પણ તે મળે કયારે ? જીવમાં ભવ્યપણું હોય તો જ ! નહિ તો નહિ જ !!

જ્ઞાન, જપ, તપ, વિનય, સર્વવિરતિ એ સઘળી ચીજો એવી નથી કે જે આત્માને સ્વતંત્ર રીતે જ મોક્ષ આપી શકે. કોઇ એમ શંકા કરશે કે ભવ્યપણું જેમ મોક્ષ મેળવવામાં કારણભૂત છે, તે જ રીતે જ્ઞાન વગેરે પણ મોક્ષ મેળવવામાં કારણભૂત છે; તો પછી તે ચીજ–જેવાં કે જ્ઞાન તપ વગેરે પણ–શા માટે મોક્ષ આપનારાં છે, એમ ન ગણવું જોઇએ ? આ પ્રશ્નનો ઉત્તર જરૂર સમજવા જેવો છે.

**અંકુરનું મુખ્ય કારણ કોણ ? "બીજ."**

એક ઉદાહરણ–દૃષ્ટાંત–દાખલો લો. ખેડૂત જમીનમાં બીજ નાંખે છે, બીજમાંથી અંકુરો થાય છે. એ અંકુર ઊગવામાં કારણભૂત વસ્તુઓ કઈ કઈ છે ? બીજ, માટી, પાણી, હવા એ સઘળી વસ્તુઓ કારણભૂત છે. પણ એ કારણોની સહાય વડે જે અંકુર ઊગે છે, તે અંકુરને આપણે માટીઅંકુર, જલઅંકુર, હવાઅંકુર કહેતા નથી; પરંતુ ઘઉંનો અંકુર, બાજરીનો અંકુર, જુવારનો અંકુર એમ જ કહીએ છીએ. ખ્યાલ કરજો :—કે બીજ એકલું ઊગી શકે જ નહિ. તે ઉગાડવામાં બીજ, માટી, પાણી, હવા એ સઘળાં કારણભૂત છે. પણ મુખ્ય કારણ શું છે ? બીજ છે ! બીજ પોતે જ અંકુરસ્વરૂપ છે અને તે અનુકૂળ

કારણો મળતાં પોતાની મેળે જ અંકુરરૂપ બને છે. માટે જ અંકુરનું મુખ્ય કારણ તો બીજ છે અને માટી, પાણી, હવા એ બધાં સહકારી કારણો છે અથવા ઉપકારણો છે.

**મોક્ષનું બીજ તે જ "ભવ્યત્વ".**

એક ઉદાહરણ અહીં પણ આબાદ રીતે લાગુ પડે છે. ત્યાં જેમ બીજ મુખ્ય છે, તેમ અહીં મોક્ષ માટેનું બીજ તે જ ભવ્યપણું મુખ્ય છે, અને ત્યાં જેમ માટી, પાણી, હવા ઇત્યાદિ છે, તેમ અહીં જ્ઞાન, ચારિત્ર, તપસ્યા, તપ, વિનય આદિ છે એટલે આ સઘળાં મોક્ષ મેળવી આપનારાં મદદનીશ કારણો અથવા સહકારી કારણો છે. મોક્ષ મેળવવા માટેનું મુખ્ય કારણ તો જીવનું ભવ્યપણું છે. ભવ્યપણારૂપી બીજ હોય તો જ જ્ઞાન, ચારિત્ર, તપસ્યા, તપ આદિની સહાયતાથી તેનું ફળ મોક્ષ મળી શકે છે. જો બીજ ન હોય તો માટી, પાણી, હવા વગેરે મળ્યા છતાં અંકુરો ઊગતો નથી. તે જ પ્રમાણે જેનામા ભવ્ય-પણું ન હોય એવા આત્માએ નવ પૂર્વજ્ઞાન લીધું હોય, પ્રતિમાઓ વહન કરી હોય, શુક્લ લેશ્યાના પરિણામવાળું અખંડ ચારિત્ર પાળ્યું હોય તો પણ તેને મોક્ષ મળી શકતો નથી એ સિદ્ધ છે કારણ કે મોક્ષનું મુખ્ય કારણ ભવ્યપણું છે

તપસ્યામાં બે-ચાર-છ મહિના ગાળે, મહિનાના મહિના તપ કરે, વિનય વૈયાવચ્ચ કરે; બધું કરે પણ જ્યા ભવ્યત્વરૂપી બીજ નથી ત્યાં તે બીજનું ફળ મોક્ષ નહિ જ હોય એ તે ખુલ્લુ છે તાત્પર્ય એ છે કે મોક્ષ થવામાં મુખ્ય કારણ તો જીવનું ભવ્યત્વ જ છે, તે જ બીજ છે અને જ્ઞાન, તપ આદિ તો તેને મદદ કરનારાં કારણો છે.

**અંકુર પરથી બીજની પરીક્ષા.**

હવે એ પ્રશ્ન આવીને ઊભો રહે છે કે આત્મામા ભવ્યપણું છે એમ જાણવું કેવી રીતે ? એવી કઈ નિશાની છે કે જે આત્મામાં ભવ્યપણું છે એ દર્શાવી આપે છે ?

સાંભળો : અંકુર ઊગે છે તેથી આપણે જાણીએ છીએ કે ફલાણો દાણો વાવ્યો હતો, તે જ પ્રમાણે મોક્ષ થાય ત્યારે જ આપણે જાણી

શકીએ છીએ. કે એ આત્મામાં ભવ્યપણું હતું. આત્માની અંદર જ્યારે ભવ્યપણું જણાય છે, ત્યારે આત્માનો મોક્ષ થવાનો જ છે; એવો નિશ્ચય થાય છે. આ નહિ થાય ત્યાં સુધી મોક્ષની આશાએ જે ઉદ્યમ કરીએ છીએ, તે બધો આંધળાની ઈંટ જેવો પરિણમે છે. આ પ્રમાણે જેઓ કહેતા હતા, તેમની મતલબ શી હતી ? તેઓ કઇ મતલબથી આ પ્રમાણે કહી રહ્યા હતા ? તે હવે તપાસો.

જૈનશાસ્ત્ર એમ માને છે કે કેટલાક જીવો ભવ્ય છે અને કેટલાક અભવ્ય છે. જ્યારે બીજાઓ એમ માને છે કે સર્વે જીવો મોક્ષે જવાના છે. બીજો પક્ષ જેઓ માને છે, તેમની એ માન્યતા કેવી મિથ્યા છે તે જુઓ : તેઓ એમ કહે છે, કે સઘળા જીવો મોક્ષે જવાના છે; પણ તરત જ બીજી વાત રજુ કરે છે કે મનુષ્ય શરીરમાંના જીવ સિવાય બીજા જીવો મોક્ષે જઈ શકવાના નથી ! જો તેમની એ માન્યતા છે કે "મનુષ્ય સિવાય બીજો મોક્ષે જઈ ન શકે," તો સહેજે સાબિત થાય છે કે તેમનો "સઘળા જીવો મોક્ષે જવાના છે" એ પૂર્વપક્ષ ખોટો છે અને તેથી તેઓ સીધી રીતે જ જૂઠ્ઠા છે.

### મનુષ્યની પરાધીનતા

'સર્વ જીવોને મોક્ષ છે,' એમ માનો, પણ વળી કહો છો કે 'મનુષ્યજીવ સિવાય બીજા જીવને મોક્ષ નહિ' એ બે પરસ્પર વિરોધી વસ્તુ બને શી રીતે ? **મનુષ્યનું જીવન તો હંમેશાં પરાવલંબી છે.** પૃથ્વી, એ મનુષ્ય વગર જીવી શકે છે. મનુષ્ય હોય તો જ પૃથ્વીકાય–અપકાય જીવો જીવી શકે, અને નહિ તો મરી જાય એમ નથી. તેઉકાય–વાયુકાયને માટે પણ તેમ જ. મનુષ્ય ન હોય તો તેઉ-કાય અને વાયુકાયના જીવો પણ મરી જાય એમ નથી. આ બધા ઉપરથી એક વાત સાબિત થાય છે કે મનુષ્યની હયાતીનો સંબંધ જીવો સાથે છે. મનુષ્ય જરા વિચાર કરે કે, હું જગતમાં નહિ હોઉં તો નુકસાન કોને ? તારા ( મનુષ્યના ) નહિ હોવાથી કોઇની પણ જિંદગીનું નુકસાન નથી. પૃથ્વી, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિ, બે, ત્રણ, કે ચાર ઇંદ્રિયોવાળા પ્રાણીઓમાં કોઈને પણ મનુષ્ય

ન હોય તો કોઈપણ જાતનું નુકસાન નથી. ત્યારે મનુષ્યનું જીવન કઇ દશાનું ? જો આધારરૂપ પૃથ્વી ન મળે તો મનુષ્ય ગબડી પડે ! પાણી ન મળે તો મનુષ્ય મરી જાય ! તેજ–અગ્નિ ન હોય તો મનુષ્ય આંધળો બને ! વનસ્પતિ ન હોય તો મનુષ્ય ભૂખે મરે ! હવે વિચાર કરો કે મનુષ્યનું જીવન કેટલું બધું પરાધીન છે !

આજના જમાનામાં પોકળ સ્વતંત્રતાવાદી ઘણા મળશે, પણ કોઈ એવો સ્વતંત્રતાવાદી નીકળ્યો છે કે જાણે એમ કહ્યું હોય કે મારે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ કોઈને આધીન રહેવું નથી. હું એ બધા વિના ચલાવી લઈશ ! આજે તો ઉત્તમ ચીજની આધીનતામાં રહેવુ નથી પણ અધમ ચીજની ગુલામગીરી કાલાવાલાપૂર્વક કબૂલ રાખવામાં આવે છે ! અગ્નિ મનુષ્યને તાબે નથી, વનસ્પતિ આદિ અધમ ચીજ તેની ગુલામીમાં માણસ રહે છે, અરે તેના વડે જ માણસનું જીવન ટકેલું છે, અને આ રીતે અધમ જીવોની ગુલામીમાં રહેનારા માણસને સ્વાતંત્ર્ય લેવું છે ! સ્વતંત્ર કોનાથી થવાનુ હોય ? અધમ વસ્તુથી ! તેને બદલે આજે શું થાય છે ? પુન્યશાળી જીવોથી, ધર્મથી, માબાપથી, બુદ્ધિશાળી જીવોથી આજે તો સ્વતંત્ર બનવાની વાતો થાય છે ! ! !

મનુષ્ય, પૃથ્વી આદિ અધમ સ્થિતિમાં રહેલા જીવોથી જ્યારે સ્વતંત્ર બની શકતો નથી ત્યારે મનુષ્ય જ મોક્ષે જઈ શકે અને બીજા જીવો મોક્ષે ન જઇ શકે એમ કહેવું તે મિથ્યા છે. મનુષ્ય સિવાય મોક્ષ નથી, અને ‘ મનુષ્ય તો પૂરેપૂરો પરાવલંબી છે ’ તો પછી બધા જીવો મોક્ષે જવાના છે એમ બોલી જ કેમ શકાય ? મૂગો કહે કે “ હું મૂંગો છું, ” તો તમે શું કહો ? વદતો વ્યાઘાત જ કે કાંઈ બીજું. જો મૂંગો પોતાનું મૂંગાપણું બતાવવાને પણ કહે કે “ હું મૂંગો છું ” તો ખલાસ ! ! તે પોતે જૂઠો છે એમ તેની બોલી સાબિત કરે છે. તે જ પ્રમાણે મનુષ્યનું જીવન પણ એકેન્દ્રિયાદિ વગર રહી શકે નહિ એ સ્પષ્ટ છે, તો પછી ‘ સઘળા જીવો મોક્ષે જવાના છે ’ એ વાત ત્યાં ને ત્યાં જ જૂઠી થાય છે.

## ભવ્યપણું પારખે કોણ?

જૈનશાસ્ત્ર કહે છે કે કેટલાક જીવો મોક્ષે જવાને લાયક છે. કેટલાક નાલાયક છે. જે લાયક છે, તે ભવ્ય છે. જે નાલાયક છે તે અભવ્ય છે. એ ભવ્યાભવ્યના નિર્ણય વગર ધર્મ કરવો તે આંધળે બહેરું કુટાવા જેવું છે. ત્યારે હવે આગળ વધો; આ જીવે પહેલાં નિર્ણય કરવાનો હતો કે હું ભવ્ય છું કે નહિ. જો હું ભવ્ય હોઉં તો જ્ઞાનાદિક માટે જે ઉદ્યમ કરું તે સફળ થશે, પણ કદાચ હું અભવ્ય હોઉં તો જ્ઞાનાદિક માટે કરેલો ઉદ્યમ નકામો જાય, આ શંકા એની ખસવાની નહિ, માટે જ્યારે પોતાના ભવ્યપણાની ખાતરી થાય ત્યારે જ જીવ ડગલું ભરે. ભવ્યપણાનો નિર્ણય થયા વિના જીવ જે ડગલું ભરે તે આંધળે બહેરું કુટાયા જેવું થાય. તમે કબૂલ કરો છો કે કયા જીવમા ભવ્યપણું રહેલું છે અને કયા જીવમાં અભવ્યપણું રહેલ છે; તે માત્ર કેવળી જાણે છે, બીજો નહિ.

## કેવળી શી રીતે થયા?

ભવ્યાભવ્યપણું એ પારિણામિકભાવ છે. જીવપણું, અજીવપણું, ભવ્યપણું, એ પણ પારિણામિકભાવ છે. જે જીવને જાણે છે, તે જ માણસ જીવના પારિણામિકભાવ ભવ્યપણું, અભવ્યપણું વગેરે પણ જાણી શકે છે. જેમ જે માણસ ઘડિયાળને જોઇ શકતો નથી, તે ઘડિયાળમાં કેટલા વાગેલા છે તે શી રીતે કહી શકે? તે જ પ્રમાણે જે જીવ જીવને ઓળખી શકેલો નથી, તે જીવના પારિણામિકભાવને પણ જાણી શકે જ નહિ એ સ્પષ્ટ છે.

જીવ–શુદ્ધ સ્વરૂપવાળા જીવને કેવળજ્ઞાની સિવાય બીજો કોઇ જાણી શકે નહિ. તો પછી જીવના સ્વભાવને પણ બીજો કોણ જાણી શકે? કેવળી તમારા જીવને જુએ, તેમાં રહેલું ભવ્યપણું જુએ અને તમોને કહે કે તમો ભવ્ય છો; તો તમારે જ્ઞાનાદિક માટે ઉદ્યમ કરવો, નહિ તો નહિ; એટલે પરિણામ શું આવશે તેનો ખ્યાલ કરો. કેવળી તમો ભવ્ય જીવ છો એમ ન કહે, ત્યાં સુધી શું તમારે જ્ઞાનાદિક

માટે ઉદ્યમ ન કરવો ? તમારા જીવને ભવ્ય અભવ્ય જાણી શકનાર કેવળી કેવળી શી રીતે થયા ? તો કહેશો કે જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય, વેયાવચ્ચ બધામાં ઉદ્યમ કરવાથી તો તે કેવળીઓએ ઉદ્યમ શા આધારે કર્યો ?

**તમારું ભવ્યપણું તમે જાણી શકો છો.**

કેવળીને તેના જીવનું ભવ્ય અભવ્યપણું કોણે કહ્યું ? માનો કે તેને કોઈ બીજા કેવળીએ કેવળ જ્ઞાનપૂર્વક "તુ ભવ્ય છે" એમ કહ્યું હોય. તો એ બીજા કેવળીને "તુ ભવ્ય છે" એમ કોણે કહ્યું ? અને આ વિચારશ્રેણી આગળ લબાવી જુઓ : પરિણામ એ આવે છે કે તીર્થંકરનું થવું, તીર્થની શરૂઆત એ સઘળું જ ઊડી જાય છે. કેવળીપણું–ધર્મપ્રવૃત્તિ એ કેવળી વગર સંભવે નહિ. કેવળીની પાછળ કોઈ કેવળી હાજર હોવો જ જોઈએ આ વસ્તુમાં વિચ્છેદવાળુ કેવળીપણું ન ચાલે કેવળીનો કોઈ કાળે વિચ્છેદ ન માનવો અને જો માન્યો તો ધર્મ ઊડી ગયો કેવળજ્ઞાનીની સતત્ સત્તા માનવી પડે અને તે ન હોય તો ધર્મનો છેડો છે

આત્માના ભવ્ય અભવ્યપણાના વિભાગ પાડયા, પણ છતાં આ ભવ્ય અને આ અભવ્ય એવો કેવળી સિવાય નિર્ણય મળે નહિ અને નિર્ણય મળે નહિ ત્યાં સુધી ધર્મપ્રવૃત્તિ કરવી એ આંધળે બહેરું કુટાવા જેવું નકામું છે, એટલે ખલાસ ! સઘળી ધર્મપ્રવૃત્તિ અને મોક્ષમાર્ગ જ બંધ થઈ જાય ! ત્યારે હવે માર્ગ શો ? અહીં જ સમજવાનું છે જૈનદર્શન કહે છે કે જીવમા રહેલું ભવ્યાભવ્યપણું કેવળી સિવાય નહિ જાણી શકાય એ વાત તદ્દન સાચી. પરંતુ પર-જીવોનું ભવ્યાભવ્યપણું માત્ર કેવળી જ જાણી શકે છે, પોતપોતાના આત્મામાં ભવ્યપણું છે કે નહિ એ તો દરેક માણસ પોતે સમજી શકે છે.

**જે મોક્ષ ઇચ્છે છે તે ભવ્ય.**

જેને મોક્ષની ઇચ્છા છે તે સઘળા જીવો ભવ્ય છે પણ એ મોક્ષ તે કયો ? એકલો તમોએ માની લીધેલો ગમે તે મોક્ષ ઇચ્છવો

જોઈએ તેમ નહિ, અનંત કલ્યાણ અને સંસારની ઉપાધિ વિનાનો જે મોક્ષ છે, તે મોક્ષ જે ઇચ્છે છે; તે ભવ્ય જીવ હોય છે.

બનાવટી સોનામહોર હોય તો પણ તેની માંગણી કોણ કરે? અર્થી! અર્થી એની માંગણી કરે, પણ એ બિચારાનું આગળ નસીબ નથી, કારણ કે તે જે સોનામહોર માંગે છે તે બનાવટી છે. તે જ પ્રમાણે સાચો મોક્ષ જૈનશાસનમાં હોય તો અન્ય દર્શનમાં રહેલ ને કહેલ ખોટા મોક્ષને પણ ઇચ્છે કોણ? અર્થાત્ અન્ય મતની અપેક્ષામા પણ મોક્ષ માનનારા ભવ્યપણે નિશ્ચિત થવામાં અડચણ નથી. માર્ગાનુસારી જીવો દરેક પોતપોતાના મત પ્રમાણે જુદા જુદા રૂપમાં મોક્ષમાં માનનારા હોય છે અને જુદી જુદી ક્રિયાઓ કરે છે 'ઉપદેશ–રત્નાકર'માં ખુલ્લુ કહ્યું છે કે 'ચાહે જૈન મતમાં હો, ચાહે અજૈન મતમાં હો, પણ જેઓ મોક્ષની ઈચ્છાવાળા છે તેઓ સઘળા જ ભવ્ય જીવો છે.'

"ચરમ પુદ્ગલ પરાવર્તી એટલે શું?"

"કોઈ પણ મતમાં રહેલો જીવ સંસારને અસાર માને અને મોક્ષ પરમ કલ્યાણકારક ચીજ છે, એમ માને અલબત્ત, એ મોક્ષ કેવો છે? તેનું સ્વરૂપ કેવું છે? તેની ચર્ચામાં ન ઊતરે—તો તે જીવ જરૂર ભવ્ય છે." આ સ્થિતિને અંગે શાસ્ત્રકારોએ ભવ્ય કરતાં ચઢીઆતો ઇલકાબ યોજ્યો છે. તે છે ચરમ પુદ્ગલ પરાવર્ત સંસાર. આ જીવે અનંતા પુદ્ગલપરાવર્ત કર્યા છે, પણ જેને હવે એક જ પુદ્ગલપરાવર્તમાં મોક્ષે જવાનું છે તે "ચરમપુદ્ગલ પરાવર્તી" છે. જેને મોક્ષની ઇચ્છા થઈ તેને એક પુદ્ગલપરાવર્તથી વધારે સંસાર હોય નહિ. ક્રિયાવાદી શુક્લપક્ષી છે. તેને પણ અર્ધ પુદ્ગલપરાવર્તથી વધારે સંસાર ન જ હોય જેમ સમ્યક્ત્વવાળાને અર્ધ પુદ્ગલપરાવર્ત સંસાર છે, તેમ જેને પણ અર્ધ પુદ્ગલપરાવર્ત સંસાર બાકી રહ્યા છે, તે શુક્લપક્ષી છે.

તો હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે સમ્યક્ત્વવાળો અને શુક્લ-પક્ષી એ બેમાં ફેર શો?

સમ્યક્ત્વવાળાને કાંઈક ન્યૂન અર્ધ પુદ્ગલપરાવર્ત સંસાર છે અને શુક્લપક્ષી પણ તેમ જ છે. પણ તે છતાં એ બેની વચ્ચે મોટો ફરક છે. સમ્યક્ત્વવાળાને જે અર્ધ પુદ્ગલપરાવર્ત સંસાર કહ્યો તે હજારમાં લાખમાં અસંખ્યાત જીવોમાં એક બે જીવોને માટે છે!

અર્ધ પુદ્ગલપરાવર્ત સંસાર કયા સમકિતિને હોય?

જગતમાં તમો મોટામાં મોટી આશાતના કલ્પો, અસંભવિત હોય તેવી પણ આશાતના તમારી કલ્પનામાં ખડી કરો. તેવી આશાતના ધ્યાનમાં આવે તેટલીવાર કલ્પો આવી આશાતના ભોગવતો સમ્યક્ત્વધારી વધુમાં વધુ અર્ધ પુદ્ગલપરાવર્તથી વધારે કાળ સંસારમાં રખડે નહિ.

**પતિત અને પ્રત્યનિક**

સમ્યક્ત્વને અંગે કહેલો અર્ધ પુદ્ગલપરાવર્ત એ છેલ્લામાં છેલ્લી કોટી છે, જ્યારે શુકલપક્ષને અંગે કહેલો અર્ધ પુદ્ગલપરાવર્ત કાળ એ પહેલામાં પહેલી કોટી છે. ગમે તે જીવ પછી ચાહે તો તે એકેન્દ્રિયમાં હોય, નિગોદમાં પડયો હોય કે શ્રી મરૂદેવા માતા સરખા અનાદિ નિગોસ્થાનમાંથી નીકળી સીધા મોક્ષે જવાવાળા હોય; તો એ પણ તેમનો મોક્ષે જવા પહેલાનો અર્ધ પુદગલપરાવર્ત કાળ લઈએ ત્યારથી શુકલપક્ષ શરૂ થઈ ગયો. આવું જ્ઞાનીની દૃષ્ટિએ નક્કી થાય તો તે કાળ શુકલપક્ષ છે. અર્ધપુદગલ પરાવર્ત બાકી હોય ત્યારથી શુકલપક્ષ શરૂ થાય. હવે એક બીજું કારણ સમજો. સમ્યક્ત્વવાળાને અર્ધ પુદ્ગલપરાવર્ત સુધી રખડવાનું કોઈકને જ થાય. તેનું કારણ ધ્યાનમાં લો. સમ્યકત્વની જઘન્ય આરાધના આઠ ભવમાં મોક્ષ આપનારી હોય, ઉત્કૃષ્ટ આરાધના તદ્‌ભવમાં મોક્ષ આપનારી હોય, અને મધ્યમ આરાધના પાંચ ભવમાં મોક્ષ આપનારી હોય, તો પછી અર્ધ પુદ્ગલપરાવર્ત કાળ કયાંથી શરૂ કરવો અને કયાંથી પૂરો કરવો?

આપણે આઠ ભવ કલ્પો. તો પણ ૩૩ના ૮ (૩૩×૮=૨૬૪) ૨૬૪ સાગરોપમ જેટલો કાળ થયો, જ્યારે અર્ધ પુદ્ગલપરાવર્ત કાળમાં તો અનંતી ઉત્સર્પિણી, અને અવસર્પિણી છે. એક ઉત્સર્પિણી–અવસર્પિણી

કાળમાં ૨૦ કોડાકોડ સાગરોપમ છે. અર્ધ પુદ્ગલપરાવર્તમાં એવી અનંત અવસર્પિણી, ઉત્સર્પિણી કાળ ! એ કાળ લાવવો કયાંથી ?

જઘન્ય આરાધના પછી પતિત થાય તે ઠીક, પણ પ્રત્યનિક થાય તો ?

હવે પતિત અને પ્રત્યનિકના અર્થ સમજો. બે ભાગીદાર હોય, તે જુદા પડી ફાર્ગતી કરે તે પતિત. પણ જટીયા-ઉખેડ લડે તે પ્રત્યનિક. જે પતિત થાય તે ભાગીદાર સાથે ભાગીદારી માનતો બંધ થાય. પ્રત્યનિક થાય તે ભાગીદારથી છૂટો થઈ તેને તોડવા મથે. તોડવા ન ફરતો હોય તો આઠ ભવમાં મોક્ષ થાય. આ તો સમ્યક્ત્વ પામ્યા પછી તોડવા ફરે, મૂળ ઉત્પાદકની જિંદગી ઉપર હલ્લો કરવા તૈયાર થાય, બની શકે તેટલા હલ્લા કરે; આવું કરનારો અર્ધ પુદ્ગલ-પરાવર્તથી વધારે સંસારમાં ફરે નહિ. કેટલાકના મત પ્રમાણે છેલ્લા પુદ્ગલપરાવર્તવાળાને શુકલપાક્ષિક કહે છે. મોક્ષનો વિચાર થયો એટલે એક પુદ્ગલપરાવર્તથી વધારે સંસાર રખડવાનો નથી. જે માટે શ્રી હરિભદ્રસૂરીશ્વરજીએ ઉપદેશપદમાં જણાવ્યું છે કે :—

"मुक्खासओ त्तिनन्नत्थ"

જૈનશાસન એવી જાતનું કલ્પવૃક્ષ છે કે મનમાં પૂરેલા મોતીના ચોક સાચા કરવાની તેનામાં તાકાત છે. દુનિયાના વ્યવહારમાં મનથી મોતીના ચોક પૂરવાથી કંઈ ન વળે. અહીં મનમાં મોતીના ચોક પૂરો તો તેને સાચા કરી દેવાની પૂરી તૈયારી છે તમારો વિચાર થાય એટલે તમોને મોક્ષ દેવા તમારી સાથે આ શાસન બંધાય છે. હવે સાચા મોતીના ચોક થઈ જાય, તો મનમાં મોતીના ચોક પૂરવામાં અડચણ શી ? મનમાં મોતીના ચોક પૂરો તે પણ સાચા કરી આપવાની આ શાસનની પ્રતિજ્ઞા છે. પણ વાંધો ત્યાં છે કે હજી આ મન મોક્ષની માન્યતારૂપ મોતીના ચોક મનમાં પૂરતું નથી.

### આઠ ભવમાં જ મોક્ષ.

પ્રશ્ન : આ જીવે અનંતી વખતે ચારિત્ર લીધાં ને વખતે મોક્ષ માનેલો કે નહિ ?

ઉત્તર : મોક્ષની ધારણાએ ચારિત્ર લીધું જ નથી શાસ્ત્રકારોએ કહ્યું છે કે અનંતી વખતે લેવાએલું ચારિત્ર તે દ્રવ્યચારિત્ર છે. ભાવચારિત્ર અનંતી વખત આવવાનું શાસ્ત્રકારોએ કહ્યું જ નથી. ચારિત્રમાં વધારેમાં વધારે આઠ ભવ ભાવચારિત્ર હોય તો તે આઠ ભવમાં તો મોક્ષ મેળવી જ દેવાનું અનંત ચારિત્ર થયાં ને સઘળાં દ્રવ્ય ચારિત્ર હોય છે. તે ચારિત્ર દેવલોક મેળવવા માટે સમર્થ છે. દેવલોક મેળવવા માટે. માનપૂજા માટે, સત્કાર માટે. સન્માન માટે. જે ચારિત્ર લેવાય છે તે દ્રવ્યચારિત્ર છે. આવાં અનંતાં ચારિત્ર મોક્ષ આપી શકે નહિ. જે બીડમાં–જે ખેતરમાં દાણો વાવ્યો નથી, તે બીડમાં સોએ વરસ ઘાસ જ થાય, પણ ધાન્ય નહિ ઊગે, કારણ કે ત્યાં ધાન્યનો દાણો વાવ્યો નથી. તેમ અનંતા ચારિત્ર કર્યાં, વરસાદ આવ્યો, પણ બીજ–મોક્ષરૂપી બીજ ન વાવ્યું એટલે ધાન્ય નહિ ઊગ્યું. જે ચારિત્રમાં દેવલોકના કે મનુષ્યલોકના સુખની ઇચ્છા નથી, તેવું કેવળ કલ્યાણની ભાવનાવાળુ એક જ ચારિત્ર બસ છે. કલ્યાણની ભાવના રહી હોય તો એ સંસાર નિર્વેદ થયો. ચારિત્ર બગડયું તે દેવલોકાદિની ઇચ્છાએ બગડયું. અનંતા ચારિત્રો જે બગડયા તે દેવલોકાદિના સુખોએ બગાડયાં.

કર્મક્ષય કે ફક્ત આત્મકલ્યાણની ભાવનાવાળું ચારિત્ર કંઈ પણ બગાડતું નથી એવા ચારિત્ર અનંતી વખત થઈ શકતાં નથી. માર્ગાનુસારિપણું દરેક મતમાં માનીએ છીએ. માર્ગાનુસારિપણું તે તેનના મતના મોક્ષને અનુસરીને હોય જુદી મહોરની ઇચ્છા પણ મહોરના અર્થીને થાય મોક્ષની ઇચ્છાએ ચરિત્ર થએલાં જ નથી. જો મોક્ષની ઇચ્છા થાય તો દ્રવ્ય ચારિત્ર કહેવાય જ નહિ. સતીને નામે સ્ત્રીઓ બળી મરતી હતી, પણ તે શાને અંગે ?" 'મારા કુટુંબમાં હું સતી ગણાઈશ' એવા લોભથી. તે પછી તેનું જીવન ગમે તેવું હોય. તો પછી માનપૂજાને માટે ધર્મની ક્રિયાઓ તીવ્ર હોય તેમાં અસંભવિત શું છે ? જે શાસ્ત્રકારો અનંતા ચારિત્ર કહે છે, તે જ શાસ્ત્રકારો જણાવે છે કે જે ચરિત્રો દેવલોકાદિકની ઇચ્છાએ લેવાય તે ચારિત્રો છે, બીજાં નહિ.

**ચારિત્રના ભેદ.**

અભવ્ય આત્માઓએ અનંતાં ચારિત્રો લીધાં છે, તેને દ્રવ્ય-ચરિત્ર કહે છે. આવા ચારિત્રવાળાના મનમાં સંસારથી જુદા સ્વભાવવાળો મોક્ષ છે, તે મને મળો એવી ઈચ્છા હોય જ નહિ. પાંચ પાંચ વરસના રમતા છોકરા મારી આબરૂ વધે કે ઘટે એ જોતા નથી; તે જ પ્રમાણે અભવ્યોને સંસારથી જુદારૂપનો મોક્ષ મને મળો એવી ઈચ્છા થતી નથી. ભાવચારિત્ર લીધા પછી વિરાધનામાં આવી જાય અથવા તો પ્રત્યનિકપણામાં જાય તો પછી કોઈ રસ્તો નથી. પ્રત્યનિકપણું થયું તો ફરી ચારિત્ર મળવું મુશ્કેલ છે. મરીચિએ પહેલવહેલુ ચારિત્ર લીધું તે આત્મકલ્યાણની ઈચ્છાથી, કેમકે ચક્રવર્તીની રાજગાદીનો વારસો છોડી સાધુપણું લીધું. પણ જે વખત પ્રત્યનિક થયા તે વખતે શું ? પ્રત્યનિક થયા તે વખતે ભાવચારિત્રનું બીજ નાશ પામે છે.

**મનમાં મોતીના ચોક પૂરો તે પણ સાચા થાય છે.**

હવે મૂળ વાતમાં આવો. જૈનશાસનરૂપી કલ્પવૃક્ષ તમારા મનમાં મોતીના ચોક પૂરો તેને સાચા કરી દે છે પણ આ કલ્પવૃક્ષ તો એવું છે કે સાચા મોતી માગો તો સાચાં મોતી પણ આપે અને ખાસડાં પણ આપે. ઉત્તમ ફળ કલ્પો તો ઉત્તમ ફળ આપે, અધમફળ કલ્પો તો અધમફળ પણ આપે, ઉપાધિથી જુદો મોક્ષ નામનો પદાર્થ તમે માની લો તો સાચો મોક્ષ તમને મેળવી દેવો એ આ શાસનની ફરજ થઈ પડી છે. જેમ હૂંડીની જુદી જુદી મુદત હોય છે, તેમ મોક્ષની પણ જુદી જુદી મુદત છે.

તમે તત્ત્વની પ્રતીતિ કરી મોક્ષની ઈચ્છા રાખો તો અર્ધપુદ્ગલ પરાવર્તનમાં મોક્ષ.

તમારા નિર્વાહને ચલાવી શકે તે સિવાય બીનજરૂરી પાપો છે તે બધાને વોસરાવો તો આઠ ભવની મુદત.

એવા રૂપમાં આવો કે ભલે મારું જીવન અને મારા જીવનનાં સાધનો રહેવાનાં હોય તો રહે અને જવાનાં હોય તો જાય, પણ

મારે તો મોક્ષ, મોક્ષ અને મોક્ષ જોઈએ જ. અને તેને અંગે પ્રવૃત્તિ કરવી જ જોઇએ.

તે દૃષ્ટિએ સઘળા પાપોની પ્રવૃત્તિ બંધ કરો: હિંસાદિક પાચ હથિયારો ઉપર જોર રાખીને કર્મરાજા રાજ્ય કરી રહ્યો છે, આ પાંચ હથિયારો બૂઠાં કરે, તેની ત્રણ ચોકડી ઊડી ગઈ, એક ચોકડી બાકી રહી! તે એકાવતારી જીવ ગણાય, જો મનને પણ આંચકો ન આવવા દો, બીજા કશામાં (શબ્દાદિકમાં) મન ન જાય, એક જ પરિ-ણતિમાં આવી જાય, તો તે જ ભવે મોક્ષ! મોક્ષની આવી તરત મુદતની હુંડી નક્કી કરો, કે પછી વધારેમાં વધારે લાંબી મુદતની હુંડી નક્કી કરો; તે તમારા પોતાના હાથમાં છે. માત્ર ઇચ્છા કરો તો એક પુદ્‌ગલપરાવર્તનમાં જ મોક્ષ એ લાંબામાં લાંબી મોક્ષ સંબંધી હુંડી છે.

## મોક્ષની શંકા પણ મોક્ષ આપે છે.

હજી એથી આગળ વધો: શાસ્ત્રકારો તો એમ પણ કહે છે કે 'મને મોક્ષ મળશે કે નહિ મળે' એવી શંકા કરે તો પણ આ શાસન તેને મોક્ષ આપવા બંધાય છે, પણ તે મોક્ષ ક્યારે મળે એ નક્કી નહિ. શંકા કોને થાય? ચાંદીને જાણતો નથી, ચાંદી છે એમ માનતો નથી, ચાંદી સારી ચીજ છે એમ માનતો નથી. તેને એવી શંકા થાય કે આ તે ચાંદી છે કે છીપોલી છે? શંકા કરનારને વસ્તુની સિદ્ધિ તો માનવી જ પડશે. "મોક્ષ" એ સત્ય છે અને એ જ કલ્યાણપ્રદ છે. એમ માનવું તો પડશે જ અને તેવુ માન્યા પછી એ મોક્ષ મને મળશે કે નહિ મળે એવી જે શંકા કરે છે તેને આ શાસન મોક્ષ મેળવી આપવાની પ્રતિજ્ઞા કરે છે.

પણ આવી શંકાઓ કોને હોય? અભવ્ય જીવોને કે ભવ્ય જીવોને?

હું મોક્ષ લાયક હોઈશ કે નહિ, એ શંકા અભવ્યને હોતી નથી. પ્રાપ્તિની શંકા કોને થાય? પદાર્થને જાણે, જાણ્યા પછી તેને

માને, માન્યા પછી તેને ઇષ્ટ ગણે, ઈષ્ટ ગણ્યા પછી 'એ પદાર્થ ન મળે તો ઠીક નહિ, મળે તો જ ઠીક' એવી ધારણા થાય. એ ધારણામાં આ સંજોગો ન મળવાના છે, મળવાના સંજોગો તો આવા હોય એમ જુએ; પોતાના ન મળવાના સંજોગો ઉપર મુખ્ય મદાર ન બાંધે, મળવાના સંજોગો ઉપર નજર જાય ત્યારે જ શંકા થાય કે મને મોક્ષ મળશે કે નહિ? આ શંકાના સ્થાનવાળાને શાસ્ત્રકારો મોક્ષે જવાને લાયક ભવ્ય જીવ ગણે છે.

કેવળી હોય તે ભવ્યઅભવ્યપણું જાણે છે તેથી તે જીવનું ભવ્યપણું જણાવે તો જ મોક્ષ માટે પ્રવૃત્તિ કરવી અને તે પહેલાની પ્રવૃત્તિ નિષ્ફળ છે એ શકા આ રીતે ઊડી જાય છે. પરજીવમાં રહેલું ભવ્યાભવ્યપણું તે, સાક્ષાત્ કેવળી જાણીને કહી શકે છે, બીજો તે જાણી શકે નહિ; પણ પોતાનો જીવ ભવ્ય છે કે નહિ તે વાત મોક્ષની ઇચ્છા દ્વારાએ જીવ પોતે નક્કી કરી શકે છે; અને એ માર્ગે પ્રવૃત્તિ કરી શકે છે, બીજાની અંદર પણ રહેલું ભવ્યપણુ તીર્થંકરના કુળમાં ઉત્પત્તિ, શત્રુંજય તીર્થે જેવું ઈત્યાદિક કારણોથી નિશ્ચિત થઇ શકે છે. પણ તેની અહીં વિશેષ ઉપયોગિતા નથી, ઉપયોગિતા તો માત્ર પોતને મોક્ષની ઇચ્છા થવાથી પોતાનું ભવ્યપણું નિશ્ચિત કરે અને તેથી જ નિઃશંકપણે મોક્ષ સાધવા માટે મોક્ષના કારણોમાં યથાસ્થિત પ્રવૃત્તિ કરે તેની જ ઉપયોગિતા અહીં છે. સર્વમંગલ......

---




સ્યાદ્વાદ મુદ્રાથી સુંદર એવું હે જિન! તમારું વચન જગતમાં ન હોત તો જે સ્થિર અથવા અસ્થિર આત્મામાં મોક્ષપ્રાપ્તિ-પર્યાય હોવાથી તે મોક્ષપ્રાપ્તિને કોણ માનત અર્થાત્ એકાંત સ્થિર-અસ્થિર આત્મામાં મોક્ષપ્રાપ્તિ ઘટી શકે નહિ.






# શ્રુત-પ્રવાહ

[ શ્રુતના બે પ્રવાહ છે. (૧) બદ્ધ પ્રવાહ અને (૨) સતત પ્રવાહ. તત્ત્વ એટલે પરમાર્થ, સ્પર્શ, રસ, ઘ્રાણ અને ચક્ષુ ઇન્દ્રિય પરમાર્થને જાણી શકતી નથી. શ્રોત્રેન્દ્રિયનો વિષય પરમાર્થને જાણવાનો છે. આ શ્રવણનો લાભ હેય, ઉપાદેય અને જ્ઞેયપણે જાણવાથી છે.

શ્રુતના બે પ્રવાહમાં પ્રથમ પ્રવાહ ભરત ઐરવત ક્ષેત્રમાં છે, બીજો પ્રવાહ મહાવિદેહ ક્ષેત્રમાં છે ]

अभ्यर्चनादर्हतां (स्तुतां) मनःप्रसादस्ततस्समाधिश्च ॥
तस्मादपि निःश्रेयसमतो हि तत्पूजनं न्याय्यं ॥

( १ )

**તત્ત્વ = પરમાર્થ.**

શાસ્ત્રતત્ત્વોનો અનુપમ સંગ્રહ કરનાર ભગવાન ઉમાસ્વાતિ વાચકજી મહારાજ ભવ્ય જીવના હિત માટે ઉપદેશ આપતાં પ્રથમ સૂચવી ગયા કે તત્ત્વ એટલે શું ?

તસ્ય ભાવ તત્ત્વ એ માનીએ તો દરેક પદાર્થો તત્ત્વરૂપ થઈ જાય. તદ્ધિતની અપેક્ષાએ ન રાખતાં તત્ત્વ એટલે પરમાર્થ અર્થ રાખીએ તો જ તત્ત્વની યથાર્થતા હાથ આવે

તત્ત્વ એટલે પરમાર્થ અર્થ કરતા પહેલા પરમાર્થને પિછાણવાની જરૂર છે.

સ્પર્શ, રસ, ઘ્રાણ અને ચક્ષુ એ ચારે ઇન્દ્રિયો પૈકી એકે ઇંદ્રિયોનો વિષય નથી કે તે તત્ત્વના પરમાર્થને પીછાણી શકે ! ભલે બીજા પદાર્થો ગમ્ય કરી શકીએ પણ તત્ત્વનો પરમાર્થ તે ઇંદ્રિય વડે પારખી શકતા નથી.

**सोच्चा जाणइ कल्लाणं** એ પંક્તિનો પરમાર્થ પીછાણવો હોય તો ચાર ઇંદ્રિય માંહેલી કોઈપણ ઇંદ્રિયનો વિષય તે પરમાર્થને પીછાણી શકતો નથી અર્થાત્ કલ્યાણ જેવી ચીજને જાણવામાં ચાર ઇંદ્રિયોની ચાલાકી ચાલતી નથી.

**સમર્થ રીતિ.**

શાસ્ત્રકાર ભારપૂર્વક જણાવે છે કે **સાંભળનારો** કલ્યાણને જાણે, પાપને જાણે અને **उभयंपि** અર્થાત્ અંશે કલ્યાણ અને પાપરૂપ ઉભય સ્વરૂપ દેશવિરતિપણું શ્રાવકપણું પણ જાણે એટલે શ્રોત્રેંદ્રિયનો વિષય તત્ત્વ=પરમાર્થ પિછાણવાનો છે.

**શંકા**—મિથ્યાત્વ, અવિરતિ કષાયાદિ અનાદિથી પ્રવર્તેલાં છે. અર્થાત્ પાપ અનાદિથી પ્રવર્તેલાં છે, શ્રોત્ર વગર પણ જાણી શકીએ છીએ એમ કહેવામાં વાંધો શો ?

**સમાધાન**—પ્રવર્ત્તન અને શ્રવણ એ ચીજ જુદી છે. પાપ પ્રવર્ત્તનમાં સાંભળવાની જરૂર નથી પણ પાપને પાપ તરીકે જાણવું તેમાં તો સાંભળવાની જરૂર છે અર્થાત્ શ્રોત્રનું કામ છે.

**શંકા**—કોઇને વગર સાંભળે કલ્યાણ થાય તો તમને વાંધો શો ?

**સમાધાન**—ના, સાંભળીને જ જાણે એમ નહિ, પણ કલ્યાણમાં કલ્યાણ સ્વરૂપ માનીને પ્રવૃત્તિ ત્યારે જ થાય કે તેનું યથાર્થ સ્વરૂપ સાંભળ્યું હોય તો જ બને બાકી સાંભળ્યા વગર આભમાં બાથ ભરવા જેવી કંઈક વખત કલ્યાણ પ્રવૃત્તિઓ થઈ પણ વાસ્તવિક લાભ ન થયો.

અજ્ઞાની માણસને હેયાદિ અને અતીંદ્રિય વસ્તુ જાણવી હોય. તો જાણવામાં શ્રવણ એક બળવત્તર સાધન છે. અતીંદ્રિય પદાર્થોનું જ્ઞાન શ્રવણ દ્વારાએ થઈ શકે છે.

**શંકા**—પુસ્તકો દેખીને કલ્યાણ જણાય તે ચક્ષુનો વિષય ખરો કે નહિ ? અને તેમ હોય તો ચક્ષુને કેમ ન ગણી ?

**સમાધાન**—ચક્ષુથી કલ્યાણ જણાતું નથી અને જો તેમ થતું હોય તો **दट्ठुं जाणइ कल्लाण** કહેવું પડે પણ તેમ તો કોઈ ઠેકાણે

કીધું નથી. હજુ આગળ ચાલો ચાર ઘાતી કર્મનો કચ્ચરઘાણ કાઢીને લોકાલોક પ્રકાશક એવું ભગવાન કેવળજ્ઞાન પામ્યા ત્યારે ઉપદેશ આપ્યો અને તે ઉપદેશ ગણધર ભગવંતોએ ઝીલ્યો અને તે દેશના દ્વારા સંભળાવીને તે વચન સુધાથી જગતભરના લોકને પાવન કર્યા. ત્યારબાદ સ્મૃતિ ઢીલી પડી એટલે શાસન–પ્રભાવક પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ દેવર્ધિગણિ ક્ષમાશ્રમણજીએ ભાવિ પ્રજાના હિતાર્થે સર્વ આગમ પુસ્તકારૂઢ કર્યાં. એટલે મૂળ તપાસીએ તો શ્રવણની પરંપરાનો પ્રકૃષ્ટ લાભ અવિચ્છિન્ન માલમ પડશે.

આ ઉપરથી એક નિયમ માલમ પડે છે કે જગતભરનું કલ્યાણ કરવાને પુસ્તક લખવાની રીતિ પહેલાં બહુ માનપૂર્વક સાંભળવાની રીતિ સમર્થ હતી.

### શ્રુત–પ્રવાહ

તત્ત્વને જાણનારા મહાપુરુષો જે તત્ત્વનો ઉપદેશ આપે તે જ પ્રમાણે તે તત્ત્વને તત્ત્વ સ્વરૂપે જાણવું અને જાણ્યા બાદ હેય, ઉપાદેય વિભાગમાં વ્હેંચવું એ જ શ્રવણનો યથાર્થ લાભ છે.

**શંકા**—સાંભળવાની સમર્થરીતિ પ્રાથમિક માનશો તો કોઇ ને કોઈ પ્રથમ જ્ઞાની માનવો પડશે કે નહિ? અને તેમ થાય તો અનવસ્થાદોષ લાગુ પડશે કે નહિ?

**સમાધાન**—ના, કારણ કે એ દોષ આપણે ત્યાં લાગુ નહિ પડે. કારણ કે આપણે ત્યાં અનાદિનું બંધારણ છે તેથી દોષ ટકી શકતો નથી, પરંતુ અનાદિ નહિ સ્વીકારનારાઓને તે દોષ લાગુ પડશે.

પ્રવાહ બે પ્રકારનો છે: એક બંધનો પ્રવાહ અને એક સતત્ પ્રવાહ. તે બે પ્રવાહ પૈકી પ્રથમનો પ્રવાહ જંબુદ્વીપના ભરત ઐરાવત આદિ ક્ષેત્રમાં છે. બીજો પ્રવાહ મહાવિદેહ ક્ષેત્રમાં છે. જેમ પાણીનો પ્રવાહ બાંધ્યો હોય; ત્યાં બાંધ્યો દેખાય પણ આગળ ચાલુ હોય, તેવી રીતે અહીં તીર્થંકરો થાય, શાસન ચાલે, પ્રવાહ ચાલુ રહે અને પછી યુગ–પ્રધાન શ્રી દુપ્પસહ સૂરીશ્વરજીના અરસામાં આ શ્રુત–પ્રવાહ બંધ થશે પણ પાછો કાળક્રમે પ્રથમ શ્રી તીર્થંકરદેવ પદ્મનાભ

તીર્થંકર થશે તે વખતે પ્રવાહ પાછો ચાલુ થશે; અર્થાત્ તે રોકાયો ખરો, પણ પાછો અસલ સ્થિતિમાં શરૂ થયો.

બીજો શ્રુત–પ્રવાહ તો મહાવિદેહમાં સતત્ ચાલે છે અને તે બીના વિસ્તારથી શાસ્ત્રસિદ્ધાંતોમાં મશહુર છે. પાણીનો પ્રવાહ ધરતીમાં સદા રહે છે, તેવી રીતે શ્રુતપ્રવાહ સદા હોય છે પણ પૃથ્વી પર તે પ્રવાહને પ્રગટ કરનાર તીર્થંકરદેવ છે. એ શ્રુતપ્રવાહને ખુલ્લો કરનાર જો કોઈ પણ હોય તો તે જગતવંદ્ય શ્રી તીર્થંકર દેવો જ છે, તીર્થંકરોનું ઉપકારીપણું માલુમ પડશે ત્યારે જ તેમની અને તેમના શ્રુતપ્રવાહની કિંમત હૃદયમાં અંકાશે. ભૂતકાળમાં જેણે જેણે કલ્યાણ સાધ્યું, ભવિષ્યમાં સાધશે અને વર્તમાનમાં સાધે છે તે બધું આ શ્રુતપ્રવાહને આભારી છે.

( ૨ )

### ચીલે ચઢેલું ગાડું

શાસ્ત્રકારો તો કહે છે કે તીર્થંકર દેવના પૂજનને કરનારો પૂજક કલ્યાણનો ભાગીદાર બને છે, કેમકે તેણે સંસારમાં ઉગવારૂપ ફણગાને ફેંકી દીધા છે, કારણ કે ફણગા કયારે ઊગે ? બીજ, પાણી અને ધૂળ હોય ત્યારે અર્થાત્ ઉગવારૂપ બીજ નથી, તૃષ્ણારૂપી પાણી નથી અને અજ્ઞાનરૂપ ધૂળ પણ નથી, અને તેથી જ શ્રી તીર્થંકર દેવનું નામ '**અરૂહંત**' છે. તે વાત ઉપરની બીના ધ્યાનમાં લેવાથી સમજાશે.

**પૂજન એ પૂજકની પ્રસન્નતા વધારે છે** અને અતે પૂજ્યની નજીક પૂજકને પહોંચાડવામાં તે પ્રસન્નતા પ્રબળ સાધનરૂપ નીવડે છે

આપણને એક ગુણવાનનો સંજોગ મળે તો કેટલો આનંદ થાય તો પછી સર્વગુણ સંપન્ન સર્વજ્ઞદેવનો સમાગમ થાય અને તે સમાગમમાં રહીને ગુણ ગ્રહણ કરતાં આવડે તો તેના આનંદની અવધિ અનિર્વચનીય છે. એમ કહી દેવામાં લેશભર અતિશયોક્તિ નથી જ.

જેમ જેમ વીતરાગના પૂજનમાં આદર બહુમાન વધે છે, તેમ તેમ સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચરિત્ર આદિ ગુણો વધુ વધુ પ્રમાણમાં ખીલતા જાય છે, અર્થાત્ સંસારમાર્ગમા ભૂલું પડેલું ગાડું (મનુષ્ય જીવનરૂપ) ચીલે ચઢાવવું હોય તો પ્રભુપૂજનમાં કમ્મર કસો, ચીલે ચઢેલું ગાડું મોડું-વહેલું મોક્ષે જ જશે તે નિઃસંદેહ છે.

**सव्वाणि ठाणाणि असासयाणि** જગત્‌માં બધા સ્થાનો અશાશ્વત્ છે. સ્થાન મેળવી મેળવીને મૂકવાનાં પણ મોક્ષસ્થાન એ તો મળ્યું તે મળ્યું. સર્વકાળના કલ્યાણનું કેન્દ્રસ્થાન-મોક્ષ છે.

સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રની પરિપૂર્ણતાનો ભોગવટો મોક્ષમાં છે, તે સ્થાનપ્રાપ્તિ માટે મનુષ્યજીવનમાં પ્રભુપૂજન પ્રત્યે આદરવાળા થવું જોઈએ. શ્રી ઉમાસ્વાતિ વાચકજી મહારાજ તો કહે છે કે **ગુણીના ગુણ પ્રત્યે બહુમાનવાળા થાઓ તો કલ્યાણ છે,** અરે! કદાચ તેમ ન કરો તો પણ પૂજન કરવુ ન્યાયયુક્ત છે.

સૃષ્ટિમાં જે કાંઈ પામવા લાયક છે તે સારૂ, અગર જે લાભ પામ્યો છે તેના રક્ષણ સારૂ, અગર ઉપકારીનો ઉપકાર ન ભૂલાય તે સારૂ, અને છેવટમાં વફાદારીને વળગી રહેવા માટે પણ પૂજન કરવું તે ન્યાયયુક્ત જ છે. આ સમજીને જેઓ પ્રભુપૂજનમાં વધુ ઉજમાળ થશે તે આ ભવ પરભવને વિષે કલ્યાણ માંગલિકમાલા પ્રાપ્ત કરી સિદ્ધિના સુખના ભાગીદાર બનશે. સર્વમંગલ માંગલ્યં ...

---





ખરેખર કાર્યને અનુકૂળ કારણો હોય એવો સર્વ ઠેકાણે વિદ્વાનોનો પ્રવાદ છે. નિરંજન નિરાકાર એવા મોક્ષપદને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો મનુષ્ય કેમ અરિહંતનો ઉપાસક ન થાય?







# દેવ–ગુરૂ–ધર્મ
## અને
# તેની ઉપયોગીતા

[જૈનેતરો દેવને પૃથ્વી પાણી ઈત્યાદિ આપવા માટે દેવ તરીકે માને છે આપણે દેવને એ રીતિએ માનતા નથી. આપણે તો માનીએ છીએ કે **ઈશ્વરમાં ફળ આપવાની શકિત નથી જ. ફળનો પિતા તો કર્મ** છે. ઈશ્વરનું પૂજન તેમના ધર્મોપદેશને લઈને છે. તેણે આપણને જગતના અજવાળા અને કાંટાને બતાવ્યા છે. ગુરૂ આત્માને આત્મપદની પ્રાપ્તિ કરાવનારૂં જ્ઞાન આપે છે કંચન, કુટુંબ, કામિની અને કાયા આ ચાર વસ્તુ સંસારના થાભલા છે. તે જીવને બચાવી શકતા નથી. **જીવન દુર્ગતિમાથી રોકનાર અને સુગતિમાં લઈ જનાર ધર્મ છે.**]

### સદ્દેવગુરૂ કોણ ?

શાસ્ત્રકાર મહારાજાઓ ભવ્યજીવોના ઉપકાર માટે ધર્મોપદેશ આપતા જણાવી ગયા છે કે આ સંસારમાં દુર્ગતિને રોકનારી અને સદ્‌ગતિને આપનારી એક જ ચીજ છે કે જે ચીજને આપણે ધર્મ કહીએ છીએ. ધર્મ સિવાય કોઈ પણ ચીજ દુર્ગતિને રોકી શકતી નથી, અને ધર્મ સિવાય કોઈને સદ્‌ગતિની પ્રાપ્તિ થતી નથી. દેવ અને ગુરૂ એ બન્નેને જીવો ઉપર ઉપકાર કરનારા માનીએ છીએ. તેને પણ એટલા જ માટે માનીએ છીએ કે તેઓ ધર્મનું નિરૂપણ કરે છે અને એ ધર્મ તે પણ મોક્ષ આપનારો ધર્મ છે તે જ ધર્મ છે. એવા ધર્મનું જે નિરૂપણ કરે તેમને જ આપણે સાચા દેવ અને સાચા ગુરૂ માનીએ છીએ.

## ઈશ્વર અને કર્મ

### દેવોને શા માટે ભજવા જોઈએ ?

જો ધર્મવસ્તુને આપણે દેવોના પ્રસંગમાંથી ઉડાવી દીધી હોય

તો પછી એ દેવને દેવ માનવાનું આપણે માટે કશું પણ કારણ રહેવા પામતું નથી. જેને તમે દેવ માનો છો તે જીવો ઉપર ઉપકાર શો કરે છે તે સમજો. તેઓ ધર્મનું નિરૂપણ કરે છે, એ તેમનો ઉપકાર છે. પણ જો ધર્મવસ્તુને જ ઉડાવી દો તો પછી દેવને માનવાની કશી જરૂરત રહેતી નથી. તેમની પાસે આપણે કશું સાંભળવાનું પણ રહેતું નથી અને તેમને કશું કહેવાનું પણ રહેતું જ નથી. જૈનેતર દર્શનના જેઓ અનુયાયીઓ છે, તેઓ દેવોને જરૂર માને છે. પરંતુ તેમનું દેવનું માનવું એ દુન્યવી–સંસારિક પદાર્થોને અંગેનું છે. દેવે આપણને જન્મ આપ્યો, અન્નવસ્ત્રાદિ આપ્યાં, રહેવાને પૃથ્વી આપી, ઈત્યાદિ કારણોએ જૈનેતરો દેવનું અસ્તિત્વ અને તેનું વર્ચસ્વ માન્ય રાખે છે.

### મહાદેવ અને ભસ્માસુર.

દેવોનું અસ્તિત્વ સાંસારિક પદાર્થોને અંગે માનવું એ વાત તાત્વિક દૃષ્ટિએ ટકી શકે એવી નથી. જેઓ દેવનું અસ્તિત્વ માન્ય રાખે છે, તેને દેવે જન્મ આપ્યો એ વાત કબૂલ રાખે, પરંતુ જે દેવનું અસ્તિત્વ માન્ય રાખતો નથી તેને જન્મ કોણે આપ્યો ? આ પ્રશ્ન, દેવોનું અસ્તિત્વ દુન્યવી પદાર્થોને અંગે માનનારાને ગૂંચવી નાંખે છે વળી મહાદેવને દેવ માનવા તે પણ કેટલી વિચિત્ર વાત છે ! મહાદેવ સંબંધી ભસ્માસુરની પુરાણોમાં જે કથા છે, તેનો સારાંશ નીચે પ્રમાણે છે :

એક અસુર તપશ્ચર્યા કરતો હતો પરંતુ આ તપશ્ચર્યા તરફ મહાદેવનું લક્ષ સરખું પણ હતું નહિ. છેવટે પાર્વતીએ મહાદેવને કહ્યું કે : "હે પતિદેવ ! એ જે માંગે છે તે આપીને એની આશા પૂરી કરો !" આરંભમાં તો પાર્વતીને મહાદેવે ના કહી અને જણાવ્યું કે એ વરદાનવાળો થાય તેના કરતાં વરદાન વિનાનો સારો છે. પણ પાર્વતીએ ઘણો આગ્રહ કર્યો, ત્યારે વરદાન આપવાને વિચારે મહાદેવ, પાર્વતીને લઈને તે અસુર પાસે ગયા.

અસુર પાર્વતીના સૌંદર્યથી મોહ પામ્યો. તેણે વિચાર કર્યો કે કોઈપણ ઉપાયે મહાદેવનો સંહાર કરી નાંખવો જોઈએ કે જેથી તેની પત્ની પાર્વતીને હું લઈ શકું. આ વિચારે તે અસુરે મહાદેવ પાસે વરદાન માગ્યું કે 'મને એવું કંકણ આપો કે તે જેના શિર ઉપર મૂકું તે બળી જાય!' મહાદેવે આ વરદાન માંગતાં જ તેને આપી દીધું! તે અસુરને જેવું વરદાન મળ્યું કે તરત તે એ કંકણ મહાદેવના શિર ઉપર મૂકવાને માટે દોડયો! પાર્વતી ભય પામીને આગળ દોડયા, મહાદેવ તેની પાછળ નાઠા અને ભસ્માસુર તેની પાછળ ગયો! આ રીતે તેઓ ત્રણે જણાં બ્રહ્મા પાસે ગયાં! આખરે બ્રહ્માએ તે અસુરનો (હાથ) બાળી નાંખ્યો એટલે તે અસુર રાખનો ઢગલો બનીને નીચે પડયો. આ કારણથી તે અસુર ભસ્માસુર કહેવાયો.

### "મહાદેવ"ને ભવિષ્યકાળનું જ્ઞાન ન હતું.

આ ઉપરથી જણાય છે કે મહાદેવને ભવિષ્યકાળનું જ્ઞાન ન હતું. હવે વિચારો કે જો મનુષ્યનો જન્મ મહાદેવે આપ્યો, તો મહાદેવને જન્મ કોણે આપ્યો? પરમેશ્વરનું ખંડન કરનારા, તેમને માનનારાઓનો નાશ કરનારા અને પરમેશ્વરની સામે વિરોધ કરનારા એ સઘળાનો જન્મ કોણે આપ્યો? વળી ઈશ્વરે જન્મ આપ્યો તો પછી ગર્ભાવાસ કોણે આપ્યો? આ સઘળા પ્રશ્ન એવા છે, કે ઈશ્વરને જે સ્વરૂપમાં અન્ય દર્શનીઓ માને છે, તે સ્વરૂપને ખોટું ઠરાવે છે.

બીજો પ્રશ્ન એ છે કે ઈશ્વરને કેવો માનવો? દયાળું કે ઘાતકી? તમે જાણો છો કે નાના બાળકને કોઈ પણ રાજ્ય જલદી સજા કરતું નથી. દુનિયાનાં રાજ્યો પણ બાળકોને નિર્દોષ ગણે છે હવે જો મનુષ્યને જન્મ આપનારો ઈશ્વર હોય તો મનુષ્યને મૃત્યુ આપનારો પણ ઈશ્વર જ હોવો જોઈએ તો ત્રણ ચાર મહિનાનાં નાનાં બાળકોને અનેક રોગોથી પીડાવીને મૃત્યુ શું ઈશ્વર આપે છે? અને જો એમ જ હોય તો તો એ ઈશ્વર શુ ઘાતકી ઠરતો નથી?

### "ઈશ્વર" દયાળુ છે કે નિર્દય?

કોઈ એમ કહેશે કે જેમ એક માણસ બીજા માણસ પરત્વે

ગુન્હો કરે છે. તેમ બાળકે ઈશ્વર પ્રત્યે એવાં કર્મો કર્યાં હશે તેથી ઈશ્વર તેને સજારૂપે મૃત્યુ આપે છે. પરંતુ સામાન્ય બુદ્ધિ વડે વિચારતાં એ દલીલ યુક્તિયુક્ત માલૂમ પડતી નથી. એક બાળક મોટા માણસને કાંઈ ગાળ આપે, તો પણ મોટો માણસ એ ગાળને ધ્યાનમાં લઈને તે બાળકને સજા કરતો હોય તો એ સજા કરનારની કેવી સ્થિતિ માનવી જોઈએ, તેનો ખ્યાલ કરો બાળકના ગુના બદલ તેને મૃત્યુ પમાડવા જેટલું જોર કરનારને ખરેખર કેવો માનવો જોઈએ તે દરેકને વિચારી લેવું ઘટે છે.

### શિક્ષક મૂર્ખ કે શિષ્ય ?

વળી એક બીજો વિચાર પણ ધ્યાનમાં લેવા જેવો છે એક સામાન્ય ઉદાહરણ લ્યો ! એક શાળામાં પાંચ, દસ, પંદર શિક્ષકો હોય અને તેમાં એક શિક્ષકના હાથ નીચેના વિદ્યાર્થીઓ હમેશાં નાપાસ થયા જ કરતા હોય, તો આપણે તે બાળકોનો દોષ નથી કાઢતા, પણ એમાં વધારે દોષ તે શિક્ષકનો માનીએ છીએ. અને તેથી એમ જ સાબિત થાય છે કે તે શિક્ષકમાં જ શિક્ષકપણાની જોઈએ તેટલી લાયકાત નથી ! પાંચ દશ વર્ષના છોકરાને શીખવી ના શકનારા શિક્ષકને નાલાયક માનવામાં આવે છે; તો પછી ઈશ્વર તો અનાદિ કાળથી મનુષ્યોને સંસારમાં રખડાવ્યા કરે છે આમ હજારો વર્ષો થયા છતાં જે ઈશ્વર મનુષ્યને મોક્ષની લાયકાત નથી આપી શકતો તે ઈશ્વરને પણ કેવો માનવો ?

### ગાંડો અને ડાહ્યો એક સપાટીએ.

ત્રીજી વાત એ છે કે જે માણસે ગુનો નથી કર્યો તેને શિક્ષા ન કરવી એમાં દયા નથી પરંતુ જે માણસે ગુનો કર્યો હોય તે છતાં તેને સજા ન કરવી એનું નામ જ દયા છે જ્ઞાની આગળ અજ્ઞાની ગમે તેવાં તોફાનો કરે, તો પણ જ્ઞાની તો એ અજ્ઞાનીને માફી જ આપે છે ડાહ્યો માણસ દારૂડીઓ ગમે તેવો બકવાદ કરે તો પણ તેના બકવાદ તરફ ધ્યાન આપતો નથી. રસ્તામાં રખડતો ગાંડો માણસ તે જ્યાંથી પસાર થાય ત્યાં શાહુકારને ચોર, દેવાળીઓ કિંવા

લુચ્ચો કહે, તો પણ શાહુકાર તે પાગલ ઉપર બદનક્ષીની ફરિયાદ માંડતો નથી.

સારાંશ એ છે કે અજ્ઞાની વાંક કરે છે, તો પણ જ્ઞાની એ વાંકની ક્ષમા આપે છે. જીવ અજ્ઞાની છે, ઈશ્વર જ્ઞાની છે, તો પછી જીવ ભૂલ કરે, તો પણ જ્ઞાની ઇશ્વરે તો એ ભૂલની સજારૂપ રોગ, મોત, કે દુઃખ તેને ન આપતાં ક્ષમા આપવી જોઇએ. પણ તેમ ન કરતાં ઈશ્વર તો અજ્ઞાની જીવને દુઃખ, રોગ, જન્મ, મરણ આપ્યે જ જાય છે; તો પછી ઈશ્વરને દયાળુ કેમ કહેવાય? ગાંડો ગાળો આપે અને ડાહ્યો તેને મારવા દોડે, તો એ ડાહ્યો પણ ગાંડો જ ઠરે છે, અર્થાત્ ઈશ્વર પણ જો અજ્ઞાની જીવોને સજા કરે તો પછી તેનું દયામયપણું જરૂર નાશ પામે છે.

### પરમેશ્વરનો પક્ષપાત.

હવે ઈશ્વરની નિષ્પક્ષપાત વૃત્તિની ખબર લો. ઈશ્વરવાદીઓ એમ કહે છે કે ઈશ્વર તો નિષ્પક્ષપાતી છે અને તેણે જ જગતનાં સઘળાં પશુ, પક્ષી, પ્રાણી, પદાર્થો આદિ બનાવ્યા છે.

વારૂ, હવે એ નિષ્પક્ષપાત વૃત્તિને જોઇએ.

પૃથ્વી, પાણી, વનસ્પતિ વગેરે જીવો છે અને મનુષ્ય, પશુ, પક્ષી વગેરે પણ જીવો છે. બધા જીવો ઈશ્વરે જ નિર્માણ કર્યા છે છતાં પહેલા ત્રણને ભોગ્ય બનાવી દીધા અને બીજા ત્રણને ભોકતા બનાવી દીધા હવે સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન ઊભો થાય છે કે જો ઈશ્વરે જ સઘળા જીવો પેદા કર્યા તો માણસે શું ઈશ્વરનું સારૂં કર્યું કે જેથી તેને તેણે બીજા જીવોની અપેક્ષાએ સર્વશ્રેષ્ઠ કર્યો? અમુક જીવોને ભોકતા કર્યા અને અમુક જીવોને ભોગ્ય કેમ કર્યા? આ ઉપરથી જણાય છે કે જગતને પેદા કરનારા ઈશ્વરને આપણે પક્ષપાત વિનાનો પણ નથી માની શકતા.

### ફળદાતા કોણ? કર્મ કે ઇશ્વર?

હવે **કર્મનો સિદ્ધાંત** તપાસી જોઈએ. આત્મા કર્મનું ફળ ભોગવે છે તે ફળ ઈશ્વર આપે છે કે કર્મમાં જ ફળ આપવાની કોઈ

શક્તિ રહેલી છે ? જગતના સઘળા ન્યાયાધીશો શિક્ષા કરનારા અને તે ભોગવાવનારા હોય છે એ હિસાબે જગતમાં આત્માને અંગે પણ જે અધમ કાર્યો કરનારા છે, તેને અંગે શિક્ષા દેવી અને તે ભોગવાવવી એને માટે કોઈ વ્યક્તિ જરૂર હોવી જ જોઈ એ

વારૂ, જગતમાં સાચો ન્યાય આપવો એને ઈશ્વરી કાર્ય માનવામાં આવે છે અને જો એ ઈશ્વરી કામ જ છે તો પછી ન્યાય આપનારા અને તેનું પાલન કરનારા રાજા, પ્રધાનો, ન્યાયાધીશો એમણે શા માટે સંન્યાસ લેવો જોઈએ ? કિંવા તેમણે શા માટે નીતિમય જીવન પણ ગાળવું જોઈ એ ?

ગુનાની બાબતમાં જગતમાં સજા ભોગવાવવી એ ઈશ્વરી કામ માનીએ, પરંતુ ઘણી વખત આપણે પ્રત્યક્ષ જગતમાં જોઈએ છીએ કે બીનગુનેગાર માર્યો જાય છે અને ગુનેગાર છૂટી જાય છે ? તો આ અન્યાય મટાડવાની ઈશ્વરની ફરજ ખરી કે નહિ ? એવે વખતે ઈશ્વર ક્યાં સૂઈ જાય છે ? મનુષ્યો ગુનો કરે, બીજાનું ખૂન કરે કિંવા એવાં જ કાર્યો કરે તો તેને એ કાર્યોને અંગે સજાનો નિયમ છે પરંતુ જંગલમાં પશુઓનુ શું ? મહાસાગરમાં રહેતાં માછલાંઓનું શું ! એક પશુ બીજાને મારી નાંખે છે, એક માછલુ બીજા માછલાને મારી નાંખે છે ત્યારે શું ઈશ્વરના ન્યાયી રાજ્યમાં આ સઘળા જીવોને અન્યાય કરવાનો ઇજારો મેળવેલો છે ?

**૧ ખૂનનો બદલો ફાંસી તો ૧૦૦ ખૂનનો બદલો શું ?**

જગતના વ્યવહારોમા સંસારની રાજસત્તાઓ જે સજાઓ કરે છે તે તેમના રાજ્યની રક્ષા અને પ્રજાની ઉન્નતિ માટે છે ! એક માણસ બીજા કોઈ એક માણસનુ ખૂન કરે છે આ ખૂનીને શિક્ષા શી થશે ? મોતની. પણ એ જ માણસે ૧૦૦ ખૂન કર્યાં ! હવે શિક્ષા શી થશે ? તો પણ ફાંસી !! એક ખૂનનો બદલો પણ ફાંસી અને ૧૦૦ ખૂનનો બદલો પણ ફાંસી !!! આ માણસ એક ગુનો કરે અને ૧૦૦ ગુના કરે તો પણ શું તે સરખું જ ! નહિ જ !! પણ કરે શું ? આ બાબતમાં જગતની સત્તાઓનો કશો ઉપાય નથી ?

જગતની સત્તાઓએ સજા શા માટે રાખી છે?

માત્ર પ્રજાને વ્યવસ્થિત રાખવા કે જેથી વેપારધંધાનો વિકાસ થાય, અર્થની પ્રાપ્તિ થાય અને દેશ આબાદ બને.

**ઇશ્વરમાં ફળ આપવાની શકિત જ નથી**

ખરી રીતે તો **પદાર્થમાં જ ગુણ આપવાની શક્તિ રહેલી છે.** કોઈએ હરડે ખાધી અને રેચ લાગ્યો, તો રેચ કોણે લગાડયો? હરડે એ કે કોઈ બીજાએ? એક માણસે ઝેર લીધું અને તે મરી ગયો; એને કોણે માર્યો? તે ઝેર વડે મરી ગયો કે બીજા કોઈએ મારી નાંખ્યો? સાકરનો સ્વભાવ મીઠાશ છે. અફીણનો સ્વભાવ કડવાશનો અને મોત આપવાનો છે હરડેનો સ્વભાવ રેચ લાગવાનો છે. અર્થાત્ દરેક પદાર્થોમાં જેવો સ્વભાવ રહેલો છે, તેવા તેવા કામો થાય છે. એ જ પ્રમાણે આત્મામાં લાગેલા પુણ્ય-પાપ પોતપોતાના ગુણ અને સ્વભાવ પ્રમાણે ઉત્તમ કિંવા અધમ કાર્યો કરે છે. આ રીતે પુણ્ય-પાપ વગેરેને લીધે ફળ મળતું હોવા છતાં એમ જ માની લઈએ કે ઈશ્વર જ ફળ આપે છે તે તો ચોખ્ખો દુરાગ્રહ જ છે. અને આમ છતાં જો ઈશ્વર જ કર્તા હર્તા છે અને સઘળા ફળોનો આપનાર છે, એમ પણ માની લઈએ તો પછી કર્મની અને તેની મહત્તાની જરૂર જ કયાં રહેવા પામે છે?

**ફળનો પિતા કર્મ છે.**

સાકરમાં મીઠાશનો ગુણ છે અને અફીણમાં કડવાશનો ગુણ છે. તો હવે એ સાકર અને અફીણ એનો વિવેક કોણ કરશે? જે વિવેકી હશે તે જ બને વસ્તુને પારખી શકશે. બેમાંથી મીઠાશવાળી સાકરનું ગ્રહણ કરશે અને કડવાશવાળા અફીણનો ત્યાગ કરશે તે જ પ્રમાણે સમજણવાળો આત્મા પુણ્ય અને પાપનો પણ જરૂર વિવેક કરશે જ. જગતમાં યશ, અપયશ કેવી રીતે મળે છે તે વિચારો; તમે સારું કામ કરશો તો યશ મળશે અને ખરાબ કામ કરશો તો અપયશ મળશે! એ યશ અને અપયશ કોને લીધે મળે છે? એ કામોમાં યશ કિંવા અપયશ આપવાનો સ્વભાવ જ રહ્યો છે તેને લીધે તે મળે છે

### કોનો વાંક ?

હવે બીજી એક વસ્તુ ઉપર આવીએ. પુણ્ય અને પાપ બન્ને જગતમા થાય છે અને તેનું ફળ ઈશ્વર આપે છે એ તો ઠીક. પાપનું ફળ પણ પરમેશ્વર આપે છે. ત્યારે આત્માએ પાપ કર્યું તે વખતે એ પરમેશ્વર કયાં ગયો હતો ? મનુષ્યો જો ઈશ્વરના બાળક હોય તો તેમને દુઃખમાં પડતા બચાવવા માટે પાપકર્મથી અટકાવી સારુ કામ કરાવવાની ઈશ્વર પિતાની ફરજ નથી ? એક પિતા છે અને એક તેનો પુત્ર છે. પુત્ર નાદાન છે, અને તે સર્પ કિંવા વીંછીને પકડવા જાય છે, તો પેલો પિતા શુ બાળકને સર્પ કરડવા દેશે કે ? નહિ જ; બાળકને સર્પ ડંશમાંથી બચાવવા માબાપ દોડી જશે. અને બાળકને બચાવી લેશે, તો પછી પરમપિતા ઈશ્વર કે જેના હાથમા અનાદિકાળથી આપણું આધિપત્ય છે તે જો તેના બાળકોને પાપથી ન રોકે અને તેમને હિતના માર્ગમાં ન મૂકે તો પછી તે ઈશ્વર જ કેમ કહી શકાય ? ઈશ્વર જો આપણા ઉપર સત્તા ધરાવતો હોય અને તે જ પાપ–પુણ્યનાં ફળો આપતો હોય તો પછી એ ઈશ્વરે આપણને આજ સુધી હિતના માર્ગમાં ન મૂકયા તે માટે એ ઈશ્વરને શું કહીશું વારું ?

### કર્મ ફળ આપે છે, ઈશ્વર નહિ !

સામાન્ય વાત વિચારો. જે માબાપ પોતાના બાળકને ભણાવતા નથી તે માબાપોને આપણે તે બાળકોના દુશ્મન માનીએ છીએ તો પછી પરમેશ્વર કે જે આપણો અનંતકાળથી પિતા છે તે અનંતયુગ થયા તો પણ આપણને ભણાવે નહિ અને જ્ઞાની ન બનાવે તો એવા પિતાને શું કહેવુ ? કોઈ એમ કહેશે કે દરેકના કર્મ પ્રમાણે ઈશ્વર તેમને યથાઘટિત સ્થાન આપે છે તો એ માન્યતા પણ બરાબર યા યુકિતયુકત નથી એ રીતે તો પોતપોતાનાં કર્મો પ્રમાણે ઈશ્વર એકને રાજા, બીજાને રાણી, ત્રીજાને પ્રધાન અને ચોથાને રસોઈયો બનાવીને સંસારની રંગભૂમિ ઉપર મોકલે છે એમ માનવું પડે ! નાટક રચવાનો ધંધો નાટકીયાનો છે, તો આ સંસાર રંગભૂમિનું નાટક રચનાર ઈશ્વર પણ નાટકીયો ઠરે છે.

બીજું એ પણ વિચારવા જેવું છે કે ઈશ્વર દરેકને તેના કર્મ પ્રમાણેનું ફળ આપતો હોય તો પછી ઈશ્વર તો માત્ર એક વ્યવસ્થાપક જ બની જાય છે અને મહત્તા તો કર્મની જ વધી પડે છે! આમ બધી-રીતે તપાસી જોતાં ઈશ્વર જ કર્મ ભોગવાવે છે એ માન્યતા આધાર વિનાની ઠરે છે. પણ ત્યારે આધારવાળું શું? તેનો જવાબ શોધી કાઢવો જોઈએ.

### જેવાં કર્મો તેવી જ દશા.

એનો જવાબ જૈનશાસ્ત્રનું તત્ત્વજ્ઞાન અથવા જેને તમે આજે "ફીલોસોફી" કહો છો તે આપે છે જૈન ફીલોસોફી એમ કહે છે કે જીવજંતુ, માણસ, પશુપક્ષી, એ બધાં પોતપોતાનાં કર્મો પ્રમાણે જ સારી-નરસી દશા ભોગવી રહ્યાં છે અને આપણે જે પુણ્ય કે પાપ કર્યું છે, તેના ફળ રૂપે જ સારી યા નરસી અથવા અનુકૂળ કે પ્રતિકૂળ અવસ્થાઓ આપણે ભોગવીએ છીએ મરચું ખ.ઈએ તો કુદરતી જ છે કે તેથી મોઢામાં બળતરા બળશે. આ કુદરતી છે. તેમાં એમ માની લઇએ કે ઈશ્વરે બળતરા બળાવી, તો એ મૂર્ખાઈ નથી તો બીજું શું? શરદી અને ઉષ્ણતા પોતપોતાના સ્વભાવ પ્રમાણે જ કામ કરે છે. માણસ વિચારે કે શરદી—સળેખમ થવા દેવું નથી પરંતુ જો તે માણસ સાકરનું પાણી બનાવીને પીએ તો? તો તો જરૂર સળેખમ થવાનું જ! કારણ કે સાકરનો સ્વભાવ જ સળેખમ કરવાનો છે તે જ પ્રમાણે બાંધેલા પાપ–પુણ્યનાં ફળો પણ સ્વાભાવિક રીતે જ પાપ–પુણ્યના પુદ્‌ગલોના સ્વભાવાનુસાર ભોગવવા પડે છે.

### ઈશ્વરની ફરજ શું?

વળી મગનભાઈ કર્મ કરે અને છગનભાઇને શિક્ષા થાય કે ઈનામ મળે એ પણ બનતું નથી. જે આત્મા કર્મ કરે છે તે જ તેનાં ફળો ભોગવે છે. ઈશ્વરનું કાર્ય માત્ર એક જ છે અને તે એ કે દુનિયાને ધર્મ જણાવવો. સૂર્ય અજવાળું કરે છે, એ અજવાળાનો લાભ લઈ એક માણસ રસ્તે ચાલતાં કૂવામા પડતો નથી. બીજો માણસ રસ્તે ચાલતાં આંખો મીંચીને ચાલે છે અને કૂવામાં પડે છે. આ

કૂવામાં પડવા માટે શું સૂર્ય દોષપાત્ર છે? એ જ પ્રમાણે દેવે તો દયાથી ધર્મનો ઉપદેશ કહ્યો છે. તે સાંભળે અને જે તેનો અમલ ન કરે તેને આપણે કેવો જાણવો? તમે દેવોને દેવલોક દેનાર કે મોક્ષ દેનાર કહો છો પરંતુ તેને નરક દેનાર, નિગોદ દેનાર કેમ કહેતા નથી? અજવાળુ તો કૂવામા પડતા બચાવે જ છે. તે કૂવામાં પાડતું તો નથી જ. અજવાળું ન હોય તો કૂવામાં, ખાડામાં, કાંટામાં પડવાનો સંભવ તો ખરો જ! પણ એમાંથી બચી જવાય તે શાથી? અજવાળાથી જ.

### દેવને માનવાનું બીજ ધર્મમાં છે.

એ જ પ્રમાણે દેવના ઉપદેશ વગર જીવો પાપ કરી કરીને નર્કનિગોદમાં રખડતા હતા. દેવે ધર્મનો ઉપદેશ કર્યો, ધર્મનું જીવોએ આલંબન કર્યું, તેથી જીવો એ ધર્મના આલંબનના પરિણામે દેવલોક અને મોક્ષ મેળવવાને સદ્‌ભાગ્યશાળી થયા છે, માટે દેવને જ દેવલોક દેનાર અને મોક્ષ દેનાર માનીએ છીએ. પરંતુ તેને નિર્કનિગોદ દેનાર માનતા જ નથી. કાંટા સ્વાભાવિક રીતે જ વાગી રહ્યા હતા. તેમાંથી જે બચી ગયા એ દેવને પ્રતાપે બચ્યા છે. શિક્ષકે તમોને ભણાવ્યા તેથી તમો શાણા અને કમાઉ થયા તો એ સ્થિતિ માટે માસ્તરનો પ્રભાવ ગણાય કે ન ગણાય? તમોને સુધાર્યા કોણે? શિક્ષકે! પણ જે ન સુધર્યા, મૂર્ખ રહ્યા, અજ્ઞાની રહ્યા તેમને અજ્ઞાની કોણે બનાવ્યા? શુ માસ્તરે અજ્ઞાની બનાવ્યા? ના! માસ્તર ન હોય તો પણ દુર્જનતા, અજ્ઞાનતા રહેલી જ છે.

તે જ પ્રમાણે અહીં પરમેશ્વર દેવલોક કે મોક્ષ દેનારા ગણાય છે. તેથી **धम्मदयाणं** વગેરે કહીએ છીએ. જેમ અજવાળાનું કાર્ય કાંટાને દેખાડવાનું છે તેમ અહીં પરમેશ્વરનું કાર્ય હોય તો તે જગત્‌ને ધર્મોપદેશ આપવાનુ છે અધર્મથી, પાપથી બચાવવા માટે દેવનો ઉપકાર હોઈ શકે. આથી સાબિત થાય છે કે પરમેશ્વરને માનવાની જડ, એનું બીજ ધર્મમાં રહેલું છે. જો ધર્મ જેવી ચીજ ન હોય તો દેવને માનવાની જરૂર જ નથી.

# ગુરૂ

### 'ગુરૂ' પૂજવા યોગ્ય કેમ ?

એ જ પ્રમાણે "ગુરૂ"ને ગુરૂ તરીકે પૂજ્ય પણ શા માટે માનો છો ? દુનિયાદારીની દૃષ્ટિથી તો ગુરૂએ તમોને માનવા જોઇએ ! દાતારને યાચક ભજે કે યાચકને દાતાર ભજે ? માંગણ અને શેઠ એ એ બેમાં ઉત્તમ શેઠ છે ! માંગણ ઉત્તમ નથી જ ! ! ! તમે ખાવાનું, જમવાનુ, વસ્ત્રો, મકાન વગેરે ગુરૂને આપો છો એટલે જગતની દૃષ્ટિએ તમે દાતાર ઠરો છો અને અમે ગુરૂ યાચક ઠરીએ છીએ. તો પછી દાતારો યાચકને પૂજ્ય શા માટે ગણે છે ? શેઠ યાચકની સેવા કેમ કરે છે ! બાળકને ભણાવવા માટે શિક્ષક રાખીએ, શિક્ષકને પગાર આપીએ, મકાન આપીએ, સઘળું આપીએ અને છતાં મુરબ્બી કોણ ? માસ્તર ! બાળકોને બહાર ફરવા માસ્તર સાથે મોકલો, ગાડી-ઘોડા પણ તમે આપો, છતાં પહેલી સલામ પણ તમે જ કરો ! આ સઘળું શા માટે ? શિક્ષક બાળકને દુનિયાદારીમાં લાવવાનું જ્ઞાન આપે છે માટે, તમારું બધું ગૌણ થઈ જાય છે અને માસ્તરની મહત્તા વધે છે. દુનિયાદારીનું જ્ઞાન આપનારાની આટલી બધી કિંમત છે તો પછી જે આત્માને આત્મપદની પ્રાપ્તિ કરાવનારું જ્ઞાન આપે છે તેની કિંમત અને મહત્તાનું શું પૂછવું ?

### વ્યાખ્યાનની ફી લેવાય છે કે ?

ગુરૂને તમે જે આપો છો અને ગુરૂ જે ગ્રહણ કરે છે તે સઘળું સેવાને પેટે ગ્રહણ કરતા નથી ! વ્યાખ્યાનમાં આવનારા પાસે વ્યાખ્યાનની ફી લેવામાં આવતી નથી ! ઉપદેશ અને તમે ગુરૂને જે કાંઈ આપો છો તેમાં જરાએ સંબંધ નથી. ધર્મોપદેશ આપવામાં આવે છે, તેનો ઉદ્દેશ તો એટલો જ છે કે આત્માનો ઉદ્ધાર થાય, આથી જ જે સાધુ દુનિયાની કોઇપણ આશા વગર સાટા કે બદલા વગર જે માત્ર સાધુ-પણાની ફરજ તરીકે જ નિઃસ્વાર્થી ધર્મોપદેશ આપે છે તેને જ જૈન-શાસનમાં જૈન સાધુ તરીકે સ્થાન પામવાનો અધિકાર છે, અન્યને

નહિ. તમે ઉપદેશ આપો છો માટે અમે તમોને અન્નવસ્ત્ર આપીએ છીએ અથવા તમે અન્નવસ્ત્ર આપો છો તેથી અમે તમોને ધર્મોપદેશ આપીએ છીએ એમ કહેનારને જૈનશાસનમાં ઊભા રહેવાનો જરાએ હક્ક નથી.

### જ્ઞાની આત્માને સાધુની જરૂર છે કે ?

તમોને મેં શિક્ષકનું ઉદાહરણ આપ્યું છે પણ તે સર્વાંગે લગાડવાનું નથી જ માસ્તરને શા માટે રાખો છો ? બાળકના દુર્ગુણ દૂર કરવા અને તેનું દુન્યવી અજ્ઞાન ટાળવા. આ દુર્ગુણ અને અજ્ઞાન ગયાં એટલે પછી તે બાળકને જ્ઞાની અને સદ્દગુણીમાં મનાવવાનો યત્ન થાય છે. તે જ પ્રમાણે અહીં સાધુઓથી ધર્મોપદેશ સાભળી આત્મા કાંઈક જ્ઞાનવંતો થયો એટલે આત્માને મોટા તરીકે મનાવવાનો અહીં આદેશ નથી. આત્મામા ધર્મની લગની લાગી તો પછી કર્તવ્ય એ છે કે માત્ર મોક્ષની ઈચ્છાએ ધર્મની સાધના કરવી. સાટા બદલા વગર કે જગતના કોઈ પદાર્થની આશા વગર જેઓ ધર્મોપદેશ આપે છે તેઓ જ **સુધાજીવી** એટલે બદલા વગર ફોગટ જીવનારા કહેવાય છે. એ જ કારણથી ગીતાર્થની એટલે સૂત્ર અને તેના અર્થના સંપૂર્ણ જ્ઞાતાની સાથે દાનનો કે ભકિતનો સબધ રાખવામા આવતો નથી.

**નમોલોપ સવ્વસાહૂણં** આ વાકયથી તમે સઘળા સાધુઓને નમસ્કાર કરો છો. પછી એ સાધુઓ ભલે ભણેલા હોય કે અભણ હોય, તપસ્વી હોય કે આહાર લેનારા હોય, **સ્થવિર કલ્પી** એટલે શાસ્ત્રમા સ્થવિર માટે કહેલા આચારો પ્રમાણે ચાલનાર હોય કે જિન-કલ્પી એટલે શ્રી જીનેશ્વર ભગવાનના જેવું આચરણ કરવાવાળા હોય, એ સઘળા ભેદો નમસ્કાર સાથે સંબંધ ધરાવતા નથી. ત્યાં તો સાધુ માત્રને નમસ્કાર છે તે જ પ્રમાણે દાન વગેરે સાથે પણ તેનો સંબંધ નથી. માત્ર તેઓ મોક્ષને સાધે છે, તે પૂરતો જ નમસ્કાર સંબંધી તેમની સાથે સંબંધ છે. અને તેથી જ તેમની (સાધુઓની) સેવા કરવી, તેમને દાન આપવું એને શાસ્ત્રેશાસ્ત્ર સિદ્ધ વસ્તુ માની છે. આમ ગુરૂને પણ માનીએ છીએ તે આ રીતે ધર્મને અંગે ! જો

ધર્મ જ ન હોય તો એ દિવસ આવે કે તમો પલંગ ઉપર ફૂલની પથારીમાં સૂતા હો અને ગુરૂ તમારા ચરણ દબાવતા હોય !!

## ધર્મ

ગુરૂની સેવાનું ફળ શું છે? દેવ અને ગુરૂને શા માટે માનવાના છે? તે માત્ર ધર્મને અંગે, ધર્મને માટે અને ધર્મ દ્વારા જ માનવાના છે, ધર્મ એવી જબરદસ્ત વસ્તુ છે કે તેવી જબરદસ્ત વસ્તુ ત્રણે લોકમાં બીજી એક પણ માન્ય રાખવામાં આવી નથી. દુર્ગતિ ટાળી, સદ્‌ગતિ મેળવી આપનારો હોય તો તે ફક્ત ધર્મ જ છે. માતા, પિતા, સ્ત્રી, પુત્ર, ધન, માલ-મિલકત એ કોઇ પણ વસ્તુ આત્માને ભવિષ્યની અધોગતિથી બચાવી શકે એમ નથી જ. અજ્ઞાન એ મોટામાં મોટું પાપ છે. "अज्ञ न खलु कष्ट." એ વાકય સમજવા જેવું છે. ક્રોધાદિક પાપો મોટામાં મોટાં છે, પણ તેનાથી એ મોટામાં મોટું પાપ અજ્ઞાન છે. હિતકારી શું છે અને અહિતકારી શું છે, એ કોણ જાણે છે? જ્ઞાની તે જાણી શકે છે. કોઇ માણસ હિતાહિત જાણવા માટે જ્ઞાન મેળવે છે, પરંતુ જ્ઞાન મળ્યા પછી એ રાગદ્વેષવાળો થાય છે, તો શું એ માણસે મેળવેલું જ્ઞાન તે જ્ઞાન કહી શકાય? નહિ જ.

### સૂર્ય અને અંધારું સાથે રહી શકે?

સૂર્ય ઊગ્યો છતાં અંધારું રહે છે એમ કોણ માની શકે? સૂર્યોદય થયો તો અંધકાર જવો જ જોઇએ, તે જ પ્રમાણે જ્યારે વસ્તુનું વાસ્તવિક જ્ઞાન થાય તો એ જ્ઞાનનું એ પરિણામ આવવું જ જોઇએ કે વર્તન સુધરવું જ ઘટે. જ્ઞાન થયા પછી રાગદ્વેષવાળા થઇએ તો એ જ્ઞાન જ્ઞાન જ ન કહેવાય! આપણને પુણ્ય-પાપનું જ્ઞાન થાય છે, પણ તે કેવું છે? એ આપણું જ્ઞાન ફોનોગ્રાફની રેકર્ડ જેવું છે. તમે ધર્મના વ્યાખ્યાનની રેકર્ડ મૂકો કે તમારા દુશ્મનને ગાળો આપવાની રેકર્ડ મૂકો; ફોનોગ્રાફ તો તમે જે કહેશો તે બોલી જશે! તેને ચિંતા નથી કે ગાળો આપવાથી ફલાણાભાઈ બદનક્ષીનો દાવો માંડશે! આપણે પણ એ ફોનોગ્રાફની રેકર્ડ જેવા બન્યા છીએ. હૃદયમાં

અસરનો છાંટો પણ નહિ, છતાં ફોનોગ્રાફ ધર્મનું વ્યાખ્યાન આપે જાય છે !

**સાપ ભયંકર છે કે પાપ ?**

હવે બીજી વાત ! સાપનું ઉદાહરણ લો. સાપ કરડે છે તો એનું પરિણામ શું ? સાપ એક ભવનો નાશ કરે છે પણ પાપ તો ભવોભવનો નાશ કરે છે. તે પાપ જીવ અને જીવનનો પણ નાશ કરી નાંખે છે. ત્યારે સાપનો ભય છે છતાં પાપનો નથી ! આનું કારણ શું છે ? એનુ કારણ એ છે કે પાપનો ભય તમારામાં છે ખરો પણ તે અપૂર્ણ છે, બનાવટી છે, એ ભય ઊંડાણનો કિવા અંતરનો નથી. કુંચી લગાડી કે તાળું ખૂલી જ જાય, તેવો પાપનો ભય તમારામાં નથી જ. ઠીક; તમે ઊંઘમાં છો, સૂતા છો; મગજ તંદ્રામાં પડેલ છે અને તમોને એક સ્વપ્ન આવે છે. સ્વપ્નમાં સાપ દેખાય છે. સાપ તમારી પાસે આવે છે. તમોને વિંટાય છે, કરડવા મુખ ઊંચું કરે છે. એટલામાં તમે જાગો છો. ખબર પડે છે કે સાપ એ તો માત્ર સ્વપ્નું જ હતું. બીજું કાંઈ ન હતું, છતાં પણ પા કલાક સુધી તમારી છાતી ધડકશે ! હૃદયમાં થડકો જોરથી થશે, ઝપાટાબંધ રૂધિર ફરવા લાગશે, અને બીજાને તમે તમારા સ્વપ્નની વાત કહેશો તો ત્યાં પણ તમારો સ્વર તેવો જ ભયકંપિત બની જશે.

**સાપનો ભય છે. પણ પાપનો ભય નથી !**

હવે ધારો કે બીજે જ પળે તમોને સ્વપ્ન આવે છે. તે સ્વપ્નમાં તમે ચોરી કરો છો, જૂઠ્ઠું બોલો છો, અથવા અબ્રહ્મચર્ય સેવો છો અને તરત જાગો છો ! જાગ્યા પછી મૂકો તમારી છાતીએ હાથ ! સાપનું સ્વપ્ન આવ્યું અને જે વેદના અનુભવી તેનો હજારમો ભાગ પણ આ વખતે નહિ હોય ! કદાચ બહુ થાય તો મિત્રને એ સ્વપ્નની વાત કહો, તો કૃત્રિમ રીતે સ્વર બગાડો, ઢોંગ કરી બતાવો, પણ હૃદયમાં શું ? કાંઈ નહિ ! ! સાપ દેખીને જેવી અસર થાય તેવી પાપ કરવા છતાં પણ નથી જ થતી ! તો પછી બોલો, ભય કોનો ? પાપનો કે સાપનો ? એના ઉપરથી એક જ અનુમાન નીકળે છે કે પાપના

ભયનો જેવો સંસ્કાર પેસવો જોઈએ તેવો પેઠો નથી. જો સાચા સ્વરૂપમાં તમે પાપનો ભય પામ્યા હો, તો તો જરૂર સાપ કરતાં પાપની અસર જ વધારે તીવ્ર થાય એમાં જરા સરખો શક નથી.

**સાપનો ભય મૂકો, પણ પાપનો ભય રાખો!**

એ પગથીએથી જ્યારે તમો ઊંચે ચઢશો ત્યારે સાપનો ભય નહિ લાગશે પરંતુ પાપનો ભય જ લાગશે, કોઈ સાક્ષાત્ અગ્નિ માથે મૂકશે તો પણ પછી તેનો ભય પણ લાગવા પામશે નહિ અને કોઈ અજબ પ્રકારનું બળ આત્મામાં ઊભું થશે. આવા દૈવી બળની પ્રાપ્તિ નહિ કરશો. ત્યાં સુધી ચોરાશીના ચક્રમાં રખડવાનું તો છે જ! ખંધક મુનિનું જ એક દૃષ્ટાંત લઈએ.

ખંધક મુનિ મહાસમર્થ, આદર્શ તપસ્વી અને વિદ્વાન્ હતા. તેમને ૫૦૦ શિષ્યો હતા. કોઈ એક નગરીમાં તેઓ જઈ ચડયા. એ વેળાએ ત્યાંના રાજાના પ્રધાનની સલાહથી રાજાએ થોડા સમયને માટે રાજતંત્ર પ્રધાનને સોંપી દીધું. પરિણામ એ આવ્યું કે પ્રધાને ખંધક મુનિ અને તેના શિષ્યોને અવળી ઘાણીએ પીલાવીને મારી નાંખ્યા. આ સ્થિતિ જોતા છતાં મહામુનિ ખંધકને ક્ષોભ ન થયો; આવી પરમ સ્થિતિને તમે શું કહેશો?

**તમારી સ્થિતિ વિચારો.**

શિર ઉપર અંગારા વરસતા હોય તે છતાં શરીરનો વાળ સરખો પણ ફરકવા ન દેવો! ન જ ફરકે, શરીરની ચામડી ઉતારે તો પણ ચિત્ત જરાએ ચંચળ ન બને! એ સ્થિતિ ક્યાં? આજની આપણી હાલત ક્યાં? તેનો વિચાર કરો. હું તમોને આજ ને આજ એ સ્થિતિ પ્રાપ્ત કરી લેવાનું કહેતો નથી. કહું તો પણ તમે એ ઉપદેશ અમલમાં લાવી શકો એ સ્થિતિમાં નથી. હું તો કેવળ ધર્મભાવનાથી પ્રેરાઈને જ તમોને–મનુષ્ય માત્રને એટલું જ કહું છું કે હે ભાગ્યવાન્ આત્માઓ! તમે જેટલો ભય સાપનો રાખો છો તેટલો જ બસ છે!

**સત્ય ધર્મને પામવાનું ફળ શું?**

અહીં આપણે આજે કઈ દશામાં છીએ તેનો વિચાર કરો.

આપણે સત્ય ધર્મને પામ્યા છીએ. જૈનશાસનમાં જન્મ્યા છીએ અને પરલોકની ઈચ્છાવાળા થયા છીએ. આ સઘળું તમોને જ્ઞાન આપવામાં આવે છે ત્યારે જ તમે સમજી શકો છો. આ પ્રમાણે ધર્મથી યુક્ત એવું જ્ઞાન તમોને મળે નહિ, ત્યાં સુધી દુર્ગતિ રોકી શકાય જ નહિ. માટે જ શાસ્ત્રકાર મહારાજાઓ ફરમાવે કે દુર્ગતિને રોકનારો ધર્મ છે. અનિષ્ટનું નિવારણ કરવાનું કામ ધર્મનું છે, એવા પ્રકારના શાસ્ત્રવચનથી ધર્મની વ્યાખ્યા પૂરી થતી નથી. આટલાથી જ ધર્મ પૂરો થાય છે, એમ માની લેશો નહિ. પરંતુ એ સ્પષ્ટ છે કે ભવિષ્યમાં સદ્‌ગતિ આપનારો હોય તો તે ધર્મ જ છે. જગતમાં જે વસ્તુ, જે વખતે હોય તે વસ્તુ, તે વખતે કામ કરી શકે છે. કંચન, કુટુંબ, કામિની અને કાયા એ ચાર ચીજ જગતના થાંભલા છે. જગતના થાંભલા છે, જગતના વ્યવહારના થાંભલા આ ચાર જ ચીજ છે અને આ ચાર થાંભલા કેવા છે? કાચી માટીના જ! શરદી થાય–પાણી લાગે તેટલામાં આ થાંભલા ધસી પડે એવા છે કાચી માટીના થાંભલા હોય તે પણ એકાદ ચોમાસું કદાચ ચાલેય ખરા! પણ આ ભૂખરી માટી તો એવી છે કે તે તૂટી જ પડવાની.

### કોડી અને કોટિ બન્ને તજવાના જ છે!

મનુષ્ય કોડીવાળો હોય, શુભોદયે વ્યાપાર ઉદ્યોગમાં વધતો જાય અને કોટિવાળો થાય! પણ એ કોડીવાળામાંથી કોટિવાળા થએલા શરીરમાંથી આત્મા ચાલ્યો જાય કે ખલાસ! ન તો આત્મા કોડી કે કોટિ સાથે લઈ જાય છે, ન તો શરીર કોડી કે કોટિ સાથે લઈ જાય છે. સેંકડો સ્ત્રીઓનો સ્વામી હોય પણ જગત છોડીને જાય ત્યારે સાથે લઈ જવાની એક પણ નહિ! ૫૬ કોટિ યાદવો હતા, છતાં બધાએ ગયા તેમાંનો એકે પણ બાકી રહ્યો નહિ! ભીમસેન કે જેનું શરીર સ્થૂલમાં સ્થૂલ હતું, તે પણ ગયો ત્યારે ઝપાટામાં! સંસારના એ ચાર થાંભલા ઉપર–એ ચાર થાંભલા માટે આખો જન્મ ગુમાવ્યો, ધર્મકાર્યમાં પણ આડા આવ્યા હોય તો આ ચાર થાંભલાં જ આડે

આવ્યા છે, પણ અંતે એ ચાર થાંભલામાંથી ટકતો એકે નથી. નાશ સઘળાનો જ થાય છે! આટલા ઉપરથી તમે જાણી શકશો કે દુર્ગતિ ટાળનારા આ થાંભલા નથી જ, પરંતુ આત્માને દુર્ગતિ આપનારા જ આ થાંભલા છે. ધર્મ જ એક એવો છે કે જે સદ્ગતિ આપે છે અને દુર્ગતિમાંથી બચાવે છે.

### ફળ નહિ, પણ સ્વરૂપ ઓળખો.

ધર્મના ફળની મહત્તા કેટલી વિશાળ છે, તે આ ઉપરથી તમે જોઈ શકશો, છતાં અહીં એક વસ્તુ ખાસ યાદ રાખવાની છે તેનું હું તમોને સ્મરણ કરાવું છું. ધર્મનું ફળ આવું ઉત્તમ છે તે છતાં એ ફળની મહત્તા જોઈને ધર્મમાં પ્રવૃત્તિ કરવી તેના કરતાં ફળનું સ્વરૂપ જાણીને પછી તેમાં પ્રવૃત્તિ કરવી એ વધારે સારું છે. ફળની મહત્તા કોઈવાર માણસને મોહ પમાડીને ફસાવી દે છે પણ ફળના સ્વરૂપની મહત્તા ફસાવી દઈ શકે નહિ. જે દૂધને માત્ર તેના દેખાવ ઉપરથી જ જાણે છે તે દૂધને બદલે આકડાનું કે થોરીઆનું દૂધ પણ દૂધ તરીકે સ્વીકારી લેશે. પણ દૂધના સાચા સ્વરૂપને જે ઓળખે છે તે આવા ફંદામાં ફસાશે નહિ જે કોઈ ધર્મને એટલે ધર્મના ફળના સ્વરૂપથી સમજશે તે કોઈપણ દિવસ નામધર્મ તરફ દોરાવા પામશે નહિ.

હવે આપણે **ધર્મના સ્વરૂપનો વિચાર** કરીએ. ધર્મને સ્વરૂપથી સમજતાં બે પ્રકારનો ધર્મ ફલિત થાય છે; ૧. સાગાર ધર્મ અને ૨. અણગાર ધર્મ. આ બે બિંદુઓ મહત્ત્વનાં છે અને જો તે બન્ને બિંદુઓ તરફ ધ્યાન રાખીએ તો માલૂમ પડશે કે આપણા માટે હજી શું અને કેટલું બાકી છે? નિગોદવાસી કોઈપણ જીવ આ બિંદુઓએ પહોંચ્યો નથી એનું કારણ વિચારવા યોગ્ય છે. બે ત્રણ ચાર ઇન્દ્રિયવાળાની ભવસ્થિતિ પાકી હોય એમ તમે જાણો છો? **ભવસ્થિતિ પાકવી એટલે એનો સામાન્યમાં સામાન્ય અર્થ એ છે કે મોક્ષમાર્ગે જવાને કટિબદ્ધ થવું.** નારકીના જીવો, દેવતા કે બીજા કોઈની પણ ભવસ્થિતિ સ્વયં પોતાની મેળે પાકી છે?

નહિ જ! એટલા માટે ભગવાને કહ્યું છે કે આત્માએ સુકૃત અનુ-મોદન વગેરે ઉપાયો દ્વારા ઉદ્યમ કરવો જોઈએ અને એ રીતે ઉદ્યમ કરી ભવસ્થિતિ પકવવી જ જોઈએ, એકે ઝપાટે એ કાર્યમાં સફળતા ન મળે તે જુદી વાત છે, પરંતુ એ દિશાએ યત્ન તો કરવો જ જોઈએ. જે આવો યત્ન કરે તે જ સાચો ભવ્ય જીવ છે અને તેવાને માટે આજે નહિ તો કાલે જરૂર મોક્ષ નિર્માણ થએલો છે.

---

# ધર્મવૃક્ષ

પ્રભુ શ્રી જિનેશ્વર ભગવંતે પ્રરૂપેલ **ધર્મ** એ વૃક્ષ છે, સમ્યક્ત્વ એ એનું **મૂળ** છે, સિદ્ધાન્તો એ એનું **થડ** છે. વ્રતો (દેશવિરતિ કે સર્વવિરતિ) એ એની **ડાળીઓ** છે. અઢાર હજાર શીલનાં અંગો એ **પાંદડાં** છે, દેવની ઋદ્ધિ, મનુષ્યની ઋદ્ધિ, સમૃદ્ધિ એ **પુષ્પો** છે, એ ધર્મવૃક્ષ, જિનેશ્વર ભગવંતનાં વચનોરૂપી પાણીની નીકથી નિરંતર સીંચાય છે, અને પ્રાન્તે એમાંથી નિર્વાણ–મોક્ષરૂપી ફળ મળે છે આવા વૃક્ષને હંમેશાં આદરો, સેવો, અનંતા સાધુ વગેરેએ આ વૃક્ષ આદરી, સેવી નિર્વાણ–ફળને મેળવ્યું છે.

---



# સમ્યક્ત્વ અને તેનાં આભૂષણો

(વિષયોને લઈ આ સંસારમાં હું રખડયો એવી દૃઢ પ્રતીતિ તે સમ્યક્ત્વ. સમ્યક્ત્વ એ મોક્ષમાર્ગનું અત્યુતમ સાધન છે. તીર્થંકર ભગવાન મોક્ષમાર્ગના સેનાપતિ છે. આ સેનાપતિ સંપૂર્ણ ત્યાગી છે માટે મોક્ષના અભિલાષીએ ત્યાગની પ્રવૃત્તિમાં જ હિત માનવું તે સમ્યક્ત્વનું પહેલું પગથિયું છે. શાસ્ત્રમા સમ્યક્ત્વની પ્રાપ્તિ માટ ગ્રંથિભેદ કરવાનુ કહ્યું છે. આ ગ્રંથિભેદ એટલે વિષયોની અભિલાષાનો ત્યાગ છે.

સમ્યક્ત્વનાં શાસ્ત્રોમાં પાંચ આભૂષણો ગણાવ્યાં છે. તેમાં પહેલું આભૂષણ **સ્થિરતા** છે. આ સ્થિરતા તે સુલસા શ્રાવિકા જેવી રાખવી જોઈએ. સમ્યક્ત્વનું બીજું આભૂષણ **પ્રભાવના** છે. સમ્યક્ત્વનુ ત્રીજુ આભૂષણ એ છે કે 'આખા જગતને ક્યારે આ **શાસનને શરણે** લાવુ.' ચોથું આભૂષણ ભક્તિ છે. આ ભક્તિ માટે શ્રેણિકમહારાજાનું ઉદાહરણ બસ છે, પાંચમું આભૂષણ તે **કુશળતા** છે. આ પાંચે આભૂષણો દ્વારા સમ્યક્ત્વને શોભાવવું તે પ્રત્યેક શ્રાવકની ફરજ છે)

(૧)

## વિચાર-પલટો કરો.

શાસ્ત્રકાર મહારાજા કલિકાળસર્વજ્ઞ ભગવાન હેમચંદ્રસૂરીશ્વરજીએ ભવ્ય જીવો કે જેઓ મોક્ષની અભિલાષા રાખે છે, તેમને ઉપદેશ આપતાં એવું સૂચન કર્યું છે કે જેઓ મોક્ષની આશા રાખે છે તેમણે પોતાની ઇચ્છા પાર પાડવાને માટે સૌથી પહેલાં પોતાના અનાદિના વિચારોનું પરિવર્તન કરવાની જરૂર છે. જ્યાં સુધી એ અનાદિના વિચારોનું પરિવર્તન ન થાય અને શુદ્ધ વિચારોને ગ્રહણ કરવામાં ન આવે ત્યાં સુધી આત્માને મોક્ષ મળી શકે એ શક્ય જ નથી!!!

**સમ્યક્ત્વ પછી જ મોક્ષ.**

આત્મા એ અનાદિકાળથી આ સંસારમાં રખડે છે. એ રખડ-પટ્ટીનું કારણ એ જ છે કે આત્માએ સુંદર અને પવિત્ર વિચારો ગ્રહણ કર્યા હોત તો એ વિચારોની અસર તેના વર્તન ઉપર પણ જરૂર થાત અને ભવભ્રમણ કાંઇક અંશે પણ ઢીલું થવા પામ્યું હોત. શાસ્ત્રકારોએ સ્થળે સ્થળે એક વાત મુક્તકંઠે ઉચ્ચારી છે કે જે આત્માને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ છે તે આત્મા અર્ધપુદ્ગલપરાવર્તથી વધારે વખત આ સંસારમાં રખડવા પામતો નથી, અને એટલો કાળ વીત્યા બાદ જરૂર તેને મોક્ષની પ્રાપ્તિ થવા પામે છે.

**વિષય એ જ જીવનની આવશ્યકતાવાળો આત્મા.**

ત્યારે હવે એ વાત વિચારો કે આત્માને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ તે પહેલાં આ આત્મા શા વિચારો સેવતો હતો? અને સમ્યક્ત્વ પામ્યા પછી તેનામાં કયા વિચારો આવે છે? એ બે પ્રશ્નોના ઉત્તરનો સમન્વય કરશો. અને તેને ગંભીરપણે વિચારી જોશો તો સમ્યક્ત્વ કેવી રીતે પ્રાપ્ત થાય છે અને વિચારોનું પરિવર્તન પણ કેવી રીતે થવા પામે છે તે તમે સારી રીતે સમજી શકશો. અનાદિકાળથી આ આત્મા એક જ વિચારોને સેવતો આવ્યો છે અને તે વિચારો એ છે કે મનને ગમતા સ્પર્શ, ગંધ, રૂપ અને શબ્દાદિ વિષયો મેળવવાની આશા રાખવી. ગમે તે ઉપાયોથી એ વિષયો મેળવવા અને તે વિષયોનું સેવન કરવું એ જ આત્મા ઇચ્છતો હતો.

આત્માને શરીર ગમે તેવુ મળ્યું હોય તેને અને આ વિચારોને કાંઈ સંબંધ જ નથી. ચાહે તો આત્મા એક ઇંદ્રિયવાળા શરીરમાં હો, બે ત્રણ ચાર કે પાંચ ઇન્દ્રિયવાળા શરીરમાં હો. દેવલોકમાં હો કિંવા તિર્યંચપણામાં હો; પણ એ આત્માએ પાંચ જાતિ અને ચારે ગતિમાં એક જ વિચારણા રાખી છે કે ગમે તે માર્ગે વિષયો મેળવવા માટે પ્રયત્ન કરવો અને એ વિષયો જેઓ મેળવી આપે તેને માનવંતા અને પૂજવા યોગ્ય ગણવા! આ સિવાય આત્માએ આજ સુધીમાં બીજો એકે વિચાર કર્યો નથી.

## સમ્યક્ત્વ એટલે શું ?

જે આત્મા નિરંતર વિષયોને સેવે છે તે આત્માં સમ્યક્ત્વ પામ્યો છે એમ કોઈ પણ માણસ કહી શકે એમ નથી ત્યારે તમે કહેશો કે સમ્યકત્વ કોનું નામ છે ? એનો ઉત્તર એ છે કે જે આત્મા એમ માને છે કે મેં વિષયો મેળવવા પ્રયત્નો કર્યા. વિષયો મેળવ્યા, વિષયો ભોગવ્યા અને વિષયો ભોગવવાનાં સાધનો મેળવી આપનારને સુરબ્બી ગણ્યા એને જ પરિણામે હું આ સંસારમાં રખડું છું. આ પ્રમાણેની માન્યતા રાખવી તે સમ્યકત્વ ! અલબત્ત, જીવાદિક નવ તત્ત્વો માનવા, શુદ્ધ દેવાદિને માનવા એ બધાં પણ સમ્યકત્વનાં જ લક્ષણો છે. પરંતુ સમ્યકત્વની વ્યાખ્યામાં જરા ઊંડા ઊતરીએ છીએ એટલે તુરત સમ્યકત્વ માટે ઉપરની વ્યાખ્યા જ માન્ય રાખવી પડે છે.

## મોક્ષમાર્ગનું પહેલું બિંદુ.

હું વિષયો ભોગવવાને પરિણામે જ આ ભયાનક સંસારમાં રખડયો છું—એ ભાવના હૃદયમાં ઊતરી જવી જોઇએ. જો આ વાત હૃદયમાં સોંસરી ઊતરી જાય, તો તેને પરિણામે એ વિષયો છોડવા એ પણ મારી ફરજ છે. તે જીવને લાગ્યા વિના રહે નહિ કે અહીં જ સમ્યકત્વ રહેલું છે. વિષયોનાં અનિષ્ટ પરિણામો માનવાં અને એ અનિષ્ટ પરિણામો માનીને એ વિષયો છોડવાનો વિચાર કરવો એમાં જ મોક્ષમાર્ગનું પહેલું બિંદુ સમાએલું છે. એનો અર્થ એવો નથી કે વિચાર કર્યો કે બીજે દિવસે જ દરેકને મોક્ષ મળી જ જવાનો છે ! પરંતુ તે છતાં એવો વિચાર સેવવો એ આપણા પુનિત પંથનું પહેલું પગથિયું છે.

## વફાદાર રહેવું જ ઘટે.

લશ્કરમાં દાખલ થનારા સિપાઇઓનો જ દાખલો લ્યો ! એક સિપાઇ લશ્કરમાં આજે દાખલ થાય છે કે કાલે જ તે બહાદુર લડવૈયો બનતો નથી. પરંતુ જે સિપાઈ શૂરા સરદારના હાથ નીચે કેળવાઇને તાલીમ પામે છે તે જ ભવિષ્યમાં શૂરો સરદાર અને બહાદુર લડવૈયો

થઈ શકે છે. એ જ ઉદાહરણ અહીં આત્માને પણ લાગુ પડે છે. આત્મા વિચાર બદલે છે કે તે સાથે જ તેના આરંભાદિક વિષયો એકદમ એક સાથે જ છૂટી જતા નથી, પણ જેમ લશ્કરમાં દાખલ થએલા અને શૂરા સરદાર થવાની લાયકાત મેળવવાની ઉમેદવાળા ઉમેદવારોને લશ્કરમાં સેનાપતિના હાથ નીચે તાલીમ લેવી પડે છે અને સેનાપતિના સઘળા હુકમો બહુ જ માનપૂર્વક માનવા પડે છે, તે જ રીતે જે આત્મા પણ પોતાના વિચારોમા પરિવર્તન કરીને મોક્ષમાર્ગનો પંથ લેવા ઇચ્છે છે, તેણે એ ત્યાગમાર્ગની ઊંચી ટોચે ચઢેલા સેનાપતિના સઘળા હુકમો માન્ય કરવા જોઈએ, તેને મુરબ્બી માનવા જોઈએ. લશ્કરમાં દાખલ થનારો જેમ સર્વ રીતે મન, વચન અને કાયાથી પોતાના સરદારને વફાદાર રહે છે, તે જ પ્રમાણે ત્યાગમાર્ગમાં પણ ઊંચી ટોચે ચઢવા માંગનારાએ એટલે મોક્ષાભિલાષીએ ત્યાગમાર્ગમાં સર્વોત્તમતા પ્રાપ્ત કરેલાની અધીનતા સ્વીકારવી જ જોઈએ અને એના સઘળા હુકમોને મન, વચન અને શરીરથી વફાદાર રહેવું જ જોઈએ.

### આપણો સેનાપતિ કોણ?

ત્યારે હવે વિચાર કરો કે એ ત્યાગમાર્ગનો સેનાપતિ કોણ છે? વિષયોને જીતીને ત્યાગની ઊંચામાં ઊંચી ભૂમિકા કોણે પ્રાપ્ત કરી છે? અને આ દિશાએ અનન્ય સ્થાન કોણે મેળવ્યું છે?

જવાબ એ જ છે કે તીર્થંકરદેવો એ જ મોક્ષમાર્ગના શૂરા સેનાપતિ છે. તેથી જ મનુષ્ય માત્રે વિચારમા પરિવર્તન કરી મોક્ષની આશા રાખી એ મોક્ષમાર્ગના શૂરા સેનાપતિની દરેકે દરેક આજ્ઞા માનવી જોઈએ અને તેમની અધીનતામાં રહેવું જોઈએ. જેમ સેનાપતિની આજ્ઞા વિના સિપાઈ આઘોપાછો થઈ શકતો નથી, તે જ પ્રમાણે મોક્ષાભિલાષી આત્માએ પણ સર્વ રીતે તીર્થંકરદેવને શરણે જ રહેવાની જરૂર છે.

### તીર્થંકરોને શા માટે માનવા?

પરંતુ આપણે તીર્થંકરદેવોને શા માટે માનીએ છીએ? શું "મહાવીર" નામધારી ભળતા જ માણસને તમે "તીર્થંકર મહાવીર"

તરીકે માનવા તૈયાર થશો ? નહિ જ ! તીર્થંકરદેવ શ્રીમાન્ મહાવીર ભગવાન વગેરેને આપણે માનીએ છીએ તે એટલા જ કારણને લીધે માનીએ છીએ કે તેમની પરિણતિ અને પ્રવૃત્તિ ત્યાગની છે. જો ભગવાન મહાવીરે ત્યાગની પ્રવૃત્તિ કિંવા પરિણતિ ના કરી હોત તો આપણે તેમના છત્ર નીચે પણ રહેવાને તૈયાર થાત નહિ. વિષય, તૃષ્ણા અને પ્રવૃત્તિ જે આત્માને અનાદિકાળથી સંસારમાં રખડાવતી તે તત્ત્વોને આ મહાપુરુષે ખસેડી દીધાં છે અને તે પણ માત્ર વર્તમાનકાળને માટે જ ખસેડી દીધાં છે એમ નહિ, પણ ત્રણે કાળને માટે ખસેડી દીધાં છે. તેથી જ આપણે તેમને મોક્ષમાર્ગના કમાન્ડર–ઇન–ચીફ માનીએ છીએ અને તેના આશ્રયે રહેવાની આપણી ફરજ માનીએ છીએ.

### ભૂલ સમજાઇ !

હવે તમે મહારાજા મહાવીર ભગવાનને તમારા સેનાપતિ માન્યા છે પણ તેમને શા માટે સેનાપતિ માન્યા છે તેનો વિચાર કરો અને એ સેનાપતિ કેવા છે તેનો પણ વિચાર કરો એ સેનાપતિ સંપૂર્ણ ત્યાગી છે. સર્વ કાળ અને સર્વ દેશને માટે તેઓ ત્યાગી છે અને વિષયોનો ત્યાગ કરાવે છે. આ સેનાપતિની કેળવણી પણ વિષયોના ત્યાગની જ છે. આજ સુધીની આત્માની દશા શું હતી તેનો વિચાર કરો ! આજ સુધી આત્મા વિષયોનો જે સેનાપતિ હતો તેને પોતાનો મુરબ્બી માનતો હતો, તેની આજ્ઞા ઉઠાવતો હતો અને તેની અધીનતામાં રહેતો હતો. હવે જ્યારે તેના વિચારમાં પલટો આવે છે, તેને પોતાની ભૂલ સમજાય છે ત્યારે તે વિષયના મુરબ્બીને ત્યાગી દે છે અને વિષયનો જે ત્યાગ કરાવનારા છે તેને પોતાનો મુરબ્બી માને છે.

### ત્યાગની પ્રવૃત્તિમાં જ હિત.

ત્યારે હવે વિચાર કરો કે અનાદિકાળથી શું ચાલતું હતું ? જે વિષયનાં વધારે સાધનો આપી શકે તે જ મારો મુરબ્બી અને એ મેળવવામાં જ સુખ, એવી માન્યતા હતી. હવે અહીં વિચાર-પલટાય છે અને જે ત્યાગમાર્ગનો સેનાપતિ છે તે જ મારો મુરબ્બી-

એવો વિચાર દાખલ થાય છે. આ રીતના વિચાર-પલટાને જ શાસ્ત્રકારોએ સૌથી જરૂરી અને પહેલા પગથીઆ તરીકેની વસ્તુ ગણાવી છે અને એ જ નિશ્ચય ઉપર શાસ્ત્રકારોએ સંસારનું અલ્પપણું પણ જણાવ્યું છે. અનાદિકાળથી વિષયની પ્રવૃત્તિને હિતકારી માનતા હતા, હવે ભૂલ સમજાવવા પામી છે કે એ પ્રવૃત્તિ નાશકારી છે અને ત્યાગની પ્રવૃત્તિ એ જ ખરેખરી હિતકારી પ્રવૃત્તિ છે. આ પ્રમાણેની માન્યતા એને જ શાસ્ત્રકારોએ સમ્યક્ત્વનું પહેલું પગથિયું ગણ્યું છે.

### મોક્ષમાર્ગના દર્શક કોણ ?

આપણે તીર્થંકરદેવોને માનીએ છીએ તે પણ આટલા જ કારણથી માનીએ છીએ કે તેઓ આપણા મોક્ષમાર્ગના પ્રથમ દર્શક છે જો આમ ન હોત તો આપણને તીર્થંકરદેવોને માનવાની જરૂર શી હતી ? જ્યારે આપણે અનન્ય ત્યાગી તીર્થંકરોને દેવ, પંચમહાવ્રતાદિના પાળનારાને ગુરુ અને તપસ્યાદિને ધર્મ માન્યો તો એમની પ્રભુતા માન્ય રાખીને જેટલે જેટલે અંશે ત્યાગ કરતા જઈએ છીએ તેટલે અંશે આત્માનું વધારે અને વધારે પ્રમાણમાં હિત થવા પામે છે. પહેલાં એમ માનતા હતા કે જેમ જેમ વિષયોની પ્રાપ્તિ થાય છે તેમ તેમ હિતના માર્ગમાં આપણે આગળ વધીએ છીએ. હવે એમ માનતા થયા કે પહેલાંની માન્યતા ખોટી છે અને ત્યાગ તે જ સાચું હિત છે. આ પ્રમાણેની માન્યતા થઈ એ જ સમ્યક્ત્વની જડ છે.

### આત્માને કસોટીએ ઘસો.

આટલે સુધી આવ્યા પછી તમારે એ વિચારવાનું બાકી રહે છે કે વિષયો આત્માને જેટલા પ્રિય લાગતા હતા અને તેમાં આત્માની જેટલી સુખવૃત્તિ હતી તેટલી સુખવૃત્તિ આત્મા ત્યાગને માટે ધરે છે કે કેમ ? અને ત્યાગ એટલો જ આત્માને પ્રિય લાગે છે કે કેમ ? આત્માના વિચારોને માટે આ કસોટી છે. આ કસોટી ઉપર જ્યારે તમે તમારા આત્માને ચઢાવશો ત્યારે જ ખબર પડશે કે આત્માના વિચારો સમ્યક્ત્વના છે કે મિથ્યાત્વના છે ?

### ગ્રંથિભેદ ક્યારે ?

શાસ્ત્રકારોએ ગ્રંથિભેદ કરવાનો ક્યારે કહ્યો છે તેનો વિચાર કરો. શાસ્ત્રકારોએ કેવળજ્ઞાન પહેલાં ગાંઠ ભેદવાની કહી નથી. સર્વવિરતિ કિંવા દેશવિરતિ પામ્યા પહેલાં પણ ગાંઠ ભેદવાની કહી નથી. પણ સમ્યક્ત્વ પહેલાં ગાંઠ ભેદવાની કહી છે, અર્થાત્ અનેક ગ્રંથોમાં સાફ સાફ એવા શબ્દો ઉચ્ચાર્યા છે કે જે ગ્રંથિભેદ કરે છે તે જ સમ્યક્ત્વવાળો છે. ગ્રંથિભેદ કર્યા વિના કોઈ સમ્યક્ત્વ પામી શકતો નથી, તો હવે વિચાર કરો કે એ ગ્રંથિ તે કઈ હશે ? જે ગ્રંથિ ભેદવાની સર્વવિરતિ, દેશવિરતિ કે કેવળજ્ઞાનની પ્રાપ્તિમાં પણ કહી નથી, પણ જે ગ્રંથિ સમ્યક્ત્વ મેળવતાં પહેલા જ ભેદવાની છે એમ શાસ્ત્રકારો સ્પષ્ટ રીતે ફરમાવે છે; ત્યારે હવે વિચાર કરો કે એ ગ્રંથિ કઈ હશે ? અને તે ભેદાય ક્યારે ?

### ગ્રંથિ એટલે શું ?

જો તમે એ ગ્રંથિ કઇ હશે તેનો વિચાર નહિ કરશો તો તમે એ ગ્રંથિ ભેદી શકવાના નથી. કારણ કે તમો જે કાર્ય કરવા માંગો છો તે કાર્ય કરતાં પહેલાં તે કાર્ય શું છે ? તેનો તમારે વિચાર કરવો જ જોઇએ. વિચાર કરો કે સમ્યક્ત્વની આડે આવે એવી તે કઈ ગ્રંથિ છે ? વિષયોની અભિલાષા એનું જ નામ ગ્રંથિ ! વિષયોની અભિલાષાનું સુંદરપણું અનાદિકાળથી લાગેલુ હતું, એ વિષયો અને તેના સેવન પ્રત્યે આત્માને મોહ હતો એ મોહનો જ નાશ થવો જોઈએ. જેણે એનો નાશ કર્યો છે તે ગ્રંથિ ભેદી ચૂક્યો છે ! અનાદિકાળથી જે માન્યતા, જે વિચારો ઘર કરીને બેઠા છે તેમાં પરિવર્તન કરવું એ જ હવે જરૂરી ઠરે છે. આવી રીતે વિચારોનું પરિવર્તન થાય તે પછી જ આપણે આગળ ચાલી શકીએ છીએ સર્વવિરતિપણું કે બીજું જે કાંઈ છે તે સઘળું આ પરિવર્તન પછી જ સંભવી શકે છે, તે પહેલાં નહિ જ. જ્યાં સુધી આ રીતે વિચારોમાં પરિવર્તન ન થાય ત્યાં સુધી સમ્યક્ત્વની પ્રાપ્તિ લેશમાત્ર પણ થવા પામતી જ નથી.

### આત્માનો કંપ !

આશ્રવ સંવરનો વિભાગ આત્માના ધ્યાનમાં ન હતો, બંધ નિર્જરાની વહેંચણી આત્માએ કરી ન હતી. નાના છોકરાને માસ્તર કે નિશાળનુ નામ સાંભળવું પડે છે ત્યારે તેને કાળ જેવું લાગે છે. આમ થવાનું કારણ એ છે કે બાળકને દુનિયાદારીનો ખ્યાલ નથી. તે જ પ્રમાણે આત્માને સંવર નિર્જરા કાળ જેવી લાગતી હતી. કસાઇને દેખીને બકરીને જેટલો કંપ ન થાય તેટલો બલ્કે, તેનાથી વધારે કંપ બાળકને નિશાળનું નામ સાંભળીને થતો હતો. પણ આત્મા તો સંવર નિર્જરાનું કારણ સાંભળીને તેથીયે વધારે કંપતો હતો.

### સંવરથી છૂટો એટલે આનંદ કેમ ?

આ જીવ સંવરથી છૂટે છે એટલે દોઢ ગજ કૂદે છે. પ્રતિક્રમણ-માંથી, સામાયિકમાંથી ક્રિયા પાળીને ઊઠો છો તે વખતે કેટલા બધા કૂદો છો ? આને જ મળતું એક બીજું ઉદાહરણ આપું છું. નિશાળોમાં ૯ મહિના જ કામ ચાલે છે. જે વિદ્યાર્થીઓ શિક્ષણમાં રસીલા છે, જેમને શિક્ષણ પર જ પ્રેમ છે, તેવાઓને આ રજા પણ જરૂર ખટકે છે. પરંતુ આ રજામાં આળસુ વિદ્યાર્થીઓને દિવાળી થાય છે ! તે જ પ્રમાણે આત્માને પણ એ ઉદાહરણમાં ઘટાવી જુઓ ! સંવરનો અપૂર્વ રસ અને નિર્જરાનો અપૂર્વ રસ અને નિર્જરાની અપૂર્વ સ્થિતિ આપણા સમજવામાં હજી આવી નથી ! સવંર બંધ થાય અર્થાત્ સંવરથી છૂટા થઈએ તો આનંદ આવવો ન જોઈએ, પણ હજી તેમાં આનંદ આવે છે અને સંવરમાં જે આનંદ આવવો જોઇએ તે આનંદ આત્માને આવતો નથી અને તેથી જ બળાપાની જગ્યાએ આનંદ અને આનંદની જગ્યાએ બળાપો ગોઠવાઈ ગયો છે. વિચાર કરો કે એ આનંદ કેમ આવતો નથી.

### પારણા કરવામાં હર્ષ કેવો ?

ઉપવાસના પારણા થાય છે ત્યારે અપૂર્વ આનંદ આવે છે, પરંતુ એ આનંદ માનનારાઓને એ વાતનો ખ્યાલ છે કે એ પારણાએ ચાલુ નિર્જરાને રોકી દીધી છે ? પારણા વખતે જે આનંદ આવે છે

તે આનંદ પહેલાં આવતો હતો ખરો કે ? જ્યારે નિર્જરા ચાલુ હતી. હજી સુધી આત્માની સ્થિતિ તો એ જ છે કે પારણામાં આપણે આનંદ ગણીએ છીએ. પરંતુ ચાલુ નિર્જરામાં એ આનંદ ગણવામાં આવતો નથી ! તમે સામાયિકમાંથી ઊઠો છો, ત્યારે આનંદ થાય છે ને કે "હાશ ! પરવાર્યા !" વગેરે શબ્દો એકાએક નીકળે છે. જવાબ આપો કે એ આનંદ શા માટે થાય છે ? શા માટે એવું થતું નથી કે 'અરે ! સામાયિક એ જ મારે તો હંમેશ માટે કરવાનું હતું. એમ કરવામાં જ મારો ફાયદો હતો,' પરંતુ એટલી કક્ષાએ પહોંચવા જેટલો હજુ વિર્યોલ્લાસ નથી ! અને જે થોડો ઘણો વિર્યોલ્લાસ છે તે આગળ ટકી શકતો નથી !'

## પારણું શા માટે ?

તમારા ખ્યાલમાં હશે કે દહેરામાં આવનારાઓ પગથીએ સહેજ બેસે છે અને પછી જાય છે ! એ સહેજ બેસવામાં તત્ત્વ શું છે તેનો વિચાર કરો ! તત્ત્વ તો એ જ છે કે અહીં હંમેશાં મારે બેસવું જ જોઇએ, અર્થાત્ ભગવાનના સાંનિધ્યમાં રહેવાનો જ મારે યત્ન કરવો જોઇએ. પરંતુ એ બનતું નથી માટે સહેજ બેસું છું, એવો ભાવ લાવવો ઘટે. એ જ સ્થિતિ પારણા વખતે થવાની પણ જરૂર છે પારણું કરો તે વખતે તમારા હૃદયમા એટલી વાત તો જરૂર રહેવી જ જોઇએ કે અંખડ તપશ્ચર્યા કરવી એ જ મારી ફરજ છે અને લાંબી તપશ્ચર્યા પણ બીજાઓ ઘણા કરી શકે છે. અરે, એટલું જ નહિ; પણ એ તપશ્ચર્યા કરવામાં જ કલ્યાણ રહેલું છે, પણ મારાથી તે નથી બનતું માટે હું પારણું કરું છું. પરંતુ આ ભાવના ન હોય અને માત્ર સામાયિકમાંથી પરવારી જવામાં અથવા પારણામાં જ જે હૃદય નિરાંત અને શાંતિ માને છે તે હૃદય ખરેખરી રીતે શાંતિથી દૂર છે.

## આત્માની સ્થિતિ વિચારો.

આશ્રવબંધનો રસ તમારામાં લીલો છે ! એ રસ લીલો છે ત્યાં સુધી કાંઇ દહાડો વળવાનો નથી ! એ રસ સુકાઈ જવો જોઈએ અને તે સુકાઈને સાફ થવો જોઇએ, અને તેને બદલે સંવર નિર્જરાનો

રસ લીલો થવો જોઇએ જે આત્માને વિષે એમ બને છે તેનો આત્મા અર્ધપુદ્ગલપરાવર્તમાં જરૂર મોક્ષે જવાનો જ જવાનો! આશ્રવ ને બંધને હેય એટલે ત્યજવા યોગ્ય ગણે અને સંવર તથા નિર્જરા બેને જ આદરવા લાયક ગણે ત્યારે સમજો કે તે આત્મા માર્ગ ઉપર છે. પણ આત્માની સ્થિતિ શું છે તેનો વિચાર કરો! આત્માની સ્થિતિ તો કાંઇ જુદી જ છે રાત્રે ઊંઘો છો અને સ્વપ્ન આવે છે, અને તેમાં સોનું મળે છે, તો રાજી રાજી થઈ જાઓ છો અને પિત્તળ મળે છે તો ભારે દિલગીરીમાં પડી જાઓ છો. એ ઉપરથી તમારા આત્માના સમ્યક્ત્વની પરીક્ષા કરો કે તમારો આત્મા સમ્યક્ત્વ પામ્યો છે કે નહિ?

### સ્વપ્નામાં સોનું મળે તો પણ આનંદ!

સ્વપ્નામાં છો, ઊંઘમાં છો, ત્યાં તો સોનાથી લાભ કે પિત્તળથી હાનિ નથી. આમ છતાં આત્માને આનંદ કે દિલગીરી કેમ સ્પર્શે છે? જેમ પિત્તળ મળે છે અને આત્માને દિલગીરી થાય છે તેજ પ્રમાણે આશ્રવબંધ વખતે પણ અંતઃકરણ નારાજ થાય છે? સાચો જવાબ આપો તો એ જ જવાબ છે કે "ના!" જ્યા સુધી આ જવાબ "ના" નો કાયમ છે ત્યાં સુધી તમે ભલે સુદેવાદિને માનતા હો, તો પણ નક્કી માનો કે સમ્યક્ત્વને પગથીએ ચઢેલા નથી!

### પંચ મહાવ્રતથી સાધુ-સંસ્થા પૂજ્ય છે.

વિચાર કરો કે તમે દેવને માનો છો તે કઇ દૃષ્ટિએ માનો છો? તમે જો દેવને ત્યાગની બુદ્ધિએ માનતા હો તો ત્યાગ રૂચવો જોઈએ! જો તમો દેવને ત્યાગની બુદ્ધિથી જ માનતા હો તો તમે તે દેવને સૌથી મોટામાં મોટા ક્યારે ગણી શકો કે જ્યારે તમે ત્યાગ સૌથી મોટામાં મોટો છે એવુ માનતા થાઓ ત્યારે! તમે ગુરૂને શાથી ગુરૂ માની લીધા? વેષથી અને મહાવ્રતથી! પણ તમે પંચમહાવ્રતને ઊંચામાં ઊંચી ચીજ છે એમ માનો નહિ અને તે માન્યતા તમારા મનમાં દૃઢ થાય નહિ ત્યાં સુધી તમે ગુરૂને માનો છો એનો કશો અર્થ જ નથી. અર્થાત્ તમારાં દેવગુરૂ સંબંધી ભક્તિ આદિ કાર્યો

કરવાનો અર્થ ક્યારે છે કે એ કાર્ય કરતી વખતે જે કારણથી તમે કાર્ય કરો છો તે કારણનો સાચો ભાવ પણ તમારા હૃદયમાં હોવો જોઈએ !

**ધર્મબુદ્ધિ તો જોઈએ જ.**

ઉપવાસ કરો, તપશ્ચર્યા કરો, એકાસણા વગેરે કરો, પણ એ કરતી વખતે તમારા મનમાં એવો ભાવ તો અવશ્ય હોવો જ જોઈએ કે એ એ ત્યાગ અમે ધર્મબુદ્ધિથી જ કર્યો છે અને દેવ, ગુરૂ અને ધર્મને માનીએ છીએ તે પણ ત્યાગને લીધે જ માનીએ છીએ ! આટલી વાત તમારા દિલમાં ઠસી જાય તો તો જરૂર એમ માની લ્યો કે તમે સમ્યક્ત્વ પામ્યા છો અને તમારા વિચારોનું પરિવર્તન થયું છે ! જો એટલું ન થાય તો સમજો કે સમ્યક્ત્વને હજી વાર છે.

**સમ્યક્ત્વ મળ્યું પછી શું ?**

બીજી વાત ! ધારો કે તમે સમ્યક્ત્વ પામ્યા છો ! પણ શું એથી તમારું કામ ખલાસ થાય છે ? "ના !" મનુષ્ય ગમે એવો સુંદર હોય, દેખાવડો હોય છતા પણ જો તે નાગો થઈને ઊભો રહે તો ? તો ખલાસ ! ! તેની સુંદરતા અને તેનું જ્ઞાન સઘળું પાણીમાં જાય છે. તે જ રીતે સમ્યક્ત્વ પામ્યા હો એ કબૂલ; પરંતુ તે પછી કેટલાંક વસ્ત્રો અને ઘરેણાંની જરૂર છે ! જો વસ્ત્રો કે ઘરેણાં ન પહેરેલાં હોય તો તે માણસ જગતમા આબરૂ મેળવી શકતો નથી, તે જ પ્રમાણે કોરું સમ્યક્ત્વ પણ કાંઈ કરી શકતું નથી ! નગ્ન માણસમા અને વસ્ત્રોથી ઢંકાએલા માણસમાં ફેર શો છે ? બન્નેમાં જીવ છે ! બન્નેને ઇન્દ્રિયો છે ! અને બન્ને શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે છતાં સમાજમાં માન કોનુ છે ? સમાજ પ્રતિષ્ઠિત કોને ગણે છે ? એ જ પ્રશ્નોનો જવાબ તમારે અહીં પણ કામે લગાડવાનો છે.

(૨)

**આભૂષણોની જરૂર.**

જેમ મનુષ્ય વસ્ત્રોથી શોભે છે તેમ સમ્યક્ત્વ પામ્યા પછી પણ

તેને શોભાવવાને પાંચ ઘરેણાંની જરૂર છે. જેમાંનું પહેલું ઘરેણું સ્થિરતા છે ! યાદ રાખો કે વિચારોનો પલટો બહુ ઝપાટાબંધ થાય છે. આજે એક વિચાર આવે છે એ વિચાર આસરણાત ટકી જ રહેશે એવો નિરધાર તમે કરી શકો તેમ નથી. સામાન્ય વિચારો પવનના ઝપાટાની માફક ફેરવાય છે તો આત્મા સંબંધીના વિચારો ઝપાટાબંધ ફેરવાઈ જાય તેમાં નવાઈ શી !

### "સ્થિરતા" જોઈએ.

સાક્ષાત્ દેવતાઓ આવીને ઊભા રહે અને ભય બતાવે કિંવા લાલચ બતાવે તે છતાં વિચારો એક અણુ માત્ર પણ ન ખસે એનું નામ તે વિચારોની સ્થિરતા ! સાપનો લીટો જોઈને તમો ભાગી જાઓ; તો પછી સાપ જોઈને તો કેવી રીતે ટકી શકો ? સુદેવને માનવાનો દાવો કરો છો છતાં મહાદેવ, કાકા બળીયા, હનુમાન વગેરેને નામે દોરવાઈ જાઓ છો ! હજી સાપનો લીટો છે ! જેમ ત્યાં સાપનો લીટો છે અને ખરો સાપ તો તમોએ જોયો પણ નથી તે જ પ્રમાણે આ દેવોને પણ માત્ર તમે કલ્પનાથી જ માનો છો ખરું કહું તો ચાલતી આવેલી ઘરેડમાં ચાલીને જ એ દેવને તમે માનો છો. તમે પ્રત્યક્ષ માતા કે હનુમાનને કોઈના ઉપર દયા દર્શાવતા જોયા નથી. છતાં તે માતા કે હનુમાન આવીને ઊભા રહે, ત્યારે તમારી સ્થિતિ શું થાય ?

### પહેલો અલંકાર.

અહીં જ જૈન સાહિત્યનું પેલુ ઉદાહરણ યાદ કરો શ્રી ઉપાસક-દશાંગમાં શ્રાવક કામદેવાદિને સાક્ષાત્ દેવતાએ દર્શન દીધાં અને તેને ધર્મથી ચલિત કરવા માંડયો. ઘરની સઘળી સંપત્તિ કાઢીને બહાર ફેંકી દીધી. ઘરનાં છોકરાંના કટકા કરીને તેલમા તળી નાંખ્યા, દેવતા કહે છે કે ધર્મ છોડી દે ! જો એટલું થાય તો આ યાતના ન ભોગવવી પડે ! પણ......જવાબ આપે છે કે "જે થવાનું હોય તે થાઓ, પણ હું ધર્મને છોડવાનો નથી જ. કારણ કે ધર્મ જ મારા આત્માનું કલ્યાણ કરનારો છે !" આનું નામ તે વિચારોની સ્થિરતા ! આજે તો

એમ કહેનારા શેરીએ શેરીએ અને ચૌટે ચૌટે મળે છે કે: "અરે, આવ્યા, આવ્યા, દેવતા !" પણ એવું કહેનારા જ માતા અને હનુમાનને પૂજવા દોડે છે !

આવી સઘળી ઉપાધિઓથી તમે મુક્ત થઈ જાઓ અને ગમે તે સંજોગોમાં ચલાયમાન ન થવાય એવી સ્થિતિ મેળવો તેનું નામ સ્થિરતા આ સ્થિરતા સમ્યક્ત્વને શોભાવનારું પ્રથમ ઘરેણું છે.

**છાપાના કાગળો વિચાર ફેરવી શકે છે.**

કદાચ એમ માનો કે ચાહે તેવા દેવતાઈ ચમત્કારો થાય, કોઈ લબ્ધિસિદ્ધિવાળો આવીને તમોને પ્રલોભનમાં ફસાવવાનો વિચાર કરે અને અનેક પ્રકારે તમારી પરીક્ષા કરી જુએ છતાં તમે ધર્મથી ચલાયમાન નહિ થાઓ તેનું નામ સ્થિરતા ! આજની સ્થિતિ અને આ સ્થિરતા એની વચ્ચે કેટલો તફાવત છે તે તમે તપાસી જુઓ. આજની સ્થિતિ તો એ છે કે એક છાપામાં ગમે તેવા સમાચારો વાંચતાની સાથે તરત વાંચનારના વિચારો ફરી જાય છે. વાંચનારના મગજમાં જજમેન્ટ તૈયાર થઈ જાય છે અને જગત્ સમક્ષ તે જજમેન્ટ કહી સંભળાવે છે. વાંચવામાં આવેલી વાત સાચી છે કે જુઠી છે તેની તપાસ કરવાને માટે પણ કોઈ થોભતું નથી ! હવે ખ્યાલ કરો કે એક સામાન્ય છાપાનાં કાગળિયાં તમારા વિચારો ફેરવી નાખે છે તો દેવો આવીને તમોને પીડા આપે કિંવા પ્રલોભન આપે, તો તેવા સંજોગોમાં તો તમે કેવી રીતે ટકી જ શકો !

**પ્રાણ, પરિવાર અને પૈસો.**

આવી પરિસ્થિતિ ન પરિણમે તે માટે એટલો નિશ્ચય તો થવો જ જોઇએ કે ભલે પ્રાણ જાય, પરિવાર જાય કે પૈસો જાય ! પણ ધર્મ તો ન જ જવો જોઈએ ! જ્યારે આવી દૃઢતા આવે ત્યારે જ તમારામાં થયેલો વિચાર–પલટો સાર્થક છે, તે સિવાય તમારા વિચારોમાં થએલો પલટો સાર્થક નથી. વિચાર–પરિવર્તન થાય તે પછી આવી સ્થિરતા જરૂરી છે. સ્ત્રીને માટે જેવું પતિવ્રતપણું છે, શિયળ એ તેને માટે જેવું આભૂષણ છે, તે જ પ્રમાણે સ્થિરતા એ

જોઈએ અને જ્યાં તમોને એમાં રસ પડચો કે ત્યાં તમારે બીજાઓને એ માર્ગે દોરવા જોઈએ.

(૩)

### આત્માનો ઝવેરી.

શ્રી મહાવીર ભગવાનના સમયનું એક ઉદાહરણ લ્યો. એ સમયે એક જૈન ઝવેરી છે એક અનાર્ય દેશનો રાજા આ ઝવેરીની પાસે આવે છે. આ રાજા ઝવેરાતનો ભારે શોખીન છે. અનાર્ય રાજા પૂરજનોને ગામ બહાર જતા જોઈને ઝવેરીને પૂછે છે કે આ બધા લોકો ક્યાં જાય છે? લોકો તો ભગવાન એ ગામમાં પધાર્યા છે તેમનાં દર્શન કરવાને જાય છે પરંતુ જૈન ઝવેરી અનાર્ય નરેશને કહે છે કે ગામ બહાર એક મોટો ઝવેરી આવ્યો હોવાથી લોકો મળવાને જાય છે!

હવે અહીં સમજો! જૈન ઝવેરી અનાર્ય નરેશને એમ શા માટે નથી કહેતો કે ગામ બહાર ભગવાન પધાર્યા છે? જો ભગવાન પધાર્યા છે એમ કહે તો એ અનાર્ય રાજા ત્યાં જાય નહિ અને પ્રભુના સંસર્ગમાં આવે પણ નહિ! અને આ જૈન ઝવેરીની મરજી છે કે પોતાના મિત્રને પણ સમ્યક્ત્વના માર્ગે વાળવો જોઈએ, આ કારણથી તે અનાર્ય રાજાને એમ કહે છે કે ગામને દ્વારે ઝવેરી આવ્યો છે. આમ કહેવામાં પણ જૈન ઝવેરીનો ઉદ્દેશ તો એ જ છે કે અનાર્ય રાજા ઝવેરાતનો બડો શોખીન હોવાથી તે ભગવાન પાસે જાય, તેમના સમાગમમા આવે અને આત્માનું કલ્યાણ કરે! મને દલાલીનો લાભ મળે તેના કરતાં આ રીતે અનાર્ય રાજાને ધર્મને માર્ગે પ્રેરું એનો લાભ વધારે છે. એવો વિચાર જે કરે છે તેની મનોદશાનો વિચાર કરો! અને તેની સાથે તમારી સ્થિતિ સરખાવો! તમારી પણ એ ફરજ છે કે તમારે એ રસમાં બીજાને જોડવા જોઈએ!

### ઝવેરાત દેહનું કે આત્માનું?

જગતમાં ઝવેરાત તો બે પ્રકારનાં છે. એક ઝવેરાત જડ દેહનું

અને બીજું ઝવેરાત તે આત્માનું. દુનિયા જડ દેહનું ઝવેરાત સંગ્રહે છે, પણ આત્માનું ઝવેરાત જે સમ્યક્ત્વ છે તેને સંગ્રહતાં નથી આવડતું. જડ ઝવેરાત કોને શોભાવે ? શું તમે એમ માનો છો કે જડ ઝવેરાતથી તમારો આત્મા શોભે છે ? જો આવી કોઈની માન્યતા હોય તો એ ખ્યાલ મગજમાંથી કાઢી નાંખજો ! હવે આગળ વિચારો : પેલો અનાર્ય રાજા ઝવેરી તરીકે ભગવાનને ઓળખીને તેમની પાસે જાય છે અને આત્માનું ઝવેરાત મેળવે છે, ભગવાન પાસે પ્રતિબોધ પામે છે અને એ રીતે પ્રતિબોધ પામીને દીક્ષા ગ્રહણ કરે છે ! અહીં પેલા જૈન ઝવેરીની સ્થિતિ વિચારો. તેનો એક જબરદસ્ત ઘરાક ગયો : દલાલી ધૂળ મળી ગઈ. પણ તેની તેને દરકાર ન હતી ! કારણ શું ? દરકાર કેમ ન હતી ! કહેવું જ પડશે કે ધર્મ તેના હૃદયમાં દૃઢપણે યથાસ્વરૂપે ઠસેલો હતો !

### પ્રભાવના શા માટે ?

પ્રભાવના શા માટે કરવામાં આવે છે ? શાસનનો ઉદ્યોત કરવાને માટે જ ! તમારી ફરજ શાસનનો ઉદ્યોત કરવાની જ છે ! પણ ત્યારે શું તમે શાસનનો ઉદ્યોત કરતા ન જ હતા, ત્યાં સુધી શાસન અંધારામાં હતું ? નહિ જ ! એ તો પોતાના સ્વભાવને જોરે જ પ્રભાવવાળું છે એવા મહાપ્રભાવી શાસનને જે પોતે સમજે, તેમાં રસ લે અને તેમાં બીજાને રસ લેતા બનાવે એ સમ્યક્ત્વને શોભાવનારું બીજું આભૂષણ છે.

(૪)

### ભક્તિ પણ જોઈએ !

**સમ્યક્ત્વને શોભાવનારું ત્રીજું આભૂષણ એ છે કે આખા જગતને ક્યારે આ શાસનના શરણે લાવું ?** આવી પવિત્ર ભાવના ! એ સમ્યક્ત્વને શોભાવનારું ત્રીજું આભૂષણ છે. **ચોથું આભૂષણ તે ભક્તિ છે !** એક માણસ ૨૫ની જગ્યાએ ૧૦૦

વાપરે છે ત્યારે તે વાપરનારાને તેથી કાંઈ દુઃખ થતું નથી પરંતુ જોનારાની આંખો દુઃખવા આવે છે. શ્રેણિક મહારાજનું જીવન તો જાણો છો ને ? એમનો શો નિયમ હતો ? ભગવાન મહાવીર સ્વામીની ખબર આપનારાને મહારાજા શ્રેણિક ૧૨ા કરોડ સોનૈયાનું દાન આપતા હતા ! કોઈ એવા સમાચારો આપે કે ભગવાન સુરતથી કતારગામ આવ્યા છે, તો એ સમાચાર–એ વધામણી આપનારને ૧૨ા કરોડ સોનૈયાનું ઈનામ ! આ સાંભળતાં તમારાં હૃદય તો બંધ થઈ જાયને ? વસ્તુતઃ બંધ ન થવાં જોઈએ પણ ઉલ્લસવાં જોઈએ. આનું નામ તે ભક્તિ !

### ભક્તિમાં જરૂરિયાતનો પ્રશ્ન જ નથી.

અને આજે ? આજે તો ભકિતમાં ફક્ત જરૂરિયાત જ જોવાય છે ! સ્ત્રીપુત્રાદિને ઘરેણાં વસ્ત્રો લાવવાં હોય તો ત્યાં જરૂરિયાતનો સવાલ નથી ! ખાલી સૂકા ખાખરા ખાવાથી શું મનુષ્ય મરી જાય છે ? નહિ જ ! તો પછી ઘી દૂધ શા માટે જોઈએ છે વારૂ ! સ્ત્રીને સાદી સાડીથી ચાલે કે ન ચાલે ? ચાલે. છતાં તેને માટે પાંચસોનો સાળુ જરૂર વેચાતો લેવાય જ ! ત્યાં જરૂરિયાતનો સવાલ નથી, પરંતુ શાસનસેવામાં પૈસો નાંખવાનો આવ્યો તો તરત જ ડાહ્યા થનારાઓ મળી આવશે અને કહેશે કે આ ખર્ચ બિનજરૂરિયાતી છે !

### વિચાર–પલટો થયો નથી !

બીજા કોઈ સ્થળે જરૂરિયાત જોવાતી નથી, પણ અહીં જ જરૂરિયાત જોવાય એનું કારણ શું ? એ જ કરાણ છે કે હજી વિચારોનો જેવો પલટો થવો જોઈએ તેવો થયો નથી ! ધર્મ કરનારાઓ ધર્મ કરે છે, શાસનની સેવા કરે છે, સાધર્મિકોની ભકિત કરે છે તે છતા મોઢું બીજા જ બગાડે છે કે જેઓ એમાંનું કાંઈ જ કરતા નથી. આ દૃષ્ટાંત સાથે નીચેનું ઉદાહરણ મેળવો :—

**એક બીબી પોતાના માલિકને પૂછે છે :–**

કા ગાંઠ સે ગીર પડયા ! કા કોહી કું દીધ,
પ્રિયા પૂછે કંત કું મોઢા કયું કિ મલીન ?

**મિયાં ઉત્તર આપે છે :–**

ના ગાંઠસે ગીર પડા, ના કોઈ કું દીધ,
દેતાં દેખ્યા ઓર કું, મોઢા હુઆ મલીન.

સાધર્મિકોની ભક્તિ કરનારો ભક્તિ કરે છતાં બીજા મોઢું બગડે તો એમાં કોનો દોષ ! એનો જ દોષ !

**ભક્તિ કરો પણ વિભક્તિ ન કરો !**

જેઓ સાધર્મિકોની ભક્તિને સમ્યક્ત્વનું ઘરેણું માને છે તેમની સાધર્મિક ભક્તિ કરી, શાસનની સેવા કરી તે નિષ્ફળ જશે એમ કદી લાગતું નથી ! પણ એ ભક્તિ કરતાં એ સંભાળવાનુ છે તે ભુલાવું ન જોઇએ ! ભક્તિ કરતાં વિભક્તિ ન થઈ જાય તે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. એક કથામાં આવું કથન છે. કે એક રાજાની રાણીએ ૬ મહિનાના ઉપવાસ કર્યા ઉપવાસ પૂરા થયા ત્યારે બહુ ધામધૂમથી પારણું કરવામાં આવ્યું ! પણ પારણામાં શું કર્યું તે જાણો છો ? હજારો મૃગલાંને મારીને ઉજાણી કરી. ગાસ જમાડયું ! આવી ભયાનક ભક્તિ શ્રાવક ન કરી શકે બક્ષિસ કરોડોની પણ હિસાબમાં કોડીએ ન જવી જોઇએ તે જ પ્રમાણે ભક્તિમાં કરોડો જાય તેનો વાંધો નથી, પરંતુ વિભક્તિમાં કોડી પણ ન જવી જોઈએ ? આવી ભક્તિ કયારે થાય કે જૈનશાસનમા સંપૂર્ણ નિપુણતા હોય ત્યારે ! સમ્યક્ત્વને શોભાવનાર આ પણ આભૂષણ છે.

(૫)

**તિલકમંજરી**

કવિ ધનપાળે "તિલકમંજરી" નામક પુસ્તિકા રચી હતી અને તેમા ભગવાનની જીવનકથાનું વૃત્તાંત સુંદર રીતે લખવામા આવ્યું હતું ધારાનગરીના રાજા ભોજે એ ગ્રંથ જોયો ત્યારે તેણે આજ્ઞા કરી કે આ ગ્રંથમા "અયોધ્યા" છે તેને બદલે વાર્તાના સ્થળ

તરીકે ધારાનગરી રાખ અને રાજાની જગ્યાએ મારું નામ રાખી આખી વસ્તુનો પ્લોટ ફેરવી નાંખ ! ધનપાલ આ વખતે શું કહે છે તે સાંભળજો ! ધનપાલ કહે છે કે તમારી અને કથાનાં પાત્રોની વચ્ચે કાગડા અને હંસના જેટલું અંતર છે ! એટલે આ કથા તમોને લાગુ પડની ન જ બનાવી શકાય !' આ નિર્ભયતાનો વિચાર કરો, એના હાથમાં જીવન-મરણની દોરી છે, રાજા છે, સત્તાધીશ છે, આખો દેશ જેના હુકમમાં પ્રવર્તે છે. ધારે તો મરણાંત ઉપસર્ગો પણ તે આપી શકે છે ! આટલું છતાં ધનપાલ નિર્ભય છે ! હવે એ નિર્ભયતાની કિંમત આંકો ! ભોજે હવે શું કર્યું ? તેણે પુસ્તક બાળી નંખાવ્યું, પરંતુ ધનપાળની પુણ્યવતી પુત્રી તિલકમંજરીને એ પુસ્તિકા સુખોદ્ગત હતી. તેણે સ્મરણ કરીને આખી પુસ્તિકા ફરી લખી નાંખી !

## કુશળતા શી રીતે સંભવે ?

કહેવાની વસ્તુ એ છે કે શાસ્ત્રમાં કુશળતા જોઇએ. જેનામાં આ કુશળતા ન હોય તે રાજાને કાગડો ન કહી શકે. હવે વિચાર કરો કે એ કુશળતા ક્યાંથી અને શાથી આવે છે ?

જવાબ :-તીર્થ-સેવાથી ! જૈન-શાસનને જણાવેલાં સ્થાવર અને જંગમ તીર્થોની સેવામાં જે સદાસર્વદા લીન રહે છે તે જ જૈનશાસનમાં કુશળતા પામી શકે છે ! જૈનશાસનની આવી કુશળતા એ પણ સમ્યક્ત્વને શોભાવવાનું એક આભૂષણ છે !

## મોક્ષ પહેલાં સમ્યક્ત્વ.

મોક્ષ પહેલાં સમ્યક્ત્વ સમજો ત્યારે; મોક્ષને માર્ગે પ્રયાણ કરવાને માટે કાંઈ કરો તે પહેલાં તમારે સમ્યક્ત્વની પ્રાપ્તિ કરે જ છૂટકો છે. જ્યાં સુધી સમ્યક્ત્વ પ્રાપ્ત થઇ શકાતું નથી ત્યાં સુધી બીજા ગમે તે ઉપાયો કરો, પણ તે જરૂર નિષ્ફળ જવાના છે. હવે સમ્યક્ત્વ શી રીતે મળે ? તેને માટે વિચારપલટાની જરૂર છે વિચારપલટો થવો જ જોઇએ. રાગમાં જે સુખવૃત્તિ છે તે જવી જોઇએ અને ત્યાગમાં સુખવૃત્તિ ઉપજવી જોઇએ હવે વિચારો કે એ વિચારપલટો શી રીતે

થાય ? પ્રયત્નોથી મહા અનુભવો ! વિચારપલટો કરવાનો પ્રયત્ન કરવો જોઈએ, એ પ્રયત્ને વિચારપલટો થવો જોઈએ. વિચારપલટો થાય છે ત્યારે જ સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ શકે છે અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તે પછી પણ સમ્યક્ત્વને શોભાવવાને માટે આ પાંચ દાગીનાઓ–પાંચ ઘરેણાંની જરૂર છે !

### તમારી ફરજ.

આ રીતે વિચારપલટા માટે પ્રયત્ન કરવો, એ પ્રયત્નને વિચારપલટો કરી સમ્યક્ત્વની પ્રાપ્તિ કરવી અને સમ્યક્ત્વની પ્રાપ્તિ પછી ઉપરનાં પાંચે આભૂષણો દ્વારા એ સમ્યક્ત્વને શોભાવવું એ પ્રત્યેક શ્રાવકની દઢ ફરજ છે. આ ફરજ તમે બજાવો એ હું ઈચ્છું છું. જો આ કાર્યને પંથે તમે ક્રમસર થોડા પણ આગળ વધશો, તો આજે તમોએ જે ઉત્સવ કરેલો છે, તમે આજે જે દિવસ ઉજવો છો તેની ઉજવણી સફળ છે.



મોક્ષાર્થી સિવાય સાચા સુખનો અર્થી જગતભરમાં કોઈ નથી.

ધર્મ અમૃત છે. અમૃતનો ઉપયોગ છૂટે હાથે કરનાર દાનેશ્વરીઓની પ્રભુશાસનમાં જરૂરિયાત છે.

આત્માની શક્તિ આવિર્ભાવ થએલી છે એવા કેવલી ભગવંતોને કર્મ કંઈ પણ કરી શકતું નથી.





# 17 પાંચ પ્રકારના ભાવ

[ ભાવના પાંચ પ્રકાર :– નિશ્ચય, પ્રવૃત્તિ, વિઘ્નોજય, સિદ્ધિ અને વિનિયોગ. નિર્ગ્રંથ પ્રવચનને અર્થ ગણે તે સમકિતનુ પહેલુ પગથિયું. પરમાર્થ ગણે તે બીજુ અને सेसे अनट्ठे એ ત્રીજું. પહેલા ભાવમાં હેયોપાદેયનો નિશ્ચય છે. બીજા ભાવમાં પ્રવૃત્તિ છે. ત્રીજા ભાવમાં વિઘ્નોજય છે. ચોથા ભાવમાં સિદ્ધિ અને પાંચમા ભાવમાં વિનિયોગ છે. ]

### ભાવનું સ્વરૂપ.

શુભ ભાવ પાંચ પ્રકારનો ગણ્યો છે. શાસ્ત્રકાર કહે છે કે જો હૃદયના ઉલ્લાસને તેવો ભાવ ગણો તો કયા ધર્મવાળાને પોતાના ધર્મમાં ભાવ નથી ? વૈષ્ણવ ભાઈઓ પોતાનાં ઘરો (સર્વસ્વ) અર્પણ કરી દે છે. ઈતરજનો ભાવ (ઉલ્લાસ) વગરના નથી જેઓ કરોડોની સખાવતો કરે છે તે શું હૃદયના ભાવ વિના ? ભાવ વિના કોઈ ધર્માનુયોગી ભોગ આપતો નથી. ભોગ, ઉલ્લાસથી જ અપાય છે પણ શાસ્ત્રકારો એને ભાવ ગણતા નથી. શાહુકારી દાખવનારો કોઈપણ ભોગે-શાહુકારી દાખવે છે તેમ ચોરી કરનારો કોઈપણ ભોગે ચોરી કરે છે તો તે દરેક શું ભાવવાળા સમજવા ? નહીં ! ભાવના ઉલ્લાસ-માત્રથી ધર્મ સમજશો નહીં. હૃદયનો ઉલ્લાસ એ ભાવ એમ નથી.

ભાવ કોનું નામ ? ભાવના પાંચ પ્રકાર છે; અને એ પાંચ પ્રકાર જાણ્યા પછી વિચારજો કે કયો ભાવ આવ્યો છે ? ભાવશૂન્ય ક્રિયા ફળતી નથી તે કયો ભાવ ? દરેક વખતે ઉમળકા વગર ઉત્કૃષ્ટ ભાવવાળું કાર્ય કરે તે હૃદયના ભાવથી જ કરે છે, પણ ભાવ કયો ? પ્રણિધાન માટે ઉત્તમ વસ્તુને ઉત્તમ તરીકે જાણો અને અધમ વસ્તુને

અધમ તરીકે જાણો તથા એવો નિયમ કરો કે હરકોઈ ભોગે ઉત્તમ વસ્તુ કરવી જોઇએ તથા અધમ વસ્તુ કોઇપણ ભોગે કરવાની નથી. હેય (છોડવા લાયક) શું તથા ઉપાદેય (આદરણીય) શું તેનો નિશ્ચય કરવો હેયને સ્વપ્ને પણ ઉપાદેય ગણાય નહિ !

**સમ્યકત્વનાં ત્રણ પગથિયાં.**

સમ્યકત્વનાં ત્રણ પગથિયાં કયાં ?

**इणमेव निग्गंथे पावयणे अट्ठे परमट्ठे सेसे अनट्ठे**

સમ્યકત્વ પામનારો પહેલાં કયા વિચારમાં આવે ? હજી સમ્યકત્વ પામ્યો નથી. હજુ માત્ર ધર્મીના સંસર્ગમાં આવ્યો જેથી તેને ધર્મનું કાર્ય કરવાનો વિચાર થાય, એને એમ થાય કે દુનિયા માટે આટલું કરું છું તો આટલું આમા પણ કરું. આવી સ્થિતિ થાય ત્યારે પહેલું અટ્ઠેનુ પગથિયું આવ્યું. નિર્ગ્રંથ પ્રવચનને અર્થ ગણે ત્યાં સુધી તો હજી પહેલું પગથિયું સમજવું: પણ હજી એ સોનું તથા પિત્તળ સરખા ભાવે લે છે તેનું શું ? અલબત્ત ! સોનું ન લે તેના કરતાં એ સારો પણ બુદ્ધિમાનની અપેક્ષાએ એ કેવો ગણાય ! દુનિયાના પદાર્થો પ્રત્યે જેટલો રાગ તેટલો દેવાદિ પ્રત્યે રાગ હોય તો હજી 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા'વાળો ન્યાય ત્યાં રહ્યો છે: છતાં 'ન મામાથી કેણો મામો સારો,' પણ તેય કયાં છે ? પાંચ રૂપિયા ગયેલા મળે તેમાં અને અવિરતિમાંથી વિરતિ મળી તેમાં—આ એના આનંદમાં કેટલો ફરક પડે છે ? હજી ત્યાં સરખો આનંદ નથી એટલે સમજાશે કે આ જીવ હજી પહેલા પગથિયે પણ આવ્યો નથી.

સમ્યક્ત્વનાં ત્રણ પગથિયામાં બીજું પગથિયુ **परमट्ठे** છે શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલ ત્યાગમય પ્રવચન પરમાર્થ છે એવું મન્તવ્ય તે બીજું પગથિયું છે. બીજા પગથિયાવાળો દુનિયાને (દુન્યવી પદાર્થોને) કાચના હીરાતુલ્ય માને, જયારે ધર્મને સાચો હીરો માને છે. ઝવેરીનો છોકરો સાચા મોતી કે સાચા હીરાને સમજવા (પારખવા) લાગ્યો કે તરત જ કલ્ચર મોતી કે કાચના નંગને ફેંકી દે છે. સાચા હીરાની કણી આગળ ખોટા હીરાની પેટીની પણ કિંમત નથી.

**જિંદગી વહેતી નદીના પાણી જેવી છે.**

જિંદગી વહેતી નદીના પાણી જેવી છે. એક નદી ઉપર એક કૂતરો બેઠો હતો. ત્યાં ગાય પાણી પીવા આવી એટલે કૂતરો ભસવા લાગ્યો. આથી કોઈ જોનારે કહ્યું: 'આ શી સ્થિતિ ? ગંજીનો કૂતરો ગાયને ખડ ખાવા ન દે ત્યાં તો તેના માલિકનું લુણ ખાધું તેથી તેનો હક્ક સાચવે છે, પણ આ વહેતા પાણીને પીવા દેવામાં તેને વાંધો શો ? ગાયને પાણી પીવા ન દે તેથી પાણી વધવાનું નથી કે પીવા દેવાથી ઘટવાનું નથી : પાણી તો ખળખળ કરતું દરિયા તરફ વહી જ રહ્યું છે !' આવી જ રીને આપણા આયુષ્યની ઘટના પણ વહેતા પાણીની સાથે કરવી કેમ કે આપણું આયુષ્ય પણ વહેતા પાણીની માફક વહી રહ્યુ છે : ચાહે તો ધર્મમા જોડો અગર ન જોડો તો પણ એ તો વહેવાનું છે : ક્ષણે ક્ષણે જિંદગી ઘટવાની છે. ધર્મ કરો કે તેથી જિંદગી વધવા-ઘટવાની નથી.

જીવ, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, મોક્ષાદિ તત્ત્વોની માન્યતામાં જુદા જુદા મતો છે, એમાં મતભેદ છે પણ મોતને અંગે (મોત છે એમ માનવામાં) જગભરમાં બે મત નથી. મરણ નહીં માનનારો એવો કોઈ નાસ્તિક નથી. જિંદગી ફના થવાની છે એ તો સૌ (બધા) એક સરખી રીતે કબુલે છે. જેમ ઘાટનું પાણી સદુપયોગમાં લો અગર ન લો તો પણ ખારા પાણીમા ભળીને ખારું થવાનુ જ. તેમ જિંદગી સાચવીએ તો પણ ફના થવાની છે. આ વાત જાણવા છતાં જીવન પ્રત્યે જેટલો પ્યાર થાય છે તેટલો ધર્મ પ્રત્યે થતો નથી, કારણ કે હજી આ જીવ પરમક્ષે ના-બીજે પગથિયે આવ્યો નથી. શરીર, કુટુંબ, રિદ્ધિ વગેરે જીવને છોડે કે જીવ એ તમામને છોડે ? વસ્તુતઃ છૂટવાનું છે એમાં ફરક નથી. આયુષ્ય ક્રમેક્રમે ક્ષય પામે છે. મરવું કોઈને ગમતું નથી. જીવ માત્ર જીવવાની આશા રાખે છે, પણ એમ આશા રાખવાથી જીવન મળી જતું નથી.

**ધક્કો ખાઇને નીકળવા કરતાં રાજીનામું આપવું એ શ્રેષ્ઠ છે.**

એક શેઠને વધારે નોકર રાખવા પાલવતા નથી. આ પરિસ્થિતિમાં-

એક નોકર પોતાની મેળે રાજીનામું આપે છે જ્યારે બીજો નોકર એવો છે કે ધક્કો મારીને કાઢે ત્યારે જ નીકળે : વારૂ ! બીજી દુકાને આ બેમાં કયા નોકરની કિંમત થાય ? ધક્કો ખાઈને નીકળેલાની કે માનભેર રાજીનામાપૂર્વક નીકળેલાની ? આ રીતિએ માટે પણ બે રસ્તા છે : કાં તો રાજીનામું દઈ દો, નહીં તો ધક્કો મારીને કાઢવાના જ છે. ધન, માલ, મિલકત, કુટુંબાદિનાં ખાસડાં તો દરેક ભવમાં ખાધાં છે, માથાની ટાલ સાજી રહી નથી, શ્રી સર્વજ્ઞ વચનરૂપી લાકડીનું આલંબન મળ્યું છે માટે રાજીનામું આપી દેવું એ જ બુદ્ધિમાનોનું કર્તવ્ય છે. હોશિયાર નોકર રાજીનામું આપે તેથી પોતાને માથે આવી પડનાર બોજાથી ડરીને શેઠ તો બુમાડા મારે પણ નોકર શેઠના બુમાડા જોવા કે પોતાની હાલત જોવી ? જેનામાં પોતાનો સ્વાર્થ છે તેના રાજીનામાથી કોઈ રાજી નથી. સૌ (દરેક) સામાને ખાસડાં ખાતા મોકલવામાં રાજી છે. રહેવાનું સ્થિર નથી, કોઈ કોઈને ઘેર ચોંટી રહેલો જ નથી. ચાહે તો ઊભા પગે નીકળો કે ચાહે તો આડા પગે નીકળો, પણ નીકળવાનું ચોક્કસ છે. ઊભા પગે નીકળવાનું એટલે ત્યાગી થવું : એ રીતે નહિ નીકળાય તો અંતે આડા પગે તો નીકળવાનું જ છે.

લક્ષ્મીની પ્રાપ્તિ એ લાભાંતરાયના ક્ષયોપશયમનો ઘાટ છે. ત્યાં જીવરૂપી કૂતરો બેઠો છે. જેમ પેલા કૂતરાને ઘાટનું પાણી ગાય પીએ તે ખમાતું નથી તેમ આ જીવ–શ્વાનને ધર્મમાં દ્રવ્ય–વ્યય થાય તે ખમાતું નથી : પેલા કૂતરાને જેમ પેલું પાણી સમુદ્રમા જાય તેની ચિંતા નથી તેમ આ કૂતરાને પણ આ દ્રવ્યનો ઉપયોગ દુનિયામાં ગમે ત્યાં થાય તેની ચિંતા નથી. ઘોડે ચઢવાથી પગ તૂટે એ વિચાર નથી, વિચારમાત્ર ધર્મને અંગે પ્રવૃત્તિ કરવામાં છે.

### છોકરીને અંગે વર્તનની વિચિત્રતા શાથી ?

અનંતી જિંદગી ગઈ તેમાં શું મેળવ્યું ? જિંદગીને કયા કાંટે તોળાવી છે ? જિંદગીનો ઉપયોગ જો ધર્મમાં થાય તો તે હીરાના કાંટે તોળાઈ ગણાય ? હજી હીરાનો કાંટો સમજવામાં આવ્યો નથી ! !

ધન–માલ દુન્યવી કાર્યોમાં વપરાય ત્યાં વાંધો નથી, માત્ર ધર્મમાર્ગે વપરાય તે પોષાતું નથી ! ! ! આ કઈ દશા ? પેટમાં ( ગર્ભમાં ) છોકરો આવે કે છોકરી આવે, બન્નેને નવ માસ વેંઢારવાના (રાખવાના) છે : કાંઈ ફરક છે ? વારૂ ! જન્મની વેદના પણ બેયની સરખી છે, દૂધ પાવું, ઉછેરવાં, વગેરેમાં પણ કાંઈ ફરક નહિ ! છતાં ઢોલ વગાડીને છોકરીને પારકે ઘેર કાઢી મૂકો છો તેનું કારણ શું ?

લગ્ન થયા બાદ છોકરીનું જીવન પલટાય છે, સંબંધ પલટાય છે, પરણી કે તરત બાપના ઘરને પિયર કહે છે અને સસરાના ઘરને પોતાનું ઘર ગણે છે : ત્યાં જતાં 'મારે ઘેર જાઉં છું' એમ કહે છે : અને માબાપ પણ 'જા તારે ઘરે' એમ જ બોલે છે, પરણ્યા પહેલાં પોતાના નામની સાથે પિતાનું નામ લખાવે છે પણ પછી 'ફલાણાની ઓરત' એમ લખાય છે. વળી બાપ પોતાની મરજીથી આપે ગમે તેટલું પણ કાયદાથી છોકરીનો કોડીનો હક્ક નથી તેનું કારણ શું ? આ ફરક શાથી ? લોકસંજ્ઞાથી તમારા મગજમાં એ ઘુસ્યું છે–જચ્યું છે–ઠસ્યું છે કે છોકરી એટલે પારકું ધન ! વિવાહ થયો કે તરત ગોળ–ધાણા વહેંચાય છે ! હજી વરના માબાપ વહેંચે તે ઠીક પણ કન્યાનાં માબાપ શા ઉપર વહેચે છે ? માંઢવો, ધામધૂમ, જમણવાર, આ તમામ કન્યાનાં માબાપ શા ઉપર કરે છે ? એક જ કારણ કે છોકરી પારકું ધન. આ સંસ્કાર એવો ગાઢ થયો છે કે છોકરીને વળાવવાથી હલકા થવાય એમ માની બેઠા છો; પણ સમ્યગ્-દૃષ્ટિની માન્યતા કઈ હોય ? પોતાને ઘેર જન્મનાર છોકરો કે છોકરી ધર્મ લેવા જન્મેલ છે એ જ માન્યતા હોય.

## કૃષ્ણજી ધર્મની પ્રેરણા પરાણે કેમ કરતા હતા ! !

વગર વિચાર્યે થાય ત્યાં આડંબર થાય એ બને. પણ ભવાંતરથી જ્યાં આ ભાવના છે કે ચક્રવર્તિપણું ન જોઇએ, જ્યાં જૈનધર્મથી આત્મા વાસિત રહે એવું ગુલામીપણું ભલે મળે ! આવા સંસ્કારયોગે જીવ ભવાંતરથી તલસતો તલસતો તમારે ત્યાં આવ્યો, તમે શી દશા

કરી ? ડુંગરની ટોચથી એક મનુષ્ય અગાધ પાણી છે એમ ધારી તરસ મટાડવા માટે નીચે ઊતર્યો, પણ જ્યાં ચાંગળું પાણી લીધું કે તે નિરાશાનો કાંઈ પાર રહે ? શ્રાવકકુળમાં ધર્મ પમાય એવી ભવાંતરની વાસનાએ અહીં આવ્યા બાદ વૈચિત્ર્ય દેખે એની હાલત કઈ ?

શ્રીકૃષ્ણ જેવા. પરાણે ધર્મમાં કેમ જોડતા હતા તે આથી માલુમ પડશે. માતા પોતાની કન્યાને પિતા પાસે (કૃષ્ણ પાસે) શા માટે મોકલે છે ? સારા વર સાથે સંબંધ સાંધી આપે (પરણાવે) એ જ ઉદ્દેશ છે ને ?

ત્યાં શ્રીકૃષ્ણ મહારાજ પૂછે છે કે–રાણી થવું છે કે દાસી ?' આ પ્રશ્ન દુનિયાદારીનો છે એમ લાગશે, પણ આ પ્રશ્ન જ નકામો છે. નાના છોકરાને પૂછીએ કે 'ડાહ્યા થવું છે કે ગાંડા ?' તો શું કહેવાનો ? કૃષ્ણજી ઉમરલાયક છોકરીને પૂછે કે 'રાણી થવું છે કે દાસી ?' અર્થાત્ સાધ્વી થવામા જ રાણીપણું છે અને રાજાની રાણી બનવામાં દાસીપણું છે. જેમ દવાખાને આવેલ દર્દી દર્દ સાંભળી મોં બગાડે, દવાની કડવાશને અંગે ડાકટરને ગાળ પણ દે પણ ડાકટરનું કામ એક જ કે દર્દીને નિરોગી બનાવવો : તેમ ભવાભિનંદીઓ ગમે તેવો પ્રલાપ કરે પણ ધર્મિષ્ઠોનુ ધ્યેય તો તેઓના હિતનું જ હોવું જોઇએ.

સોળ હજાર મુકુટબદ્ધ રાજાની સભામાં શ્રીકૃષ્ણ પોતાની વરે વરવાને આવેલ પુત્રીઓને આ પ્રશ્ન કરે છે ! આ પ્રશ્ન સૂચક છે જે ઉત્તર જોઇએ છે તે જ એમાંથી મળવાનો : દાસી થવાનું કોણ કહે ?' સૌ (દરેક) રાણી થવાનું જ કહે ! અને એ જ મુજબ પેલી કન્યાઓ રાણી થવાનું કહે છે : કૃષ્ણજી રાણી થવાના શબ્દોને ક્યાં લઈ જાય છે ? તરત આદેશ કરે છે કે 'રાણી થવું હોય તો ભગવાન્ શ્રી નેમિનાથજી મહારાજ પાસે દીક્ષા લો !' પોતાની જ પુત્રીઓને આવો આદેશ કરનાર, પરાણે આવી પ્રેરણા કરનાર, એ પિતાને રૂંવાડે રૂંવાડે ત્યાગધર્મ કેવો વસ્યો હશે ! એ ત્યાગધર્મ પ્રત્યે કેટલું બહુમાન હશે !

કૃષ્ણ, શ્રેણિક વગેરે કે જેઓ રાણી માટે યુદ્ધો કરતા ચોરી–હરણાદિ કરતા છતાં એ રાણીઓ પ્રવ્રજ્યા લેવા તૈયાર થાય એટલે ખલાસ ! એમાં આડા તો પડે શાના ! પણ પોતે જ પૂરા ઠાઠમાઠથી પ્રવ્રજ્યા અપાવતા. એક રાણી લાવવા માટે શ્રેણિકે વિશાળાનગરી સુધી સુરંગ ખોદાવી છે, અભયકુમાર સરખો (રાજ્યનો આધાર) વેષ પલટાવી પરરાજ્યમાં રહેલ છે, અને એ રીતિએ રાજપુત્રીનું (ચેલ્લણાનું) હરણ કર્યું છે. એ યુદ્ધમાં સુલસાના બત્રીશ પુત્રો (મહા સુભટો) મરે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે આવા નૃપતિઓ પણ પ્રવ્રજ્યાની વાત આવી, ધર્મારાધનની વાત આવી એટલે ચૂપ થઇ જતા : પોતાની માતાની દિલગીરી દૂર કરવા દેવતાના આરાધનથી મેળવેલા ભાઇ (ગજસુકુમાલ)ને કૃષ્ણજી શી રીતે દીક્ષા અપાવી શક્યા હશે ! કહો કે પરમદ્વૈતનું બીજું પગથિયું આવ્યું ત્યારે !

### મિલકત તે કહેવાય કે જે સાથે લઇ જઇ શકાય.

દેશી સ્ટેટમાં એ નિયમ હતો કે ત્યાં કમાયેલી મિલકત બીજે લઈ જવાતી ન હતી. જ્યારે સાર્વભૌમ સત્તાની રૈયત પોતાની મિલકત બીજે લઈ જઈ શકતી, તેવી રીતે આ આત્મા પોતાના જીવનમાં જે ધર્મપ્રવૃત્તિ કરે, પુણ્યસંચય કરે, કર્મો નિર્જરે એ તમામ મિલકતને પરલોકમાં લઈ જઈ શકે છે અર્થાત્ આ મિલકત સાર્વભૌમ સત્તામાં મિલકત જેવી છે, જ્યારે આ આત્મા આ ભવચક્રને અંગે શરીર, કુટુંબ, ધન વગેરે મેળવે છે, વધારે છે તે મિલકત દેશી સ્ટેટમાં કમાવાતી મિલકત જેવી છે અર્થાત્ સાથે લઇ જઇ શકાતી નથી. બીજા પગથિયાવાળાની વિચારણા કઇ હોય ? શરીર, કુટુંબ, ધન–સંપત્તિ વગેરે પુણ્યોદયે મળેલા પદાર્થો માત્ર આ એક ભવ પૂરતા છે જ્યારે ધર્મ ભવે–ભવે સુખ દેનાર છે માટે આ ત્યાગમય નિર્ગ્રંથ પ્રવચન (જૈનશાસન) એ પરમાર્થ છે.

### નરકગતિમાં સમકિતી જીવો વધારે દુઃખી શાથી છે ?

આટલે આવ્યા પછી સમકિત આવ્યું ? ના ! હજી સુધી

મિત્રોને મિત્રો ગણ્યા, શત્રુને શત્રુ સમજ્યા નહિ : શત્રુને મિત્રની કોટિમાં (પંક્તિમાં) બેસાડ્યા (ગણ્યા) માટે ધર્મને અર્થ તથા પરમાર્થ ગણવા છતાંયે સમ્યક્ત્વ છેટું (દૂર) છે : એસે અન્ને નિર્ગ્રંથ પ્રવચન સિવાય દુનિયાના પદાર્થ માત્ર અનર્થરૂપ છે : નિરર્થક છે એટલું જ માત્ર નહિ પણ અનર્થકર છે, અનર્થ રૂપ છે, આ ત્રીજું પગથિયું ! આ સ્થિતિ સંપ્રાપ્ત થાય ત્યારે પહેલો ભાવ આવ્યો. 'ભાવ ! ભાવ !' એમ બધા પોકારીએ છીએ પણ ભાવનું સ્વરૂપ સમજવું જોઈ.... જો હૃદયના ઉમળકાને ભાવ કહો તો કયો મનુષ્ય ધર્મભાવ વગરનો ફરે છે ? જેઓ પોતાની જિંદગીના ભોગ આપે છે તે હૃદયના ઉમળકા વગર નથી આપતા, પણ અહીં તમારે કયો ભાવ લેવો છે ?

પહેલાં હેયને હેય તરીકે નિશ્ચિત કરો, ઉપાદેયને ઉપાદેય તરીકે નિશ્ચિત કરો : હેય ઉપાદેયનો નિશ્ચય કરો : તેમાં જે ભાવ થાય તે પહેલો ભાવ : આ થયા છતાં પણ દરિદ્રીના મનોરથ શા કામના ? નારકીઓમાં ઘણાયે એ રીતે બળી રહ્યા છે. નારકી જીવોમાં સમકિતી જીવો આથી જ વધારે દુઃખી છે, કારણ કે એને હૃદયની બળતરા છે. અણસમજુને લોકો વચ્ચે નાગો કરો તેમાં તેને દુઃખ થતું નથી પણ સમજુને ઉપયોગની લગીર શૂન્યતા થાય તો પ્રાણ જવા જેવું થાય છે. નર્કગતિમાં મિથ્યાત્વીને કાંઈ થતું નથી સમકિતીને તો કાયમ એ બળતરા થાય છે કે અમૃતનો આસ્વાદ સ્વાધીન છતાં મૂત્રના કુંડામાં મેં મો ઘાલ્યું. ધર્મ એ અમૃત છે, જ્યારે પાપ એ મૂત્ર છે. આબરૂની જરા ઉણપ થવાના પ્રસંગે આબરૂદારની છાતીનાં પાટિયાં સીંસાઈ જાય છે, પણ આબરૂ વગરનાને કશું થતું નથી. નરકમાં સમકિતીને પૂર્વભવે મોક્ષના સાધનરૂપ મનુષ્યભવથી મોક્ષ અગર દેવલોક મેળવવાને બદલે હું નરકમાં આવ્યો એ માટે પારાવાર પશ્ચાત્તાપ થાય છે. સમકિતી અને મિથ્યાત્વી બન્નેને નરક એક જ છતાં સમકિતી ભયંકર ભૂલનો પશ્ચાત્તાપ ચાલુ હોય છે માટે નારકી જીવોમાં સમકિતીને વધારે દુઃખી કહ્યા છે.

### નરક ગતિમાં વધારે જ્ઞાન કેમ ?

**પ્રશ્ન**—નરક ગતિ હલકી છતાં ત્યાં જ્ઞાન વધારે કેમ?

**સમાધાન**—પકડાયેલા ગુનેગારની માવજત સરકારને કરવી પડે છે. ગુનેગારને ગુનાની સજા ભોગવાવવી જોઇએ માટે સરકાર ડાકટર લાવી પછી ગુનેગારને ફાંસી દે છે: મુદ્દો એ છે કે સમજણે કરેલા ગુનાની સજા સમજણમાં કરવાની છે, પાપ કરનારમાં વધારેમાં વધારે જ્ઞાનવાળા કેટલા? કેવળી પાપ બાંધે જ નહિ તેમ તેમને પુણ્ય પણ ટકતું નથી મનઃપર્યવજ્ઞાનવાળા અપ્રમાદી સાધુને અંગે પણ પાપનો પ્રશ્ન નથી. મતિ; શ્રુત, અવધિ કે વિભંગ, આ ત્રણ જ્ઞાનમાં કરેલા પાપની સજા ભોગવતી વખતે તેટલા પૂરતી (ત્રણ જ્ઞાન જેટલી) તો સાવચેતી જોઇએને! સાવચેતીથી કરેલા ખૂનને અંગે કલોરોફોર્મ સુંઘાડી ફાંસી દેવામાં આવતી નથી: ઊલટો જો ખૂની બેભાન થયો હોય તો તેને ભાનમાં લાવીને પછી સજા કરે છે.

જો કે અત્યારે અવધિજ્ઞાનનો વિચ્છેદ નથી પણ તે માનવાને અવકાશ નથી: હોય એમ માની શકીએ પણ છે એવું માનીએ કયારે? પરીક્ષામાં પસાર થાય ત્યારે! સજા વખતે સાવચેતી જોઇએ, માટે નારકીને ત્રણ જ્ઞાન નિયમિત છે. સમ્યગ્દૃષ્ટિ તેમજ મિથ્યાદૃષ્ટિ બન્નેને નારકીમાં ક્ષેત્રવેદના સમાન છે: પરમાધામીકૃત તથા પરસ્પરકૃત દુઃખ સમ્યગ્દૃષ્ટિને ઓછાં છે પણ પશ્ચાત્તાપનું દુઃખ એવું જબરદસ્ત છે કે ન પૂછો વાત!!! દુનિયાદારીમાં દેખાય છે કે ભાણામાં પાંચે પક્વાન્ન પડેલા છે, પણ જમતી વખતેય આબરૂ જવાનું દુઃખ એના હૃદયમાં કેવું હોય છે! પોતે મનુષ્યભવ હારી ગયો, ધર્મ ન આરાધી શકયો, ઊલટો નર્કમાં આવ્યો એના પશ્ચાત્તાપનુ દુઃખ સમ્યગ્દૃષ્ટિ નારકીને આટલું બધું હોય છે કે તેની પાસે બીજાં દુઃખો કાંઈ હિસાબમાં નથી!

જ્યારે નારકીને આટલું દુઃખ થાય તો તેના મનોરથ કેવા હોવા જોઇએ? કારણ કે મનોરથ વગર આટલું થાય નહિ! પણ દરિદ્રીના મનોરથ કૂવાની છાંયડી જેવા હોય છે. તિર્યંચની ગતિમાં, પોતાને

ધર્મ હારી ગયેલો દેખીને તત્કાલ અનશન કરે તો તેની ભાવના કયા પ્રકારની હોય? ચંડકોશિયા સર્પની વાત તો દરેક પર્યૂષણાપર્વમાં સાંભળો છો: વિચારો કે પાછલો ભવ હારી ગયો એ જાણીને, જે સાપ જરા દબાણ સહન ન કરી શકે તેણે છોકરાઓના પથરા ખાઈને ઊંધું માથું (દરમાં) ઘાલી પારાવાર વેદના સહન કરી. તો તેણે પોતાનો સ્વભાવ કેવો પલટાવ્યો હશે? ત્યારે શું બન્યું હશે? પોતાની દૃષ્ટિમાત્રથી ઝાડ–ખીડને બાળી નાખે એવો ક્રોધી સર્પ, પોતાની દૃષ્ટિથી કોઈ મરે નહિ, આવી ભાવનાથી દરમાં મોં ઘાલી પડયો રહે એ કેટલું હૃદય–પરિવર્તન! જીવનનો કેવો પલટો!

જે નાગ આખા વનમાં મનુષ્યની ગંધ પણ સહન કરતો નથી તેને રબારણો ઘી ચોપડે એ શી રીતે સહ્યું હશે! દેહમાં કીડી આરપાર નીકળે એ દશા સાપના ભવમાં સહન (સમભાવે) થવી કેટલી મુશ્કેલ! માત્ર બે ચટકામાં આપણી કેવી દશા થાય છે? તીર્થંકરના માત્ર 'બૂઝ રે બૂઝ!' એટલા વચનથી એ ભયંકર દૃષ્ટિવિષ ચંડકોશિક સર્પને–એ કાળા નાગને જાતિ–સ્મરણ જ્ઞાન થયું હવે જો માત્ર સમ્યગ્દર્શન, જ્ઞાન કે વિરતિથી સાફલ્ય હોય તો તે તિર્યંચમાં પણ છે. તો તિર્યંચનો ભવ સફળ કેમ નહિ? પણ મનુષ્યનો ભવ મોક્ષની નિસરણી ગણાય તેનું એક જ કારણ છે કે સેસને અનર્થ ગણીએ તેમ છોડી પણ શકીએ છીએ.

**(૧) નિશ્ચય (૨) પ્રવૃત્તિ (૩) વિઘ્નજય (૪) સિદ્ધિ**
**(૫) વિનિયોગ: ભાવનાના આ પાંચ પ્રકાર.**

બીજો ભાવ પ્રવૃત્તિરૂપ છે: પણ પ્રવૃત્તિ કરનારે એક વાત ધ્યાનમાં રાખવી કે એક ડગલું ઉપાડો તો છાતીએ જોર આવવાનું: ઊંચે ચઢવાના પ્રયાસમાં છાતીએ જોર ન આવે એ બને નહિ: મોક્ષમાર્ગના પ્રયાસમાં ખીલી ખટકો ન થાય એ જૈનશાસનમાં બનવાનું નથી, આત્માએ એ પ્રયાસ આદર્યો કે ઘરના હિતૈષી ગણાતા શત્રુ થઈ આડે આવવાના છે, દુનિયાદારીમાં દેખાય છે કે છોકરી સાસરે જાય ત્યારે સંબંધીઓ રૂએ છે તેમ અહીં પણ સમજવાનું: જે છોકરી ભાઈ-ભાંડુનાં આંસુ તરફ નજર કરે તે સાસરે જઈ શકે નહિ; જો એ તરફ

જુએ તે જ સાસરે જઈ શકે તેવી રીતે સ્વરૂપમાં જવા ઉજમાળ થયેલો આત્મા સંબંધીનાં આંસુઓ તરફ નજર પણ કરતો નથી; જે એ તરફ જુએ તે આગળ વધી શકે નહિ. એ માર્ગમાં ડગલે ને પગલે વિઘ્ન છે; કહો કે વિઘ્નની પરંપરા છે.

હુકમનામાની બજવણી ક્યાં થાય ? કમાનારને ત્યાં થાય : દેવાળિયા કે ભીખારચોટને ત્યાં ન થાય: આ આત્મા આત્મસ્વરૂપને જાણે, તે પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરે, તે માટે તૈયાર થાય, તે વખતે એને માલદાર થયો દેખી કર્મરાજા હુકમનામાઓ બજાવે છે. માટે તે વખતે તો કોથળીઓ તૈયાર રાખવાની છે; છતે નાણે જે હુકમનામાની રકમ ન દે તેને ચોકીએ જઈને બેસવું પડે. તેમ આ આત્મા અઢળક રિદ્ધિવાળો છે : છતી શક્તિએ યોગ્ય રસ્તે ન પ્રવર્તે તો દુર્ગતિરૂપી ચોકીની બેડીઓ તૈયાર છે.

કહેવાનો મુદ્દો એ છે કે વિઘ્નોને જીતવા, વીર્યોલ્લાસ ફોરવવું. પહેલો ભાવ હેયોપાદેયનો નિશ્ચય, બીજો ભાવ પ્રવૃત્તિ, ત્રીજો ભાવ વિઘ્નજય. આટલું થયા પછી પણ કરેલી મહેનત માટીમાં ન મળે તેવી સાવચેતી જોઇએ. એક મુનિને કાઉસ્સગ્ગમાં અવધિજ્ઞાન થયું પણ ઈંદ્ર–ઈંદ્રાણીનાં રીસામણાં–મનામણાં દેખી તેમને હસવું આવતાં તે ચાલ્યું ગયું; માટે ચોથો ભાવ સિદ્ધિ : સિદ્ધિને અંગે એક તસુ પણ પાછા હઠવું નહિ.

**પાંચમો ભાવ વિનિયોગ.**

હવે ખાવાનો સ્વાદ ક્યારે ? માત્ર પોતે ખાય તેટલા માત્રથી નથી પણ બીજાને ખવરાવવાથી સાચો સ્વાદ, ખરો આહ્લાદ છે. પોતાને મળેલું બીજાને આપવામાં જ પરમ સ્વાદ છે. માટે શાસ્ત્રકારોએ ધર્મની અપેક્ષાએ આર્ય અને અનાર્ય એવા બે વિભાગ પાડ્યા.

જ્યાં 'ધર્મ' અક્ષર સંભળાય તે આર્ય ક્ષેત્ર અને ધર્મ અક્ષર ન સંભળાય તે અનાર્ય ક્ષેત્ર. આ વિભાગ દરેકને ધર્મની પ્રવૃત્તિ માટે સૂચક છે, તે ધર્મ નામમાત્ર ન જોઈએ પણ વસ્તુરૂપે જોઈએ. શ્રી સર્વજ્ઞે કહેલો ધર્મ વસ્તુ ધર્મ છે. તેના કહેનાર તીર્થંકર છે. પ્રભુશાસનને પામેલાઓ બીજાને ધર્મ પમાડવાની અનેકવિધ કાર્યવાહી કરે છે તે વિનિયોગની સાર્થકતા છે.



# જ્ઞાન અને ક્રિયા

[ જ્ઞાન અને ક્રિયા એ બેથી મોક્ષ છે ફક્ત જ્ઞાનથી અગર ફક્ત ક્રિયાથી ફળની સિદ્ધિ થતા નથી. જ્ઞાનાચારાદિમા પ્રવૃત્તિમય આચારો અને નિવૃત્તિમય આચારો એમ બન્ને આચારો બતાવ્યા છે. આ પ્રવૃત્તિ અને નિવૃત્તિ જડ સાધનોથી દેખાય છે. છતાં તે બન્નેનો પ્રવર્તક આત્મા છે. પૂર્વભવમા ક્ષાયોપશમિકભાવે કરેલી ક્રિયાઓ આ ભવમા આગળ વધારે છે. ]

## જ્ઞાનથી અને ક્રિયાથી લેવાનું શું ?

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ ભવ્યપ્રાણીઓના ઉપકારને માટે શ્રી જ્ઞાનસાર–પ્રકરણમાં આગળ સૂચવી ગયા કે દુનિયાદારીમાં અને શાસનમા જ્ઞાનની જરૂર હોવાથી જ્ઞાનને નિરર્થક કહી શકાય તેમ નથી, અને તેવી રીતે ક્રિયાથી ફળ મેળવવાનું હોવાથી એટલે સંવર–નિર્જરાથી મોક્ષરૂપ ફળ થાય છે; તેથી ક્રિયા પણ નકામી નથી. ક્રિયાથી ફળ મેળવાય છે, આ વાત લક્ષ્યમાં લાવીને ક્રિયા નિષ્ફળ છે તેમ પણ કહી શકીએ તેમ નથી

જો જ્ઞાન અને ક્રિયા સફળ છે, તો બે પક્ષ જુદા થવાનુ કારણ શું ?

જ્ઞાનની સફળતામાં અને ક્રિયાની સફળતામાં અડચણ નથી, પરંતુ તેમાં માત્ર થોડો મતભેદ છે. જ્ઞાનવાદીઓએ જ્ઞાનમાત્રથી સકળ ફળની સિદ્ધિ માની; અને ક્રિયાવાદીઓએ ક્રિયામાત્રથી સકળ ફળની સિદ્ધિ માની, એટલે જ્ઞાન–માત્રથી કે ક્રિયા–માત્રથી ફળ સિદ્ધ થાય છે; આ પૂર્વે જણાવેલી માન્યતા અયોગ્ય છે. જ્ઞાન અને ક્રિયા પોત-પોતાના હિસાબનું ફળ આપે છે. તે માટે જૈનશાસ્ત્રકારે જણાવ્યું છે કે જ્ઞાન કયું ફળ આપે છે ?

જ્ઞાન પ્રકાશન સ્વભાવને અંગે પ્રકાશરૂપી ફળ જરૂર આપે છે. આથી ચક્ષુ વસ્તુને દેખાડી દે છે; એટલે વસ્તુને ઓળખાવવી અને બતાવવી તેમાં આંખ ફળ દેનારી છે, પણ કાંટો બતાવ્યા પછી કાંટો કાઢીને કાંટાથી આપત્તિ દૂર કરવી તે કામ ચક્ષુનું નથી. ભોજન દેખાડ્યું છતાં ખાઈને તૃપ્તિ કરવી તે આંખ માત્રથી થઈ શકતું નથી. આંખનું કામ કાંટો કે ભોજન બતાવવાની જરૂર પૂરતું છે. આથી અંધારામાં કાંટો કાઢવા કોઈપણ તૈયાર નહીં થાય, કારણ કે ત્યાં પ્રકાશ નથી. આ સ્થળે પ્રકાશ તો દીવાનો થવો જોઈએ, એણે પ્રથમ કામ કરવું જોઈએ તે થયું નથી, અહીં અનિષ્ટની નિવૃત્તિ કે ઇષ્ટની પ્રાપ્તિ પ્રકાશથી થઈ શકતી નથી, કારણ કે એકલા પ્રકાશક-સ્વભાવથી કાંટાની વેદના મટતી નથી.

એટલે કે ચક્ષુ આદિનો પ્રકાશન સ્વભાવ હોવાથી ચક્ષુ કાંટો બતાવવા રૂપી ફળ દેનાર છે, પણ કાંટાને કાઢવાથી થતુ અનિષ્ટનું નિવારણરૂપ ફળ ચક્ષુ કે દીવા માત્રથી થતું નથી, માટે સમગ્ર ફળ જ્ઞાનથી થાય છે તેમ કહી શકીએ જ નહિ. તેમ સમસ્ત ફળ ક્રિયાથી થાય છે, તેમ પણ કહી શકીએ નહિ તેમ વગર દેખે કાંટો કાઢવા પણ કોઈ તૈયાર થતું નથી, માટે એકલું જ્ઞાન ક્રિયા વગરનું કે જ્ઞાન વગરની ક્રિયા ધારેલા ઇષ્ટ ફળને આપી શકતા જ નથી. માટે જ્ઞાન અને ક્રિયા એ બેથી જ મોક્ષ છે આ નક્કી કર્યું, ક્રિયાને પ્રવૃત્તિ રૂપ ચારિત્ર માનીને અને જ્ઞાન-જ્ઞાનનાં સાધનો, તેની પ્રવૃત્તિ બધું જ્ઞાનમાં લઈ જઈને બંને લેવાં, માટે "ज्ञान-क्रियाभ्यां मोक्षः" કહ્યું છે. માત્ર પ્રવર્તવારૂપ ચારિત્રને ઉત્પન્ન કરનારી, ટકાવનારી, વધારનારી પ્રવૃત્તિરૂપ ક્રિયા અહીં લેવાની છે.

### એકલી ક્રિયા કેમ કહી ?

જ્ઞાનાચાર ને દર્શનાચાર શા માટે રાખ્યા છે ? જો ક્રિયાથી ભિન્ન જ્ઞાન લેવું છે, તો પછી જ્ઞાનનો આચાર અને દર્શનનો આચાર શો ?, જ્ઞાનાચાર અને દર્શનાચાર કહ્યા અથવા જ્ઞાન અને દર્શન બંને ક્રિયાને આધારે થનારા, થઈને ટકનારા, અને વધનારા છે, તો પછી આચાર-

રૂપી ક્રિયાને કહીને તો આખો મોક્ષ માર્ગ ક્રિયારૂપ કરી દીધો. આથી ક્રિયા આચારરૂપ ન લેતાં પ્રવૃત્તિ રૂપ ક્રિયા લીધી, જ્ઞાનને ઉત્પન્ન કરનારી, ટકાવનારી, સ્થિર કરનારી, તેમ દર્શન–ચારિત્રને ઉત્પન્ન કરનારી, ટકાવનારી, સ્થિર કરનારી, વધારો કરનારી, પ્રવૃત્તિરૂપ ક્રિયા લીધી.

હવે અહીં ક્ષાયોપશમિક ભાવ દર્શનાદિ ત્રણેમાં વ્યાપેલો છે. અહીં ક્ષાયોપશમિક ભાવે જ્ઞાન આવ્યું હોય, અને તે ચાલ્યું જાય, તો પણ તે પાછું જરૂર મળે છે. તેમ સમ્યક્ત્વ પણ કાળાંતરે જરૂર મળે છે, તેમ તેવું ચારિત્ર ચાલ્યું જાય તો તે પણ કાળાંતરે જરૂર મળે છે. જો ત્રણે કાળાંતરે મળવાવાળી ચીજ છે, એટલે જ્ઞાન–દર્શન–ચારિત્ર પણ ગયા પછી મળવાવાળા છે; તો પછી અહીં એકલી ક્રિયા કેમ કહી ? 'क्षायोपशमिके भावे या क्रिया क्रियते यका' ક્ષાયોપશમિક ભાવે જે ક્રિયા કરાય તે પડી જાય તો પણ તેના ભાવને વધારનારી છે. જો જ્ઞાન, દર્શન ને ચારિત્ર ગએલું હોય તો તે પાછુ આવે છે. ત્રણે ગએલા પાછા મળે છે, અને આ નિયમ છે તો પછી અહીં એકલી ક્રિયા કેમ કહી ? તેનું સમાધાન થશે.

### પ્રવૃત્તિ–નિવૃત્તિરૂપ આચારો.

સમ્યગ્દર્શન–જ્ઞાન અને ચારિત્ર એ ત્રણે ગુણ રૂપ જુદા લઇએ તો ક્ષાયોપશમિક—જ્ઞાન, દર્શન, ચારિત્ર ત્રણે પાછા આવે તે ત્રણેમાં સરખાપણું કહેવામાં અડચણ નથી છતાં પણ થોડો ફરક છે. જે ક્રિયા અહીં છે તે જ્ઞાનદર્શનથી ભિન્ન ક્રિયા લીધી છે અહીં જે ક્રિયા લીધી છે, તે પ્રવૃત્તિ નિવૃત્તિમય એટલે પ્રવર્તવારૂપ અને નિવર્તવા રૂપ એવી જે ક્રિયા તે ક્રિયા લેવાની છે, જ્ઞાન, દર્શન અને ચારિત્રની પણ ક્રિયા તેમાં આવી ગઈ છે.

જ્ઞાનમાં, દર્શનમાં અને ચારિત્રમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઉભય છે. જ્ઞાનની અપેક્ષાએ જ્ઞાન, જ્ઞાની અને તેમનાં સાધનોની ભક્તિ–વિનય-બહુમાન કરવાં તે પ્રવૃત્તિ છે, અને તેમની આશાતના વર્જવી તે નિવૃત્તિ છે. જ્ઞાનના આચારમાં બંને ક્રિયા સાથે રહેલી છે. તેથી "કાલે

વિણયે" કાળ, વિનય, બહુમાન અને ઉપધાનાદિ તે પ્રવૃત્તિરૂપ છે, અને નિન્હવ–વ્યંજનાદિ તે ચાર નિવૃત્તિરૂપ છે. જ્ઞાનાચારમાં ચાર પ્રવૃત્તિરૂપ આચાર, અને ચાર આચાર નિવૃત્તિરૂપ છે, તેમ દર્શનાચારમાં પણ નિઃશંકિત વગેરે ચારે નિવૃત્તિરૂપ છે; અને "उववूह थिरीकरणे" ઉપબૃંહણા સ્થિરીકરણ—વાત્સલ્ય–પ્રભાવના તે ચાર પ્રવૃત્તિરૂપ છે. જ્ઞાનાચારમાં ચાર પ્રવૃત્તિ અને ચાર નિવૃત્તિરૂપ છે, તેમ દર્શનાચારમાં ચાર પ્રવૃત્તિરૂપ અને ચાર નિવૃત્તિરૂપ આચાર છે, તો જ્ઞાનાચારમાં પહેલાં પ્રવૃત્તિરૂપ આચારો અને પછી નિવૃત્તિરૂપ આચારો બતાવ્યા; તથા દર્શનાચારમાં તો તેથી ઊલટા બતાવ્યા, તેનું કારણ શું ?

એક પહેલા નિવૃત્તિ અને બીજામાં પછી નિવૃત્તિ છે. તેનું કારણ એ છે કે ગુરૂના અપલાપ, વ્યંજન અર્થ, તદુભય એ ચારે દોષ ટાળવાની વસ્તુ ક્યારે બનવાની ? જ્યારે કાળ, વિનય, બહુમાન અને ઉપધાનાદિ–પૂર્વક શ્રુત ભણ્યો હોય ત્યારે. જ્યાં અભ્યાસ ન કર્યો હોય ત્યાં ગુરૂને અપલાપ, વ્યંજનાદિના દોષ ટાળવા વગેરે બને જ ક્યાંથી ? જ્યાં સુધી અધ્યયન ન કર્યું હોય ત્યાં સુધી વ્યંજનાદિનો દોષ અને ગુરૂનાં અપલાપ ઓળવવાં શી રીતે, તેની સમજ ક્યાંથી પડે ? જ્ઞાનાચારમાં પ્રવૃત્તિ કરવાની પહેલાં છે, તેથી કાલાદિ–વિનયનુ સેવન અને દર્શનાચારમાં પોતે શંકા–કાંક્ષાદિ રહિત હોય તે જ ધર્મની પ્રસંશા કરે. જે ધર્મમાં દૃઢ નથી તે ધર્મી–અધર્મીના વિભાગે જુદા શી રીતે પાડે ? ધર્મની દૃઢતા વગર એને તો ઊલટા ધર્મના કાર્યો નિંદાપાત્ર લાગે છે.

### ધર્મની દૃઢતા.

એકલી દયા પોકારી હોય, અને દયાનો શબ્દ પકડયો હોય તેવાઓએ સમજવાનું છે કે અવિરતિ એ તપેલા ગોળા સમાન છે, અને એક ડગલું તે ચાલે તો મહાહિંસા થાય; તો પછી તેમના સાધુ સામા તેઓ જાય તો મહા હિંસા થાય છે છતાં તેમના સાધુઓ કોઇને રોકતા નથી. એ સાધુઓ હિંસાથી લોકોને વિરમાવતા નથી. ઊલટો એમાં તેઓ લાભ માને છે. જેઓ વસ્તુસ્થિતિ સમજ્યા જ નથી

અને માત્ર દયા શબ્દ પકડી રાખ્યો છે; તેવાઓને ત્યાં તો સાધુની સામે ન ગયા તેટલા ધર્મી, અને સામે ગયા તે અધર્મી. તેમની અપેક્ષાએ તે દયા પોકારનારાઓ પ્રશ્ન કરે છે કે પૂજા કરતાં સામાયિક કરીએ તો કેમ?

આવો પ્રશ્ન કરનારને કહેજો કે તમારા સાધુ વહોરવા નીકળ્યા હોય, તે વખતે સામાયિક લઈ બેસો તો લાભ કે તોટો ? સાધુ આવવા–જવાના હોય તે વખતે સામાયિક લઈ બેસી જવામાં તેઓ અવિનય રૂપ પાપ દેખાડે છે, અને સામા આવવાની પ્રવૃત્તિ કરવી તેથી લાભ છે. એમ બતાવે છે, "વળાવવા ગયા તે ધર્મી, અને સામાયિકમાં રહ્યા તે અધર્મી" એમ તેઓ કહી દે છે. પૂજા ઓચ્છવમાં આજ્ઞા નથી અને પોતાને લેવા આવવામાં અને વળાવવા જવામાં આજ્ઞા જાગતી છે? તે સમજવાની જરૂર છે ૩૨ સૂત્ર માની બીજાં ઉઠાવ્યાં શા માટે? છતાં તમારાં બત્રીશ સૂત્રોમા તમે કહો છો તેવું દયા સંબંધમાં શું લખ્યું છે?

શ્રી સૂયગડાંગમા હિંસામાં પાપ થાય છે, પણ કયા કારણથી ? તે સમજવું જોઇએ. અર્થદંડ અને અનર્થદંડ એ બે પ્રકારનાં પાપ ગણાવ્યાં છે. અર્થદંડમાં જ્ઞાતિ કુટુંબાદિક ગણાવ્યાં છે, ત્યાં પૂજા–મહોત્સવ વગેરે અનુષ્ઠાનો ગણ્યાં નથી; અને અનર્થદંડમાં જંગલનું કાપવુ વગેરે જણાવ્યું છે પૂજા ત્યાં ગણાવી નથી; અને આદિમાં નાગભૂતયક્ષ લીધા છે; ત્યાં પણ જિન લીધા નથી અહીં મૂળ હકીકત એ છે કે જેને ધર્મમાં જાણવાપણું નથી, શંકા–રહિતપણું નથી, પર–મતની અભિલાષાદિનું રહિતપણું, કાંક્ષા અને તેનુ ફળ સંદેહ–રહિતપણું નથી તે શાસનમાન્ય વસ્તુને જાણે શું ? ન જાણે તો સાચી વસ્તુની અને તેની પ્રશંસા તેને આવે જ ક્યાંથી ? સ્થિરીકરણ વસ્તુ પોતાને મળી ન હોય તો બીજાને શાસનમાં સ્થિર શી રીતે કરે ? પોતે સાચો ધર્મને જાણે નહીં તો લોકો ધર્મ જાણે તે બુદ્ધિ આવે જ ક્યાંથી ? આ બધું ધર્મની દૃઢતા થયા પછી જ આવે છે.

## પ્રવૃત્તિનો અને નિવૃત્તિનો ક્રમ.

આથી જ્ઞાનાચારમાં પ્રવૃત્તિરૂપ આચારો પહેલાં અને તે પછી જ નિવૃત્તિરૂપ આચારો જણાવ્યા છે, દર્શનાચારમાં નિવૃત્તિ–પ્રવૃત્તિનો ક્રમ જણાવ્યો છે. ચારિત્રમાં પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ છે. તેમાં સમિતિ પછી ગુપ્તિ લીધી, આથી સમિતિ એ પ્રવૃત્તિરૂપ છે અને ગુપ્તિઓ એ નિવૃત્તિરૂપ મનાય છે. પહેલાં ગુપ્તિ કેમ ન લીધી ? ગુપ્તિમાં ન ટકાય તો પછી પ્રવૃત્તિ કરવી તેમ રાખવું હતું ? આવો પ્રશ્ન કરનારે સમજવું જોઈએ કે સમિતિ એ અપવાદ માર્ગ નથી; નહિતર તીર્થંકરની દેશના પણ અપવાદરૂપ થઈ જાય. મુખ્યતાએ તો સાધુઓને સમિતિની પ્રવૃત્તિ કરવાની છે, અને સમિતિ સિવાયના વખતમાં ગુપ્તિમાં રહેવાનું છે, આટલા માટે 'આવસ્સહિ નિસ્સિહી' એ પણ સમાચારી છે. દશ પ્રકારના સમાચારી ધર્મમાં મકાનમાંથી નીકળતાં આવસ્સહિ, અને મકાનમાં પેસતાં નિસીહી કહેવી. તો પણ બંને સમાચારીમાંથી આવસ્સહિ એ પ્રવૃત્તિરૂપ છે; અને નિસીહી નિવૃત્તિરૂપ છે ચારિત્રમાં પ્રવૃત્તિરૂપ અને નિવૃત્તિરૂપ બને ક્રિયા માગી.

## પ્રવૃત્તિનો અને નિવૃત્તિનો કરનાર આત્મા.

આથી જ્ઞાન–દર્શન અને ચારિત્રને અંગે ક્ષાયોપશમિક ભાવની પ્રવૃત્તિ, અને આ ત્રણેની પ્રવૃત્તિનો જે અંશ છે, તેને અંગે જણાવે છે કે આ પ્રવૃત્તિ શાથી બને છે ? તો કહે છે કે દર્શન–જ્ઞાન–ચારિત્રને લીધે પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ ક્રિયા છે. આથી એકલી ક્રિયા છે તે ચારિત્ર-રૂપ નહિ, પણ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ સાધારણ ક્રિયા લેવી. આમાં જે ક્રિયા ધાર્યું ફળ મેળવી દે, તેમાં જ પ્રવર્તવું વ્યાજબી છે. પણ ફળ મળ્યા પહેલાં નાશ પામે તેવી ક્રિયાને શું કરવું ?

ક્ષાયોપશમિક ભાવથી જ્ઞાન, દર્શન કે ચારિત્ર થાય, પણ છેવટે મીંડું છે. રોજ ત્રિકાળ પૂજન કરનાર; બે ટાઇમ પડિક્કમણા કરનાર, રોજ વ્યાખ્યાન સાંભળનારો. તિથિએ પોસહ કરનારો, આટલી સ્થિતિ છતાં અંત અવસ્થાએ વિચારીએ તો પૂજા સામાયિક પડિક્કમણા પૌષધ વગેરે કંઈક થતું નથી. અંદરની અવસ્થાએ દેખીએ તો ઉત્પન્ન-

થયેલા જ્ઞાન–દર્શન અને ચારિત્રના ગુણો એ ત્રણે ગુણો પાંચ ઇન્દ્રિય તથા મનને એટલે જડને આભારી છે; એ ખસ્યા તો બધું ખસ્યું. ક્ષાયોપશમિક ભાવે જ્ઞાન–દર્શન નાશ પામે છે. ચારિત્ર તો જરૂર નાશ પામે છે, તો તેવી ક્રિયા કરવી કામની શી છે ?

આવી શંકાવાળાએ સમજવાનું છે કે આત્માની નિર્મળતાને આભારી છે. જુઓ ચિત્રામણ થવાનું રંગના આધારે છે. ચિત્ર દોરાશે કાગળ કે ભીત ઉપર; પણ તે કાગળ પર ચિત્ર રંગમય બને છે, અને પીંછીથી ચિત્રાય છે. હવે ચિત્રામણ એ રંગ, કાગળિયું કે પીંછી કરતી નથી. પણ ચિત્રામણનો કર્તા ચિતારાનો જીવ તે ચિત્ર કરે છે. બંને જ જગ્યાએ ભીતમાં કે કાગળમાં રંગથી જ બને છે. પીંછીથી ચિત્રાય છે, પણ પીંછી રગ કે કાગળ પર ચિત્ર કરનારો તો ચિત્રનો કર્તા તે ચિતારાનો આત્મા છે તેમ પ્રવૃત્તિ–નિવૃત્તિ જડ જીવનમાં દેખાય છે, પણ તેનો કરનાર આત્મા છે.

### ક્ષાયોપશમિક–ભાવની પરંપરા.

તેથી ચિતારો કાગળ વાટકી મૂકી દે, તો પણ બીજી પીંછી, રંગ કે કાગળ મળે તો ઝટ ચિત્રામણ કરવા માંડે છે. જો કે આ આત્મા ઇન્દ્રિયો અને મન વગેરે સાધન મળવાથી તેવી રત્નત્રયીને અનુસરતી પ્રવૃત્તિ નિવૃત્તિ તુરત કરે છે એમ સમજવું નહિ; પણ આત્મામાં કર્મનો ક્ષયોપશમ થાય ત્યારે જ આ ક્રિયા બને છે. જે જ્ઞાનાચાર, દર્શનાચાર કે ચરિત્રાચારની ક્રિયાઓ અજાણપણે બને છે, તેમાં પણ ક્ષયોપશમ કામ કરે છે, એટલે ક્ષયોપશમને અનુસરતો ભાગ્યોદય કામ કરે છે. આપણે ઘેર અજાણ્યો છોકરો જન્મ્યો છતાં ભાગ્યોદય હતો, તો અહીં જન્મ્યો. ભાગ્યોદય હોય તો અજાણ્યાને પણ જલદી રસ્તો સુઝે. અહીં જે પહેલા ભવના પૂરા ભાગ્યશાળી હોય તે, જ્ઞાનાચાર, દર્શનાચાર ને ચરિત્રાચારની પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ આ ચારમાં ચઢી જાય.

કહો કે પહેલા ભવમાં ક્ષાયોપશમિક ભાવમાં ક્રિયા કરી છે, ત્યારે જ ત્યાં જવાનું મન થાય છે. જેને જાણતા ન હોઇએ, છતાં

આ ફલાણો હતો અને મારે તેની સાથે વૈર હતું. જેને દેખી ક્રોધ ધમધમે, સ્નેહ થયો હોય તે ઘટવા માંડે તો તેથી સમજવું કે તે પૂર્વ ભવનો વૈરાનુસંબંધ છે, જેને દેખી સ્નેહ વધે છે, અને ક્રોધ ઘટે છે તો તે પહેલા ભવનો મારો મિત્ર છે તેમ સમજવું. તેવી રીતે પહેલા ભવમાં જ્ઞાનદર્શનચારિત્રનું આરાધન કર્યું હોય તેના પ્રભાવે આ ભવમાં જ્ઞાનાદિક તરફ આરાધન કરવાનું મન થાય છે.

---

## આયુષ્ય બંધ

જીવ મહાઆરંભ કરે, મહાપરિગ્રહ રાખે, પંચેન્દ્રિય પ્રાણીનો વધ કરે (જીવહિંસા) તથા માંસનો આહાર કરે તો **નરકમાં** જાય છે.

માયા કરે, ખોટું બોલે, ખોટાં ત્રાજવાં રાખે, ખોટું તોલી દે, તો એવાં કૃત્યોથી **તિર્યંચ**ગતિમાં જીવ જાય છે.

સ્વભાવથી વિનયવાન્ હોય, દયાવાળો હોય, અદેખાઈ વગરનો હોય, તેવો જીવ **મનુષ્યનું** આયુ બાંધે છે

અકામનિર્જરા, અજ્ઞાનથી કષ્ટ કરવું, (તપ આદિ) સરાગસંયમ, ને સંયમાસંયમથી જીવ **દેવગતિમાં** જાય છે.

આધારભૂત છે, આપણા બહુમાનને પાત્ર છે, અનંતાજ્ઞાનના સ્વામી છે, પરંતુ તેઓ સુદ્ધાં એક ક્ષણને માટે પણ પ્રવૃત્તિ વિનાના નથી જ.

બધા ગુણસ્થાનકમાં ચૌદમું ગુણસ્થાનક એ જ એક એવી દશાવાળું છે કે જ્યાં પ્રવૃત્તિનો અભાવ છે, પરંતુ એ ગુણસ્થાનકની હસ્તી કેટલી—કેટલા સમયની છે તેનો વિચાર કરજો. મધ્યમ સ્વરે પાંચ હ્રસ્વાક્ષરો બોલતાં જેટલો સમય પસાર થઈ જાય તેટલા જ સમયને માટે આ ગુણસ્થાનક છે. એથી વધારે સમય પૂરતું ચૌદમું ગુણસ્થાનક નથી. અ, ઇ, ઉ, ઋ, લૃ એ પાંચ હ્રસ્વસ્વરો છે. એ પાંચે સ્વરો મધ્યમ સ્વરે એટલે હ્રસ્વ તરીકે બોલતાં જેટલો સમય જાય છે તેટલો જ સમય ચૌદમા ગુણસ્થાનકનો છે. જો દીર્ઘ સ્વર તરીકે અથવા ઉદાત્તપણે એ પાચ સ્વરો બોલીએ તો તો તે બોલતાં જેટલો સમય લાગે છે, તે સમય ચૌદમા ગુણસ્થાનકના સમયથી વધી જ જાય છે.

અનુદાત્ત સ્વરે બોલીએ તો પણ તે કાલ ચૌદમા ગુણસ્થાનકનો સાચો કાળ બતાવી શકતો નથી. માત્ર મધ્યમ સ્વરે આ પાંચ હ્રસ્વાક્ષરો બોલીએ અને તે બોલતાં જેટલો સમય જાય તેટલો જ સમય ચૌદમા ગુણસ્થાનકનો સમજવાનો છે. આ પાંચ હ્રસ્વાક્ષરો મધ્યમ સ્વરે બોલતાં જેટલો સમય જાય તેટલો જ સમય ચૌદમા ગુણસ્થાનકનો હોઈ એટલો જ કાળ આ જીવ પ્રવૃત્તિ વિનાનો હોય છે! આપણો આ જીવ આ સંસારમાં અનાદિ કાળથી ભટકે છે પરંતુ તેને પ્રવૃત્તિ વિનાનો સમય અનાદિ કાળથી આજ સુધીમાં કદી પણ પ્રાપ્ત થયો જ નથી

આ જીવ આ સંસારમાં પાચ-પંદર જિંદગીઓથી જ રખડતો નથી, તે હજારો વરસોથી રખડે છે એમ પણ નથી, પરંતુ તે અનાદિ કાળથી ભવભ્રમણ પર ચઢેલો છે. આ સઘળા ભવભ્રમણમાં તેને માટે એક પણ ક્ષણ એવી આવી ગઈ નથી કે જે ક્ષણમાં તે પ્રવૃત્તિ વિનાનો રહ્યો હોય! આથી જ શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજાઓ સ્પષ્ટ રીતિએ એવું કહી ગયા છે કે આ જીવની પ્રવૃત્તિ પરિણામ નિપજાવ્યા વિનાની શૂન્ય હોય તેમ સ્વપ્ને પણ માનશો જ નહિ! આ જીવાત્મા સ્થળમાં,

જળમાં, હવામાં ગમે ત્યાં, ગમે ત્યારે, ગમે તે સ્થિતિમાં અને ગમે તે સંયોગમાં હંમેશાં પ્રવૃત્તિવાળો જ છે, માત્ર અયોગિગુણસ્થાનમાં જ્યારે તે પ્રવેશે છે ત્યારે જ તે કર્મપ્રવૃત્તિથી શૂન્ય બને છે, પરંતુ ઉપર જણાવી દીધું છે તેમ એ ગુણસ્થાનક માત્ર પાંચ હ્રસ્વાક્ષરો મધ્યમ સ્વરે બોલી શકાય એટલા જ સમય માટેનું છે. બીજાં બધાં ગુણસ્થાનકોમાં અને ખુદ તેરમા ગુણસ્થાનકમાં પણ જીવ કર્મપ્રવૃત્તિમાં જોડાએલો જ રહે છે.

**બધી જ ક્રિયાઓ ફળ આપે છે.**

વળી બીજી એક ધ્યાનમાં રાખવાની વાત એ છે કે આ જીવાત્માની આ સઘળી પ્રવૃત્તિઓ એવી છે કે તે હંમેશાં ફળ આપે છે. નિષ્ફળ જાય એવી આ જીવાત્માની એક પણ પ્રવૃત્તિ એક પણ કાળને માટે હોય એવું નથી બનતું. જીવાત્માની પ્રવૃત્તિ અનાદિકાળથી જ છે અને અનાદિકાળથી જ તેની એ પ્રવૃત્તિ ફળ દેવાવાળી છે. જીવની અનાદિકાળથી પ્રવર્તતી સઘળી ક્રિયાઓ ફળ આપવાવાળી છે અને તે નિયમિત ફળ આપે જાય છે. તે ઉપરથી જ એવો સિદ્ધાંત સ્પષ્ટ થાય છે કે "યા યા ક્રિયા સા સા ફલવતીઃ"—જે જે ક્રિયાઓ આ જીવાત્માને હાથે ઘડાય છે તે સઘળી ક્રિયાઓ—સઘળી પ્રવૃત્તિઓ ફળ આપવાવાળી હોય છે.

આ સઘળી ચર્ચા ઉપરથી હવે આપણે શું નિષ્કર્ષ નીકળે છે તે જોઇએ. આપણે ક્રિયાને માન્ય રાખીએ છીએ. બીજી વાત એ છે કે હમેશાં જીવાત્મા ક્રિયા કર્યા જ કરે છે તે વાત આપણે સ્વીકારીએ છીએ અને ત્રીજી વાત આપણે એ પણ સ્વીકારી છે કે ચૌદમા ગુણસ્થાનક સિવાય હંમેશ માટે આ જીવાત્મા સતત પ્રવૃત્તિવાળો છે; ઠીક, વિચારવાની જે મુખ્ય વાત છે તે હજી હવે આવે છે, તેનો વિચાર કરીએ. આ જીવાત્મા અનાદિકાળથી ક્રિયા કર્યા જ કરે છે, તે ક્રિયા વિના રહી શકતો જ નથી અને તેની આ સઘળી ક્રિયાઓ ફળદાયી છે. તો મુખ્ય પ્રશ્ન એ છે કે એ સઘળી ક્રિયાઓના પરિણામ રૂપ જે ફળો મળે છે તે ફળો ઇષ્ટ છે કે અનિષ્ટ છે? ફળો બે



# વૈરાગ્યનો વિવેક

[આ સંસારમાં જીવ સદા પ્રવૃત્તિ કર્યા કરે છે પણ જે આત્મા પોતાની શક્તિ, સ્થિતિ અને સંયોગોને જોઈ ઉદ્યમ કરે છે તે આત્મા કાર્ય સિદ્ધ કરી શકે છે. સંસારમાં કરેલી બધી પ્રવૃત્તિ પૌદ્‌ગલિક સુખ આપે છે. આત્માને પુદ્‌ગલનો સ્વભાવ સમજાય કે તૂર્ત તેણે તે પૌદ્‌ગલિક સુખનો ત્યાગ કરવો જોઈએ. કર્મરાજા સંસારમાં એકલુ દુઃખ દેખાડતો નથી પણ મ્યુનિસિપાલિટી કૂતરાને જેમ વિષમિશ્રિત લાડવા આપે છે, તેમ સુખની સાથે મિશ્રિત દુઃખ આપે છે. એકલુ દુઃખ આપે તો દુઃખગર્ભિત વૈરાગ્ય થાય. દુઃખગર્ભિત વૈરાગ્યનો અર્થ બરાબર સમજ્યા વિના દીક્ષામા દુઃખગર્ભિત વૈરાગ્યને જોડનારાઓએ પૂરી કાળજી રાખવી જોઈએ

ચેડા મહારાજા અને સનત્કુમારને થયેલા વૈરાગ્યને પણ શાસ્ત્રો દુઃખ-ગર્ભિત વૈરાગ્ય કહેતાં નથી તો પછી દીક્ષામાં જ્યાં ત્યાં દુઃખગર્ભિત વૈરાગ્ય કેમ લગાડાય ? મોહગર્ભિત વૈરાગ્યને પણ તેના સાચા અર્થમાં સમજવાની જરૂર છે. સુસાધુત્વને સમર્પનારી ભાગવતીદીક્ષા જ્ઞાનગર્ભિત વૈરાગ્ય જ છે.

ધર્મના માર્ગમાં પડેલાની પૂર્વભવની કે પૂર્વઅવસ્થાની સ્થિતિ જોવામાં આવતી નથી પણ વિદ્યમાન અવસ્થા જ જોવામાં આવે છે.]

## ૧. પ્રવૃત્તિ અને ફળ

### ઉન્નતિને કોણ નોતરી શકે ?

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી મહારાજા શ્રી ભવ્ય જીવોના ઉપકાર માટે જ્ઞાનસાર પ્રકરણ નામક ગ્રંથ રચી ગયા છે. પ્રસ્તુત ગ્રંથમાં શ્રીમાન જણાવી ગયા છે કે આ સંસારમાં જેઓ આત્મકલ્યાણની ઇચ્છા રાખે છે, જેઓ આ સંસારમાં ધર્માર્થી તરીકે જીવવા માગે છે, જેઓ આત્માના ગુણો પ્રકટ કરવા માગે છે અથવા

તો જેઓએ ગુણોને અવ્યાબાધ રીતે રાખવા માગે છે તે બધાએ એક વસ્તુ જરૂર વિચારવાની છે કે હું કોના સંયોગોમાં છું.

જગતમાં જે માણસ પોતાની સ્થિતિ અને સયોગનું ભાન રાખે છે તે જ ભવિષ્યની ઉન્નતિને નોતરી શકે છે અને એ જ રીતે જે દુર્ભાગી આત્માઓ પોતાની સ્થિતિ અને સંયોગનું ભાન નથી રાખતા, તેઓ અવશ્ય અવનતિને જ નોતરે છે. મનુષ્ય જો પોતે મનુષ્ય તરીકે જીવવા માગતો હોય તો તેણે પોતે અવનતિને નોતરવી છે કે ઉન્નતિને નોતરવી છે તે સંબંધીનો વિચાર કરી લેવો જોઈએ.

આ જગતમાં કાર્યસિદ્ધિ કોણ કરી શકે એ પ્રશ્ન વિચારીએ તો સ્પષ્ટપણે માલુમ પડશે કે જે કોઈ જીવાત્મા પોતાની શક્તિ, સ્થિતિ અને સંયોગો જોઈને તે પ્રમાણે ઉદ્યોગ કરે છે, તે જ આત્મા આ સંસારમાં ઉન્નતિ મેળવી શકે છે અને કાર્ય સિદ્ધ કરી શકે છે જે આત્મા પોતાની શક્તિ, સ્થિતિ અને સંયોગોને તપાસતો નથી અને કાર્ય કરે છે તે કાર્ય તેણે વાપરેલા બળના પ્રમાણમાં થતું જ નથી. કહ્યું છે કે: "अयथाबलमारंभो निदानं क्षयसंपदाम्" "જે કોઈ કાર્ય પોતાના બળાબળને જોયા વિના આરંભાય છે તે કાર્ય સિદ્ધિને ન લાવતાં કાર્ય કરનારના ક્ષયને જ લઈ આવે છે' સંસારમાં આપણે ચારે બાજુએ દૃષ્ટિ નાખીશું તો એ જ એક વાત જોવામાં આવશે કે સંસારના પ્રત્યેક જીવો દરેક ક્ષણે, દરેક પળે, અરે! સમયના ઓછામાં ઓછા પરિમાણે પણ કાર્ય કર્યા જ કરે છે. એવો કોઈ પણ સમય નથી કે જે વેળાએ આ સંસારના જીવો પ્રવૃત્તિશૂન્ય હોય!!

### પ્રવૃત્તિ વિનાનો સમય જ નથી.

સદાસર્વદા આ સંસારનો પ્રત્યેક જીવ કાર્ય કર્યા જ કરે છે. તે સતત પ્રવૃત્તિમાં જોડાએલો જ રહે છે. જીવાત્માની આ સતત પ્રવૃત્તિ જોઇને એક શિષ્યે પોતાના ગુરૂને પ્રશ્ન કર્યો કે: 'આ સંસારમાં સંસારી જીવોને માટે પ્રવૃત્તિ વિનાનો સમય કયો?' ગુરુએ શિષ્યને જવાબ આપ્યો કે સંસારી જીવો માટે પ્રવૃત્તિ વિનાનો એવો એક પણ સમય છે જ નહિ!!' કેવળી ભગવાનો કે જેઓ આ જગતને

પ્રકારનાં છે: ઇષ્ટફળ અને અનિષ્ટફળ જો દરેક ક્રિયા માત્રનું ફળ ઇષ્ટ જ હોત તો તો પછી કાંઈ જોવાનું જ ના રહેત! કારણ કે આત્મા અનાદિથી ક્રિયાશીલ છે અને ક્રિયા માત્રનાં ફળો ઇષ્ટ હોય તો તો પછી આપણા આત્માને ધન્યવાદ આપી આપણે આપણાં અહોભાગ્ય જ માનવા પડે! પરંતુ ખરી વસ્તુસ્થિતિ એ પ્રમાણેની નથી. ફળ બે પ્રકારના છે: ઇષ્ટફળ અને અનિષ્ટફળ અથવા તો શુભ ફળ અને અશુભ ફળ દરેક ક્રિયામાત્રના આપણે બે ફળ કબુલ કરી દીધાં. આપણે એ પણ વાત માની લીધી છે કે ક્રિયા પણ અનાદિની છે. ઠીક હવે આગળ વધીએ.

## ૨. પૌદ્ગલિક સુખ.

### માગ્યાં તો મોતી મળે.

ક્રિયા અનાદિકાળથી થતી આવી છે એ માન્ય રાખીએ અને તે બે પ્રકારનાં ફળો આપે છે એ વાત પણ સ્વીકારીએ, પછી એવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે કે અનાદિકાળથી અવ્યાહતપણે જે ક્રિયા ચાલી આવી છે તે ક્રિયા શુભ છે કે અશુભ છે અર્થાત્ એ ફળો ઇષ્ટ છે કે અનિષ્ટ છે? અનાદિથી ક્રિયા થાય છે, એ ક્રિયા ફળ આપે છે, પરંતુ એ ફળો શુભ છે કે અશુભ છે તે ખાસ વિચારી જોવાની જરૂર છે.

કહેવત છે કે માગ્યાં તો મોતી મળે, પણ ભીખને માથે, તેમ એ મોતી પણ ભીખ દ્વારા મંગાયેલાં હોવાથી તે મોતી ત્યજવા યોગ્ય છે. તે જ પ્રમાણે અહીં પણ સમજવાનું છે. અનાદિકાળથી આ માર્ગ-ભૂલ્યો રખડેલ આત્મારામભાઈ જે ભાંગફોડ કર્યા કરે છે અર્થાત્ જે પ્રવૃત્તિ કર્યે જ જાય છે અને તેથી જે કાંઈ ફળ સુખમાં પરિણમે એવુ મળતું હોય, તો પણ યાદ રાખવાનું છે કે એ સુખ કાયાનુ છે—શરીરનું છે, પુદ્ગલનું છે; પરંતુ આત્માનું પોતાનું એ સુખ તો છે જ નહિ!

### આત્મા અને પુદ્ગલોનો સંયોગ

આત્મા અનાદિકાળથી જે પ્રવૃત્તિ કર્યા કરે છે, તે દ્વારા તે જે ફળો મેળવે છે તે બધાં ફળોથી આત્માને એવું સુખ નથી મળતું

કે જે સુખને આપણે આત્માનું પોતાનું સુખ કહી શકીએ. આત્માને આ આખાય ભવમાં આત્મસ્વભાવનું જે સાચું સુખ છે તે સુખ ભોગવવાનો કદી વખત જ મળતો નથી. ચૌદમું ગુણસ્થાનક કે જે ગુણસ્થાનક સૌથી છેલ્લામાં છેલ્લું છે, ત્યાં અયોગીકેવલીપણામાં જ માત્ર કર્મપ્રવૃત્તિ નથી. આ સિવાય સંસારમાં સર્વત્ર કર્મપ્રવૃત્તિ ભરેલી છે અને એ કર્મપ્રવૃત્તિ ફળ તે પૌદ્‌ગલિક સુખ છે. અનાદિકાળથી જીવની જે ક્રિયાઓ થયા કરે છે તે સઘળી ક્રિયાઓ આ રીતે પૌદ્‌ગલિક સુખ આપે છે.

પૌગલિક સુખ એટલે જીવાત્માનો અને પુદ્‌ગલોનો સંબંધ ! આત્માનો અને પુદ્‌ગલોનો સંયોગ થાય છે ત્યારે તેનાથી આત્માને સુખ મળે છે. એ પુદ્‌ગલો જો શુભ હોય તો આત્મા સુખ અનુભવે છે પરંતુ તે સુખ અનુભવતાં છતાં ધ્યાનમાં રાખવાનું છે કે એ સુખ તે માત્ર પૌદ્‌ગલિક સુખ છે. બધા જ પુદ્‌ગલો સુખના જ મળ્યા કરે, દુઃખનું નામનિશાન પણ ન હોય અને જીવાત્મા સુખી દેખાતો હોય તો પણ તેનું એ સુખ તે આત્માનું સુખ નથી જ. આત્માના સ્વભાવનું સુખ તે એને આ માર્ગે કદી મળતું જ નથી. જે આત્મા, આત્માનાં સુખોને પસંદ કરે છે, તે આત્મા સંસારનાં આવાં સુખોને કદી ઇચ્છતો નથી, પરંતુ તેને તે ધિક્કાર જ આપે છે.

ગુલામી દશામાં જો શેઠ બહુ શ્રીમંત મળી ગયો હોય તો સેવકને પણ નિત્યના મેવા—મીઠાઈ અને માલપુડા ઉપર જ હાથ મારવાનું મળે છે, પરંતુ આ મેવા—મીઠાઈને પણ સજ્જનો પસંદ કરતા નથી. જેમને કૂતરાની માફક ગુલામીમાં જ પડયા રહેવાની ટેવ છે તેમને જ ગુલામીના મેવા—મીઠાઈ પસંદ પડે છે, જેને ગુલામીની આદત નથી, જેના સ્વભાવમાં ગુલામી પચી ગઈ નથી, જેના હૃદયમાં ગુલામી ઉપર જ પ્યાર ભરાયો નથી તેવા આત્માઓ તો સ્વપ્નામાં પણ ગુલામીની મીઠાઈ ચાટવાને માટે તૈયાર થવાના નથી એ નિશ્ચય છે.

### ખાંડના લાડવામાં ઝેર.

આ જીવ અનાદિકાળથી કર્મપ્રવૃત્તિમાં જોડાએલો છે, તેથી તે પૌદ્ગલિક સુખો મેળવે છે અને એ સુખોમાં રાચતો તે આનંદ પામે છે, પરંતુ જ્યારે આત્માને પુદ્ગલોનો સ્વભાવ ખબર પડી આવે કે તુર્ત તે જ ક્ષણે આત્માએ પણ મ્યુનિસિપાલિટીના ઝેરના લાડુ સમજીને એ સુખનો ત્યાગ કરવો ઘટે છે. મ્યુનિસિપાલિટીવાળાઓ કૂતરાને ઝેર આપીને મારે છે, પરંતુ તેઓ ચોકખું ઝેર આપતા નથી. ખાંડના લાડવામાં ઝેર ભેળવીને તેઓ કૂતરાને ખવડાવે છે. કૂતરો પ્રથમ તો એ ઝેરને પારખી શકતો નથી. તે એને મીઠો લાડુ જ માની લે છે, તેની મીઠાશ ઉપર મોહ પામે છે, તેને ખાદ્ય સમજે છે. લાડવો ખાવા યોગ્ય છે એમ માને છે અને તે લાડવો ખાવાની પ્રવૃત્તિમાં જોડાય છે, પરંતુ જો તેને ખબર પડી જાય કે એ ખાંડનો લાડવો તો અંદરખાને હળાહળ ઝેરથી ભરેલો છે, તો પછી ખાવાના પદાર્થોનો ગુલામ બનેલો એનો એ જ કૂતરો એ લાડવાની સામે પણ જોવાને ઇચ્છતો નથી.

કૂતરાને મીઠાઈના સ્વાદની ખબર છે, મીઠાઈ મીઠી છે એમ તે જાણે છે, સાકરના લાડવાની મીઠાશ તેના ખ્યાલની બહાર નથી જ છતાં તે સમજે છે કે આ મીઠો લાડવો મહાભયાનક ઝેરથી ભરેલો છે અને તેથી જ તે એ મીઠા લાડવા માટે હવે આગળ ધપતો અટકી જ જાય છે. જેમ મીઠો લાડવો એ કૂતરાને માટે ખરેખરો મીઠો નથી અને તેમાં મીઠાશ અને પ્રાણહારકતા બને રહેલાં છે તે જ પ્રમાણે સંસારમાં મળતા પૌદ્ગલિક સુખો એ પણ મ્યુનિસિ-પાલિટીએ તૈયાર કરેલા ઝેરના લાડુ જેવા જ છે કૂતરાઓ એકલું ઝેર ખાતા જ નથી. એકલા ઝેરને જોઇને તેઓ સો ગાઉ દૂર ભાગે છે, તેથી જ મ્યુનિસિપાલિટી તેમને માટે ખાંડ અને ઝેર એ બંનેના ભેગા લાડુ બનાવે છે તે જ પ્રમાણેની અપ-ટુ-ડેટ ગોઠવણ જીવાત્મા-ઓને માટે કર્મરાજા પણ કરી રાખે છે.

## કર્મરાજાનો કૂપટપાશ.

કર્મરાજા જાણે છે કે જો તે એકલું દુઃખ જ આપ્યા કરશે તો આ સંસાર ચાલશે નહિ. સંસારમાં સર્વત્ર એકલું દુઃખ જ ભરેલું હશે તો ત્યાંથી બધા જ ભાગી જશે. આ સ્થિતિ ન ઊભી થાય તે માટે કર્મરાજા પણ સુખ અને દુઃખ બંને ભેગાં કરી આપે છે! કૂતરાને હણવા માટે જેમ મ્યુનિસિપાલિટી ખાંડ અને ઝેરના ભેગા લાડવા બનાવે છે, તે જ રીતે માણસોને કર્મબંધમાં નાખવા માટે કર્મરાજા પણ માણસોને દુઃખમિશ્રિત સુખો જ આપે જાય છે. કર્મરાજા સારી રીતે જાણે છે કે જગતરૂપી ચોક છે. એ જગતરૂપી ચોકમાં ભવિજીવરૂપ કૂતરાઓ ભરેલા છે. એ કૂતરાઓને જો દુઃખરૂપી ઝેર એકલું જ આપ્યે જઈશ તો તેઓ એ ઝેર ખાવાના નથી, માટે મારે એ ઝેર પણ બરફીરૂપી સુખ સાથે ભેળવીને જ આપવાની જરૂર છે આવા જ આશયથી તે કર્મરાજા આત્માઓને નિર્ભેળ દુઃખો ન આપતાં સુખની સાથે જ દુઃખો આપે છે.

## સુખને પરિણામે દુઃખ.

જેમ મોહ પામેલો કૂતરો ઝેરથી મિશ્રિત એવો ખાંડનો લાડુ આનંદથી ખાય છે અને મીઠાઈ આનંદથી ખાઇ ગયા પછી તેને મને કે કમને કડવાશ પણ પચાવવી જ પડે છે. તે જ પ્રમાણે સુખથી મોહ પામેલો જીવ પણ દુઃખમિશ્રિત સુખને ગ્રહણ કરી લે છે, તે આનંદથી સુખ પચાવી લે છે, પરંતુ જ્યાં તેણે આનંદથી સુખ પચાવી લીધું કે ત્યાર પછી તુર્ત તેને ત્યાં દુઃખ પણ ભોગવવું જ પડે છે! મ્યુનિસિપાલિટી કૂતરાઓને માટે મોટા ખર્ચે માણસો રોકે છે, તેમની પાસે લાડવાઓ તૈયાર કરાવે છે અને તે લાડવા જ્યાં જ્યાં કૂતરાઓ હોય ત્યાં ત્યાં પોતાના માણસો દ્વારા જાતે પહોંચડાવે પણ છે. મ્યુનિસિપાલિટી આટલો બધો પરિશ્રમ લઈને કૂતરાઓને લાડવા પહોંચડાવે છે, પરંતુ તેમાં મ્યુનિસિપાલિટીનો આશય કૂતરાઓને મીઠાઈ ખવડાવવાનો તો છે જ નહિ, કૂતરાઓને ઝેર ખવાડવું એ જ તેમનો આશય છે; પરંતુ કૂતરાઓ એકલું ઝેર નથી ખાતા,

તેથી જ તેઓ ખાંડના લાડવાની સાથે જ ઝેર ખવડાવવાનો પ્રબંધ યોજે છે.

## ૩. દુઃખગર્ભિત વૈરાગ્ય.

### દુઃખગર્ભિત વૈરાગ્ય કયો ?

મ્યુનિસિપાલિટીનો ઉદ્દેશ તો ઝેર ખવડાવવાને લગતો છે, પરંતુ તે ઉદ્દેશ પાર પાડે તે માટે કૂતરાને લોભાવવા તે બરફી અથવા ખાંડ વાપરે છે, એ જ પ્રમાણે કર્મરાજા પણ સમજે કે જો, હું એટલું ઝેરરૂપી દુઃખ આપીશ તો તેનુ પરિણામ તો એ જ આવશે કે જગત્ દુઃખગર્ભિત વૈરાગ્યમાં જ ચાલ્યું જશે. અહીં દુ.ખગર્ભિત વૈરાગ્યનો સાચો અર્થ સમજવાની કાળજી રાખજો. અત્યારે તો આપણી એ સ્થિતિ છે કે આપણે મોટેભાગે દુઃખગર્ભિત શબ્દનો દુરુપયોગ કરીએ છીએ. આ સંબંધમાં એક બાબત જનતાએ ધ્યાનમાં રાખવા જેવી એ છે કે શાસનપ્રેમી જૈનીઓ પણ આ વિષય પરત્વે એક મિથ્યાત્વનું વાકય બોલે છે. કોઈ માણસ રળતો કમાતો ન હોય અને દીક્ષા લે, તો તરત તમે કહી દો છો કે એ દુઃખગર્ભિત વૈરાગ્ય છે. કોઇને વ્યાપારાદિ વ્યવસાયમાં હાનિ થાય અને તે દીક્ષા લે, તો પણ તમે કહી નાંખો છો કે એ પણ દુઃખગર્ભિત વૈરાગ્ય જ છે!

### માથું કાપીને પાઘડી બાંધી.

એ જ પ્રમાણે પુત્ર અથવા પુત્રીને માતાપિતા ઠપકો આપે અને તેઓ વૈરાગ્ય ધારણ કરે તો પણ તમે કહી દો છો કે એ પણ દુઃખગર્ભિત વૈરાગ્ય છે. આ રીતનાં તમે જે જે વાકયો બોલો છો તે ખરેખર કાંઈ પણ સંશય વિના મિથ્યાત્વથી ભરેલા જ હોય છે. આવા સઘળા પ્રકારોને તમે દુઃખગર્ભિત વૈરાગ્યનું નામ આપીને તમે વૈરાગ્યની એટલે સાધુપણાની કિંમત ઉડાવી દો છો. તમે સાધુપણાની કિંમત માન્ય રાખો છો, તેની મહત્તાને સ્વીકારો છો, પરંતુ એ વૈરાગ્યને દુઃખગર્ભિત વૈરાગ્યનું નામ આપીને તો તમે માથું કાપી

નાખીને પછી પાઘડી બાંધો છો. આ સઘળી દીક્ષાઓને જેઓ દુઃખ-ગર્ભિત વૈરાગ્ય કહે છે, તેઓ સઘળા વૈરાગ્યનું માથું કાપી નાખીને જ પછી તેને પાઘડી બાંધનારા છે.

સાધુપણાને તો તમે સારું માનો છો—સાધુપણું ખરાબ છે એમ તમે માનતા નથી જ. પરંતુ આ રીતે તમે એ સાધુપણાની કિંમત હલકી જ પાડો છો એ વાત તમારે ખૂબ ખૂબ સમજી લેવાની જરૂર છે. તમોને, પહેલાં તો અમુક વૈરાગ્યને દુઃખગર્ભિત કહેવાની સત્તા છે કે નહિ તે જ વિચારી જોવાની જરૂર છે. આપણે જાણીએ છીએ કે ચોથી ચોપડી ભણનારો છોકરો મેટ્રિક્યુલેશનની પરીક્ષા લઈને મેટ્રિક-(એસ.એસ.સી.)ના વિદ્યાર્થીઓને પાસ કરી શકતો નથી. તે જ પ્રમાણે અમુક વૈરાગ્યને દુઃખગર્ભિત વૈરાગ્ય પણ તે જ કહી શકે છે કે જેને વૈરાગ્ય સંબંધીનું પૂરેપૂરું જ્ઞાન છે. મેટ્રિક્યુલેશનનાં પેપરો તપાસવાને માટે યુનિવર્સિટી મેટ્રિક પાસ થયેલાઓને રોકતી નથી. અર્થાત્ મેટ્રિક પાસ થયેલાઓનો પણ મેટ્રિકના વિદ્યાર્થીઓને પાસ નાપાસ કરવાનો અધિકાર યુનિવર્સિટી માન્ય રાખતી નથી, પરંતુ એ કાર્યને માટે નિષ્ણાત ગ્રેજ્યુએટોને જ તે પસંદ કરે છે. એ જ પ્રમાણે વૈરાગ્યની પણ પરીક્ષા કરવાનો અધિકાર તો તેવા જ પુરુષોનો છે કે જેઓ એ સંબંધમાં પૂરેપૂરા નિષ્ણાત થયેલા છે. વૈરાગ્યથી સર્વથા અનભિજ્ઞ માણસ વૈરાગ્ય ઉપર પોતાનો અભિપ્રાય પ્રગટ કરે એ તો આંધળો સૂર્યનું વર્ણન કરે, અને વળી સૂર્યનું એ જ વર્ણન સાચામાં સાચું છે એવું કહે તેના જેવું છે.

### ઢોંગ લાંબો વખત ન ચાલે.

કોઈ માણસ ફારસી ભાષા ન જાણતો હોય તેવાને કોઈ વ્યક્તિ ફારસીમાં લખાયેલો કાગળ લઈને આપે અને કહે કે 'ભાઈ, આ કાગળ વાંચી આપ તો ? હવે પેલો ફારસી ભાષાથી અજાણ્યો માણસ મોઢા સામે કાગળ ધરી રાખે, તેને આમતેમ ઉથલાવે અને પછી કલ્પિત સમાચાર ગોઠવી કાઢીને કહી દે કે 'મિસ્ટર, તમારો કાકો મરી ગયો છે.' તો આ માણસને તમો કેવો કહેશો વારૂ ? પણ એ જ કાગળ

તમે ફારસી વાંચનારાની પાસે વંચાવો અને તે માણસ તમોને એ કાગળ વાંચીને એમ કહી દે કે "તમારી વહુને પિયરમાં છોકરો આવ્યો છે!" તો હવે ફારસી જાણનારાએ કાગળ વાંચીને કહેલા આ સમાચારમાં તમે જરાય શંકા લાવશો ખરા? આવા સંયોગમાં જેણે ફારસી ભાષા જાણ્યા વિના જ તમોને કાગળ વાંચવાનો ડોળ કરીને જે સમાચાર કહ્યા હતા તે સમાચાર કહેનારને તમે જૂઠો જ કહેશો કે બીજું કાંઇ? જે માણસ પોતે ફારસી જાણતો નથી છતાં ફારસી કાગળ વાંચીને 'તમારા કાકા મરી ગયા' એવું કહેનારાને તમે જૂઠો અથવા ગપ્પીદાસ કહો છો તે જ પ્રમાણે વૈરાગ્યને પણ જાણ્યા વિના જે વૈરાગ્યનું સર્ટિફીકેટ આપી દે છે કે આ તો દુઃખગર્ભિત વૈરાગ્ય છે તે પણ જૂઠો અથવા ગપ્પીદાસ જ છે એમ કોઈ કહી દે તો તેમાં અતિશયોક્તિ જેવું છે ખરું કે?

વૈરાગ્ય માટે હવે તો વરસો થયાં વાતો અને ચર્ચા ચાલ્યા જ કરે છે, છતાં દિલગીરીની વાત છે કે દુઃખગર્ભિત વૈરાગ્ય કોને કહેવો તે સંબંધમાં પણ તમે કાંઈ જાણવાની તસ્દી જ લીધી નથી! દુઃખગર્ભિતનું લક્ષણ તમે પોતે જ સમજી શક્યા નથી, પરંતુ તમોએ દુઃખગર્ભિત એવું વાક્ય સાંભળ્યું છે એટલે 'અચરે અચરે રામ'ની માફક તમે તે વાક્ય યાદ કરી રાખ્યું છે અને પ્રસંગ આવે છે એટલે એ પારકો શબ્દ તમે ચલણી નાણાની પેઠે વાપરે જાઓ છો. આવી રીતના ચલણી નાણાને વાપરતાં પહેલાં એ સિક્કો સાચો છે કે બનાવટી છે તે જોવાની પણ તમે દરકાર રાખતા નથી.

### દુઃખગર્ભિતપણાની છાપ ક્યારે?

દુઃખગર્ભિત વૈરાગ્યનો તમે તો એવો જ અર્થ કરી રાખ્યો છે કે જે કોઈ દુઃખી થઈને સાધુપણાને ગ્રહણ કરે છે તે દુઃખગર્ભિત વૈરાગ્ય છે. શાસ્ત્ર વૈરાગ્યની તમારી આ વ્યાખ્યા સ્વીકારવાની ઘસીને ના પાડે છે! એક સંબંધી બીજા સંબંધીનો ત્યાગ કરે, વેપારધંધામાં ભારે ખોટ આવે, પૈસા ચાલ્યા જાય, નોકરી ચાલી જાય, સગાસંબંધીના મરણ નીપજે એવા ઘણા પ્રસંગો અથવા તો તેમાંના કોઇ એક

પ્રસંગથી પ્રેરાઇને જે કોઈ જગતનો ત્યાગ કરવા માગે અગર દરિયામાં કે કૂવામાં ભૂસ્કો મારીને આત્મહત્યા કરે તો ત્યાં તેનો દુઃખગર્ભિત વૈરાગ્ય છે

હવે તમે વિચાર કરો કે આવા સ્થાન પર તમે કદી દુઃખગર્ભિત વૈરાગ્ય એ શબ્દ વાપર્યો છે ખરો ? દુનિયાત્યાગના આવા કાર્ય પરત્વે તમે સ્વપ્ને પણ દુઃખગર્ભિત એ શબ્દ વાપરતા નથી ઠીક, હવે દુનિયા-ત્યાગની વાત જવા દઈને જગતના ક્ષેત્રમાં પ્રવેશ કરો અને દુનિયા-દારીમાં દુઃખગર્ભિત વૈરાગ્ય કેવો હોઈ શકે છે તેનો વિચાર કરો.

**અહીં દુઃખગર્ભિતપણું છે.**

ધારો કે એક ત્રીસપાંત્રીસ વર્ષની વિધવા કુલીન સ્ત્રી છે. આ સ્ત્રીને અઢાર વર્ષનો એક જ છોકરો છે. બાઈ છોકરાના ધામધૂમથી લગ્ન કરે છે અને પુત્રવધૂ લઈ આવે છે, અકસ્માત કર્મવશાત્ એવું બને છે કે આ બાઈનો પેલો છોકરો મરણ પામે છે. પુત્રવધૂ વિધવા બને છે ! આ ભયાનક સંકટથી શોક અને ચિંતા પામીને તે બાઈ સાદાં વસ્ત્રો પહેરવાનાં છોડી દે, કાળાં વસ્ત્રો પહેરવા માંડે, ન્યાતજાતમાં જવા-આવવાનું બંધ કરે, મિષ્ટાન્ન ઉપરથી તેનો રાગ ઊતરી જાય, ઘરેણાં તેને અપ્રિય લાગે. આ સઘળી સ્થિતિનું કારણ શું છે તે વિચારો. પુત્રનું મૃત્યુ અને નવપરણિતા પુત્રવધૂની વિધવાવસ્થા. એ સઘળું પેલી બાઈના ત્યાગનું કારણ છે માટે એ પણ દુઃખગર્ભિત વૈરાગ્ય છે. કદાપિ એમ થાય કે પોતાની માતા મરણ પામે, પિતા બીજી સ્ત્રી લાવે, ઓરમાન માની સાથે ફાવટ ન આવે અને તેથી તેનો દીકરો જુદું ઘર કરે, પિતાના ઘરનો ત્યાગ કરે અને સ્વતંત્ર થાય એનું નામ પણ દુઃખગર્ભિત વૈરાગ્ય છે.

**પ્રસંગની મહત્તા સમજો.**

કોઈ સગાસંબંધીનું મૃત્યુ થાય છે ત્યારે ઘણા માણસો અમુક સમય સુધી મીઠાઈ ન ખાવાની, મેળાવડા મિજલસોમાં ન જવાની અને આનંદ–ઉપભોગમાં સામેલ ન થવાની પ્રવૃત્તિ સ્વીકારે છે, કારણ કે સ્નેહીના મરણને લીધે તેમનો જીવ આનંદ ઉપરથી ઊઠી ગયેલો હોય

છે એ પણ દુઃખગર્ભિત વૈરાગ્ય છે. આ સઘળા સંયોગોનું બહુ જ સૂક્ષ્મપણે અવલોકન કરો. અને તેમાંથી એ વસ્તુ શોધી કાઢો કે આ દુઃખગર્ભિત વૈરાગ્યવાળાનો સાંસારિક વસ્તુઓ ઉપરથી મોહ દૂર થયો છે કે નહિ? બાપ પાસે લાખ રૂપિયાની પૂંજી હોય. બાપ નવી બાયડી પરણી લાવે અને તે બાયડીને છોકરો થાય. હવે બાપ બે ભાઈઓ વચ્ચે પોતાની પૂંજી વહેંચતાં નવીના છોકરાને પોણો લાખ આપે અને જૂનીના છોકરાને પા લાખ આપે આ વખતે પિતાના આ કાર્યથી ક્રોધરકત બનેલો જૂનીનો દીકરો બધા જ પૈસાનો ત્યાગ કરીને એક પણ પૈસો લીધા વિના ઘર ત્યાગીને ચાલ્યો જાય, એ પ્રસંગની મહત્તા વિચારો

## ઇચ્છા છતાં ત્યાગ કરવો પડે છે.

આ પ્રસંગમાં એ છોકરાને શું લક્ષ્મી ઉપર તિરસ્કાર આવ્યો છે એમ તમે કહેશો? નહિ જ! જો કોઈ સારો માણસ વચ્ચે પડે અને એના બાપને સમજાવીને એ મિલકતને સમાન રીતે વહેંચાવે તો પછી એ છોકરો પૈસા લેવાની ના પાડે ખરો કે? નહિ જ. પોતાનો યુવાન પુત્ર મરણ પામે અને યુવાન વધૂ વિધવા થાય એ સંયોગોમાં માતા મિષ્ટાન્ન ત્યાગી દે છે પરંતુ ધારો કે દેવ સાક્ષાત્ થઈને પેલા છોકરાને સજીવન કરી આપે તો પછી પેલી માતા મિષ્ટાન્નનો ત્યાગ કરે ખરી કે?

કહેવાનો અર્થ એ છે કે આ છોકરાને તથા એ માતાને લક્ષ્મી કે મિષ્ટાન્ન ઉપર તો ત્યાગ આવેલો જ નથી, તેઓ મિષ્ટાન્ન અથવા લક્ષ્મી તો ઝંખે છે જ, પરંતુ સંસારના પ્રતિકૂળ સંયોગોની છાયાને લીધે જ એ પદાર્થોની તેમને ઇચ્છા છતાં તેમને એ પદાર્થોથી દૂર રહેવું પડે છે—એક રીતે કહીએ તો નિરૂપાયવશતાથી જ બળાત્કારે તેમને દૂર રહેવું પડે છે આવી સ્થિતિમાં જ માત્ર દુઃખગર્ભિત વૈરાગ્ય કામ કરે છે.

## દુઃખગર્ભિતપણું ક્યારે ઊડી જાય?

અમુક પદાર્થ અથવા અમુક સ્થિતિ પ્રત્યે પ્યાર છે પરંતુ એ

પદાર્થ અથવા એ સ્થિતિ અશક્ય છે એટલે તેના ત્યાગની પ્રતિજ્ઞા થતી નથી અને તેના ત્યાગની પ્રતિજ્ઞા કરીને તે પ્રમાણે પ્રવર્તાતું નથી એ સ્થિતિમાં ઇષ્ટ પદાર્થોથી દૂર રહેવું એ દુઃખગર્ભિત વૈરાગ્ય છે. પરંતુ જ્યાં એ પદાર્થોના ત્યાગની પ્રતિજ્ઞા કરવામાં આવે છે અને તે પ્રતિજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ પણ થાય છે એટલે ત્યાંથી દુઃખગર્ભિતપણું ઊડી જાય છે પછી વૈરાગ્યને માર્ગે જે પ્રવૃત્તિ થાય, સાધુત્વને માર્ગે જે પ્રવૃત્તિ થાય તે પ્રવૃત્તિ અથવા તે સાધુતાને આપણે કોઈપણ રીતે દુઃખગર્ભિત વૈરાગ્ય કહી શકતા નથી.

### કોણિક અને ચેડા મહારાજા.

મગધનરેશ શ્રેણિક મહારાજ અને ચેડા મહારાજાનો પ્રસંગ અહીં વિચારવાની ખાસ જરૂર છે. ચેડા મહારાજને ઘણી પુત્રીઓ હતી, તેમાં ચેલણા અત્યંત સ્વરૂપવતી હતી. શ્રેણિક મહારાજ પોતાના પુત્ર અભયકુમારની સહાયતાથી ચેલણાને પરણી શક્યા હતા. શ્રેણિક મહારાજને ચેલણાથી હલ્લ, વિહલ્લ અને કોણિક એવા ત્રણ પુત્રો જન્મ્યા હતા. મહારાજા શ્રેણિકનો રાજમુકુટ શ્રેણિક પછી કોણિકને માથે મુકાયો હતો અને શ્રેણિકની એક દેવી મોતીની માળા તથા એક દેવી સિંચાણો હાથી રાજકુમાર હલ્લ–વિહલ્લને મળ્યા હતા. એ માળા પહેરવાની એક વખતે કોણિકની પત્નીને ઇચ્છા થઈ! હલ્લ–વિહલ્લ પાસે હાર માગ્યો. પણ તેમણે આપવાની ના પાડી દીધી અને તેથી હલ્લ–વિહલ્લને મહારાજા કોણિક સાથે વેર બંધાયું. કોણિકના ભયથી હલ્લ–વિહલ્લ પોતાના માતામહ ચેડા મહારાજને ત્યાં પહોંચી ગયા. કોણિકને ખબર પડી કે હલ્લ–વિહલ્લને મહારાજા ચેડાએ આશ્રય આપ્યો છે એટલે તે જ ક્ષણે મહારાજા કોણિકે ચેડા મહારાજને હલ્લ–વિહલ્લને પોતાને સોંપી દેવાનુ ફરમાન કર્યું પરતુ ચેડા મહારાજે આ ફરમાન સ્વીકારવાની ના પાડી અને તેમણે શરણે આવેલા હલ્લ–વિહલ્લને સોંપી દેવાની કોણિકને ના પાડી દીધી.

### ભયંકર વિશ્વયુદ્ધ !

કોણિકને આ વાતની માહિતી થતાં જ તેણે સૈન્ય લઈને ચેડા

મહારાજ ઉપર ચઢાઈ કરી. જૈન ઈતિહાસકારો કહે છે કે કોણિક અને ચેડા મહારાજ વચ્ચે થયેલી આ લડાઈ એવી ભયંકર હતી કે જેની ભયંકરતા જગતનું કોઈ પણ પ્રાચીન અર્વાચીન મહાયુદ્ધ તોડી શક્યું નથી ! અને એ યુદ્ધમાં જેટલો જનસંહાર થયો હતો તેટલો બીજા કોઈ પણ સંગ્રામમાં થવા પામ્યો નથી. આ યુદ્ધમાં ચેડા મહારાજ પરાજિત થયા હતા. વિજેતા થયેલા કોણિકને જય મળ્યો હતો પરંતુ તે જે દૈવી હાથી તથા દૈવી હાર લેવા માંગતો હતો તે તો લઈ શક્યો નહિ, કારણ કે યુદ્ધમાં હાથી મરણ પામ્યો હતો અને હાર દેવોએ લઈ લીધો હતો. ક્રોધે ભરાયેલા કોણિકે ચેડા મહારાજની રાજધાની વિશાલા નગરી (વિદ્યમાન અયોધ્યા)નો નાશ કરી નાંખ્યો.

આ સમયે ચેડા મહારાજના અઢાર મિત્રરાજાઓ પણ કોણિકના બળથી ભય પામી નાસી ગયા હતા અને કોણિકે ખંડિયેર કરેલી અયોધ્યા ઉપર પોતાનું વેર વાળવા હળે ગધેડાં જોડીને તે વડે આખી વિશાલાનગરી ખોદાવી નાખી હતી ! એક રાજાને માટે આ પ્રસંગ કાંઈ ઓછા સંકટનો ન હતો ચેડા મહારાજ આ દુઃખથી જ ગળે શિલા બાંધી ડૂબી મરવા માટે કૂવામાં પડયા હતા. અને આ પ્રચંડ સંકટ એક રાજાને માટે કાંઈ ઓછું ન હતું. આવા મહાસંકટમાં આવી પડેલા ચેડા મહારાજે જ્યારે જગત્‌ની નશ્વરતા જાણીને શ્રીમતી ભાગવતી દીક્ષાનો અંગીકાર કર્યો ત્યારે શાસ્ત્રકારોએ તે દીક્ષાને અને વૈરાગ્યને અનુમોદન જ આપ્યું હતું. આવા દુઃખી પ્રસંગે થયેલી દીક્ષાને પણ શાસ્ત્રકારોએ દુઃખગર્ભિત વૈરાગ્યની કોટિમાં દાખલ કરી દીધી ન હતી !

### આ દુઃખગર્ભિત વૈરાગ્ય નથી.

ચેડા મહારાજાનું આ કૃત્ય કેવું છે તેનો ફરી ફરી ખૂબ વિચાર કરો. છતાં આ વૈરાગ્યને પણ શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજાઓ દુઃખ-ગર્ભિત વૈરાગ્ય કહેતા નથી. ચેડા મહારાજાને તો દૈવી સહાય હતી. તેમનું એક પણ બાણ ખાલી ન જાય એવું તેમને દેવોએ વરદાન આપ્યું હતું. આમ છતાં તેમને અતિભયંકર સંકટો વેઠવાં પડયાં હતાં

અને તેને પરિણામે જ તેમણે દીક્ષા લીધી હતી. છતાં શાસ્ત્રકારો તેને દુઃખગર્ભિત વૈરાગ્ય કહેવાને તૈયાર થયા નથી અને આજના બહુબોલાઓ મોટા છાપમાસ્તર થઈ ગયા છે. તેઓ તરત કહી દે છે કે 'અમથાચંદે તો તે મરી ગયો એટલે દીક્ષા લીધી છે ને ? એ તો દુ:ખગર્ભિત વૈરાગ્ય છે.' જુઓ આ આજના પંડિતોની પ્રખર પંડિતાઈ ?

હવે અહીં વિચારો કે શાસ્ત્રકારોએ આ સ્થિતિમાં પણ ચેડા મહારાજના વૈરાગ્યને દુઃખગર્ભિત વૈરાગ્ય કેમ નથી કહ્યો ? શ્રીમાન્ ચેડા મહારાજાના આ કાર્યને દુઃખગર્ભિત વૈરાગ્ય એવું નામ શાસ્ત્રકાર મહારાજાઓ શા માટે નથી આપતા તેના મર્મનો જરા વિચાર કરો.

**ત્યાં ધર્મનો નિશ્ચય હતો.**

શ્રીમાન્ ચેડા મહારાજ ગળે શીલા બાંધીને મરણને માટે પડયા એ વાત તો સાચી છે. પરંતુ એમ કરતાં પહેલાં તેમણે વ્રતપચ્ચક્ખાણ કીધાં હતાં, પાપ વોસરાવવાનું કર્યું હતું. તેથી જ તેમણે કરેલા કાર્યને ધર્મતત્ત્વને જાણનારા શાસ્ત્રકાર મહારાજાઓએ દુઃખગર્ભિત વૈરાગ્ય કહ્યો નથી ! હવે તમે વિચાર કરો કે અહીં આત્મઘાતમાં અને ચેડા મહારાજની સ્થિતિમાં શું તફાવત છે ? તફાવત માત્ર એટલો જ છે કે ચેડા મહારાજ એમ ને એમ કૂવામાં પડયા ન હતા, પરંતુ વ્રતપચ્ચક્ખાણ, આલોચન, નિંદન, ગર્હન એ સઘળું કરી તત્પશ્ચાત્ જ તેમણે ઝંપાપાત કર્યો હતો. વ્રતપચ્ચક્ખાણની જે પ્રવૃત્તિ ચેડા મહારાજે કરી હતી તે જ કારણથી તેમનો વૈરાગ્ય દુઃખગર્ભિત ગણાયો ન હતો ! અર્થાત્ આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે વ્રત પચ્ચક્ખાણાદિની સત્પ્રવૃત્તિ એ દુઃખગર્ભિતપણાને ટાળનારી જ છે.

આજે જેઓ દુઃખગર્ભિતતાની વાતો કરે છે તેવાની મનઃસ્થિતિનો તમારે ખ્યાલ કરવાની જરૂર છે. કોઈ માણસ વ્રતપચ્ચક્ખાણમાં આવે છે એટલે તરત જ આજના ટીકાકારો ચાંદલો ચોડી દેવા તૈયાર જ છે ! સામાન્ય અવસ્થા હોય, રાજવૈભવ તો દૂર રહ્યો પણ સાધારણ દશા હોય, ખાધેપીધે સુખ હોય, બીજી કાંઈ દુરાવસ્થા ન હોય અને તે વિરતિ લે તો પણ આપણા બટકબોલા ટીકાકારો તરત તેને કપાળે

ચાંદલો કરી દેવા તૈયાર જ છે કે, અરે ! આ તો દુઃખગર્ભિત વૈરાગ્ય છે ! આ આજના ટીકાકારોના હાથમાં બિચારાઓની પાસે અંગુઠે કંકુ તો છે જ નહિ ? તેમની પાસે મેંશ તૈયાર છે. મેંશ અંગુઠે ભરેલી તૈયાર રાખે છે અને જ્યાં જરા કોઈનું કપાળ દેખાયુ કે આ ટીકાકારો તેને કાળો ચાંદલો કરી દેવાને તો બિચારા તૈયાર થઈને ઊભેલા જ હોય છે ! આવા ટીકાકારોએ ચાંદલો કરવાનું પોતાના ભલા માટે છોડી દે એમાં જ તેઓનું કલ્યાણ છે. પરંતુ ટીકાને જ જીવન માનનાર તેમને કોણ સમજાવી શકે ?

## તમારો ચાંદલો નકામો છે.

જેઓ ધર્મનિષ્ઠ છે, જેઓ ધર્મની આસ્થાવાળા છે, જેઓ ધર્મપ્રિય છે, તેવાના કપાળમાં પણ આવા ટીકાકારો મેંશનો ચાંદલો લગાવી દે છે, ત્યારે હવે દુઃખગર્ભિત વૈરાગ્ય કોને કહેવો તે સમજી લો. જે કોઈ દુનિયાદારીના કારણસર કંટાળ્યા છે, એ કંટાળાના દુઃખમાં પણ તેઓ દુનિયાદારીનું સુખ માની રહ્યા છે. છતાં એ સુખ પણ હિસાબમાં રહે નહિ, એટલે એ સુખથી દૂર રહેવાની પ્રવૃત્તિ આદરે એનું નામ તે દુઃખગર્ભિત વૈરાગ્ય છે. દુઃખમાં પણ જે આત્મહિતબુદ્ધિને ધારણ કરે છે. વ્રતપચ્ચક્ખાણની પ્રતિજ્ઞા કરે છે અને જિંદગીનો અંત લાવે છે તેવા પ્રસંગોને શાસ્ત્રકારો કદી પણ દુઃખગર્ભિત વૈરાગ્ય કહેતા જ નથી.

ચેડા મહારાજનું દૃષ્ટાંત અહીં ફરી વિચારજો. તેનું રાજ્ય જાય છે, સામ્રાજ્ય નષ્ટ થાય છે, અઢાર માંડલિક રાજાઓ ચાલ્યા જાય છે, પોતાની નગરી નષ્ટ થઈ ત્યાં ખેતર થાય છે અને તેથી તે ઝંપાપાત કરે છે છતાં ત્યાં વ્રતપચ્ચક્ખાણની પ્રવૃત્તિ થાય છે. એટલા જ કારણથી શ્રીમાન્ ચેડા મહારાજા દુઃખગર્ભિત વૈરાગ્યની કાળી ટીલીમાંથી બચી જાય છે.

## ત્યાં દુઃખગર્ભિત શબ્દ વાપર્યો છે કે ?

શ્રીમાન્ ચેડા મહારાજે મરવાનું શા માટે યોગ્ય માન્યું હતું તે વિચારો. દુઃખમય કારણોથી બચવાને માટે જ તેમણે મરવાનું

પસંદ કર્યું હતું. એ મરવાની વૃત્તિને આખું જગત પ્રીટકારી જ કાઢે અને તેમણે આપઘાત કર્યો હતો એમ જ કહેત! પરંતુ તેમ જ માથા ઉપરની કાળી ટીલીને બચાવી લીધી હોય તો તે એક માત્ર તેમણે કરેલી વ્રતપચ્ચક્ખાણાદિ પ્રવૃત્તિએ! આપણે ચેડા મહારાજના કૃત્યને સારું ગણીએ છીએ તેનું કારણ એ જ છે કે તેમણે ધાર્મિક પ્રવૃત્તિઓ આદરી હતી, ત્યારે આજે તો આપણે સાધુપણું લેનારને કપાળે જ ટીલું તાણવાને માટે તૈયાર બની જઈએ છીએ. આવા ટીકાકારને પૂછી તો જુઓ કે ભાઈઓ; કોઈ છોકરો નાપાસ થઈને કૂવામાં કે દરિયામાં પડયો હોય તેમને તમે કદી દુઃખગર્ભિત વૈરાગ્ય કહ્યો છે ખરો? કદી નહિ!!

### નસારા જેવા બધા નથી.

સ્ત્રીઓ ખૂણો પાળે છે, ન્યાતજાતમાં જવા–આવવાનું છોડી દે છે અને મિષ્ટાન્ન આદિનો ત્યાગ કરે છે તેને તમે દુઃખગર્ભિત વૈરાગ્ય કહેવાને તૈયાર નથી પરંતુ જો કોઈએ વ્રત લીધું કે કોઈએ સાધુતા ધારણ કરી તો તરત જ તેના કપાળમાં દુઃખગર્ભિતતાનું ટીલું કરવાને માટે આપણા અંગુઠે મેંશ તૈયાર હોય જ! કોઈ વ્રત ન લે તો તેને તમારે મેશનો ચાંદલો કરવો નથી. કોઈ સ્ત્રી ધણી સાથે લડીને કૂવામાં પડે તેને તમે દુઃખગર્ભિત કહેતા નથી પરંતુ જો કોઈએ વ્રતપચ્ચક્ખાણની પ્રવૃત્તિ હાથ ધરી કે ટીકાકારોનો ડાઘિયો હાથ કાળી ટીલી કરવાને તૈયાર જ છે! તમારે તો પ્રયોજન જ ન હોય તો પણ દુઃખગર્ભિતની કાળી ટીલી કરવી છે ત્યારે શાસ્ત્રકારો તો વિવેકવૃત્તિ રાખીને પણ એ કાળી ટીલીમાંથી બચાવી લે છે!

### ચોકખું મિથ્યાત્વ.

ચેડા મહારાજાને જે સંકટ પડયું તેવું સંકટ તમારા તો ખ્યાલમા પણ આવી શકે તેવું નથી. તમારી કલ્પનામાં પણ એ વાત આવી શકવાની નથી કે એમને પડેલું સંકટ અને એમનું થયેલું અપમાન કેવું ગંભીર હતું અને આવા પ્રચંડ સંકટથી પ્રેરાઈને જ ચેડા મહારાજ આત્મત્યાગ કરવા પ્રેરાયા હતા! છતાં તેમણે વ્રતપચ્ચક્ખાણાદિમાં

પ્રવૃત્તિ કરી હતી એટલે જ તેમનું કાર્ય દુઃખગર્ભિતપણાની કોટીમાંથી બહાર નીકળી ગયું હતુ.

હવે અહીં ખૂબ વિચારજો કે સંકટથી પ્રેરાઇને આત્મવિસર્જનને માટે પ્રેરાયા હતા છતાં જેમણે વ્રતપચ્ચક્ખાણાદિની પ્રવૃત્તિ કરી હતી તે દુઃખગર્ભિતાવસ્થામાંથી બચી ગયા હતા, તો પછી સંસારી સંકટોના લીધે જ જે ચોથું વ્રત લે અર્થાત્ બ્રહ્મચર્યવ્રત લે, પૌષધ કરે, સામાયિક કરે અને સાધુતા ગ્રહણ કરે તેને તમે કેવી રીતે દુઃખગર્ભિત વૈરાગ્ય કહી શકો? અને જો તમે આવાં વચનો કહી જ દો તો એ તમારું મિથ્યાત્વ જ છે કે બીજું કાંઈ?

### મહારાજા સનત્કુમાર.

ફારસી ભાષા ન જાણકારો ફારસી ભાષાનો કાગળ વાચવાનો ઢોંગ કરે તો તેવાં ઢોંગીને તમે દંભી કે પાગલ કહી દો તો પછી આપણે પણ દીક્ષા અને વૈરાગ્યરૂપી પરભાષારૂપ પરમધર્મોને સમજ્યા વિના તેના ઉપર પણ છાપ મારી આપીએ તો એમાં પણ આપણી મૂર્ખાઈ અને દંભશીલતા જ વિદ્યમાન રહેલી છે, એમ કહી શકાય કે બીજું કાંઈ? હવે એ જ માર્ગે આગળ વધીને સનત્કુમાર મહારાજાનું આખ્યાન તપાસો.

ઇંદ્ર મહારાજા પોતાની સભામાં મનુષ્યલોકમાં રહેલ સનત્કુમાર ચક્રીનું રૂપ વખાણે છે. તેમાં શ્રદ્ધા ન રાખનારા કોઈક દેવતા તેનું રૂપ પ્રત્યક્ષ જોવા આવે છે. આ વખતે સનત્કુમાર ચક્રી નાહવા માટે તૈયારી કરે છે, લૂગડાં તથા આભૂષણ ધારણ ન કર્યાં હોવા છતાં ઇંદ્ર મહારાજાએ જેવું વર્ણન કર્યું હતું તેથી પણ અધિક રૂપ તે દેવોએ નિહાળ્યું સનત્કુમાર ચક્રીએ દેવોને પૂછયું કે 'કેમ અવાગમન થયું છે?' જવાબ મળ્યો કે, 'આપનું રૂપ મનોહર સાંભળી તે જોવા માટે આવ્યા છીએ.' ત્યારે સનત્કુમાર ચક્રીએ કહ્યુ: 'જે વખતે રાજ્યાસન ઉપર મુકુટ, આભૂષણ અને વસ્ત્ર પહેરીને બેસું ત્યારે જોવા આવો તો બરોબર રૂપની ખાત્રી થશે' ત્યાર પછી દેવતાઓ રાજસભામાં જોવા આવ્યા. ચક્રી ત્યાં પાન ખાઇને બેઠા હતા. ચક્રીએ પાનની

પીચકારી કરી તેમાં ઘણાં જ જંતુઓ દેવતાના જોવામાં આવ્યાં. તે જોઈ દેવતાઓનાં મોં ફરી ગયાં. ચક્રીએ પૂછ્યું: 'કેમ ?' પછી દેવતાઓએ સાચી હકીકત કહી. આ રીતે પોતાના શરીરમાં જંતુઓ થયાં છે તે જાણી, શરીરાદિકની અસારતા જાણી વૈરાગ્યવાળા થયા અને રાજ્ય, રાણી, ઋદ્ધિ, વગેરે છોડી છ ખંડના સ્વામીએ રોગી અવસ્થામાં ચારિત્ર ગ્રહણ કર્યું.

### આવી દીક્ષા પણ માન્ય રહી છે.

એ સનત્કુમાર મહારાજા જ્યારે રોગી અવસ્થાને પામ્યા અને શરીરે કીડા પડયા, ત્યારે તેમણે રાજપાટનો ત્યાગ કરીને દીક્ષા લીધી હતી. સનત્કુમાર મહારાજાએ રોગીપણામાં દીક્ષા લીધી હતી તે ઉપરથી એવી શંકા આવશે કે રોગી અવસ્થામાં દીક્ષા ન આપવી એવો શાસ્ત્રનો નિર્ધાર છે અને સનત્કુમાર મહારાજાએ તો રોગીપણામાં દીક્ષા લીધી હતી તો પછી એ દીક્ષા અયોગ્ય દીક્ષા કહી શકાય ખરી કે નહિ ? મહાત્મા સનત્કુમારને માત્ર સાદો તાવ કે ઉધરસ ન હતી. તેને સાધારણ રોગ ન હતો પરંતુ કુષ્ઠ જેવો મહાભયંકર રોગ લાગુ પડેલો હતો, રોમેરોમે કીડા પડેલા હતા અને કીડા ખદબદતા હતા, પાસે ઊભા રહેનારને પણ તેના શરીરમાંથી દુર્ગંધી પસરતી જણાતી હતી. આના કરતાં તે વળી બીજો મહાભયાનક રોગ કેવો હોય ? આવા મહાભયંકર રોગીએ દીક્ષા લીધી તો પણ શાસ્ત્રકારોએ તે દીક્ષાનો વિરોધ નથી જ કર્યો.

### સનત્કુમારનો દેવલોકવાસ.

તમે એ વાત તો સારી રીતે જાણો છો કે ચક્રવર્તી મરણ પામે છે એટલે તે નરકે જ જાય છે, એ જ પ્રમાણે સનત્કુમાર પણ ચક્રવર્તી હતા એટલે તે મરીને સ્વર્ગે નહિ પરંતુ નરકે જ જવા જોઈએ, છતાં સનત્કુમારના સંબંધમાં તેવું બનતુ હોય એમ આપણે જોયું નથી. જ્યારે સનત્કુમારે કાળ કર્યો ત્યારે તેઓ નરકે નથી ગયા, પરંતુ દેવલોક પામ્યા છે. હવે જો તેમણે અંગીકાર કરેલી દીક્ષા એ અયોગ્ય દીક્ષા જ હોત અને તે પાપસ્વરૂપ જ હોત તો તેનું એ જ પરિણામ આવત કે સનત્કુમાર મહારાજા નરકમાં જ ગયા હોત ! સનત્કુમારે

લીધેલી દીક્ષાને અયોગ્ય દીક્ષા માનીએ તો તેમણે ગ્રહણ કરેલું સાધુપણું એ પણ અસાધુતારૂપ જ ઠરે છે, અને તેમણે લીધેલી સાધુતા એ સાધુતા જ ન હોય તો તેઓ ચક્રવર્તી તરીકે કાયમ છે અને જ્યાં તેઓ ચક્રવર્તી તરીકે જ કાયમ છે એટલે તેઓ કાળ કરીને નરકમાં જ જવા જોઈએ. એવું સ્પષ્ટ અને સાધારણ બુદ્ધિથી સમજી શકાય એવું છે.

### વસ્તુ અને વિરતિ.

હવે સનત્કુમારના સંબંધમાં શાસ્ત્ર શું કહે છે તે જુઓ. શાસ્ત્ર કહે છે કે તેઓ કાળ કરીને નરકે ગયા ન હતા પરંતુ દેવલોકને પામ્યા હતા! સનત્કુમારના આ દૃષ્ટાંત ઉપરથી સ્પષ્ટ થાય છે કે વિરતિની અયોગ્યતા અને વસ્તુની અયોગ્યતા એ બંને ભિન્ન વસ્તુ છે, અને જેઓ વિરતિ અને વસ્તુની ભિન્ન સ્વરૂપે નથી સમજી શકતા તેવા અણસમજુઓ વિરતિની અયોગ્યતાને વસ્તુની અયોગ્યતામાં લઈ જાય છે!

આ વસ્તુ સ્પષ્ટપણે સમજવાને માટે આપણે એક ઉદાહરણ લઈએ. શાંતિલાલભાઈના હાથમાં મહોર છે. તેમના હાથમાંથી એ બીજો કોઈ માણસ ઝૂંટવી લે છે અને નાસવા માંડે છે. આથી શાંતિલાલ પણ તેની પાછળ પડે છે અને તે પેલા માણસને પકડી પાડીને તેના હાથમાંથી મહોર ઝૂંટવી લે છે હવે આ ઉદાહરણનો બહુ જ સ્થિરચિત્તે અને તર્કપૂર્વક વિચાર કરો.

### વસ્તુ અને વિરતિને જુદા રાખો.

શાંતિલાલ અને કાંતિલાલ બન્નેય એકબીજાના હાથમાંથી મહોર ઝૂંટવી લઈને નાસે છે. બન્નેય જણા મહોર ઝૂંટવી લે છે માટે તે બંનેય મહોર ઝૂંટવી લેનાર ચોર છે એવું આપણે આ ઉદાહરણમાં કદી પણ કહી શકવાના નથી. શાંતિલાલ પણ મહોર ઝૂંટવી લે છે એ વાત સાચી છે. પરંતુ તે પોતે મહોરનો માલિક હોવાથી તેને માથે આપણે ચોરીનો આરોપ મૂકી શકતાં નથી.

આ જ દૃષ્ટિએ વિરતિ માટેની અયોગ્યતાને શાસ્ત્રે વસ્તુની અયોગ્યતા માની લીધી જ નથી. એ જ દૃષ્ટિએ શાસ્ત્રકારે આ ઉદાહરણની પણ વિચારણા કરેલી છે.

**દીક્ષા એ શાસ્ત્રશુદ્ધ છે.**

સનત્કુમાર રોગી હતા, ભયંકર રોગી હતા, રૂંવાટે રૂંવાટે તેને રોગ હતો. આખું શરીર રોગથી ખદબદી ગયેલું હતું. છતાં તેમણે દીક્ષા લીધી છે. તે શાસ્ત્રકારોએ ખુલ્લી રીતે અને કોઈપણ જાતના અપવાદ વિના જ માન્ય રાખી છે. સનત્કુમારની આ દીક્ષાને આપણે જો સાચી દીક્ષા ન માનીએ તો તેમનું સાધુપણું પણ મિથ્યા છે, અને તેમ થાય તો પરિણામ એ જ આવે કે કુદરત તેમને દેવલોકે જવા જ ન દે! પરંતુ કુદરત તેને દેવલોકે જવા દે છે. એટલા જ ઉપરથી સ્પષ્ટ થાય છે કે તેમનું સાધુપણું એ કુદરતે જ માન્ય રાખેલું છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વિરતિ અને વસ્તુ એ બંને જુદા જ પડે છે. હવે આ વાત બાજુ પર રાખો અને આપણી વિચારણા આગળ ચલાવો, કે સનત્કુમારે શરીરમાં ભયંકર રોગો થવાથી, કીડાથી આખું શરીર ખદબદી ઉઠેલું હોવાથી, રોમે રોમે તેને કીડા પડેલા હોવાથી તેમણે વૈરાગ્ય લીધેલો, તો પછી તેનો આ વૈરાગ્ય તે દુ:ખગર્ભિત વૈરાગ્ય ખરો કે નહિ?

**ધર્મબુદ્ધિ હોય ત્યાં શુદ્ધતા છે.**

તમારી આ શંકાનો જવાબ શાસ્ત્રકારો સ્પષ્ટ નકારમાં જ આપી દે છે. તેઓ સાફ સાફ જણાવી દે છે કે આ દુઃખગર્ભિત વૈરાગ્ય નથી. તમે દુઃખગર્ભિતની છાપ મારવા માટે તમારી પાસે મેંશનો દાબડો તૈયાર રાખી જ મૂકયો છે. પરંતુ શાસ્ત્રકારોની પ્રચંડ શક્તિ આગળ અહીં તમારી મેંશ ઓગળી જાય છે. શાસ્ત્ર તો આ સંયોગમાં પુકારી પુકારીને સ્પષ્ટપણે કહે છે કે દુઃખગર્ભિતપણું તેનું જ નામ છે કે જ્યાં ધર્મની બુદ્ધિ એક અંશ પણ હોતી નથી. એ સિવાય જ્યાં ધર્મબુદ્ધિ છે, ત્યાં પણ જો તમે છાપ મારવા જાઓ, તો તમારી એ છાપ મિથ્યા ઠરે છે.

જેમાં કર્મથી બચવાનો સંસ્કાર જ નથી, જેમાં વ્રત પચ્ચક્ખાણાદિનું અસ્તિત્વપણું જ નથી, જેમા ધર્મની લેશમાત્ર પણ બુદ્ધિ નથી. તેવી જ વસ્તુને દુઃખગર્ભિતનું નામ આપી શકાય છે. સઘળે સ્થળે આપણે દુઃખગર્ભિતનું નામ આપવા જઈએ તો તે કોઈપણ રીતે યોગ્ય ઠરવા પામતું જ નથી. પરંતુ એવી પ્રવૃત્તિ મિથ્યાત્વમાં જ પરિણમે છે.

### તમારો સિક્કો ખોટો છે.

હવે એવો પ્રશ્ન સહેજે ઉદ્દભવે છે કે આવા સંયોગોમાં દીક્ષા લઈ સાધુપણું લેનારને પણ જો દુઃખગર્ભિત વૈરાગ્યની કોટીમાં આપણે નથી મૂકી શકતા, તો પછી કયા સાધુને આપણે દુઃખગર્ભિત વૈરાગ્યની કક્ષામાં દાખલ કરી શકીએ છીએ ? જે સાધુ વ્રત પચ્ચક્ખાણ આદિમાં કાંઇ જ સમજતો ન હોય, જે સાધુ આત્મકલ્યાણમાં કાંઇ પણ ન સમજતો હોય, જેનામાં ધર્મબુદ્ધિ જ ન હોય તેવા સાધુનો વૈરાગ્ય તે જ માત્ર દુઃખગર્ભિત વૈરાગ્ય કહી શકાય છે. આ સઘળી ચર્ચા ઉપરથી સ્પષ્ટ થાય છે કે-જેમાં ધર્મ, ધર્મબુદ્ધિ અને વ્રત પચ્ચક્ખાણાદિનું અસ્તિત્વ જ નથી, તેવા વૈરાગ્ય એ દુઃખગર્ભિત વૈરાગ્ય છે અને જ્યાં કર્મપાશમાંથી છૂટવાની, વ્રત પચ્ચક્ખાણના આચરણની અથવા તો ધર્મની વૃત્તિ રહેલી છે, તે દુઃખગર્ભિત વૈરાગ્ય નથી. આ વસ્તુને આપણે સમજતા નથી. પરંતુ આપણે તો એક સિક્કો બનાવી રાખ્યો છે અને તે જ જ્યાં ત્યા મારતા જઇએ છીએ.

## ૪. મોહગર્ભિત વૈરાગ્ય.

### મોહગર્ભિતની છાપ પણ ખોટી છે.

કંકોતરી હોય કે કાળોતરી હોય, પરંતુ તે કશાનો ભેદ જોયા વિના અજ્ઞાન ટપાલી જેમ કાળો સિક્કો બધે જ મારતો જાય છે, તે જ પ્રમાણે તમો પણ આ દુઃખગર્ભિતપણાનો સિક્કો વગર જાણે દીધે રાખો છો !! જેમ દુઃખગર્ભિત વૈરાગ્ય એવો ખોટો પ્રયોગ આપણે વારંવાર થતો સાંભળીએ છીએ, તે જ પ્રમાણે મોહગર્ભિત

વૈરાગ્ય એ શબ્દનો પ્રયોગ પણ વારંવાર ખોટી રીતે થતો આપણે જોઈએ છીએ. મોટો ભાઈ ધર્મની પ્રબળ આકાંક્ષાથી દીક્ષા લે અથવા તો બાપ ધર્મની પ્રબળ વૃત્તિથી દીક્ષા અંગીકાર કરે, અને તેનું જોઇને તેનો નાનો ભાઈ અથવા તો દીકરો દીક્ષા લે, તો તરત જગત તેને કહી દેશે કે 'એ તો મોહગર્ભિત વૈરાગ્ય છે !' આ પ્રમાણે આપણે સિક્કાઓને બહુ સસ્તા બનાવી રાખ્યા છે અને જ્યાં કાંઈક આપણે વિચારપૂર્વક ન કરી શકીએ એવી ભવ્ય વસ્તુ જોઈ કે આપણી નિર્બળતા છુપાવવા આપણે તૈયાર કરી રાખેલો સિક્કો ત્યાં મારી દઈએ છીએ.

### છાપનો દુરૂપયોગ.

હવે મોહગર્ભિત વૈરાગ્ય કેવો હોઈ શકે તે સમજો. જ્યાં મિથ્યાત્વ પ્રસરેલું છે જ્યાં મિથ્યાત્વની જ ક્રિયા સદા સર્વદા ચાલે છે, તેના જ સંસ્કાર અને ક્રિયાને યોગે મિથ્યાત્વની માન્યતાએ સંસ્કારથી જે છૂટવું તેનું જ નામ મોહગર્ભિત છે. મોહ એટલે શું ? તેનો અર્થ પહેલો સમજો. એક ગૃહસ્થ સામાયિક કરવા બેઠો હોય, તેને સામાયિક કરવા બેઠેલો જોઇને તે ગૃહસ્થની પત્નીને અથવા તો તેના નાનાભાઈને સામાયિક કરવાની વૃત્તિ થાય અને તેઓ સામાયિક કરવા બેસી જાય, એ મોહગર્ભિતપણુ નથી જ ! મોહનો અર્થ તો મિથ્યાત્વ એવો થાય છે. એ મિથ્યાત્વની પરંપરાના યા દેખાદેખીના સંસ્કાર દ્વારાએ પંચાગ્નિ તપ આદિ જે કરવામાં આવે છે તેનું નામ મોહગર્ભિતતા છે. મોહગર્ભિતતા અને દુઃખગર્ભિતતાના સિક્કા આપણે કેટલા બધા બેદરકારીથી અને ખોટી રીતે વાપરી રહ્યા છીએ, તે આ ઉપરથી સ્પષ્ટપણે જણાઈ આવે છે.

## ૫. જ્ઞાનગર્ભિત વૈરાગ્ય

### આત્માની રખડપટ્ટી.

ત્યારે હવે સહજ એવો પ્રશ્ન થશે કે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કોને કહેવો જોઈએ ? આત્મા આ સંસારમાં શા માટે રખડે છે એનો વિચાર કરો. આત્મા આ સંસારમાં રખડે છે તેનું કારણ કર્મ

છે, આત્મા કર્મ કરીને આ જગતમાં રખડચા જ કરે છે, ‘આત્માનો એ રખડપાટ બંધ પાડવા માટે કર્મનો ક્ષય કરવાની જરૂર છે’ આવી ભાવનાપૂર્વકનો જે વૈરાગ્ય છે તે જ એક માત્ર જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે. જ્ઞાનગર્ભિત વૈરાગ્યમાં એક તો જીવની શ્રદ્ધા હોવી જોઇએ. બીજું કર્મ અને કર્મબંધન જ આત્માને આ સંસારમાં રખડાવે છે ઇત્યાદિ સઘળી વસ્તુઓ સહિત કર્મની શ્રદ્ધા હોવી જોઇએ. ત્રીજું કર્મને લીધે આત્મા આ સંસારમાં રખડે છે, એ રખડપટ્ટી ટાળવાનો માર્ગ તે વિરતિ અને તપશ્ચર્યા છે, માટે વિરતિ અને તપસ્યા કરવાં જોઇએ એટલી બુદ્ધિ અને માન્યતા આ સઘળી વસ્તુઓ જ્યાં હોય, તેવા સઘળા વૈરાગ્યો જ્ઞાનગર્ભિત વૈરાગ્યની કોટીમાં આવી જાય છે.

**વિચિત્ર મનોવૃત્તિ.**

આજની આ જગતની પ્રવૃત્તિ તો એવી જ દેખાઈ આવે છે કે આપણે મોહગર્ભિત, દુઃખગર્ભિત ઇત્યાદિ શબ્દો સ્થળે સ્થળે વાપરીએ છીએ, પરંતુ જ્ઞાનગર્ભિત શબ્દ વાપરતાં લોકોનાં માથાં ફરી જાય છે! જેમણે પૌદ્ગલિક સુખોથી છલોછલ ભરેલા આ જગતને મિથ્યા ગણ્યું, જેણે આત્માનો વૈભવ એને જ સારો માન્યો અને એ વૈભવની ખાતર જ જેમણે સંસારનો પરિત્યાગ કરી પરમપ્રતાપી શીતલશાન્તિકર એવો વૈરાગ્ય ધારણ કર્યો, તેવા સાધુઓના વૈરાગ્યને માટે જ્ઞાનગર્ભિત શબ્દ વાપરતાં પણ આપણું માથું દુઃખે છે. સંસારનો પાર સાધવા વ્યવહારનો ત્યાગ કરીને સાધુ થયા તેમને માટે જ્ઞાનગર્ભિત વિશેષણ બોલી શકાતું નથી. પરંતુ પળે પળે જેનાથી અપમાન થતું હોય. છતાં તેની પાસેથી પણ કાંઈ ઝરતું હોય અગર કાંઈ દ્રવ્ય ઝરતું ન હોય, તો તેવાને માટે આપણે ઝપાટાબંધ બોલી દઈએ છીએ કેઃ ‘મહેરબાન સાહેબ!’ જનતાની આ ભયાનક મનોવૃત્તિ કેવી વિચિત્ર છે? તેનો જરા ખ્યાલ કરો.

**સુસાધુતા માટે શું જરૂરી છે?**

રાજાને ત્યા જે પુત્ર અવતરે છે, તે પુત્ર રાજપુત્ર થવાને યોગ્ય છે કે કેમ તે આપણે તપાસતા નથી. રાજાને ત્યાં અવતરેલો પુત્ર

ભૂતકાળમાં – ગયા જન્મમાં પાપ કરવાવાળો હતો કે પુણ્ય કરવાવાળો હતો તે આપણે જોતા નથી. તેની પાસે આગલા જન્મમાં પૈસા-ટકા હતા કે તે ભિખારી હતો તે કોઇ તપાસતું નથી. તેના આગલા ભવના માબાપ કુળશીલ હતા કે નીચ હતા તે કોઈ જોતું નથી, એ જ પ્રમાણે તે રાજગાદીએ બેસીને ભવિષ્યમાં રાજાના ગુણોને યોગ્ય નીવડશે કે કેમ તે પણ આપણે જોતા નથી. વર્તમાનમાં પણ તેના શરીરમાં ખોડખાપણ હોય તો તેને પણ આપણે ધ્યાનમાં લેતા નથી, પરંતુ તે રાજાને ત્યાં અવતરેલો છે એટલા ઉપરથી જ આપણે તેને રાજકુમાર કહીએ છીએ અને તેનો વર્તમાન, ભૂત કે ભવિષ્યકાળ આપણે જોતા નથી. જેમ રાજાને ત્યાં જન્મ એ જ રાજપુત્રત્વ માટેની યોગ્યતા છે, તે જ પ્રમાણે વ્રત પચ્ચક્ખાણ આદિની ક્રિયા એ જ સુસાધુતા માટેની યોગ્યતા છે.

### જ્યાં ધર્મભાવના છે, ત્યાં શુદ્ધ સાધુત્વ છે.

રાજાને ત્યાં જે જન્મે છે તે રાજકુમાર છે, પછી તે ભૂતકાળમાં ગમે તેવો હોય, તે જ પ્રમાણે જેનામાં ધર્મની ભાવના છે, જે કર્મરૂપી ઘોરશત્રુના પાશમાંથી છૂટવાને માટે જ ત્યાગી થયો છે અને જે વ્રત પચ્ચક્ખાણ આદિમાં જોડાએલો છે તે પણ પૂર્વાશ્રમમાં દુઃખી હતો કે સુખી, તેનો બાપ કે બાયડી મરી ગયાં હતાં કે નહિ અથવા તો તેણે વેપારમાં ખોટ ખાધી હતી કે નફો કર્યો હતો અને તેમાંના કયા કારણથી પ્રેરાઇને તેણે સાધુત્વ ગ્રહણ કર્યું હતું એ બધું આપણે જોવાનું નથી જ. જેનામાં સાધુત્વવસ્થામાં વ્રત પચ્ચક્ખાણાદિ રહેલાં છે, જેનામાં ધર્મબુદ્ધિ છે અને કર્મપાશથી છૂટવાની આશાએ જેમણે સાધુતા ગ્રહણ કરેલી છે; એવા સઘળા પ્રસંગો દ્વારાએ દૃશ્યમાન થતું સાધુત્વ એ સુસાધુત્વ જ છે અને એવા સાધુત્વને સમર્પાયેલી શ્રીમતી ભાગવતી દીક્ષા એ સુયોગ્ય દીક્ષા હોઈ, તેની ભૂમિકા રૂપે પ્રવર્તતો વરાગ્ય એ અવશ્યમેવ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય જ છે.

### અહીં પૂર્વાશ્રમ ન જોવાય!

જે આત્મા વ્રત પચ્ચક્ખાણ આદિમાં ઊતર્યો છે તે આત્મા

પૂર્વાશ્રમમાં પૈસાવાળો હતો કે ગરીબ હતો એ જોવાની જરૂર જ રહેતી નથી. તમે જુઓ છો કે એ તદ્દન દરિદ્ર એવો ભિખારી હોય અને તે દીક્ષા ગ્રહણ કરે તો ચક્રવર્તી સુદ્ધાં તેને નમે છે. અહીં જો પૂર્વાશ્રમની રિદ્ધિ એ જ શાસ્ત્રીયતા અને વ્યવહાર હોય તો ભિખારી સાધુને ચક્રવર્તી કદાપિ વંદન ન જ કરત! પરંતુ આપણે જોઈએ છીએ કે વ્યવહાર તેવો નથી. એટલા પરથી એ સિદ્ધ થાય છે કે પૂર્વાશ્રમની રિદ્ધિ અથવા દરિદ્રતા જોવાની જરૂર જ નથી! પહેલા ભવમા ભિખારી હોય, અરે! પહેલા ભવની વાત દૂર રહી, પરંતુ ગોવાળિયાને રાજા દત્તક પુત્ર ઠરાવીને રાજપુત્ર તરીકે સ્વીકારી લે એટલે પછી આપણે તેની પૂર્વાશ્રમની રિદ્ધિ ન જોતાં તેને સલામો જ ભરવા માંડીએ છીએ.

**સાચો મોક્ષમાર્ગ.**

જેમ રાજપુત્ર તરીકે દત્તક આવેલો પહેલાં રિદ્ધિવાળો હોય કે નહિ તે આપણે જોતા નથી, તે જ પ્રમાણે ધર્મક્ષેત્રમાં પણ પહેલાંની અવસ્થા જોડેનો કશો જ સંબંધ નથી. જેને ધર્મ પ્રિય છે, જેની ધર્મમાં વૃત્તિ છે અને ધર્મમાં જ જે કલ્યાણ માને છે તેને તો એ જોવાની જરૂર જ નથી કે આ સાધુ થએલો મહાત્મા સાધુ થયા પહેલાં ઝવેરી બજારમાં બેસીને હીરા વેચતો હતો કે માથે ડબ્બો મૂકીને ઘાસલેટની ફેરી કરતો હતો. તે તો તેની વિદ્યમાન જ્ઞાનપ્રિય એવી સાધુ અવસ્થાને જ નિહાળે છે અને એ જ્ઞાનરુચિને જોઈ તેના પરમ પ્રતાપી વિજયી વૈરાગ્યને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય તરીકે જ કબૂલ રાખે છે. આ જ કારણથી ધર્મશાસ્ત્રવેત્તા એવા મહાત્માએ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એને જ મોક્ષનો માર્ગ કહ્યો છે. પરંતુ ઋદ્ધિ, યશ અને પરિવાર એને મોક્ષમાર્ગ કહી દીધો નથી. શું શાસ્ત્રકારનાં વચનોની આ ગૂઢતા તમે કદી વિચારી છે?

**તરવાર લઈને ઊભેલા અભયસ્વામી.**

જેમ વ્યવહારમાં આ ભવની દશા જોવામાં આવે છે અને તેના પહેલાંના ભવો જોવામાં આવતા નથી, તે જ પ્રમાણે ધર્મના ક્ષેત્રમાં પણ વિદ્યમાન અવસ્થા જ જોવામાં આવે છે, આગલી પાછલી અવસ્થાઓ

જોવામાં આવતી નથી આ વસ્તુ તમે બરાબર સમજો. પ્રભવસ્વામી પૂર્વાવસ્થામાં કેવા હતા ? પાછળથી આખા સંઘની દોરી તેમને કેમ સોંપાઈ તે તમારા ખ્યાલમાં સારી રીતે આવી હશે.

ચરમ કેવળ જંબૂસ્વામી ગૃહસ્થપણામાં શ્રેષ્ઠ પુત્ર હતા. તેમનો દીક્ષા લેવાનો નિર્ધાર થયો, એટલે તે નિર્ધાર તેમણે માતાપિતાને જણાવ્યો. માતાપિતાએ જંબૂસ્વામીને દીક્ષા લેવાને માટે મહામુસીબતે મંજૂરી આપી. આ વખતે જંબૂસ્વામીની ભાવિ આઠ પત્નીઓને એ વાતની ખબર પડી. પતિ લગ્ન પછી બીજે જ દિવસે દીક્ષા લેશે એ જોખમ વેઠીને પણ તેમની આઠેય પત્ની તેમની સાથે પરણી. પરણ્યા પછીની પહેલી રાતે એક ઓરડામાં જંબૂસ્વામી બેઠા હતા. અને તેમની આઠેય પત્ની તેની સામે બેઠી હતી. એ આઠેય પત્નીઓ જંબૂસ્વામીને સંસારાસક્ત થવાનો ઉપદેશ આપતી હતી અને જંબૂસ્વામી તેમને દીક્ષાનો પ્રતિબોધ આપતા હતા એ વાત જે ઓરડામાં ચાલતી હતી તેની સમીપના જ ઓરડામાં પ્રભવ નામનો ૫૦૦ ચોરનો સ્વામી તરવાર લઈને ઊભો હતો અને તેમના સાથીઓ ત્યાંની માલ–મિલકતનાં પોટલાં બાંધી રહ્યા હતા ! પેલા ઓરડામાં જંબૂસ્વામી પોતાની પત્નીઓને ત્યાગનો જે ઉપદેશ આપી રહ્યા હતા, તેના શબ્દો પ્રભવને સંભળાતા હતા અને જેમ જેમ એ શબ્દો પ્રભવ ચોર સાંભળતો ગયો તેમ તેમ તેનું હૈયું ત્યાગને માર્ગે ઢળ્યું !

જ્યાં પેલા ચોરો રત્નો વગેરે બાંધીને બહાર જવા લાગ્યા કે તેમના ચરણો જ જાણે ત્યાં થંભી ગયા !! પ્રભવનું હૃદય જંબૂસ્વામીના ઉપદેશામૃતથી દ્રવી ઊઠ્યું અને પ્રભવ ચોર વિચાર કરવા લાગ્યો કે “જે ધન રાતદિવસ ઉજાગરા કરી જીવ કે જાનની પણ હું દરકાર કરતો નથી તેવું ધન તથા આવી સુંદર સ્ત્રીઓ તો આ મહાત્મા પાસે છે, છતાં તે સર્વ છોડી દે છે, તો મારે આવું ધન ચોરીને શું કામ છે? તરત જ તેમણે જંબૂસ્વામીની પાસે જઇ પોતાનો મનોભાવ જણાવી દીધો કે ‘મહારાજ ! હું પણ આપની સાથે ચારિત્ર લેવા માગું છું” અને તે જ ક્ષણે જંબૂસ્વામી, પ્રભવસ્વામી, તેમના

પાંચસો સાથીઓ, જંબૂસ્વામીની આઠ પત્નીઓ અને તે સઘળાનાં માતાપિતાઓ એ બધાંએ મળીને ને જ ક્ષણે પાંચસો સત્તાવીશ માણસોએ દીક્ષા લીધી !

### પૂર્વાશ્રમ આડે ન આવ્યો.

એ પ્રભવસ્વામી તે પૂર્વાશ્રમના મહાન્ તસ્કર ! અરે ! મોટામાં મોટા ધાડપાડુ અને જબરા લૂંટારા ! નગરના કે ઘરના દરવાજા બંધ કર્યા હોય તો પણ પોતાની તાલોદ્ઘાટિની વિદ્યાના પ્રભાવથી તેઓ બંધ દરવાજા ખોલી નાંખી શકતા હતા અને નગરમાં તથા રાજભવનમાં પ્રવેશ કરી શકતા હતા. વળી પોતે રાજસભામાં પ્રવેશ કરે અને એ રાજસભા જાગી હોય તો આખી રાજસભાને તે જાગતી હોવા છતાંય તેને અવસ્વાપિની નિદ્રાથી બેભાન બનાવી દેતા હતા અને જબરા રાજસૈનિકોથી રક્ષાએલા સ્થાનમાંથી પણ એ રીતે ચોરી કરીને પ્રભવસ્વામી ચાલ્યા જતા હતા ! પ્રભવસ્વામીની આ કર્મની ઘોરતામાં શું કાંઈ પણ ખામી છે ખરી ? પ્રભવસ્વામી એ મહાન્ તસ્કર ખરા કે નહિ ? પરંતુ તે છતાં તેમણે દીક્ષા અંગીકારવાની ઇચ્છા કરી ત્યારે તું તો પૂર્વાશ્રમનો ચોર હતો, તને દીક્ષા ન અપાય એવુ કહીને આચાર્યોએ તેને પાછો ઠેલ્યો નથી પરંતુ ધર્મની સૂક્ષ્મગતિને પણ જાણનારા એવા ધર્માચાર્યોએ તેમને દીક્ષા આપી છે તથા એ દીક્ષાને યોગ્ય માની છે.

### રીતિ અને વસ્તુ જુદાં છે.

શ્રીમાન્ પ્રભવસ્વામીએ દીક્ષા ધારણ કરી તે પછી તેઓશ્રી પોતાના શુભોદયે અને ચારિત્રબળે યુગપ્રધાનાચાર્ય થઈ શક્યા અને શાસ્ત્રકાર મહારાજાઓએ પણ તેમને યુગપ્રધાનાચાર્ય તરીકે કબૂલ રાખ્યા. આ સઘળું એક વાત સ્પષ્ટ બતાવવાને માટે પૂરતું છે કે વિરતિ અને વસ્તુ બંને જુદા છે અને તે સર્વથા સ્વતંત્ર છે. શાસ્ત્રકાર મહારાજાઓ રીતિ અને વસ્તુ બંનેની યોગ્યાયોગ્યતા સમજતા હતા તેથી જ તેમણે એ બંનેની યોગ્યાયોગ્યતાને સેળભેળ કરી નાખી નથી અને એ ઉપરથી તેમણે ગમે તેવા કુત્સિત અનુમાનો પણ

તારવી કાઢ્યાં નથી. રીતિની અયોગ્યતાને શાસ્ત્રે વસ્તુની અયોગ્યતા માની લીધી નથી. પરંતુ તમે તો રીતિની અયોગ્યત વસ્તુને લગાડો છો અને વસ્તુને પણ અયોગ્ય માનો છો. આ તમારી ચેષ્ટા બાલક-બુદ્ધિની છે એટલું જ નહિ પરંતુ તે ખરેખર અજ્ઞાનમૂલક તથા મહામિથ્યાત્વથી ભરેલી હોઈ એ ચેષ્ટા તમારે ત્યાગવા યોગ્ય જ છે.

### જરા શાસ્ત્રમાં જોવાની તસ્દી લો.

જેઓ અજ્ઞાની છે, જેઓ ધર્મતત્ત્વને પોતે જાણતા નથી અને જ્ઞાનીઓ ધર્મતત્ત્વને દેખાડે છે તો પણ જેઓ મિથ્યામોહથી–મિથ્યાત્વરૂપ અજ્ઞાનથી–પ્રેરાઈને એ ધર્મતત્ત્વને જાણવા નથી ઇચ્છતા તેઓ જ રીતિની અયોગ્યતાને વસ્તુની અયોગ્યતા માની લે છે અને તેઓ રીતિની અયોગ્યતાએ–રીતિની અયોગ્યતાને લીધે વસ્તુને પણ અયોગ્ય કહે છે. જેઓ અજ્ઞાની છે તેઓ રીતિની અયોગ્યતાને વસ્તુની અયોગ્યતા બનાવી 'આ તો મોહગર્ભિત વૈરાગ્ય છે, આ તો કષ્ટગર્ભિત વૈરાગ્ય છે' એવી મેંશની છાપ મારતા ફરે છે પરંતુ શાસ્ત્રકાર મહારાજાઓ એવી છાપને સ્વીકારતા નથી જૈનશાસ્ત્રો જરા ઉઘાડીને જુઓ તો ખરા કે કયા કારણોથી વૈરાગ્ય નથી પામ્યાનાં ઉદાહરણો ત્યાં છે? દશાર્ણભદ્રે ચારિત્ર્ય અંગીકાર કેમ કર્યું તે વિચારો. તેણે ઇંદ્રની રિદ્ધિથી પોતાની રિદ્ધિને ઓછી દેખી આથી તેને દુઃખ થયું અને એ દુઃખથી પ્રેરાઈને તત્કાળ તેણે ચારિત્રનો જ રસ્તો લીધો. ઊંચા દેખાવાનો રસ્તો માત્ર ચારિત્ર જ છે

### જમાલિની દીક્ષા.

શાલિભદ્રનું પણ એમ જ છે અને એવાં તો બીજાં જૈનશાસ્ત્રોમાં અસંખ્ય ઉદાહરણો મળી આવે છે કે જેમાં કંઈક દુઃખને કારણે દીક્ષા લેવાઈ છે પરંતુ તેથી જૈનશાસ્ત્રને એ દીક્ષાને અયોગ્ય દીક્ષા માની નથી અને એ સાધુતાને અયોગ્ય સાધુતા માની નથી અથવા તો તેમના સંબંધમાં શાસ્ત્રોમાં કાંઈ ટીકા પણ કરવામાં આવી નથી. જેઓ રીતિ અને વસ્તુ બેના વિભાગો કરી શકે છે તેઓ રીતિની

છાયાને વસ્તુ સાથે ભેળવી દેતા નથી, કારણ કે તેઓ જાણે છે કે એ મૂર્ખાઈ જ છે

જમાલિની દીક્ષાનો વિચાર કરો. જમાલિ એ વિશાળ દેશના રાજાનો પુત્ર હતો તેની છાયા બીજા પાંચસો રાજકુમારો ઉપર પડતી હતી. આ જમાલિ રાજકુમારે દીક્ષા લીધી એટલે તેની સાથે પાંચસો મિત્ર રાજકુમારો પણ દીક્ષિત થયા હતા.

### જમાલિ મોટા કે મહાવીર ?

હવે ત્રિલોકનાથ ભગવાન્ મહાવીરસ્વામીની દીક્ષાની વાતનો વિચાર કરો. ભગવાન્ શ્રીમહાવીરસ્વામીની સાથે કેટલાય રાજકુમારો હતા આ રાજકુમારોએ અઠ્ઠાવીસ વર્ષ સુધી મહાવીરસ્વામીની સેવા કરી હતી, પરંતુ જ્યાં ભગવાન્ દીક્ષા લેવાને માટે તૈયાર થયા કે તેમની એ તૈયારી સાંભળીને પેલા સેવામા પહેલા શ્રેણિકાદિ રાજપુત્રો અઠ્ઠાવીસ વર્ષનો સ્નેહ છોડીને ભાગી ગયા! ભગવાન્ શ્રીમહાવીર દીક્ષા લેવા તૈયાર થાય છે ત્યારે તેમની સાથેના રાજકુમારો ભાગી જાય છે, પરંતુ રાજકુમાર જમાલિ દીક્ષા લે છે ત્યારે તો તેની સાથે પાંચસો રાજકુમારો દીક્ષા લેવાને તૈયાર છે તો હવે આપણે કોને મોટા ગણવા ? ભગવાન્ શ્રીમહાવીરને કે રાજકુમાર જમાલિને ? શાસ્ત્રકારોએ જમાલિને મોટા ગણ્યા નથી, પરંતુ ભગવાન્ શ્રીમાન્ મહાવીરદેવને જ મોટા ગણ્યા છે એનું કારણ એ છે કે વિદ્યમાન દશા એ જ માત્ર ધ્યાનમાં લેવાતી હોઈ આગલી દશા અથવા અવસ્થાઓ ધ્યાનમાં લેવાની જ નથી.

### વિદ્યમાન અવસ્થા જ જોવાની છે.

જમાલિએ તો માત્ર દીક્ષા જ લીધી અને તેઓ એક સમર્થ સાધુ-આચાર્ય થઇ શક્યા પરંતુ ભગવાન્ શ્રી મહાવીરદેવે તો માત્ર દીક્ષા જ લીધી એટલું જ નહિ પરંતુ મોક્ષમાર્ગના દર્શક થઈ તીર્થંકરપણું મેળવ્યું. હવે જો ધર્મક્ષેત્રમાં પણ પૂર્વગતિ જ સ્મરણમાં લેવામાં આવતી હોત તો ભગવાન મહાવીર સાથે એક પણ રાજ-કુમાર દીક્ષા લેવા તૈયાર થયો ન હતો જ્યારે રાજકુમાર જમાલિ સાથે

પાંચસો રાજકુમારોએ દીક્ષા લીધી હતી એટલે ભગવાન શ્રી મહાવીર કરતાં જમાલિ જ શ્રેષ્ઠ ગણાયા હોત પરંતુ શાસ્ત્રકારોએ તેમ કર્યું નથી. ભગવાન્ શ્રી મહાવીરદેવનું તીર્થંકરત્વ જ કબૂલ રખાયું છે અને શાસ્ત્રકારોએ ભગવાનને જ મોટા ગણ્યા છે એ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે ધર્મના માર્ગમાં પહેલાંની, પૂર્વભવની યા પૂર્વાશ્રમની સ્થિતિ જોવામાં આવતી નથી પરંતુ વિદ્યમાનાવસ્થા જ જોવામાં આવે છે. શાસ્ત્રકારોની અને તમારી દષ્ટિમા જે ભેદ છે તે તમારા અજ્ઞાનને જ આભારી છે.

**જયાં ધર્મ છે ત્યાં દુઃખ કે મોહ નથી.**

શાસ્ત્રકારો દુનિયાદારીને મોટી ચીજ નથી ગણતા. તેણે વ્રતપચ્ચક્ખાણ ઇત્યાદિને જ મોટી ચીજ ગણે છે અને પૂર્વાશ્રમ વિસારી મૂકે છે ત્યારે તમે પૂર્વાશ્રમને મોટી ચીજ ગણો છો અને વ્રત પચ્ચક્ખાણ આદિને વિસારી મૂકો છો ! તમારો આ દષ્ટિભેદ ખોટો છે તમે કહેશો કે અમારો દષ્ટિભેદ જ નથી તો પછી તમને એવો પ્રશ્ન સહજ પૂછી શકાય એમ છે કે તમે પૂર્વાશ્રમને શા માટે આગળ લાવો છો અને વર્તમાન જીવનને શા માટે વિસારી મૂકો છો ? આ બધા ઉપરથી કહેવાની વાત એ છે કે જે વૈરાગ્યમાં ધર્મ છે, જેમાં આત્મહિતની ભાવના છે, જ્યાં વ્રત પચ્ચક્ખાણાદિ છે ત્યાં દુઃખગર્ભિત વૈરાગ્ય અથવા તો મોહગર્ભિત વૈરાગ્ય નથી પરંતુ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય જ રહેલો છે. હવે એ સઘળાં દુઃખો જે માણસોને ભોગવવાં પડે છે તે કર્મરાજા શા હિસાબે ? કઈ આકાંક્ષાથી ? કયા હેતુથી પ્રેરાઇને આપે છે તે મૂળ વાત આપણે જોવાની છે તે હવે જોઇએ

**કર્મરાજાની પ્રપંચલીલા.**

કર્મરાજા આપણને જે સુખો આપે છે તે સુખો આપવામાં તેનો એવો હેતુ તો છે જ નહિ કે આ મારા લાડકવાયાઓ છે અને તેમને હું ખુશખુશ કરી નાંખુ ! તેનો હેતુ તો મ્યુનિસિપાલિટી કૂતરાઓને જેમ ઝેર આપવા જ ઇચ્છે છે તેમ માણસોને દુઃખ આપવાનો જ છે, પરંતુ એકલુ ઝેર જેમ કૂતરાઓ ચાટી જતા નથી તે માટે

મ્યુનિસિપાલિટીને પ્રપંચ કરવો પડે છે અને ઝેર સાથે તેને ખાંડનો લાડુ ભેળવવો પડે છે તે જ પ્રમાણે કર્મરાજાની ઇચ્છા પ્રમાણે માણસોને માત્ર દુઃખ આપવાની હોવા છતાં માણસો એકલા દુઃખથી ચોંકી જઈ આઘા ન લાગે તે માટે તે સુખમિશ્રિત દુઃખ આપે છે.

સંસારનાં સુખો એ મધનાં બિંદુઓ જેવાં છે. મધનું બિંદુ આ જગતમાં શું શુ દુઃખ અપાવે છે તે જુઓ. મધની આશામાં લોભાઈને માખીઓ ફૂલ ઉપર બેસે છે, એવામાં ઝાડ પરનાં જીવડાંઓ કેટલીય વાર એ માખીઓને ગળી જાય છે! વળી એ જ મધની પાછળ રહેલો મોહ માણસોના હૈયાને પણ ડોલાવી નાખે છે અને તેને મહાભયાનક સંકટ તરફ પ્રેરે છે.

**મધનાં ટીપાંની આશા.**

મધપુડો લેવાની આશામાં વાઘરી આગળ ધસે છે. તે બિચારો પહાડ પર્વત ટેકરા ચડે છે. ભયંકર અરણ્યમાં જતાં સાપ અને અજગરના પ્રચંડ ભયને સહન કરી લે છે. અનેક માખીઓના ડંખ પણ તે વેઠે છે! આ સઘળું માણસ શાથી સહન કરે છે તેનો વિચાર કરશો તો માલૂમ પડશે કે માત્ર મધનાં ટીપાંની આશા જ તેમને આવા ભયાનક પંથે દોરી જાય છે. આ જગતનાં સુખો પણ એવાં મધનાં ટીપાં જેવાં જ છે. જો મધનાં ટીપાંમાં મીઠાશ ન હોત તો કોઈ પણ મૂર્ખ એ ટીપાંને શોધતો ટીપાંની લાલચે અરણ્યમાં ન જ ગયો હોત. મધની મીઠાશ વિના માણસ અરણ્યનાં સંકટો વેઠી મધ લેવા જતો નથી. લાડવાની મીઠાશ વિના કૂતરો મ્યુનિસિપાલિટીના એકલા ઝેરને ખાતો નથી. તે જ પ્રમાણે આત્મા પણ એકલા દુઃખને ચાહતો નથી જ, એકલા દુઃખને આત્મા ચાહતો નથી એટલા જ માટે સુખરૂપ મધનાં બિંદુઓ તેણે ચાટવાનું ચાલુ રાખ્યું છે.

**દુઃખ આપનારું સંસારિક સુખ.**

કૂતરો અજ્ઞાન છે, તે મોહમાં ઘેરાએલો છે અને તેથી જ તે ઝેરવાળો લાડુ વહેલો વહેલો પૂંછડી પટપટાવતો ચાટી જાય છે! જો આત્મા દુનિયાનાં સુખો રૂપી સાકરવાળા દુઃખરૂપ ઝેરના લાડુથી દૂર

રહેતો નથી તે આવા કૂતરાના જેવો જ છે ! જે આત્મા જગતના સુખમાં જ મચી રહેલો છે તેની કિંમત આ રીતે કૂતરાના કરતાં જરા પણ વધારે નથી. કૂતરો સાકરનો લાડવો કે બરફીની મીઠાશમાં મોહ પામે છે અને તે તેના મધ્યમાં રહેલા ઝેરને પણ ચાટી જાય છે, પછી જ્યારે એ ઝેરની અસર તેને થાય છે ત્યારે તેને ટાંટિયા ઘસવા પડે છે ! અને મોં ફાડીને પહોળા થઈને પડવાની તેને દશા પ્રાપ્ત થાય છે. મનુષ્યની દશા પણ બરાબર આ પ્રમાણે છે. પુણ્યના યોગે મેળવી અપાએલા શરીરથી આપણે સુખ ભોગવ્યા જઈએ છીએ અને કર્મો બાંધતા જઈએ છીએ, પરંતુ જ્યારે એ કર્મોને ભોગવવાનો સમય આવે છે ત્યારે આપણે પેલા ડાઘિયા કૂતરાની માફક રોગ, શોક અને થાકથી ઢીલાઢબ બની જઈએ છીએ.

### છેલ્લી વાત.

આ સુખને વળગેલો જીવ જ્યાં સુધી સંસારમાં રહે છે ત્યાં સુધી તેની હલનચલન ક્રિયા ચાલુ ને ચાલુ જ રહે છે. જ્યાં સુધી જીવને પુદ્ગલોનો સંબંધ છે, ત્યાં સુધી ક્રિયા છે અને જ્યાં સુધી અવિરત કર્મબંધન પણ રહેલું છે. એ કર્મબંધન શુભ કહો કે અશુભ હો, પરંતુ તે એક સોનાની બેડીરૂપ ગુલામી જ છે અને તે સઘળાં શુભાશુભ કર્મબંધનો ગુલામીમાં સડાવનારાં જ છે. આ સઘળું જ્ઞાન સમજવું, તેને સમજીને અમલમાં મૂકવું. અમલમાં મૂકવાની પોતાની અશક્તિ હોય તો બીજા જેઓ એ જ્ઞાનને અમલમાં મૂકવા તૈયાર થયેલા હોય તેમને અભિનંદન આપવું અને પોતે પણ છેવટે પ્રત્યક્ષ —એ જ્ઞાન અમલમાં ન મૂકી શકાતું હોય તો ક્યારે શુભ સમય આવે છે ને આપણે એ પવિત્ર પંથે પગલાં માંડીએ છીએ એવી ભાવના તો નિરંતર સેવ્યા જ કરવી, એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે. આ સઘળુ જીવાત્મા ત્યારે જ સમજી શકે છે કે જ્યારે તે પોતાની સ્થિતિ, સ્વરૂપ અને સંયોગો સમજે છે. આ ત્રણ વસ્તુ – સ્થિતિ, સ્વરૂપ અને સંયોગ સમજે છે, તે જ બધી ઉપલી સઘળી ઘટના પણ સમજી શકે છે, અને આ સ્થિતિ, સ્વરૂપ અને સંયોગ સમજવાનું જ્ઞાન તે પેલી આગળ કહી છે તે ત્રિવિધ ગળથૂથી આપે છે. આટલી વાત દરેકે સમજી લેવી યોગ્ય છે.



# માતાપિતાની જવાબદારી

[સાધુ જગતની બધી ચિંતા કરે તો તે સાધુ રહેતો નથી પણ પંચાતિયો બની જાય છે. વિષયો અને ઇન્દ્રિયોની અપેક્ષાએ જે પ્રવૃત્તિઓ કરવામાં આવે છે તે સઘળી પ્રવૃત્તિઓ એ લૌકિક માર્ગ છે અને આત્માની અપેક્ષાએ જે જે પ્રવૃત્તિઓ કરવામા આવે છે તે લોકોત્તર માર્ગ છે.

જીવ અનાદિનો છે ભવ અનાદિનો છે, કર્મ સંયોગ અનાદિનો છે. આ ત્રણ બાબતની શુદ્ધ સમજણ શ્રાવકકુળમા ગળથૂથીથી મળવી જોઈએ. દેવો પણ જૈનકુળની માગણી કરે છે તે ધર્મપ્રાપ્તિને લઈને છે. જૈનકુળમા પણ બાળકને સસ્કાર આપનાર તો માતા છે. માતાનો પક્ષ તેને જાતિ કહે છે. આવી ઉત્તમજાતિ મળવી તે પણ અત્યંત દુર્લભ છે.

જાતિ સંબંધમાં સુભદ્રાનું દષ્ટાન્ત તથા આર્યરક્ષિતની માતાનાં દષ્ટાન્ત ખૂબ મનનીય છે]

(૧)

## આ તે સાધુ કે પંચાતિયો ?

આજના જગતને પૂછીએ કે ભાઇ ! સાધુ કોને કહેવો ? તો જવાબ મળશે કે જે પ્રજાનું કલ્યાણ ચિંતવે–કલ્યાણ ચિંતવે તે આત્માના હિતરૂપ કલ્યાણ નહિ; પણ દ્રવ્યાદિની વૃદ્ધિથી યુક્ત એવું કલ્યાણ દેશમાં ઉદ્યોગ, હુન્નરો કેમ વધે, સ્ત્રીઓ અને પુરુષો બળવાન થઈને સારી સંતતિ કેમ ઉત્પન્ન કરે; એ સઘળાનો જ જે સદાકાળ વિચાર કર્યા કરે છે તે સાધુ છે. મહાનુભાવો ! જો સાધુને આવા જ વિચારો કરવાના હોય તો પછી એ સાધુને "સાધુ" ન કહેતાં તેને "પંચાતિયો" કહેવો એ વધારે વાસ્તવિક છે. સાધુઓ પોતના ઘરની સમૃદ્ધિ છોડી છે, તેણે પૈસા–ટકા છોડયા છે, સ્ત્રીપુત્રો છોડયા છે.

હવે એ સાધુ પોતાની માલમિલકત અને સ્ત્રીપુત્રોને છોડીને પારકાની માલમિલકત અને સ્ત્રીપુત્રોની પંચાત કરવા નીકળી પડે, તો પછી એણે સાધુતા લીધી શા માટે હશે તેનો વિચાર કરો. જો સાધુને પારકાનાં જ સ્ત્રી–છોકરાંની સંભાળ લેવી હોત તો પછી તે પોતાનાં બૈરી–છોકરાંને શા માટે છોડી દેત વારૂ ? હોય તેનો ત્યાગ કરવો એનો અર્થ એ છે કે વમન કરવું કિંવા ઊલટી કરવી.

સાધુએ પૈસો–ટકો, સત્તાસમૃદ્ધિ, સ્ત્રીપુત્રો એ બધાં છોડી દીધાં છે. તેનો અર્થ એ છે કે તેની પાસે જે કાંઈ હતું તે બધાંનું તેણે વમન કરી નાંખ્યું છે. હવે જો સાધુ કંચન અને કામિનીનો ત્યાગ કર્યા પછી તે વળી પાછો કંચન અને કામિનીના જ વિચારોને લઈ બેસે, તો તેનો અર્થ એવો થાય છે કે તે ઓકેલું–વમન કરેલું–ત્યાગેલું ખાવાવાળો છે !

**પંચાતિયો એટલે પાપસાધુ.**

દેશ તરફની ફરજ વધારે કિંમતી છે, પરંતુ દેશ તરફની ફરજ કરતાં પોતાના પ્રાંત પરત્વેની ફરજ વધારે મહત્ત્વવાળી છે, તેના કરતાં ગામ પ્રત્યેની ફરજનું મહત્ત્વ વધારે છે, તેના કરતાં ઘર પ્રત્યેની ફરજ મોટી છે અને એ જ ન્યાયે આખા ઘર કરતાંએ પોતાના બૈરી–છોકરાં તરફની ફરજ વધારે મહત્ત્વની માની લીધેલી છે, હવે જે સાધુએ પોતાની એ ઘર તરફની ફરજનો ત્યાગ કર્યો છે તે સાધુ પાછો આખા દેશની પૌદ્‌ગલિક વિચારણાઓને જ ચિંતવવા માંડે તો તેની સ્થિતિ વમેલાનુ પ્રશન કરવા જેવી છે, અને જે એવી પૌદ્‌ગલિક વિચારણાઓમાં જ સાધુ થઈને પણ ચકચૂર છે તેને આ મહાન શાસન ખુલ્લેખુલ્લી રીતે "**પાપસાધુ**" કહે છે.

'ખરેખરી મમતા પોતાના ઘર અને પોતાના બાયડીછોકરા ઉપર હોય છે, માટે તેનો ત્યાગ કરી પારકાના સંસારનો સાધુઓએ વિચાર કરવો એથી મમતાદોષ લાગતો નથી !" એવો અર્થવાદ કદી જૈનશાસને કબૂલ રાખ્યો જ નથી વીજળીના તારને ભાવપૂર્વક અડકો, માધ્યસ્થ ભાવે અડકો કે દ્વેષપૂર્વક અડકો, પરંતુ તે છતાં તેનો સ્પર્શ માત્ર પ્રાણહારક

નીવડે છે, તે જ પ્રમાણે પૌદ્દગલિક વિચારોને પણ સ્પર્શનારો — પછી તે ગમે તે ભાવપૂર્વક એને સ્પર્શતો હોય તો પણ તે એમાં બંધન પામે છે. એટલા જ માટે દેશ, સમાજ, શહેર કે ગામને નામે પૌદ્દગલિક પ્રવૃત્તિ આદરનારો હોય એને જૈનશાસન પાપરાહુ કહે છે.

### લૌકિક અને લોકોત્તર માર્ગ.

હવે વિચાર કરો કે છઠ્ઠે ગુણસ્થાનકે પ્રવર્તનારો મન અને વિચારોથી રહિત હોતો નથી. તે વિચારોથી યુક્ત છે. આમ છતાં તે પૌદ્દગલિક વિચારોનું સેવન કરી શકતો નથી. બીજી બાજુએ મન વિચારોથી શૂન્ય રહી જ શકતું નથી તો હવે વિચાર કરો કે મુનિ શું ચિંતવતા હશે?

આ જટિલ પ્રશ્નનો જવાબ જૈનશાસન કહે છે કે **મુનિ એ લોકોત્તર માર્ગનું ચિંતવન કરનારો હોય છે.** હવે લૌકિક અને લોકોત્તર માર્ગનો તફાવત ધ્યાનમા લેવાની જરૂર છે. તમારે અમદાવાદ જવું હોય તો અમદાવાદનો માર્ગ તમારે જાણવો રહ્યો અને મુંબઈ જવું હોય તો મુંબઇનો માર્ગ તમારે જાણવો રહ્યો. જો તમે માર્ગ જ ન જાણતા હો તો તમારી દશા એવી થશે કે તમે ઉધના જવાને બદલે કતારગામ જઇ પહોંચશો!!! એ જ પ્રમાણે લૌકિક અને લોકોત્તર માર્ગ પણ તમારે જાણવા જ રહ્યા. લૌકિક અને લોકોત્તર માર્ગ તમારે જાણવો નથી, એટલું પણ જ્ઞાન તમારે મેળવવું નથી અને મોટી મોટી વાતો કરવી છે એ કદી બની શકવાનું નથી. "સાધુ શા માટે કોલેજની હોસ્ટેલનો વગર પગારનો ગૃહપતિ ન થાય, અને સાધ્વી શા માટે સુવાવડખાનાની પરિચારિકા ન બને? એવા પ્રશ્નો કરનારા શઠાનંદોની પહેલી ફરજ એ છે કે તેમણે લૌકિક અને લોકોત્તર માર્ગ એનો ભેદ જાણવો જોઇએ.

### લોકોત્તર માર્ગ શી રીતે ગ્રહણ થાય?

વિષયો અને ઇન્દ્રિયો વગેરેની અપેક્ષાએ જે જે પ્રવૃત્તિઓ કરવામાં આવે છે તે સઘળી પ્રવૃત્તિઓ એ લૌકિક માર્ગ છે અને એવા લૌકિક માર્ગથી પૌદ્દગલિક વિષય, કષાય, આરંભ, પરિગ્રહ આદિને

પોષણ મળે છે. આત્માની અપેક્ષાએ જે જે પ્રવૃત્તિઓ આદરવામાં આવે છે તે લોકોત્તર માર્ગ છે અને એથી સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર એનું પોષણ થવા પામે છે. સાધુ એ મોક્ષમાર્ગના અભિલાષી છે. તેની સઘળી પ્રવૃત્તિ મોક્ષપ્રાપ્તિની દૃષ્ટિએ થાય છે, તેથી સાધુએ મોક્ષમાર્ગના સમીપમાં જવાને માટે આવો લોકોત્તર માર્ગ જ ગ્રહણ કરવો આવશ્યક છે. લોકસંજ્ઞામાં એટલે આવા લૌકિક માર્ગમાં કે જેના વડે પૌદ્ગલિક વસ્તુઓનું પોષણ થાય છે તેમાં મુનિએ મોં ઘાલવું એ સર્વથા શાસ્ત્ર અને જૈનશાસનની વિરુદ્ધ છે. લોકોત્તર સંજ્ઞામાં એટલે લોકોત્તર માર્ગમાં આરૂઢ રહેવું એ જ સાધુનો ધર્મ હોઇ સાધુએ એ લોકોત્તર માર્ગનું જ સદાસર્વદા ચિંતન કરવું જોઈએ.

આ લોકોત્તર માર્ગ ગ્રહણ કરવાની જડ કઇ છે તે તપાસીએ. ચિત્રકાર પોતાનું ચિત્ર તૈયાર કરે છે તે પહેલાં તે પોતે જે ભૂમિ ઉપર ચિત્ર કાઢવાનો હોય છે તે ભીંતને સ્વચ્છ કરે છે. જો તે ભીંત સ્વચ્છ ન કરે અને ભીંત ઉપર પોપડા બાઝેલા રહેવા દઇ તેના ઉપર જ પોતાનાં સુરેખ ચિત્રો અંકિત કર્યે જાય તો તેનું પરિણામ એ જ આવવા પામે છે કે વરસાદની ધારાઓ તૂટી પડતાં જ એ પોપડા નીચે ઉખડી પડે છે અને ચિત્રો પાછળ ચિત્રકારે જેટલી મહેનત લીધી હોય તે સઘળી બરબાદ જાય છે.

### ત્રણ વસ્તુ યાદ રાખો.

ચિત્રકાર પોતે પોતાનાં ચિત્રો તૈયાર કરતાં પહેલાં ભીંતને સ્વચ્છ કરે છે અને તે પછી જ પોતાનાં ચિત્રો ત્યાં અંકિત કરે છે. તે જ પ્રમાણે શાસનરસિકતારૂપી સુરેખ ચિત્રો તૈયાર કરતાં પહેલાં આપણે પણ ભીંત સ્વચ્છ કરવાની જરૂર છે. અહીં જૈનશાસનમાં ભીંતને સ્થાને કઈ વસ્તુ રહેલી છે તે તપાસો. જેમ પેલો ચિત્રકાર ભીંત સાફ કર્યા વિના ચિત્રો દોરે છે તે નિષ્ફળ જવાનાં છે તે જ પ્રમાણેનો લૌકિક માર્ગ છે છઠ્ઠા ગુણસ્થાનકે પ્રવેશીને જે ભયંકર પર્વત સમાન આ ભવને ગણે છે એ લોકોત્તર માર્ગ હોઇ તે ચિત્રામણ સ્વચ્છ ભીંત

ઉપર દોરાવું જોઈએ. જૈનશાસનમાં ભીંતને સ્થાને કઈ વસ્તુ છે તેનો પ્રતિઉત્તર એ છે કે (૧) જીવ અનાદિનો છે, (૨) ભવ અનાદિનો છે અને (૩) કર્મસંયોગ પણ અનાદિનો છે. એને અહીં ભીંત સ્વરૂપ ગણવામાં આવે છે. આ ત્રણ બાબતનું જ્ઞાન, આ ત્રણ બાબતની શુદ્ધ સમજણ એ આ જૈનશાસનની ભીંત છે. આ જ્ઞાન દરેકે દરેક જૈનબાળકને ગળથીથૂમાં જ પાવાની જરૂર છે. શ્રાવકકુળમાં અને બીજાં આર્ય અથવા અનાર્ય કુળોમાં વ્યાવહારિક દૃષ્ટિએ તમે જોશો તો કશો જ ફેરફાર નથી. શ્રાવકના ઘરમાં ધર્મપત્નીને પાંચ મહિનામાં સંપૂર્ણ બાળક અવતરતું નથી. જે ગર્ભની વેદનાઓ મુસલમાન કિંવા ખ્રિસ્તીને ભોગવવી પડે છે તે જ સઘળી વેદનાઓ શ્રાવકકુળમાં પણ જન્મ લેનારાને ભોગવવી જ પડે છે. ત્યારે વિચાર કરો કે શ્રાવકકુળની મહત્તા શાને અંગે વિદ્યમાન છે?

(૨)

### જૈનકુળ દુર્લભ કેમ?

દેવલોકમાં જે જીવ રહેલો છે અથવા ઈન્દ્રપણું જે જીવ પામેલો છે તે જીવ પણ નિરંતર એવો વિચાર કરે છે કે ચક્રવર્તિપણું ન મળે તો ભલે પરંતુ જૈનકુળ તો મળવું જ જોઈએ, જૈનકુળ મળ્યા વિના ચક્રવર્તિપણું મળતું હોય તો તે સુભાગી જીવ તે ચક્રવર્તિ-પણાને ઇચ્છતો નથી, પરંતુ જો સંપત્તિહીન બનીને પણ જૈનકુળ મળતું હોય તો જીવ તેનો સ્વીકાર કરે છે. ત્યારે વિચાર કરો કે જીવ જૈનકુળને સદાસર્વદા શા માટે ચ્હાય છે વારુ? ઇન્દ્ર જેવો પણ એવી ઇચ્છા કરે છે કે, શ્રાવકના ઘરમાં નોકર થઈને પણ છેવટે હું અવતરું તો મારા ધનભાગ્ય છે જે ધર્મિષ્ઠ અને ભાવિક છે તે જૈનત્વ વિનાના ચક્રવર્તિપણાને લાત મારે છે. જીવના આવા વિચારો એ સામાન્ય રીતે કહીએ તો ગયા ભવના વિચારો ગણાય છે.

જીવના જન્મ ધારણ કરવાના પહેલાંના આ સુંદર વિચારોનો વિચાર કરીએ છીએ ત્યારે આપણને શ્રાવકકુળની મહત્તા કેવી મહાન હોવી જોઈએ તેનો ખ્યાલ થાય છે. જીવ ચક્રવર્તિપણાને લાત મારે

છે, બીજા સઘળા સુખવૈભવોને લાત મારે છે અને તે મહાપવિત્ર એવું જૈનકુળ સ્વીકારે છે. ત્યારે હવે આપણે ગુપ્તપણે જીવની આ વિચારણાનું રહસ્ય તપાસો કે જીવ કઈ આશાએ ચક્રવર્તિપણાને ભોગે જૈનકુળ ઇચ્છે છે, જૈનેતર કુળમાં પણ જન્મમરણાદિના જે દુઃખો પડે છે તે સઘળાં જ જૈનકુળમાં પણ વિદ્યમાન છે; તો પછી જૈનત્વની મહત્તા શું હશે તે વિચારો. જૈનત્વની મહત્તા એ છે કે અન્યત્ર ગળથૂથીમાંથી જ જીવને પૌદ્‌ગલિકતાનું ઝેર મળે છે જ્યારે જૈનકુળમાં ગળથૂથીમાંથી જ ધર્મામૃતની પ્રાપ્તિ થાય છે.

## પૌદ્‌ગલિક પ્રવૃત્તિ પરત્વે ધિક્કાર.

શ્રાવક કુળનો અને અન્ય કુળોનો તફાવત તમે અહીં સૂક્ષ્મપણે ધ્યાનમાં લેશો તો જ તમો શ્રાવક કુળની મહત્તાને સારી પેઠે સમજી શકશો. તેમ કર્યા વિના જૈનત્વની મહત્તા તમારા ખ્યાલમા સારી રીતે આવવાની નથી. સાધારણ રીતે બહારથી જોશો તો જૈન અને જૈનેતર કુળમા તમોને કશો પણ ભેદ નહિ જણાય! અજૈનો પણ ધંધા-રોજગાર, વ્યાપાર કરે છે અને તેની જ કેળવણી પોતાનાં બચ્ચાં-છોકરાંને આપે છે અને જૈનો પણ પૌદ્‌ગલિક તત્ત્વોને પોષતા ઉદ્યમ-વ્યવસાય જૈનબાળકોને શીખવે છે અને છતાં જ્યારે આપણે જૈન અને જૈનેતર કુળોમાં તફાવત માનીએ છીએ તો તે તફાવત શું હશે તે ધ્યાનમાં લેવું જ જોઈએ.

એ તફાવત એટલો જ છે કે જૈનેતર કુળમાં સાંસારિક વ્યવહારો કરવા યોગ્ય છે એમ માનીને કરવામાં આવે છે ત્યારે જૈન કુળમાં પૌદ્‌ગલિક વ્યવહારો કરવા યોગ્ય તો નથી જ પણ તે નિરૂપાયે કરવા પડે છે એમ માનીને કરવામાં આવે છે. સુધારકોમાં અને ધર્મીવર્ગમાં પણ જે તફાવત નજરે પડે છે તે અહીં જ છે. જગતની સઘળી પ્રવૃત્તિઓને સુધારકો આદરણીય માનીને આદરે છે અને તે કરવી પડે છે માટે ધર્મીવર્ગ કરે છે અર્થાત્ પૌદ્‌ગલિક પ્રવૃત્તિ એ જ એકનું ધ્યેય છે ત્યારે બીજાનો પૌદ્‌ગલિક પ્રવૃત્તિઓ પરત્વે ધિક્કાર છે.

### વાણિયાભાઇ ગયા તાજિયામાં !

આ વસ્તુ પૂરી રીતે સમજવા માટે એક રમૂજી દૃષ્ટાંત લઇએ. કોઈ એક કસ્બાનું ગામ હતું. ગામમાં મીયાભાઈની વસતિ વધારે હતી અને ત્રણ–ચાર હિન્દુઓનાં ઘર હતાં ! એક દિવસ તાજિયા નીકળ્યા. તાજિયાનું સરઘસ ચાલતું હતું. તેના ઉપાસકો પાછળ રોકકળ અને હાયપીટ કરતા ચાલતા હતા. એટલામાં એક વાણિયો તે રસ્તે આવી પહોંચ્યો. પેલા મુસલમાનોમાંથી એકે હાથ પકડીને વાણિયાને પણ સરઘસમા ખેંચી લીધો ! વાણિયો પણ સરઘસમાં ભરાઈને મુસલમાનો સાથે રોકકળ કરવાનો ઢોંગ કરીને કૂટવા લાગ્યો. મુસલમાનો તો કૂટતા જાય અને મોઢેથી મોટા મોટા સૂરમાં 'યા હુસેન યા હુસેન !' એમ બોલતા જાય, ત્યારે આ વાણિયાભાઈ "આવી ભરાયા રે ભાઈ આવી ભરાયા !" એમ બોલીને કૂટતા જાય ! મુસલમાનોની રોકકળમાં તેમના માન્યપુરુષો પરત્વેની લાગણી હતી ત્યારે પેલો વાણિયો માત્ર માથા ઉપરની વેઠ ઉતારી રહ્યો હતો !

શ્રાવક કુળમા પૌદ્ગલિક પ્રવૃત્તિનું પોષણ થાય છે. તે આવી ભાવનાથી થાય છે, જે ભાવનાથી પેલો વાણિયો પોતાના મુસલમાન મિત્રો સાથે કૂટતો હતો તે જ ભાવનાથી શ્રાવક કુળમાં પૌદ્ગલિક પ્રવૃત્તિઓ પોષાય છે, શ્રાવક કુળમાં તે પ્રવૃત્તિને ધ્યેય કે ઉદ્દેશ તરીકે રાખવામા આવતી નથી. જે કોઇ પોતે પોતાની શ્રાવક કુળ તરીકેની મહત્તા જાળવી રાખવા માગે છે, તેણે શ્રાવક કુળનો આ મુખ્ય આચાર દૃઢપણે પાળવાનો જ છે. આ આચારમાં કોઇ પણ રીતે ભેદ કે અપવાદ રહે એ જૈનશાસન ચલાવી લેવા માગતું નથી. આ રીતિથી ઊલટી રીતે વર્તનારાઓ પોતાના બાળકોને ગળથૂથીમા જ પૌદ્ગલિક પોષણનાં તત્ત્વો પાનારાઓ ખરી રીતે જૈનશાસન સમજેલા નથી.

### શ્રાવકના આચાર પાળે તે શ્રાવક.

જે કોઈ પોતાને શ્રાવક કહેવડાવે છે તેણે શ્રાવક કુળના કુલાચારને પાળે જ છૂટકો છે. જે શ્રાવક કહેવડાવનારો પોતે લૌકિક સ્થિતિને વિધેય તરીકે અથવા આદરવા યોગ્ય પ્રવૃત્તિ તરીકે બતાવે

છે તેને શ્રાવક તરીકે પણ સ્વીકારવાની શાસ્ત્રોમાં સ્પષ્ટ ના છે. શ્રાવકપણાની પરિણતિનું જ્યાં કાંઇ પણ સ્થાન ન હોય અને પૌદ્ગલિક પોષણની જ જ્યાં ગળથૂથી દેવાતી હોય તેણે વિચાર કરવાનો છે કે પોતાના સુભાગ્યને યોગે મળેલો યોગ તે મિથ્યા કરે છે. જગતમા અનેક યોનિઓ છે તેમાં મનુષ્યયોનિ શ્રેષ્ઠ છે. મનુષ્યયોનિમાં આર્યક્ષેત્રમાં પણ જૈનકુળ શ્રેષ્ઠ છે. હવે જૈનકુળમાં આવ્યા છતાં પણ ધર્મામૃતની ગળથૂથી મળે છે. કે પૌદ્ગલિકતાનું વિષ દેવાય છે તે કાંઇ નક્કી નથી. આથી જ શાસ્ત્રકાર મહર્ષિઓ મનુષ્યભવને "દશ દૃષ્ટાંતે દુર્લભ" કહે છે.

ચોરાસી લાખ જીવોની યોનિઓ છે. તેમાં ગર્ભથકી જન્મની પ્રાપ્તિ થાય છે એવી યોનિ બહુ જ થોડી છે. અને તેમાંએ આર્યકુળ અને જૈનકુળ મહા દુર્લભ છે અર્થાત્ સંસાર એ જીવાત્માને માટે તો જેમાં લાખો માર્ગો હોય એવી પ્રચંડ ભૂલાભૂલામણી જ છે. દુનિયાના કારીગરોએ પાંચ સાત માર્ગોની ભૂલભૂલામણી બનાવી હોય તો પણ મનુષ્ય તેમા ભૂલો પડી જાય છે અને ચક્કરે ચઢે છે તો પછી જે ભૂલભૂલામણીમા લાખો માર્ગો છે તેવી પ્રચંડ ભૂલભૂલામણી માટે કહેવાનું જ શું હોય?

### ત્યાગવા લાયક શું? માગવા લાયક શું?

વળી બીજી એક ખાસ ધ્યાનમાં રાખવાની વાત છે તે સમજો. ભૂલભૂલામણીમાં ફરનારો માણસ તો પોતાની આંખોને ખૂલ્લી રાખીને ચાલનારો હોય છે, તે છતાં પણ તે ભૂલો પડે છે ત્યારે કોઈ આંધળો આ ભૂલભૂલામણીમાં જઈ ચડયો હોય તો તેની શી દશા થાય તેની તો માત્ર તમે કલ્પના જ કરી લો. નજરે જોઇને ચાલનારો પાંચ રસ્તામાં ભૂલો પડી જાય છે ત્યારે અહીં તો લાખો રસ્તા છે અને તે રસ્તે ચાલનારા જીવાત્માની દશા આંધળા જેવી છે. આવા પ્રચંડ મોહ માર્ગનો જ્યાં વિસ્તાર છે તેવા સંસારમાં જૈનકુળ સિવાય અન્ય કુળની પ્રાપ્તિ થાય તો તેને માટે જીવાત્માને કેટલો ખેદ થવો જોઇએ તેનો વિચાર કરો. આર્દ્રકુમાર ચારિત્ર–

વિરાધનાના પાપથી અનાર્ય ક્ષેત્રમાં જન્મ્યા હતા. પરંતુ તેને તેનો શોક એટલો બધો થયો હતો કે છેવટે તે માતા, પિતા સઘળાને ઠગીને, ઘર તજીને નીકળી ગયા. લક્ષ્મીને લાત મારી અને રાજગૃહીના મહારાજા શ્રીશ્રેણિકના પુત્ર અભયકુમાર સાથે મિત્રતા કરી અને છેવટે દીક્ષા લીધી.

અનાર્ય કુળમાં ઉપજ્યાનો ભવ્ય આત્માને કેટલો શોક થાય છે તે જુઓ ! જે સદાસર્વદા ધર્મનો ચાહક છે એવો જીવ શ્રાવક કુળ સિવાય અન્ય કુળમાં જન્મ લેતો નથી. શ્રીમંતાવસ્થા, ધનવૈભવ અને છેવટે ચક્રવર્તીપણું પણ ત્યાગવા લાયક કહ્યુ છે તે શ્રાવક કુળને અંગે ત્યાગવા લાયક કહેલું છે; આ કથનનો મર્મ સ્પષ્ટ રીતિએ એટલો જ છે કે આત્માના હિતની દૃષ્ટિએ જેનું ત્રાજવું ઘડાએલું છે તેના ત્રાજવામાં એક તરફ શ્રાવક કુળ મૂકો અને બીજી બાજુએ ધન, વૈભવ, સંપત્તિ, સતતિ અને છેવટે ચક્રવર્તીપણું મૂકો તો પણ એ ત્રાજવાનું શ્રાવક કુળવાળું પલ્લું જ નીચે નમી ગયા વગર રહેશે નહિ.

### ભયંકર ભૂલભૂલામણી.

શ્રાવક કુળની શાસ્ત્રકારોએ આ રીતે મહત્તા બતાવી છે. બીજી અસંખ્ય યોનિઓ કહી છે. આ સઘળી યોનિમાંથી પસાર થઇને મનુષ્યયોનિમાં આવવું તે પ્રચંડ ભૂલભૂલામણીઓમાંથી પસાર થવા બરાબર છે. તમારા લક્ષ્યમાં આ વસ્તુ યથાર્થપણે આવવાની જરૂર છે અને તે માટે તમારે એક પછી એક યોનિઓ જીવાત્મા કેવી રીતે મેળવે છે તે વસ્તુ સમજવી આવશ્યક છે. જીવાત્મા સૂક્ષ્મનિગોદમાંથી બાદરનિગોદમાં; તેમાંથી પૃથ્વીકાયમાં, વનસ્પતિકાયમાં અને તે પછી જલ, તેજ, વાયુમાં પ્રવેશ કરે છે; ત્યાંથી બે ઇન્દ્રિયવાળી યોનિમાં જીવાત્મા જાય છે અને ત્યાંથી પણ તેને ભિન્નભિન્ન યોનિઓ મળ્યા કરે છે આ દરેક યોનિયોમાં પણ આવી જ પ્રચંડ ભૂલભૂલામણીઓ રહેલી છે. આ સઘળી યોનિઓમાથી પસાર થઈને જીવાત્માને મનુપ્યયોનિમા આવવું પડે છે.

શાસ્ત્રકારોએ ચોર્યાસી લાખ યોનિઓ કહી છે, પરંતુ તેમાથી

એક પણ યોનિ એવી નથી કે જે યોનિમાંથી નીકળેલા ગર્ભજ આત્મા સીધો મનુષ્યયોનિમાં જ આવી શકે. આટલા માટે આ ચોર્યાસી લાખ યોનિઓ એને શાસ્ત્રે આત્મા માટેની ભૂલભૂલામણી કહી છે. યોનિઓને વિષે જે ભૂલભૂલામણી રહેલી છે તેના કરતાં આર્યક્ષેત્રને વિષે વધારે ગંભીર પ્રકારની ભૂલભૂલામણીઓ રહેલી છે તેનો પણ તમારે ખ્યાલ કરી લેવાનો છે.

**શ્રાવકત્વ સુકર્તવ્યને આધીન છે.**

નવગ્રૈવેયક, આઠ દેવલોક સિવાયના તેનાથી ઉપરના ચાર દેવલોક તથા અનુત્તર, આ, સઘળાં સ્થનોએથી જે જીવાત્મા યા દેવ ચ્યવે છે તે સીધો આર્યક્ષેત્રને જ પ્રાપ્ત કરે છે, પરંતુ આર્યક્ષેત્ર એ કાંઈ સુલભ વસ્તુ નથી. આખા ભરતખંડમાં ૩૨ હજાર દેશો છે છે અને તે બત્રીસ હજાર દેશોમાં માત્ર ભરતદ્વીપની અંદર ફક્ત રપા આર્યદેશો છે. ૩૨ હજાર દેશોમાં રપા દેશો તે સમસ્ત જગતનો કેટલામો ભાગ થયો તે વિચારીએ છીએ ત્યારે આર્યક્ષેત્રનો મહાન મહિમા ખ્યાલમાં આવવા પામે છે.

આર્યક્ષેત્ર પણ અનેક કુળોથી અને અનેક જાતિઓથી ભરેલું છે. આર્યક્ષેત્રમાં પણ ભીલ, કોળી, કાછીઓ, કુંભાર, સુથાર, ઇત્યાદિ અનેક કુળોનો અવકાશ છે અને તે સઘળામાંથી શ્રાવક કુળ શોધવાનું છે એનો અર્થ એ છે કે ક્ષેત્રને વિષે જેવી પ્રચંડ ભૂલભૂલામણી છે, તેવી જ ભૂલભૂલામણી કુળને વિપે પણ રહેલી છે. હવે આવી મહાન ભૂલભૂલામણીમાથી જીવ શ્રાવક કુળ કેવી રીતે મેળવી શકે છે, તેનો વિચાર કરો. જે રીતિએ બીજી ગતિઓનાં કર્મો કરતાં મનુષ્યપણાનું સારું કર્મ બાંધ્યું હોય ત્યારે આત્મા અનુષ્યપણામાં જન્મે તે જ પ્રમાણે બીજાં કુળો કરતાં શ્રાવકપણાના કુળનું સારું કર્મ બાંધ્યું હોય ત્યારે અન્ય કુળો રહી જઈને જીવાત્માને શ્રાવક કુળ મળે છે.

શ્રાવકકુળ પણ સુકર્મોને આધીન છે શ્રાવક કુળ ઉત્તમ છે, એ સર્વશ્રેષ્ઠ છે, પરંતુ જીવાત્મા ગમે તેવાં પાપકર્મો કરતો રહે અને શ્રાવક કુળની ભાવના રાખે તો તેથી જીવાત્મા શ્રાવકકુળને શોભાવી

શકતો નથી. ગતજન્મોમાં જેણે શુભ ક્રિયાઓ કરી હશે અને તેને યોગે જો તેણે સારાં કર્મો બાંધ્યા હશે, તો જ તેને શ્રાવક કુળની પ્રાપ્તિ થાય છે.

(૩)

### માતૃગતજાતિનું મહત્ત્વ.

આ રીતે પુનઃ જરા પહેલાંથી આપણે વિચારેલા ક્રમને તપાસી જોઈએ સંસારસાગરમાં ચોર્યાસી લાખ યોનિ છે. ચોર્યાસી લાખ યોનિમાં ગર્ભજના સ્થાન બહુ થોડાં છે. તે સઘળામાં મનુષ્યભવ દુર્લભ છે, મનુષ્યભવની પ્રાપ્તિ થાય તો પણ આર્યક્ષેત્ર મળવું એ મહાદુર્લભ છે, આર્યક્ષેત્રમાં પણ આર્યકુળ દુર્લભ છે અને તેમાંએ શ્રાવક કુળ એ તો અતિદુર્લભ વસ્તુ છે. હવે તમે શ્રાવક કુળ ઉપર આવી પહોંચ્યા છો. પરંતુ તે છતાં પણ જાતિનો વિચાર અહીં શાસ્ત્રકારોએ કર્તવ્ય તરીકે માનેલ છે.

બાપ-પિતાના ઉપરથી કુળ ગણાય છે, પરંતુ જાતિ તો માતા ઉપરથી જ સિદ્ધ થાય છે પિતાનો જે પક્ષ હોય તે કુળ કહેવાય છે અને માતાનો જે પક્ષ હોય તે જાતિ કહેવાય છે પિતા સારા હોય, કુળવાન હોય, ધર્મશ્રદ્ધાવાળા હોય છતાં પણ સુજાતિ મેળવવી એ શ્રાવક કુળ મેળવ્યા પછી પણ મહાદુર્લભ છે, અને એવી સારી જાતિ પણ શુભ ક્રિયાઓ દ્વારા સારાં કર્મો બાંધ્યાં હોય તો જ તેથી પ્રાપ્ત થનારી છે, અન્યથા નહિ! પિતા કરતાં બાળકને ધાર્મિક સંસ્કાર પાડવામાં માતાનુ મહત્ત્વ વધારે છે. પિતા ચુસ્ત શ્રાવક હોવા છતાં માતા મિથ્યાત્વીના કુળની હોય તો કોઈ પણ જાતના સંશય વિના પણ આપણે એમ કહી શકીશુ કે બાળકનો જન્મ બગડયા વિના રહેવાનો નથી જ!

### સુભદ્રાનું મહત્ત્વ.

માતાની જાતિનું મહત્ત્વ કેટલું છે તે આપણે સુભદ્રાસતીના દૃષ્ટાંત ઉપરથી સારી રીતે સમજી શકીએ છીએ. સુભદ્રા એક ચુસ્ત જૈન ગૃહસ્થની પુત્રી હતી. તેનું સૌંદર્ય એટલું બધું આકર્ષક હતું

કે અનેક પુરુષો તેને વરવાની ઈચ્છા કરતા હતા. છેવટે એક અજૈન બૌદ્ધ એવો વિચાર કર્યો કે હું અજૈન છું એટલે સુભદ્રાનો પિતા સુભદ્રા મને આપવાનો નથી. આથી તે નામધારી જૈન બન્યો અને સુભદ્રાને પરણ્યો. પેલો બૌદ્ધ સસરાના કહેવાથી પોતે જુદો રહ્યો છે, જેથી પોતાની જૈનપુત્રીમાં બૌદ્ધના સંસ્કાર ન પડે. પરણ્યા પછી પોતાને પરણનારે કેવો પ્રપંચ કર્યો છે તે વાત સુભદ્રાના સમજવામાં આવી ગઈ. સુભદ્રાએ પોતાના ભાગ્યમાં જે લખ્યું હશે તે થયું છે એમ માનીને તેણે સંતોષ માન્યો અને તે પોતાના જૈનાચાર બરાબર રીતે પાળવા લાગી. સુભદ્રાના સાસુ–સસરા અજૈન હતા, તેમને સુભદ્રાનો જૈનાચાર શલ્યની માફક ખૂંચવા લાગ્યો.

હવે એવું બન્યું કે એક દિવસ સુભદ્રા બારણે ઊભી હતી એવામાં એક તપસ્વી જૈન સાધુ ત્યાંથી પસાર થતા હતા. સાધુના નેત્રમાં રસ્તામાં ચાલતાં કાંઈક ઘાસનું તણખલું પડ્યું હતું અને તેથી તેમની આંખ લાલચોળ બની તેમાંથી પાણી ઝરી રહ્યું હતું. સુભદ્રાએ સાધુને જોઈને તેમને કહ્યું : “મહારાજ ! આપના નેત્રમાં કાંઈક તરણું પડ્યું છે માટે જો આપ ઊભા રહો તો તમારી આંખમાંનું તરણું હું કાઢી નાખું !” સાધુ અનુગ્રહ કરીને ઊભા રહ્યા એટલે સુભદ્રાએ પોતાની જીભ તેમની આંખમાં ફેરવી, જેથી જીભના કરકરા અગ્રભાગને ચોંટીને પેલું તણખલું નીકળી ગયું. સુભદ્રાએ પોતાની જીભ સાધુની આંખમાં ફેરવી તે સમયે તેના કપાળે કેસરનો ચાંદલો કરેલો હતો, આ ચાંદલો લીલો હોવાથી ચાંદલાની છાપ સાધુના કપાળમાં ચોંટી ગઈ.

### કુળકામિનીઓની પરીક્ષા.

હવે એવું થયું કે સાધુ નીકળીને જ્યાં બહાર જાય છે ત્યાં સુભદ્રાની સાસુ આવી પહોંચી. તેણે સાધુના કપાળમાં કેસરના તિલકની છાપ જોઈ અને તેથી તેણે સુભદ્રાને દુરાચારિણી માની લઈ તેના ઉપર વ્યભિચારનું પાતક મૂક્યું. સાસુસસરા વગેરેએ તેનો તિરસ્કાર કર્યો. ખિન્ન થએલી સુભદ્રા આગી શાસનદેવના પાસે જઈ

અને ત્યાં કાઉસગ્ગ કરીને તેણે ઘોર પ્રતિજ્ઞા કરી કે: "હે શાસન-દેવતા! મારા ઉપર જે મહાભયાનક આળ ચઢયું છે તે આળ જ્યાં સુધી નષ્ટ ન થાય ત્યાં સુધી મારે અન્નજળનો ત્યાગ છે.' સુભદ્રાએ આવી પ્રતિજ્ઞા કરી કે તરત જ આકાશવાણી થઈ કે: 'હે સુભદ્રા! તારા ઉપર ચઢેલું આળ આવની કાલે ઊતરી જશે!'

બીજે દિવસે દૈવીશક્તિથી નગરના કિલ્લાનાં બારણાં બંધ થઈ ગયાં બારણાં એવાં બંધ થઈ ગયાં કે તે ગમે તે પ્રકારે ઊઘડે નહિ. બારણા પર હથોડા મારે તો હથોડા ઉછાળીને પાછા પડે. છેવટે આકાશવાણી થઈ કે "જે કોઈ સાચી સતી હશે અને તે મહિલા જો કાચા સુતરના તાંતણાથી ચાળણી વડે કૂવામાંથી પાણી કાઢી તે પાણી બારણા પર છાંટશે, ત્યારે જ આ કિલ્લાનાં બારણાં ઊઘડી જશે!' આકાશવાણી સાંભળી ચંપાપુરીના રાજાએ તેવો ઢંઢેરો પીટાવ્યો રાજાએ જાણ્યું કે મારા અંતઃપુરમાં જે નારીઓ છે તે તો સતીઓ છે જ, એટલે આ કામ અવશ્ય પાર પડશે. આમ ધારી રાજાએ રાણીઓને પાણી ભરવા મોકલી, પરંતુ તેઓ કાચા સુતરથી જ્યાં ચારણી બાંધીને કૂવામાં મૂકે છે કે ત્યા જ સુતરનો તાંતણો તૂટી ગયો મન, વચન અને કાયાએ યુક્ત એવું સતીત્વ કેટલી રમણીઓ પાળે છે તે જાહેર થયું અને હજારો કુળકામિનીઓની બેઆબરૂ થઈ.

## સતી પરીક્ષામાં પસાર.

હવે સુભદ્રાએ આ કાર્ય કરવા સાસુની રજા માંગી સાસુએ જવાબ આપ્યો: 'બેસ! બેસ! તારું સતીત્વ કેવું છે તે તો હું જાણું છું!" સુભદ્રા સસરા પાસે ગઈ. ત્યાંથી પણ એ જ જવાબ મળ્યો. પતિ પાસે રજા લેવા ગઈ ત્યારે પતિએ કહ્યું કે 'મારી માતા તો તારા ઉપર આવું આળ મૂકે છે, પરંતુ મારો તારા ઉપર પ્રેમ છે, માટે જો તારી મરજી હોય તો હું તને આ કાર્યમાં પ્રવૃત્ત થવાની રજા આપું છું.'

સુભદ્રા કૂવા પાસે ગઈ અને તેણે સર્વ દેવ, યક્ષો આદિની સાન્નિધ્યતામાં કહ્યું કે, "હે દેવો, યક્ષો ! અને શાસનદેવતાઓ ! જો મેં મન, વચન અને કાયાથી શીલવ્રત પાળ્યું હોય તો આ કાર્ય મારે હસ્તે પૂર્ણ થજો !" પ્રતિજ્ઞા કરીને સુભદ્રાએ ચાળણી કાચા તાંતણાએ બાંધીને કૂવામાં મૂકી કે તરત જ સડસડાટ કરતી ચાળણી નીચે ઊતરી ગઈ, પાણીથી ભરાઈ બહાર આવી અને તેના પાણીથી ભરેલી અંજલિ સુભદ્રા જ્યાં બારણા પર છાંટે છે કે તુર્ત બારણાં ઊઘડી ગયાં. સુભદ્રાએ ત્રણ બારણાં ખોલી નાખ્યાં અને એક બારણું બીજી સતીઓને તેમનો પ્રભાવ દર્શાવવાને માટે બંધ રહેવા દીધું. આજે પણ ચંપાપરીમાં હજી એ ત્રણ દરવાજા ખૂલ્લા છે અને ચોથો દરવાજો બંધ છે, સુભદ્રાના દિવ્ય જીવનની સાક્ષી પૂરતા ઊભા છે. માતૃગત ઉત્તમ જાતિનું મહત્ત્વ કેટલું છે તે આ કથાનક ઉપરથી સ્પષ્ટ થાય છે.

### માતાની મહત્તા.

બાપ સંતતિને અન્ન આપે છે, તેનું પાલનપોષણ કરે છે, તેનો તે સંરક્ષક છે, એની કોઈથી ના પાડી શકાવાની જ નથી. પરંતુ બાળક ઉપર વધારે પ્રભાવ તો માતાનો જ પડે છે માતા જેવી ક્રિયા કરે છે, જેવું ધર્માચરણ કરે છે અને જે રીતિએ વર્તન કરે છે, તેવી જ છાપ બાળક ઉપર પડે છે. માતાના વર્તનનું જ બાળક અનુકરણ કરે છે. માતા કીડી, મંકોડી, માંકડ ઇત્યાદિને મારવા લાગશે તો બાળક પણ તે જોઈને તેવું જ કરવાને પ્રેરાશે. અને માતા જો રોગી, અપંગ અને લંગડા-લૂલાને દાન આપનારી હશે તો બાળક પણ તેવું જ વર્તન કરવાને લલચાશે. શ્રાવકકુળની જે ગળથૂથી પાવાની છે તે પણ માતાને હાથે જ બાળકને પાવામાં આવે છે.

માતા શ્રાવિકાના ધર્મોને સમજનારી અને તે પ્રમાણે વર્તનારી હશે તો તેની છાપ પણ બાળકોની ઉપર જરૂર પડવાની જ અને તે બાળક કદી પણ ધર્મહીન થવાનો નહિ. પિતા ધર્મને પામેલો નહિ હોય છતાં માતા જો શ્રાવિકાનાં શુભ લક્ષણોથી યુક્ત હશે તો તે

વાળતાં તેને મળનારા રાજા-મહારાજાઓના માન-સન્માનનો અંત આવશે. તત્પશ્ચાત્ તેનું વડીલ તરીકે પણ પરિવારમાં સ્થાન રહેશે નહિ. આટલું છતાં માતા પોતાના સંતાનનું હિત કરવા તત્પર થાય છે અને તેને આર્યરક્ષિતને મળેલ આ વૈભવ અને વિદ્યાથી કશો જ આનંદ આવતો નથી ! માતા શોક કરે છે કે હિંસાથી પ્રેરિત એવાં શાસ્ત્રો મારો સંતાન ભણ્યો છે તેને યોગે ભવમાં ભટકવાપણું તેના ભાગ્યમાં આલેખાયેલુ છે અને એવા સંયોગોમાં મને આનંદ કયાંથી થાય ?

હવે આર્યરક્ષિતની માતાની આ મનોદશા જોડે આજની આપણી મનોદશા સરખાવીએ તો માલૂમ પડે છે કે તેમનામાં રહેલા ધર્મના ભવ્ય સંસ્કારોનો સોમો ભાગ પણ આજે આપણામાં નથી ! તમારો છોકરો બી. એ, એલએલ બી ની પરીક્ષાઓ પસાર કરે છે તો તમને તેથી અતિઆનંદ આવે છે ! હજી તો જો કે એ પરીક્ષાથી તેને કશો જ લાભ થયો નથી. બી. એ કિંવા એલએલ. બી.નો એકે અક્ષર કણિયો વેચાતો લઈને સવાશેર ખીચડી પણ જોખી આપવાનો નથી. છતાં જ્યાં પરીક્ષા પાસ થવાની વાત સાંભળો છો કે પેંડા વહેંચો છો ! પૌદ્ગલિક સંપત્તિ મેળવવાનાં દ્વારો તમારો પુત્ર ઉઘાડે છે તેથી પોતાને આનંદ ન થતો હોય એવાં માબાપ આજે જગતમાં કેટલાં છે તે વિચારો.

### આત્માના કલ્યાણ માટે

શું તમારા છોકરાએ પરીક્ષા પસાર કરી છે એ વાત તમો સાંભળો છો ત્યારે તમોને કદી એવો વિચાર આવ્યો છે ખરો કે: "મારા પુત્રે આ પરીક્ષા પસાર કરી છે, એમાં મારો કે એનો શો દહાડો વળવાનો હતો ?" કદી નહિ ! ! પૌદ્ગલિક સંપત્તિને માર્ગે વળવાની જાહેરાત એટલે જ પરીક્ષા પસાર કરવાપણું છે. છતાં ત્યાં તમોને કદીએ દિલગીરી થતી નથી ! હવે આર્યરક્ષિતજીની માતાના હૃદયનો અહીં વિચાર કરો. આર્યરક્ષિતજીની માતાજી એમ માને છે કે પુત્રે ચૌદ વિદ્યાઓની પ્રાપ્તિ કરી છે, પરંતુ એ ચૌદે વિદ્યાઓ હિંસા, પરિગ્રહ, વિષય-કષાય ઇત્યાદિને પોષનારી છે અને એ સઘળાનું

પરિણામ દુર્ગતિ છે. હવે એ વિદ્યાઓ દ્વારા મારો પુત્ર દુર્ગતિને પંથે જાય તો પછી મારે તેમાં આનંદ શા માટે માનવો જોઇએ? આવા વિચારે આર્યરક્ષિતજીની માતા પુત્રને મળતી સંપત્તિ, માન, વૈભવ એ સઘળાને લાત મારવા તૈયાર થાય છે, આર્યરક્ષિતજીને મળેલી વિદ્યાઓને માતા નરકે લઇ જનાર માને છે અને તેથી એ સઘળાને ભોગે તે આર્યરક્ષિતજીને સુમાર્ગે વાળે છે.

આમ કરવામાં આર્યરક્ષિતજીની માતાનો એક માત્ર હેતુ એટલો જ છે કે ગમે તેમ કરીને પુત્રના આત્માને અને તેના ભવને સુધારવો છે. પુત્રના આત્માના કલ્યાણ ખાતર—સાચા કલ્યાણ ખાતર માતા પુત્રને મળેલા સઘળા વૈભવ, માન, કીર્તિને લાત મારે છે અને તેને આત્મકલ્યાણને માર્ગે વાળે છે. આનું નામ તે શ્રાવિકા તરીકેની ફરજ ઉપરની પ્રીતિ છે.

### શ્રાવક કુળની બલિહારી.

મહાનુભાવો! હવે વિચાર કરો કે આજના સંસારમાં એવી શ્રાવિકાઓ કેટલી છે કે જે આર્યરક્ષિતજી જેવા ભણેલાગણેલા પુત્રને ધર્મને માર્ગે વાળવાને તૈયાર બને! જવાબ એ જ આવશે કે એક પણ નહિ, કિંવા અત્યંત થોડી જ! આર્યરક્ષિતજી માતાની સ્થિતિ એ જ શ્રાવક કુળની સાચી બલિહારી છે. શ્રાવક કુળ અને માતૃગત જાતિનું મહત્ત્વ એ અહીં જ રહેલું છે તે અન્યત્ર નથી જ. પુત્રને ચઢતી ગ્રેડ મળે છે તે એક પરીક્ષા વધારે પાસ કરે છે એટલે આપણે રાજી થઈ જઇએ છીએ, પરંતુ આપણને એ વાતનો તો ખ્યાલ જ નથી આવતો કે પાસ થએલા છોકરાએ દુર્ગતિના ખાતાં વધારે ખોલવાની આજથી જાહેરાત કરી છે! ઠીક!

પોતાનો પુત્ર ચૌદ વિદ્યા ભણેલો છે, તે વેદાંતપારગામી થયેલો છે, પરંતુ માતાને તેથી સંતોષ થતો નથી. માતા સિવાય આખું નગર સ્વાગત કરે છે. પુત્ર પછી માતા પાસે જાય છે. માતા પુત્રને કહે છે કે તું જે વિદ્યાઓ ભણ્યો છે તે સઘળી મિથ્યાત્વાદિ અવગુણોથી ભરેલી છે. તારો અભ્યાસ હિંસક શાસ્ત્રોનો છે એટલે તેનાથી મારે

માતા પોતાના બાળકને સાચો શ્રાવક બનાવી શકશે. ત્યારે પિતા સારા સંસ્કારવાળો હશે તે બાળકને નિરંતર ધાર્મિક સંસ્કારો પાડતો જ રહેશે પરંતુ તે છતાં માતાના સંસ્કારો જો સારા નહિ હોય તો પિતાના પાડેલા સંસ્કારો નકામા જશે અને માતાના વર્તનની છાપ જ બાળક ઉપર દૃઢ થશે; એટલા જ માટે શ્રાવક કુળમાં માતૃગત જાતિનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે.

(૪)

## માતાની મહત્તા પણ ધર્મને અંગે.

માતાની આટલી મહત્તા કહેવામાં આવી છે તે સર્વથા સાચી છે. પરંતુ તે ઉપરથી એમ સમજવાનું નથી કે પિતાની ફરજ બાળકને ધર્મને પંથે જોડવાની નથી. બાળકમાં ધાર્મિક સંસ્કારો રાખવા એ ફરજ જેટલે અંશે માતાની છે, તેટલે જ અંશે પિતાની પણ છે જ. પરંતુ પિતા જે ધાર્મિક સંસ્કારો નાખે છે તે ટકવા અને તેનું પોષણ થવું એ માતા પર જ અવલંબે છે, આથી જ જૈનકુળમાં માતૃગત-જાતિનું મહત્ત્વ કબૂલ રાખવામા આવ્યું છે. જે ઘરમાં માતા શ્રાવિકાના રંગમાં રંગાએલી ન હોય તે ઘરમાં બાપ બાળકમાં ધાર્મિક સંસ્કારો નાંખશે તો પણ તેની અભિવૃદ્ધિ થવાનું મુશ્કેલ બની જશે.

જ્યારે માતા જ જો ધર્મના રંગમાં રંગાએલી હશે, તો સેંકડે નેવું બનાવોમાં તો તેવી માતાનાં સંતાનો કદાપિ પણ ધર્મવિમુખ નહિ જ થાય એ ખુલ્લું જ છે. માતાની મહત્તા કેટલી છે? જો તે ધારે તો પોતાના સંતાનને કેવો ધર્મનિષ્ઠ બનાવી શકે છે તે માટે જૈન સાહિત્યમાં આચાર્ય શ્રી આર્યરક્ષિતસૂરીશ્વરજી મહારાજનું ઉદાહરણ સ્પષ્ટ છે. આર્યરક્ષિતસૂરીશ્વરજી મહારાજના પિતા જાતે બ્રાહ્મણ અને ધર્મે વૈદિકધર્મી હતા. બ્રાહ્મણજાતિમાં તેમના તત્ત્વજ્ઞાન અને લોકવ્યવહારના નિયમો પ્રમાણે ગર્ભથી આઠમું વર્ષ બેસે છે, ત્યારે જનોઇ દેવામાં આવે છે અને પછી તે બાળકનો વિદ્યાભ્યાસ આરંભાય છે, પરંતુ જે બાળકનો પિતા પોતાના બાળકને વેદનું જ્ઞાન આપવા માગતો હોય તે પિતા ગર્ભથી પાંચમું વર્ષ ગણીને

પાંચમે વર્ષે સંતાનને જનોઈ આપી શકે છે. આ પ્રમાણે આર્યરક્ષિતના પિતાએ પુત્રને જનોઈ આપી દીધી હતી અને પછી ગુરુ પાસે વેદવિદ્યાવિશારદ થવા તેમને મોકલી આપ્યા હતા.

**ઉન્માર્ગે થએલી ઉન્નતિનું પરિણામ.**

આર્યરક્ષિત ગુરુને ત્યાં રહીને ખૂબ વિદ્યા ભણ્યા. ચૌદ વિદ્યામાં પારંગત થયા અને પોતાની જન્મભૂમિમાં પાછા આવ્યા. આ વખતે તેમના થયેલા અપૂર્વ સન્માનનો વિચાર કરો. આર્યરક્ષિતે મેળવેલા અપૂર્વ જ્ઞાન માટે રાજાઓ તેમને માન આપતા હતા, તેમની સેવામાં તત્પર રહેતા હતા. લોકોએ તેઓશ્રીને મહાજ્ઞાની માનીને વધાવી લીધા હતા. અને તેમણે મેળવેલા જ્ઞાનના મહિમાથી પોતાના કુટુંબ-પરિવારમાં પણ તેમનું સ્થાન પહેલું હતું.

આવો જીવ પૌદ્ગલિક રિદ્ધિ-સિદ્ધિમાં ડૂબી જાય અને તેનો ભયંકર રીતિએ નાશ થાય તો પણ તેમાં આશ્ચર્ય શું હોય વારૂ? ઉન્માર્ગે જેની ઉન્નતિ થાય છે તે આત્મા આ ભયંકર ભવસાગરમાં મહાભયાનકપણે ડૂબી મરે છે. હવે જો આ સ્થાને આર્યરક્ષિતજીની માતા જૈનત્વથી વાસિત હૃદયવાળી ન હોત તો ભગવાન્ આર્યરક્ષિત-સૂરિજી કે જેઓ જૈનશાસનનું એક રત્ન છે, તેઓ પ્રકાશમાં ન આવ્યા હોત અને મિથ્યાત્વના પ્રલયકારી પંકમાં ડૂબી જ ગયા હોત!

હવે આ સંયોગમાં માતા વિચાર કરે છે કે મારો પુત્ર ચૌદ વિદ્યા ભણ્યો છે, રાજા-મહારાજાઓ તેને અપૂર્વ માન આપે છે, પ્રજા તેને વધાવી લે છે, પરંતુ તેની સઘળી સમૃદ્ધિ તેને મહાભયાનક રીતિએ નરકે લઈ જનારી છે. આવા પ્રસંગમાં માતા તરીકે મારી ફરજ છે કે મારા પુત્રના આત્માનું હિત થાય એવે જ માર્ગે તેને પ્રેરવો જોઈએ.

**ખીચડી પણ નહિ મળે.**

આર્યરક્ષિતજીની માતા આવો વિચાર કરે છે તે અજ્ઞાન નથી. તે જાણે છે કે હું મારા પુત્રને જે માર્ગ દર્શાવવા માગું છું તે માર્ગ આત્માનું કલ્યાણ કરનારો છે, પરંતુ એ માર્ગે પોતાના સંતાનને

રાજી થવાપણું રહેતું જ નથી. તું દૃષ્ટિવાદ ભણે તો જ રાજી થાઉં, તારે તારા આત્માનું કલ્યાણ કરવાની જરૂર છે અને તે જરૂરિયાત દૃષ્ટિવાદ ભણવાથી પૂર્ણ થાય એમ છે, માટે દૃષ્ટિવાદ ભણીને તેમાં પારંગત થઈ આવશે, ત્યારે જ મારો પુત્ર સાચી વિદ્યા ભણ્યો છે એનો મને આનંદ થશે.

વિચાર કરજો કે આર્યરક્ષિતની માતાએ પોતાના પુત્ર ઉપર આ કેવો મહાન્ ઉપકાર કર્યો છે. આજની કેટલી માતાઓ પોતાની સંતતિને આવે શુભ માર્ગે વાળવા તૈયાર છે તેનો વિચાર કરો.

### નાટકકારની દૃષ્ટિ ક્યાં ?

આર્યરક્ષિતજીની માતા પણ જો આજની માફક જ દુનિયાદારીની સ્થિતિમાં ફસેલી હોત તો તેને હાથે આર્યરક્ષિતજીની કેવી દશા થવા પામત તેનો વિચાર કરી લો. આજની તમારી સ્થિતિ તો એ છે કે ગમે તે થાય તો પણ તમારો પુત્ર દુનિયાદારીની કક્ષામાંથી બહાર ન જવો જોઈએ. છોકરાને ધર્મને માર્ગે તમો વાળો છો, તેને ઉપાશ્રયે મોકલો છો, તેની પાસે ક્રિયાઓ કરાવો છો એ બધુ ખરું, પરંતુ તે માત્ર એક ખેલની માફક ! નાટકકારો નાટક કરે છે. રાજારાણીના પાઠો ભજવે છે, રાજાનું પરોપકારીપણું દર્શાવવા પરોપકારીપણાનો અભિનય કરે છે. પરંતુ તેની દૃષ્ટિ તો માત્ર પૈસા ઉપર જ છે અન્યત્ર તેની નજર નથી ! પ્રમાણે તમારી સ્થિતિ પણ એ જ છે કે તમારાં બાળકોને તમો ધર્મકૃત્યોમાં પ્રેરો છો ખરા, પરંતુ તે તમારા સાંસારિક સર્કલમાં તો રહેવા જ જોઈએ. જો એ સર્કલમાંથી કોઈ બહાર જવાની તૈયારી કરે છે કે ત્યાં તરત તમારો વિરોધ ખડો જ છે ! જૈનકુળની મહત્તા કેવી છે તેનું સુંદરમાં સુંદર દૃષ્ટાંત આર્યરક્ષિતજીનું જીવન પૂરું પાડે છે. માતા પુત્રને આત્મકલ્યાણને માર્ગે પ્રેરે છે. પુત્ર પણ માતાનો એ આદેશ યથાર્થ રીતિએ ઝીલી લે છે અને દૃષ્ટિવાદ ભણવાને માટે આચાર્યદેવની પાસે રવાના થાય છે.

### આર્યરક્ષિતજી ઉપાશ્રયમાં.

માતા પોતાની સગાઈનો ઉપયોગ કેવો કરે છે તે પણ અહીં

ખાસ ધ્યાન રાખીને જોવા જેવું છે. આર્યરક્ષિતજીની માતાના ભાઈ એટલે આર્યરક્ષિતજીના મામા શ્રીમાન્ તોસલીપુત્ર મોટા આચાર્ય છે. માતા પોતાની એ સગાઈનો ઉપયોગ દીકરાને સાધુપણું અપાવવામાં કરે છે ! આર્યરક્ષિતજીની માતાના હૃદયમાં એવા વિચારોનો વાસ જ નથી કે મામા તો મોસાળું કરવાને માટે જ જરૂરી છે. ધર્મના પવિત્ર કાર્યને અર્થે તે પોતાની સગાઈનો ઉપયોગ કરે છે અને એ સગાઈનો ઉપયોગ કરીને પોતાના વિદ્વાન્, રાજામહારાજાઓથી પ્રશંસા પામેલા અને પંડિત પુત્રને (પૂર્વાશ્રમી) મામાની પાસે મોકલે છે.

આર્યરક્ષિતજી વેદાંત પારગામી છે, ચૌદ વિદ્યાઓ ભણેલા છે, જાતજાતના સઘળા વ્યવહારોમાં તેઓ કુશળ છે, પરંતુ જૈન આચાર-વિચારમાં તેઓ અજ્ઞાન છે. આવા અજ્ઞાન છોકરાને માતા ગુરુની પાસે મોકલે છે. આર્યરક્ષિતજી ઉપાશ્રયને દ્વારે પહોંચે છે. પરંતુ ઉપાશ્રયમાં કેમ પેસવું, ગુરુને કેવી રીતે વંદના કરવી, તેમાંનું કાંઈ જાણતા નથી. બીજા શ્રાવકો આવે છે તેઓ નિત્યના સ્વભાવ પ્રમાણે 'નિસિહી' અર્થાત્ કે, "હું સંસારના સઘળા વ્યાપારોને તજી દઉં છું" એવા ઉચ્ચારપૂર્વક વંદન કરે છે. તેનું જોઈને આર્યરક્ષિતજી પણ નિસિહી પણ હજુ જેને આવડતી નથી તે નિસિહીનું અનુકરણ કરીને ઉપાશ્રયમાં દાખલ થાય છે અને જેમ બીજાઓ આચાર્યશ્રીને વંદન કરતા હતા તેમ આર્યરક્ષિતજી પણ આચાર્યશ્રીને વંદન કરે છે. બીજા શ્રાવકોને નિસિહી, ઈર્યાવહી વગેરે કરતા દેખીને આર્ય-રક્ષિતજીએ પણ તેમ કરી લીધું હતું અર્થાત્ તેઓશ્રી પહેલાં શ્રાવકો દ્વારા ધર્મ પામે છે, તે પછી તેઓશ્રી આગળ વધે છે અને આચાર્યશ્રી તોસલીપુત્રને વંદન કરે છે.

### સાધુપણા સિવાય સૂત્રાભ્યાસ નહિ.

આચાર્યશ્રી આર્યરક્ષિતને પૂછે છે કે "મહાનુભાવ ! શા માટે આવ્યો છે ?"

આર્યરક્ષિતજી ઉત્તર આપે છે કે મારી માતાએ મને આપ શ્રીમાનની પાસે દૃષ્ટિવાદ શીખવા મોકલ્યો છે.

આચાર્યશ્રી ઉત્તર આપે છે કે "સાધુપણું મેળવ્યા સિવાય દૃષ્ટિવાદ ભણવો શક્ય જ નથી !"

હવે અહીં આર્યરક્ષિતજી જે ઉત્તર આપે છે તે બરાબર ધ્યાનમાં લ્યો ! આજે તો એવું કહેનારા પણ સંખ્યાબંધ માણસો નીકળ્યા છે કે 'સૂત્રો શા માટે એકલા સાધુઓને જ ભણાવવામાં આવે છે, શું અમારી બુદ્ધિ કાંઈ થોડી છે કે અમોને સૂત્રો ભણાવવામા આવતા નથી !" આવું બોલનારાઓને ધર્મના વિષયમાં ગડમથલ કરવી છે, પરંતુ તેમને સમાજનો પ્રત્યક્ષ વ્યવહાર કેવી રીતે ચાલે છે તેટલું પણ જોવું નથી. જગતના સામાન્ય શિક્ષણ તરફ તમે ધ્યાન આપશો તો એ તમોને જણાઈ આવશે કે **ચોક્કસ જ્ઞાન અધિકાર પરત્વે જ પ્રાપ્ત કરી શકાય છે, અન્ય રીતે નહિ.**

મેડિકલ કોલેજનાં સઘળાં પુસ્તકો વાંચી નાંખે, પરીક્ષા માટે ઠરાવેલી સઘળી ચોપડીઓ પૂરી કરે અને તેની પરીક્ષામાં પણ કોઈ વિદ્યાર્થી પાસ થાય, તો પણ તેના આ જ્ઞાનથી તેને દાકતરી જ્ઞાનની ડીપ્લોમા આપવામાં આવતી નથી. કિંવા એવી રીતે પુસ્તકિયા જ્ઞાન મેળવનારાઓને પરીક્ષામાં સ્થાન પામવાને માટે પણ યોગ્ય લેખવામાં આવતો નથી. જે વિદ્યાર્થી પરીક્ષા પહેલાં ઠરાવેલા દિવસે કોલેજમાં દાખલ થાય છે, તેને જ એ પરીક્ષાને માટેનો અધિકારી લેખવામાં આવે છે, એ જ રીતે જ્ઞાનને માટે પણ અધિકાર જોવો આવશ્યક રહ્યો છે.

**સાધુત્વની યાચના.**

હવે આર્યરક્ષિતજીના સંસ્કારો જુઓ. આર્યરક્ષિતજીના સંસ્કારો જોઇએ છીએ ત્યારે તેમના ઉપર પડેલા માતાના સંસ્કારોની છાપ કેવી ભવ્ય હશે તે માલુમ પડે છે. આર્યરક્ષિતજી એવી દલીલ નથી કરતા કે 'શા માટે મને દૃષ્ટિવાદ શીખવવામાં આવતો નથી ?' ગુરુ સાધુને જ દૃષ્ટિવાદ શીખવી શકાય છે એમ કહે છે એટલે આર્યરક્ષિતજી પોતાને સાધુત્વની દીક્ષા આપવાની ગુરુદેવને વિનંતી કરે છે.

ગુરુદેવ કહે છે કે–દૃષ્ટિવાદ એ એવો વિષય નથી કે જે એકદમ શીખવી શકાય. એ તો અનુક્રમે ભણાશે ! આર્યરક્ષિતજી તે પણ કબુલ કરે છે.

મહાનુભાવો ! આર્યરક્ષિતજીના સંસ્કારો કેવા છે તે તપાસો. આર્યરક્ષિતજીના મનમાં એવી સહજ પણ શંકા નથી આવતી કે શું મારી માતા મને દૃષ્ટિવાદ ભણવાનું કહે છે તેમાં મારું કલ્યાણ હશે ખરું ? મારે દૃષ્ટિવાદ શા માટે ભણવો જોઈએ અને શા માટે આ ધન અને માન વગેરેની સરળતાથી પ્રાપ્તિ થાય છે તેને તજી દેવાં જોઈએ ? આર્યરક્ષિતજીના હૃદયમાં એવા કોઈપણ વિચારો આવતા નથી !

માતાનું વચન છે એટલે તે મારું પોતાનું કલ્યાણ સાધનારું જ છે એવું દૃઢપણે માનનારા આર્યરક્ષિતજી તે જ ક્ષણે સાધુ થાય છે અને માતાના વચનથી તેમના મિથ્યાત્વનો અંત આવે છે. પછી તો આર્યરક્ષિતજીની ધાર્મિક ઉન્નતિ થયા જ કરે છે અને તે છેવટે એવી પરમકક્ષાએ પહોંચી જાય છે કે તેઓ જૈનશાસનના એક મહાન્ રત્ન અને યાવત્ પૂર્વધર બને છે !!

### ગળથૂથીમાં શું આપશો ?

આર્યરક્ષિતજીની આ ઇતિહાસપ્રસિદ્ધ કીર્તિ છે અને તે કીર્તિ જૈનશાસનને દેદીપ્યમાન રાખે છે, પરંતુ આપણે જોઈએ તો માલુમ પડે છે કે એ સઘળો પ્રતાપ આર્યરક્ષિતજીની ભાગ્યવતી માતાનો જ છે. પોતાના સંતાનને પૌદ્ગલિક સુખસૌભાગ્યમાંથી ઉગારીને જે માતા ધર્મને માર્ગે પ્રેરે છે, જે માતા પોતાના બાળકને સાચો ધાર્મિક સંસ્કાર પાડે છે અને જે માતા પોતાના બાળકોના આત્માના હિતની ચિંતા રાખીને પોતાનાં સંતાનોનું આત્મહિત સધાતાં જ રાજી થાય છે તે જ માતા અને તેવા જ પિતા જૈન માતાપિતા છે. જૈનકુળનું આ મહત્ત્વ છે અને એ મહત્તામાં પણ માતૃગતજાતિની સુંદરતા, કેટલી આદરણીય છે તે વસ્તુ આર્યરક્ષિતજીની માતા પૂરી પાડે છે.

મહાનુભાવો! જૈનકુળનું આવું મહત્ત્વ હોવાથી જ શાસ્ત્રકાર મહારાજાઓ એમ કહે છે કે ચોર્યાસી લાખ યોનિમાં ગર્ભજ–યોનિ દુર્લભ છે, તેમાંએ મનુષ્યપણું દુર્લભ છે. તે થકી પણ આર્યક્ષેત્ર દુર્લભ છે. આર્યક્ષેત્રમાં પણ જૈનકુળ દુર્લભ છે અને જૈનકુળમાં પણ માતૃગતજાતિ તો વળી એથીય વિશેષ દુર્લભ છે. આવી દુર્લભ માતૃગતજાતિ અને જૈનકુળ પ્રાપ્ત થયા પછી પણ ગળથુથીમાં ત્રણ મહાન્ વસ્તુઓ તો અપાવી જ જોઇએ. એ ત્રણ વસ્તુ જો ગળથૂથીમાં ન અપાઈ તો આ સઘળો મળેલો સુયોગ પણ નિષ્ફળ જવાનો સંભવ આવી પહોંચે છે.

જીવ અનાદિ છે,

કર્મ અનાદિ છે અને

કર્મ સંયોગ પણ અનાદિનો છે.

એ વસ્તુ જૈનત્વની ગળથૂથી છે. હવે એ ગળથૂથી મિથ્યાત્વનો નાશ કેવી રીતે કરે છે તે જોઇએ.

### તમારી ફરજ પૂરી ક્યારે થાય ?

નાનપણમાં બાળકને જે સંસ્કાર પડે છે તે સંસ્કાર તેના શરીર ઉપર અને મન ઉપર બહુ જ અસર કરે છે, અને તે સંસ્કારો કદી નાશ પામતા નથી, એટલા માટે જ બાળકના માનસમાં નાનપણથી જ જો આ સંસ્કારો નાખ્યા હોય તો પછી વિપરીત પરિસ્થિતિ ઉપસ્થિત થતાં તે બાળક ચળી શકતો નથી અથવા મિથ્યાત્વ તરફ ઢળી શકતો નથી, પરંતુ સ્વધર્મના વિચારોમાં દૃઢ રહે છે. તમે આજે પણ વ્યવહારમાં જુઓ છો કે બાળકપણામાં ધાર્મિક વ્યાખ્યાનો વખતે અથવા રાસા ઈત્યાદિ ધર્મગ્રંથોનું વાચન થાય ત્યારે તેમાંથી જે વાર્તાઓ, ચરિત્રો બાળકો સાંભળે છે તે તેઓ મરણપર્યંત યાદ રાખી શકે છે. પરંતુ મોટપણે શાળાઓ વગેરે સ્થળે શીખેલો ઇતિહાસ તેઓ શાળા છોડે છે કે તરત જ ભૂલી જાય છે!

આથી તમારી ખાતરી થશે કે બાળકપણાના સંસ્કાર અત્યંત દૃઢ છે. હવે જો મનુષ્યજાતિ, આર્યક્ષેત્ર, જૈનકુળ અને ઉત્તમ માતૃગતજાતિની પ્રાપ્તિ થયા છતાં પણ બાળકમાં આ ત્રણ સંસ્કારો ન નાખીએ તો ઉપરની સઘળી ઋદ્ધિ બાળકને સુભાગ્યે મળેલી હોય તેને આપણે મિથ્યા બનાવીએ છીએ. આ રીતે જે માબાપો બાળકોમાં આ ત્રણ સંસ્કાર નથી નાખતા તે માબાપ અજાણપણે પોતાના બાળકના શત્રુનું જ કામ કરે છે. જૈન માબાપોની એ ફરજ છે કે મિથ્યાત્વના સંસ્કારો હૃદય ઉપર દૃઢ થતા અટકાવવા માટે આ ગળથૂથી દરેક બાળકને તેમણે આપવી જ જોઇએ જે માબાપો પોતાની આ ફરજ બજાવે છે તે જ સાચા જૈન માતાપિતા હોઈ, એમ માનવું યોગ્ય છે કે તેમણે પોતાનાં સંતાનો પ્રત્યેની અનેક ફરજોમાંની એક ફરજ બજાવી છે.

* ભવિતવ્યતા જો પરિપકવ કરવી હોય તો તથાવિધ વીર્યોલ્લાસાદિની વૃદ્ધિ માટે ઉદ્યમ આદરો.
* આસ્તિક ગણાતા સવ મતોને દેવ, ગુરુ અને ધર્મ આ ત્રણ તત્ત્વો માન્યા વિના છૂટકો જ નથી.
* આત્માએ પરમાત્મા બનવું હોવ તો સ્વ-સ્વરૂપમાં રમણતા કરવી.
* ગુણરાગ એ પ્રશસ્ત રાગ છે. પ્રશસ્ત રાગ જ કર્મ નિર્જરાવે છે અને કર્મક્ષય થયા બાદ એ આપોઆપ પલાયન થાય છે.



# હું કોણ?

[આ મહાભયકર સંસારરૂપી સાગરમાં માનવભવ એ રત્ન બરાબર છે. માનવભવ મેળવવાને માટે કઇ મૂડીની જરૂર પડે છે? કાર્ય અને કારણોનો સંબંધ? કારણ હોય તો કાર્ય થવું જ જોઇએ. માનવભવની મૂડી કેટલી? જુવાની આવતાં સુધી કેટલી મૂડી ખરચવા પામે છે. આપણી દશા કસ્તુરીમૃગ જેવી જ છે. દ્રવ્યદયા અને ભાવદયાનો ભેદ, ૫૦૦ બચાવી ૧૫૦૦ આપનારો ૫૦૦ બચાવનો નથી પરંતુ પંદરસો ગુમાવે છે.]

**સંસારસાગર.**

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય યશોવિજયજી મહારાજ ભવ્યજીવોના ઉપકાર માટે સૂચવી ગયા છે કે આ ભયંકર ભવસાગર એ એક સાગર–સમુદ્ર જ છે સમુદ્ર જેવો વિશાળ છે તેવો જ આ સંસાર પણ વિશાળ છે. સમુદ્ર જેવો ભયંકર છે તેવો જ આ સંસાર પણ ભયંકર છે. સમુદ્રમાં જેમ પ્રચંડ મચ્છકચ્છપોની વસ્તી હોય છે તેજ પ્રમાણે કામ, ક્રોધ, મદ, મોહ, લોભ આદિ મચ્છકચ્છપોનો આ સંસારસાગરમાં પણ વિસ્તાર છે. જેમ સમુદ્રમાં લુંટારા, ચાંચીયા ઇત્યાદિ હોય છે. તેવા જ સગાસ્નેહી રૂપ લુંટારા, ચાંચીયા આ સંસારમાં પણ વિદ્યમાન હોય છે, અને જેમ એ સમુદ્રમાં પડેલી વસ્તુ પડયા પછી તે હાથે ચડવી દુર્લભ છે તે જ પ્રમાણે જો માનવભવરૂપી રત્નને આપણે આ સંસાર સાગરમાં ખોઇ નાખીએ તો તે ફરી પામવું અતિ મુશ્કેલ છે. હવે અહીં તમારે મુખ્ય એ વાત સમજવાની જરૂર છે કે ખોઈ નાંખેલો માનવભવ પુનઃ મેળવવો એ શાસ્ત્રકારોએ મહામુશ્કેલ વાત છે એમ શા માટે અને શા આધારે કહ્યું છે?

## માનવદેહની મૂડી.

માનવભવ મળ્યો છે, એ વાત તમે બધા જાણો છો. માનવભવ મળે છે એ જોઈને તમે ખુશ થાઓ છો. પરંતુ એ માનવભવ કેમ મળ્યો છે? એ વાત તમે કદી વિચારતા નથી. મનુષ્યદેહ એ ખરેખર ભાગ્યના ઉદયથી મેળવી શકાય છે. જ્યારે પ્રકૃતિએ પાતળા કષાયોવાળા થયા હોય, દાનરૂચિ અને મધ્યમગુણોવાળા થયા હોય તેવા જ આત્માઓ માનવદેહને પામી શકે છે. ઇચ્છા રાખ્યાથી જ કોઈને આ માનવદેહ મળી શકતો નથી. ઇચ્છા રાખવાથી જ જો ધારેલી ચીજ મેળવી શકાતી હોત તો આ જગતમાં કોઈ પણ માણસ ગરીબડો રહેવા જ ન પામ્યો હોત

બધા જ માણસો એમ ઈચ્છા રાખે છે કે હું યૌવનવાન, ધનવાન, અને શક્તિમાન થઈ જાઉં! અને જો ઇચ્છામાત્રથી જ એમ બનતું હોત તો તો બધા જ તેવા થઈ જાત! આપણે વરસાદ પડે અને ખેતરની પાળ ઉપર જઈને એવી ઈચ્છા કર્યા કરીએ કે "આ ખેતરમાં દાળ, ચોખા ને ઘઉં પાકો" "આ ખેતરમાં દાળ ચોખા ને ઘઉં પાકો!" તો એથી વણ વાવે, વણ ખેડે તેમાં કાંઈ જ પાકવાનું નથી!!

## સંસારનો સિદ્ધાંત શું?

ખેતરમાં જો તમે ઘઉંનો દાણો વાવ્યો હશે તો તમે ઈચ્છા રાખશો તો પણ એ દાણો ઊગી જ નીકળવાનો છે, અને તમે ઈચ્છા ન રાખો તો પણ એ દાણો ઊગી જ નીકળવાનો છે. અને કદાચ દાણો વાવ્યા પછી તમે એવી ઈચ્છા કર્યા કરો કે "આ દાણો ન ઊગે તો ઠીક! આ દાણો ન ઊગે તો ઠીક!" તો પણ એ દાણો તો ઊગી જ નીકળવાનો છે! ઈચ્છા હો અથવા તો ન હો પણ જો કારણો મળે તો કાર્ય થવાનું જ એ આ જગતનો સનાતન સિદ્ધાંત છે. આ જગતમાં એવું કોઈ પણ માણસ નથી, અરે માણસ તો શું પણ પશુ–પક્ષીઓ પણ નથી કે જે દુઃખ, રોગ અને આપત્તિને ઈચ્છતા હોય! આમ છતાં જગતમાં સેંકડો જીવોને દુઃખ, પાપ અને દુર્ગતિથી આપણે ઘેરાએલા જોઈએ છીએ.

એ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે જેને કોઇ માંગતું નથી, જેને કોઈ ઇચ્છતું નથી અને જેનો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી તેવી ચીજ પણ કાર્યકારણભાવથી જીવોને આ જગતમા આવી મળે છે! દરેક આત્માને એવી જ ઇચ્છા હોય છે કે હું નીરોગી રહું તો સારું, મને રોગ ન આવે તો ગંગા નાહ્યા! આમ રોગને કોઇ નથી ઇચ્છતું છતાં રોગ થાય છે. એના ઉપરથી એવું એક જ અનુમાન ગમે તેવી સામાન્ય બુદ્ધિનો માણસ હોય તો પણ તારવી શકે છે કે જેવાં કારણો બને છે તેને અનુસરતું કાર્ય થાય છે.

### કારણો હોય તો કાર્ય થવાનું જ.

તમોને રોગની ઇચ્છા ન હોય છતાં જો રોગનાં કારણો મળે તો જરૂર રોગ થવાનો જ! તમારા શરીરમાં નીરોગીપણાનાં કારણો ભેગાં થયાં હોય તો તમારો શત્રુ તમારું ગમે તેવું ભૂંડું તાકયા કરે તો પણ તમે નીરોગી જ થવાના! એ જ પ્રમાણે આ જગતમાં બધાને સુખની જ ઇચ્છા છે, કોઇને દુઃખની ઇચ્છા નથી. સઘળાને સદ્ગતિની જ ઇચ્છા છે, કોઇને દુર્ગતિની ઇચ્છા જ નથી. છતાં જો સુખનાં અને સદ્ગતિનાં કારણો ન મેળવીએ તો સુખ અને સદ્ગતિ ન જ મળે, અને દુઃખ અને દુર્ગતિની ઇચ્છાનાં જ જો કારણો મેળવ્યાં હોય તો જરૂર દુઃખ અને દુર્ગતિ જ મળ્યાં કરવાનાં!

આ સંસારમાં અસંખ્ય જીવો છે. કીડી, મંકોડી, કાગડા, કબૂતર, પોપટ, મેના, શિયાળ, ગધેડા, ઘોડા, પાડા, ફળ, ફૂલ ઇત્યાદિ ઘણા જીવો છે, એ સઘળા જીવો આપણી સાથે જ માણસ તરીકે કેમ ન અવતર્યા એ પ્રશ્ન કદી કોઇએ વિચારી જ જોયો નથી. તમે જ્યારે આ પ્રશ્નને વિચારી જોશો, ત્યારે જ તમોને તમારા માનવભવની મહત્તાનો સાચો ખ્યાલ આવશે.

### મનુષ્યભવનાં કર્મો.

આપણને આર્યક્ષેત્ર મળ્યું છે, આર્યદેશ મળ્યો છે, ઉત્તમ કુળ મળ્યું છે અને માનવજાતિ પણ મળેલી છે, ત્યારે બીજી તરફ અનેક જીવોને એવી કશી જ સગવડ મળી નથી. કોઇ પશુની યોનિમાં છે,

તો કોઇ પક્ષીની યોનિમાં છે, કોઇ વૃક્ષાદિની યોનિમાં છે ઇત્યાદિ જીવોનાં અનેક સ્થાનો છે. અન્ય જીવોને સારી યોનિ નથી મળી, જ્યારે આપણને સારી યોનિ મળી છે. એ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે આપણે આ મનુષ્યભવ મેળવવાને લાયકનાં કર્મો બાંધ્યા હતાં તેથી આપણને મનુષ્યભવ મળ્યો છે, જ્યારે વૃક્ષાદિએ તેવાં કર્મો ન બાંધવાથી તેઓ માનવભવને પ્રાપ્ત કરી શકયા નથી. મનુષ્યપણારૂપી પેઢી આપણા આત્માએ ઊભી કરી છે. હવે દરેક વખતે દરેક સ્થાને પેઢી ઊભી કરવાને માટે કાંઇપણ સિલક હોવી જ જોઇએ. એવો જે નિયમ છે તે જ પ્રમાણે આ માનવભવરૂપી પેઢીને માટે આત્માને કઈ મૂડી રોકવી પડી છે ? આત્માની કઈ મૂડી ઉપર આ માનવભવની પેઢી ઊભી કરવામાં આવી છે તે જુઓ. મનુષ્યપણાની ગતિ, આયુષ્ય અને પંચેન્દ્રિયપણું એ જ્યારે ઊભાં થયાં ત્યારે આ પેઢીની સ્થાપના થઈ અને ત્યારથી આ પેઢીની જાહેરાતનો આરંભ થયો.

### માનવભવનું કર્મ શી રીતે મળે ?

પહેલાં સ્થિતિ એ હતી કે આપણે મા-બાપને ઓળખતા ન હતા, માબાપ આપણને ઓળખતાં ન હતાં. જે જગ્યાએ આપણો જન્મ થયો છે ત્યાં એવું નથી બન્યું કે માબાપે આપણને પસંદ કરીને લીધા છે, અથવા તો આપણે મા-બાપને પસંદ કર્યા છે ! પરંતુ મનુષ્યપણાનું આયુષ્ય બાંધ્યું હતું તેને યોગે માતાની કુક્ષિમાં આપણે અવતર્યા છીએ. આ સઘળાનું કારણ બીજું કાંઈ જ નથી પરંતુ કર્મ જ છે. આપણાં કર્મો એ રીતનાં હતાં, એટલે જ આપણે માતાની કુક્ષિમાં અવતર્યા હતા. આ સઘળો પ્રભાવ કર્મનો જ છે, પરંતુ આપણે એ કર્મનો કેવી રીતે નાશ કરી શકીએ એ વાત ન વિચારીએ ત્યાં સુધી તેથી કાંઈ લાભ થવાનો નથી. કર્મ શું છે એ પહેલાં જાણવાની જરૂર છે. કર્મ એવી ચીજ નથી કે જેને પકડી લઇએ અથવા તો ધક્કો મારીને કાઢી મૂકીએ, મનુષ્યપણાનું કર્મ કે જેને લીધે આપણે માનવભવ પામ્યા છીએ તે કર્મ પણ લાવેલું આવવા પામતું નથી, અથવા તેને ધક્કો મારી કાઢી મૂકવાનું વિચારીએ

તો પણ તેને ધક્કો મારી કાઢી મૂકી શકાતું નથી ! ત્યારે વિચાર કરો કે એ કર્મ કેવી રીતે પ્રાપ્ત થાય છે અને તેનો કેવી રીતે નાશ થાય છે.

જે વડે અંધારું આપોઆપ દૂર થઈ જાય છે ને અજવાળું આવી શકે છે. તે જ પ્રમાણે આપણે પુણ્ય અથવા પાપને પણ લાવી અથવા તો કાઢી શકતા નથી, પરંતુ એવાં કારણો ઊભાં કરી શકીએ છીએ કે જેથી પુણ્ય અને પાપનો એની મેળે અનુક્રમે વિકાસ અને વિનાશ થાય ! પુણ્ય આવે અને પાપ ચાલ્યું જાય !! પુણ્ય અને પાપને આપણે લાવી શકતા નથી, અથવા તો ખસેડી શકતા નથી, પરંતુ આપણે તેનાં કારણો ઊભાં કરી શકીએ છીએ. હવે એ કારણો શી રીતે ઊભાં થાય છે તે જુઓ.

### રોકડ કેટલી છે તે ગણો !

અહીં એક વાત યાદ રાખી લ્યો કે પુણ્ય અને પાપનાં કારણોને આપણે લાવી શકીએ છીએ અને તેને ટાળી પણ શકીએ છીએ હવે આ વાતનો વિચાર કરો કે જે કારણો ઉપસ્થિત કરવાથી આ માનવભવ જ મળ્યો તે કારણો ક્યાં ક્યાં છે ? આપણે આ માનવભવની પેઢી માંડી છે

આ જીવરાજ શેઠની પાસે ૩૬૦૦૦ મૂડી છે ! વધારેમાં વધારે છત્રીસ હજારની મૂડીથી આ વેપાર શરૂ થયો છે. એ મૂડી તે રોકડા રૂપીઆ સમજવાના નથી, પણ એ છત્રીસ હજાર દિવસો છે ! એ છત્રીસ હજારની ઉપર તમોને રાતી પાઈ પણ મળે એવી નથી. આ છત્રીસ હજાર રૂપીઆમાંથી ૭૨૦૦ રૂપીઆ તો જોતજોતામાં વપરાઈ જાય છે ! વીસ વરસે માણસને જ્ઞાનપૂર્વક સાચી સમજણ આવે છે. અર્થાત્ સમજણો થતાં જ વીસ વર્ષ વહી જાય છે, એ વીસ વર્ષના ૭૨૦૦ રૂપિયા તો ગયા ! હવે બાકી રહ્યા તેની વાત કરો.

હું માનવભવનું કર્મ લઇને આવ્યો છું અને એથી જ મને આ માનવભવ મળ્યો છે એવી સમજણ આવતાં વીસ વરસ ગયા પછી પડયા ઘરસંસારની ઘાણીમાં ! આ ઘાણી એવી જબરી છે કે વાત

ન પૂછો. આ ઘાણીમાં બસો પાંચસોની રોકાણ તો ચાલતી જ નથી, પરંતુ એક વાર એમાં પડયા એટલે પૂરેપૂરી ૧૦૮૦૦ની રોકાણ તો જાણે–અજાણે થઈ જાય છે ! જે આત્મા સંસારમાં પડયો તેમાંથી કોઈક જ સુભાગી દીક્ષા લઈને છટકી શકે છે, બાકીના તો ઘાંચીની ઘાણીએ ચઢી બેઠા પછી ત્યાંથી ઊતરવાની વાત જ શેના કરે ? આમ ને આમ પચાસ વર્ષ તો વહી જાય છે ! વીસ વર્ષ બાળક દશાના અને ત્રીસ વર્ષ ગૃહસંસારના ! ત્રીસ વર્ષ એટલે જ ૧૦૮૦૦ દિવસ !

**હવે બાકી કાઢો !**

આટલી મૂડી ગુમાવ્યા પછી ઘણાની તો મૂડી જ બાકી રહેતી નથી. ઘણાની ૩૬૦૦ની જ મૂડી બાકી રહે છે, અને એનાથી વધારે મૂડી તો ભાગ્યે જ કોઇ ભોગવી શકે છે. હવે એ ૩૬૦૦ની મૂડીમાં ધર્મખાતું ખોલવાનું મન થાય છે, પરંતુ એ ખાતું ખોલવું એ કાંઈ સહેલું નથી ! ધરમખાતું ખોલવું એટલે ધાર્મિક જ્ઞાન લેવું અને તેને આચરવું. પણ આચરવાનું તો દૂર રહ્યું, પણ એનું જ્ઞાન લેવાનું જ પહેલું તો મુશ્કેલ છે ! જગતનું વ્યાવહારિક જ્ઞાન પણ જો બાલ્યાવસ્થામાં આવી ગયું તો આવી ગયું અને નહિ તો ખલાસ ! એ જ્ઞાન મેળવવાનું પણ રહી જાય છે અને એને માટે પણ આવતા જન્મને ભરોસે રહેવું પડે છે. દુનિયાદારીના જ્ઞાનની પ્રાપ્તિની આટલી મુશ્કેલી છે તો પછી ધાર્મિક જ્ઞાનની મુશ્કેલીનું તો પૂછવું જ શું ? દુનિયાદારીના જ્ઞાનમાં તમે રીઢા થએલા છો, તમે ઘડાએલા છો, તમે અનેક પરંપરાએ એ સંસ્કારો મેળવ્યા છે, છતાં પચાસ વર્ષ પછી એ જ્ઞાનમાં પણ તમે નથી ફાવી શકતા, તો પછી પચાસ વર્ષ પછી ધાર્મિક જ્ઞાન લેવાની જેઓ વાતો કરે છે તેમની બુદ્ધિને માટે તો કહેવું જ શું ?

**બાકી રહ્યા ૧૦–૨૦ કે ૩૦.**

પચાસ ગયા પછી બહુ બહુ તો ૧૦–૨૦ કે ૩૦ વર્ષ રહ્યાં ! એ વરસોનો વિચાર કરો. એટલું સમજી લો કે એક દહાડે કોઈ એ દહાડાનું આયુષ્ય આ જગતમાં ભોગવી શકતું નથી. એક દિવસનું

આયુષ્ય ભોગવીએ ત્યારે બીજો દિવસ મળે છે. પાંચમાનું આયુષ્ય પૂરું થાય છે ત્યારે જ છઠ્ઠાનું આયુષ્ય મળે છે. એટલે એકનો ખર્ચ કરીએ છીએ ત્યાર પછી બીજો આવે છે. આ પ્રમાણે વહેતા પાણીની માફક આખી જિંદગી ચાલી જાય છે. જેમ એકાદ દારૂડિયો દારૂ પીને પડે છે અને તેને જગતનું ભાન હોતું નથી. પોતાના હિતા–હિતનું ભાન હોતું નથી. પોતાની કીર્તિ, પ્રતિષ્ઠાનું ભાન હોતું નથી, અને સમય પસાર થઈ જાય છે, તે જ પ્રમાણે આ જીવાત્માને પણ તેના હિતાહિતનું ભાન હોતું નથી. અને જીવાત્મા કાળ પસાર કરીને કર્મોમાં બંધાતો જાય છે. આત્માને પણ એ વાતનું ભાન રહેતું નથી કે હું કોણ છું? ક્યાથી આવ્યો છું? ક્યાં જવાનો છું? અને મારી શી ગતિ થવાની છે! આ જીવ પોતે એમ પણ નથી વિચારતો કે મારું સ્થાન ક્યાં છે? અને હું અહીં ક્યાંથી અને કેવી રીતે આવ્યો છું?

### શરીરનું રત્ન કયું?

માણુસ જેમ દારૂ પીએ છે અને પછી મસ્ત થઇને રસ્તામાં પડે છે તેમ આ આત્મા મોહમદિરા પીને મસ્ત બન્યો છે, અને તે જગતમાં પડયો છે! તેને પોતાના સ્વાર્થનો પણ ખ્યાલ નથી, અને પોતાની ચીજનો પણ ખ્યાલ નથી. તમે શરીરના રત્નને આંખ ગણો છો, આંખના જેવો શરીરનો બીજો કોઈ પણ અવયવ તમે કિંમતી માનતા નથી. એ આંખને લોકો રત્ન કહે છે, રત્નને આ જગત જુએ છે. આપણી આંખ તો આ દુનિયાને જુએ છે. બધી વસ્તુનું અવલોકન કરે છે, અને તેનું આપણુને જ્ઞાન થાય છે, છતાં એ આંખમાં પણ એક મોટી ખોડ એ છે કે તે આખા જગતને જુએ છે, પરંતુ પોતાને જ તે જોઈ શકતી નથી!!

આ જીવ શરીર ધારણ કરે છે એટલે પહેલવહેલો તે માતાને અને તેના સ્તનને જુએ છે, અને તે જ આખી દુનિયા છે એમ સમજે છે! મોટો થયો એટલે રમતમાં પડયો. ત્યા બાલમિત્રોને જ ઝંખે છે અને તે મળ્યા એટલે બધું મળ્યું એમ માને છે. નિશાળે

ભણવા મોકલો એટલે વિદ્યા અને વિદ્યાર્થીને જ ઝંખે છે, અને પોતાના ભાઈબંધો અને મોજમજાહ મળી એટલે તેમાં જ દુનિયા પૂરી થઈ છે એમ સમજે છે. હવે પરણે છે. પરણ્યા પછી સ્ત્રીપુત્રાદિની ઉપાધિવાળો થયો એટલે તેને જ ઝખે છે, અને આખરે મૃત્યુ–શય્યાએ પડે છે, ત્યાં પણ આ શરીરજીવનને જ ઝખે છે. માંદો પડે છે તો આરોગ્યને ઝંખે છે : આરોગ્ય મળ્યું તો વિષયોને ઝંખે છે : વિષયો મળ્યા તો તેથી મળતા પૌદ્‌ગલિક લાભને ઝંખે છે : એક લાભ મળ્યો તો બીજો લાભ વિચારે છે પરંતુ :—

**આ આત્મા આખી જિંદગીમાં એક પણ પળ એવી મેળવતો નથી કે જે સમયે તેણે પોતે પોતાને ઝંખીને એમ વિચાર્યું હોય કે હું કોણ છું ?**

### પોતાનો વિચાર કર્યો ?

આ આત્માએ આખી જિંદગીભર જીવન ધારણ કરીને સમયે સમયે પૈસા–ટકાનો, સ્ત્રીપુત્રાદિનો, માલમિલકતનો અને ધંધાપાણીનો જ વિચાર કર્યા કર્યો છે. પરંતુ તેણે એક પણ વખતે પોતાને ઝંખ્યો નથી. તેણે એવો વિચાર કદી પણ કર્યો નથી કે હું કોણ છું ? અને મારું આ જગતમાં શું થવાનું છે ! તેણે એવો સ્વપ્ને પણ ખ્યાલ કર્યો નથી કે હું આ સંસારમાં શું લઇને આવ્યો હતો ? અને મેં શું મેળવ્યું છે ? અને શું ગુમાવ્યું છે ! જે આત્મા પોતે પોતાના જ વિચાર વિનાનો છે તે બેદરકાર શેઠની માફક અધોગતિએ જ જાય છે ! ઉડાઉ માણસ–જુગારીઓ હંમેશાં પોતાની કોથળી સામે જોતો નથી. પરંતુ કેટલો ખરચો કરવાનો છે તે જ વાત તપાસે છે, પરંતુ તેની એ રીતભાતનું પરિણામ એ આવે છે કે છેવટે તે દેવાળું જ કાઢે છે ! આત્મા પણ આવો ઉડાઉ અને દેવાળિયો જ છે. તે પોતાનું આયુષ્ય રોજ રોજ ધર્મારાધન કર્યા વિના ભોગવ્યે જાય છે, પરંતુ **“હવે પછી શું”** એવો પ્રશ્ન કદી તેના અંતરમાં ઊઠતો જ નથી ! ! હવે આવો દેવાળિયો લાદ્ય–નાદારી લે તેમાં તેનો દોષ કે બીજાનો દોષ ?

### આવક થઈ કે ખોટ !

તમે તમારું આયુષ્ય રોજનું રોજ ભોગવ્યે જાઓ છો. છેલ-છબીલાપણું કરો છો અને કોથળી ખાલી કરો છો, પરંતુ તમોને કદી પણ એવો વિચાર નથી આવતો કે ભાઈ! આ કોથળી ખલાસ થઈ ગયા પછી મારી દશા ટાંટીયા ઘસવાની થવાની છે, અને અત્યારે જે છેલબટાઉપણું ભોગવી રહ્યો છું તે અવળું નીકળી જવાનું છે! આપણો જીવ મનુષ્યગતિ પામીને માનવ આયુષ્ય ભોગવ્યે જ જાય છે, પરંતુ તે કદી એવો વિચાર તો કરતો જ નથી કે હું આ માનવભવની પેઢી ખોલી બેઠો છું તેમાં મેં આવક કરી છે કે ખોટ મેળવી છે?! આ તો ભયંકર બેદરકારી કહેવાય કે તદ્દન મૂર્ખાઈ કહેવાય તે વિચારો. જે માણસ જગતમાં માત્ર ખરચા કરવાની જ વાતો કર્યા કરે છે અને આવક સામે જોતો નથી અથવા તો આવકનાં સાધનો ઊભાં કરવાનો પ્રયત્ન કરતો નથી તે કેવળ છેલબટાઉ જ છે એ નક્કી માનજો. એ જ પ્રમાણે આ આત્મા ચોવીસે કલાક આયુષ્ય ભોગવે છે, ત્રસપણું, પંચેન્દ્રિયપણું આદિ બધું ભોગવે છે, પણ આવકનો રસ્તો કરવાનું એ ચસકેલ જીવડાને કદી ભાન આવવા પામતું નથી!

### છેલછબીલા ફોકટલાલ !

છેલછબીલા થઈને ફરનારા ફોકટલાલઓ આવક થાય તો તે ફેંકી દેતા નથી. એ આવક તેઓ ગૂપચૂપ ખીસામાં ભેળી કરી દે છે, પણ આવક થવાનું ઇચ્છવા માત્રથી આવક થતી નથી, આવક તો ત્યારે જ થાય છે કે જ્યારે આવકનાં સાધનો સૂઝે છે! એ જ પ્રમાણે આ આત્માનું તારણ પણ ત્યારે જ થઈ શકે છે કે જ્યારે આત્મા પુણ્યના માર્ગો વિચારે છે! મોક્ષ અથવા પુણ્ય એ ચકડોળનો ઘોડો નથી કે પાઈ આપી એટલે ચઢી બેઠા! છેલબટાઉ માણસ પૈસો ઇચ્છે તેની માફક આત્મા પણ પુણ્યને ઝંખે તો અવશ્ય મળે છે જ, પણ ઝંખવા માત્રથી પુણ્યની પ્રાપ્તિ થતી જ નથી. પુણ્યની પ્રાપ્તિ

તો ત્યારે જ થાય કે જ્યારે આત્મા પુણ્યના માર્ગો વિચારે છે. આત્માને પુણ્યના રસ્તા વિચારવા માટે આઘે જવાની જરૂર નથી! એ રસ્તા એના હાથમાં જ છે.

### કસ્તુરીમૃગની મોહદશા

આત્માને પુણ્યપ્રાપ્તિના રસ્તા માટે બહાર જોવાની જરૂર નથી. તે રસ્તા તેના આત્મામાં જ સમાએલા છે પરંતુ પેલા કસ્તુરીમૃગની માફક એ રસ્તા મેળવવા માટે દૂરનો દૂર જ ભાગે છે! મનુષ્યત્વની પુણ્યપદ્ધતિ બાંધવાની તાકાત બીજા કોઈનામાં નથી, પરંતુ આત્મામાં—પોતાનામાં જ રહેલી છે. તે બીજા પાસેથી લાવવાની નથી.

### આપણું માનસ કેવું છે?

આ જીવને સદાચાર તરફ સ્વાભાવિક વલણ નથી, પરંતુ દુરાચાર તરફ સહજ વલણ છે, દુરાચાર આદરવા માટે તમોને નોતરું આપવાની જરૂર જ પડતી નથી! અને સદાચાર આદરવા માટે નોતરું મળે તો પણ તમારી ત્યાં જવાની પ્રવૃત્તિ સ્હેજે હોતી નથી. અપલક્ષણો તરફ આત્માનો ચાહ સ્વાભાવિકપણે જ રહેલો છે. કેવળ માણસોની જ વાત નથી, પશુઓમાં પણ એ જ વાત છે. તમે ઘોડાને ઘાસ નાંખી બારણે બાંધ્યો હોય અને તેની પાસે જ તમે ઘાસ નાખીને બીજો ઘોડો બાંધશો તો દરેક જણ, પોતાના મોં આગળનો ઢગલો કાયમ હોવા છતાં એક બીજાનો ઢગલો જોઈને જીભ લપલપાવશે, અર્થાત્ આત્મા આરંભ, પરિગ્રહ, વિષય, કષાય તરફ તૈયાર જ છે, કાંટામાં પડવું અર્થાત્ નરકે જવું અને તેના માર્ગભૂત વિષયાદિ સેવવાં એ બાજુએ આ જીવ ઉપદેશ વિના જ ઝૂકી પડેલો છે, જ્યારે બીજી બાજુએ તમે જુઓ છો કે સદાચારે તે વાળેલો પણ વળતો નથી!

### કેદખાનાં, દવાખાનાં અને મંદિરો.

કોઈ એવી દલીલ કરતો આવશે કે જીવનું સ્વાભાવિક વલણ તો પાપ કરવાનું જ નથી, તો તેની એ દલીલ ટકી શકવાની જ નથી. આ જૈનેતર જગતમાં કેદખાનાં અને દવાખાનાં વધારે છે પણ

નામધારી સાધુઓને રહેવાના મઠો-મંદિરો કે ઉપાશ્રયો થોડા છે, તો પછી સાચા સાધુઓને માટે તો કેટલા હશે એની કલ્પના કરવી જ બસ છે ! આપણા સમાજમાં પણ જુઓ છો કે ઉપાશ્રયો ગણ્યાગાંઠયા છે, પરંતુ ગૃહસ્થનાં ઘરો તો અગણિત છે. આથી સિદ્ધ થાય છે, કે આત્માની સ્વાભાવિકતા પતનની છે, ઉત્થાનની નથી આ જીવને ખાવું, પીવું, લેવું, દેવું, ઘાલમેલ, ધમાલ, ઈત્યાદિ ગમે છે અને તેમાં જ રાચી રહેલો છે. આ જીવને એવો વિચાર કદી આવતો નથી કે હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? મારી શી દશા હતી ? શી દશા છે ? અને શી દશા થવાની છે ? મારું મૂળસ્વરૂપ મને શી રીતે મળી શકે એમ છે અને મારા એ સ્વરૂપની પ્રાપ્તિમાં મને ક્યાં વિઘ્નો નડે છે ! અને એ માર્ગં વિઘ્નો હું કેવી રીતે ટાળી શકું એમ છું ?

### દયા અને તેના પ્રકાર.

આ આત્મા જ્યારે આવો વિચાર કરે છે ત્યારે જ તે ભાવદયાની સ્થિતિને પામે છે. દ્રવ્યદયા સમજુ અને અણસમજુ બંને આચરી શકે છે. ક્રૂરમાં ક્રૂર માણસોને પણ સામા માણસને મરતો દેખીને દયા આવે છે, પરંતુ તેમની એ દયા ભાવદયા નથી, પરંતુ દ્રવ્યદયા છે, પરંતુ આ દ્રવ્યદયાવાળાઓ બારણાં ઉઘાડાં રાખીને બાળે કૂચા મારે છે ! એક અન્ય આત્મા મરવા પડયો હોય તેથી તેઓ કંટાળે છે, એની તેને દયા આવે છે, પરંતુ પોતાનો જ આત્મા સેંકડો જન્મ અને સેંકડો મરણ પામ્યો છે, પામે છે અને પામશે, તેનું ભાન નથી અને એ અસંખ્ય જન્મમરણનાં કારણોને તે દૂર કરવા માગતો નથી ! મરણથી આખું જગત ડરે છે, આખી દુનિયા જીવવા ઇચ્છે છે, પરંતુ જગતનો એ ડર માત્ર ચાલુ મરણને અંગે જ છે, અને તેથી પ્રત્યેક જીવ-અનેક જીવો અનેક મરણોની સામગ્રી પ્રતિક્ષણ તૈયાર જ કરે જાય છે, તેથી કોઈને ડર કે ક્ષોભ થતો નથી ! આત્મા સિત્તેર કોડાકોડી સાગરોપમની મોહની સ્થિતિ બાંધે છે, એ કર્મ ભોગવવાને કેટલાં વરસ જોઈએ ? જગતમાં તેત્રીસ

સાગરોપમે એક મરણ તો ચોક્કસ જ છે. આ આત્માને સિત્તેર કોડાકોડી સાગરોપમ સુધી થવાવાળા અસંખ્ય જન્મમરણનો તો ખ્યાલ જ નથી. પરંતુ તેને માત્ર એક જ આ ભવના મરણનો ડર લાગે છે.

**જગત્ મિથ્યા ત્યારે સત્ય શું ?**

આ જગતમાં બધું મિથ્યા છે અને માત્ર ભગવાનશ્રી જિનેશ્વરદેવોનાં વચનો, દેવ, ગુરુ અને ધર્મ એ જ સત્ય છે. એવો વિચાર આ આત્મા સદાએ પોતાના અંતરમાં ઘુંટયા કરે અને તે સિવાય તેને બીજો વિચાર સરખો પણ ન આવે ત્યારે જ તે સિત્તેર કોડાકોડી સાગરોપમના મરણથી ડરનારો બને છે. જે આત્મા સિત્તેર કોડાકોડી સાગરોપસના જન્મમરણથી ડરે છે, તે આત્મા કદાપિ પણ દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ સિવાય બીજી વાત પોતાના હૃદયમાં લાવી શકતો નથી. આ આત્માઓ બિચારા જ્ઞાનાવરણીય આદિ કર્મના ઝપાટામાં પડયા છે તેમાંથી તે બિચારાઓને કેમ બચાવી લેવા એનો જે વિચાર આવે તે એ જ **એક ભાવદયા** છે એમ સમજો, પરંતુ અહીં યાદ રાખવાનું છે કે જે પોતાની સ્થિતિને જોતો નથી તે કદી પારકાની સ્થિતિ જોઈ શકતો નથી ! જે પોતાનું શરીર ન દેખે તે પારકાનું શરીર શી રીતે દેખવાનો હતો ? અર્થાત્ પરની ભાવદયા સ્વદયા વિના આવવી એ ઘણી મુશ્કેલ છે.

**એક મરણની બીક છે પણ...**

જ્યાં સુધી આ ભાવદયા ન આવે ત્યાં સુધી તો તમારે એમ જ સમજી લેવાનું છે કે ખાળે ડૂચા છે ને બારણા ઉઘાડાં છે ! બધા આત્માઓ એક આ ભવના મરણથી ડરે છે, પરંતુ તેઓ બીજા થનારા અનંતા મરણોથી કદી ડરતા નથી આ સંબંધીનો આત્માને હજી વિચાર જ આવ્યો નથી ! અને જયાં એ સંબંધીનો વિચાર જ નથી આવ્યો ત્યાં એ સંબંધીની પ્રવૃત્તિ તો હોય જ શાની ! પ્રસ્તુત વિચાર આ જીવને નથી છતાં તે વિચાર આત્મામાં જાગૃત કરનારી જો કોઈ પણ વસ્તુ હોય તો તે ભગવાન શ્રી જિનેશ્વરદેવનું શાસન છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસન સિવાય આ વિચાર બીજા

કોઇથી કોઈપણ રીતે આવવો શકચ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવનું વચન તમે જાણતા હો યા ન જાણતા હો તો પણ તમે સંસારની પાપપ્રવૃત્તિ છે તેમાં ધસી રહ્યા છો અને એ વ્યવહાર તમારે હાથે ઘડાયો જ જાય છે. એ વ્યવહારમાંથી તમોને ચેતાવીને સાવચેત કરનારું જો કોઇપણ શાસ્ત્ર હોય તો તે શ્રીમાન્ જિનેશ્વરદેવનું શાસન છે.

### મોટામાં મોટો ઉપકાર.

ભગવાન જિનેશ્વરદેવનો જો આપણા પર કોઈ મોટામાં મોટો ઉપકાર હોય તો તે એ છે કે તેમણે આપણને સદ્દગતિના અને દુર્ગતિના રસ્તા બતાવ્યા છે; સંસારગતિ કેવી રીતે ટાળી શકાય, મોક્ષ કેવી રીતે મેળવી શકાય, કર્મ આવવાનાં કારણો કેવી રીતે રોકી શકાય, કર્મ કેવી રીતે બાંધી શકાય એ સઘળી વાતો શ્રીમાન્ જિનેશ્વર-દેવોએ પોતાના જ્ઞાનથી જાણીને આપણી આગળ પ્રત્યક્ષ કરી છે. અને તે શ્રીમાન્ જિનેશ્વરદેવોનો આપણા ઉપરનો ભવ્ય ઉપકાર છે.

આપણે શ્રીમાન્ જિનેન્દ્રદેવોને પૂજીએ છીએ, તેમને આરાધીએ છીએ, તેમનું ગુણગૌરવ કરીએ છીએ, તે સઘળાનું કારણ આ એક જ છે. તમે દીવામાં તેલ પૂરો અને દીવો સળગાવો છો એ દીવો તમારો રોજમેળ લખી આપતો નથી, તે તમારા હીરા પારખી આપતો નથી, તમારા ઘરનો કચરો સાફ કરી આપતો નથી, પરંતુ દીવાનું જો અજવાળું છે તો તમે એના તેજથી તમારાં સઘળાં કામો કરી શકો છો. કોઈ એમ કહેશે કે દીવા વિના પણ માણસ પોતે પોતાના અનુભવ અને અનુમાનને આધારે કામો કરી શકે છે અને તેને પ્રકાશની જરૂર પડતી નથી, તો પછી પ્રકાશ આવશ્યક છે એમ શા માટે માની લેવું જોઇએ ?

### અંધકાર અને પ્રકાશ.

આ વાત સાચી નથી. તમે અનુભવ અને અનુમાનને આધારે કામ કરો છો એ વાત સાચી છે. પરંતુ તમોને અનુભવ અને અનુ-માનની પ્રાપ્તિ પણ ત્યારે જ થાય છે કે જ્યારે તમે પહેલાં એ બાબતની ટ્રેનિંગ લો છો. વારંવાર તમે પ્રકાશમાં વાળ્યું હોય તો

પછી તમે અંધકારમાં પણ વાળી શકો છો, પરંતુ જમીન કેવી છે? તેના ઉપર કચરા રૂપે શી વસ્તુઓ પડે છે? અને તે કેવી રીતે ઉલેચાય છે? એ સઘળું તમે પ્રથમ દીવાના પ્રકાશમાં જાણી લો છો. અને પછી જ્યારે તમારો સ્વભાવ જ એવો થઇ જાય છે ત્યારે તમે તે પ્રમાણે વગર પ્રકાશે કરી શકો છો. કોઈને તમે જન્મતાંવાર જ અંધારામાં પૂરી રાખો અને તેને જગતના સંસ્કારોથી પણ દૂર રાખો, તો તે માણસ કદી અંધકારમાં વાળી શકવાનો નથી જ. જો દીવો યા પ્રકાશ જ ન હોય તો તમે હીરા કે મોતી, જર કે ઝવેરાત; સોનું કે રૂપું કશું જ પારખી શકવાના નથી. દીવાને જો પ્રકાશ ન હોય તો કલ્ચર મોતી અને સાચાં મોતી એ બંનેની વચ્ચે કશો જ ફરક આપણે જોઈ શકતા નથી. આથી સ્પષ્ટ છે કે સત્યાસત્યનો નિર્ણય કરવા માટે દીવો કે પ્રકાશ છે તો જ આપણે સત્યાસત્યનો નિર્ણય કરી શકીએ છીએ.

### જો પ્રકાશ ન હોય તો ?

ભગવાન શ્રી જિનેશ્વર મહારાજનો ઉપદેશ જો આપણા અંતરમાં ન વસ્યો હોય તો આપણને બધું જ સરખું છે. દીવાનો પ્રકાશ ન હોય તો આપણને હીરો અને કાચ બંને સમાન છે. તે જ પ્રમાણે ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો ઉપદેશ પણ જો આપણા હૃદયમાં ન પચે તો કર્મબંધનનાં કારણો, સંસારનાં કારણો, મોક્ષનો રસ્તો, એ બધું આપણને સરખું જ છે. આપણી આવી હીનદશા ન થાય તેટલા જ માટે આપણે ભક્તિ રૂપી દીવો જાગૃત રાખવો પડે છે. એ દીવો જાજ્વલ્યમાન રાખવાને માટે જ શાસ્ત્રકાર મહારાજાઓએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ભકિત કરવાની કહી છે આ સઘળામાં મુખ્ય વાત સમજવાની એ છે કે આપણે જે પ્રમાણે કર્મ કર્યાં હોય તે જ પ્રમાણે આપણને ગતિ પણ મળે છે. આપણે કર્મો ખરાબ કર્યાં હોય તો સારી ગતિએ ઈશ્વર આપણને મોકલી આપે એવી ઈશ્વર પાસે મુદ્દલ તાકાત નથી અથવા તો આપણાં કર્મો જ સારાં હોય તો આપણી સદ્‌ગતિ ટાળીને આપણને દુર્ગતિમાં નાંખવાની પણ ઈશ્વરની પાસે પૈસા ભારની તાકાત નથી !

**માનવભવની થાપણ શી ?**

આ બધા ઉપરથી સમજવાનું એ છે કે આપણી સદ્‌ગતિનો આધાર જો કોઈપણ ચીજ ઉપર હોય તો તે આપણાં કર્મો ઉપર છે, પરંતુ બીજા કશાના ઉપર નથી. હવે આપણે જે આ પેઢી ખોલી છે તેનો આધાર તપાસો. આપણી આ માનવભવની પેઢીમાં ત્રણ રકમો જમા કરેલી છે:

૧. પાતળા કષાય.

૨. દાનરૂચિપણું અને

૩. સદ્‌ગુણપણું.

સ્વભાવે પાતળા કષાય હોય અર્થાત્ ઘરબારને અંગે થતા કષાયો પાતળા હોય તો તે આ મનુષ્યપણાની પેઢીની એક થાપણ છે. હવે કોઇ એમ કહેશે કે થાપણથી જ મનુષ્યપણાની પ્રાપ્તિ થાય છે તો એ થાપણ તો બધા જ એકેન્દ્રિયોમાં પણ દષ્ટિએ પડે છે. તો પછી બધા જ એકેન્દ્રિયો માનવયોનિમાં જ આવતા હોવા જોઇએ.

આનો જવાબ એ છે કે પાતળા કષાયો સાથે બીજી થાપણ તે દાનરૂચિ છે, પણ અહીં યાદ રાખજો કે દાનરૂચિ અને દેવું એમાં આસમાન–જમીનનો ફેર છે કોઇ એક પાઈ દાનમાં આપે એથી તેનામાં દાનરૂચિપણું નથી એમ સમજવાનું નથી, અથવા કોઈ લાખ રૂપિયાનું દાન કરે તો તેનામાં દાનરૂચિપણું છે એમ પણ માની લેવાનું નથી.

**૫૦૦ બચ્યા કે ૧૫૦૦ ગયા ?**

ધારો કે એક શ્રીમંત શેઠ છે. તેની આગળ દાનની ટીપ આવે છે. કોઇએ એ દાનની ટીપમાં બે હજાર ભર્યા હોય તો એ શેઠિયો પણ એ આંકડાને જ વળગી પડે છે! ફલાણા ભાઇએ બે હજાર મૂક્યા તેમાં શું થયું ? અરે! એ તો કરોડપતિ છે. લાખ આપે તોય ઓછા છે, અમે તો ફલાણાની સામે ટ્રંકભંડોલિયા ગણાઇએ. આ વરસે વળી વેપારમાં ખોટ છે, રૂના બજાર ઠંડા છે, લો ૧૫૦૧ લઈ જાઓ. એવો એવો લવારો કરીને આ શેઠ રૂ ૧૫૦૧ ભરી આપી ટીપવાળાને વિદાય કરે છે અને ટીપવાળો વિદાય થાય કે શેઠ મનમાં ખુશ

થાય છે કે ચાલો, રૂ. બે હજાર ભરવા પડે એમ હતું, પણ પંદરસોમાં પીડા મટી, આ રીતે જે ૫૦૦ બચાવે છે તે પાંચસો બચાવતો નથી, પરંતુ ખરી રીતે તે ૧૫૦૧ ગુમાવે છે.

૧૫૦૧નું દાન થયું પણ તેમાં દાનરૂચિ ન હતી, એ તો માર ખાઈને મુસલમાન બન્યો હતો, એટલે એના પંદરસો એળે જાય છે. આ દૃષ્ટિએ જે દાન કરે છે તેનામાં દાનરૂચિનો અભાવ ગણાય અને એ દાન માનવભવનું કારણ બનવા પામતું નથી! ફલાણાએ ગમે એટલા ભર્યા હોય, પણ મારે તો મારી શકિત પ્રમાણે આટલા ભરવા જ જોઈએ, આ સંસારરૂપી હોળી છે અને જે કાંઇ અહીં પડયું રહે છે તે સઘળું ભસ્મીભૂત થઈ જાય છે, ઊલટું એમાંથી બચાવીને ધર્મને માર્ગે આપ્યા છે તે જ બચ્યા છે એવી જયાં સમજણ છે તે જ સ્થાને દાનરૂચિ છે.

### ત્રીજું શું જોઇએ?

હવે ત્રીજી વાત વિચારો. સ્વભાવે પાતળા કષાયો હોય અને દાનરૂચિપણું હોય, છતાં જે દુર્ગુણોથી યુક્ત હોય, લુચ્ચો, નિંદાખોર, નિર્લજ્જ અને નીતિહીન હોય, તે આત્મા પણ માનવભવ ન જ બાંધી શકે. જેનામાં સ્વભાવે પાતળા કષાય હોય; જેનામાં દાનરૂચિપણું હોય, લજ્જાળુ, દાક્ષિણ્ય આદિ સદ્ગુણો હોય તો તેવા જ ગુણવાળો માનવભવ બાંધી શકે છે. તમે આ મહાપવિત્ર એવું ભગવાન શ્રી જિનેશ્વરદેવનું શાસન પામ્યા છો, તે છતાં આ ત્રણ વસ્તુ તમારે મેળવવી કેટલી મુશ્કેલ છે? તો પછી જે આત્મા અજ્ઞાન છે, જેનામાં જ્ઞાનનો ઉદ્ભવ થયો જ નથી, તેને એ વસ્તુ મેળવવી કેટલી મુશ્કેલ હોય? તેનો વિચાર કરો. આટલા જ માટે કારણ દ્વારાએ માનવભવ કેવો મુશ્કેલ છે તે જણાવવામાં આવ્યું છે.

માનવભવ આટલો દુર્લભ છે તેને મેળવવા માટે આપણે આત્માને કોઈ દિવસ પૂછયું છે કે મારામાં આ ત્રણ ગુણો છે કે નહિ? અને આ ત્રણ ગુણો જો નહિ હોય તો ફરી માનવભવ મળી શકે નહિ. તેમજ હું કોણ છું? કયાંથી આવ્યો છુ? કયાં જવાનો છુ? તે વિચાર હરહંમેશ કરશો તો આપોઆપ પાતળા કષાય વગેરે ગુણોને કેળવવા મન થશે અને પરિણામે નિસ્તાર પામશો.



# જય જિનેંદ્ર અને પ્રણામ

[જીવ–અજીવાદિ સ્વીકારે તે આસ્તિક. જીવાદિને ન સ્વીકારે તો નાસ્તિક આમ છતાં નાસ્તિકને પૃથ્વી આદિ પદાર્થોને સ્વીકારવા તો પડે છે જ. જૈનીઓનું કર્તવ્ય આશ્રવનો ત્યાગ અને સંવરના આદરવામાં હોય છે. જૈનોએ અન્યદર્શનીની સાથેના પત્રવ્યવહારમાં **જય જિનેન્દ્ર** લખવું. જય જિનેન્દ્ર એ **દ્રણમેવતુ** પ્રતીક છે. જૈનોએ પરસ્પર સાધર્મિકને પત્ર લખતાં **પ્રણામ** લખવું, પ્રમાણ એટલા માટે કે જૈનધર્મ પાળેલ સૌ કોઈ પ્રણામ ને યોગ્ય છે.]

જગતમાં પ્રવર્તેલા દર્શનો પૈકી કોઇપણ દર્શન એવી સ્થિતિવાળું નથી કે જે દર્શનમાં કોઈપણ પક્ષ કે વસ્તુનો અંગીકાર કરવાનો હોય નહિ એટલે દરેક દર્શનો અને દરેક મતને અંગે કોઇપણ પ્રકારે અંગીકાર કરવાનું તો હોય જ છે. દરેક આસ્તિક દર્શનોમાં તો મોક્ષ–આત્મા–દેવ–ગુરુ–ધર્મ–અધર્મ અને પુદ્ગલ (જડ) પદાર્થનું અંગીકાર કરવાનુ હોય જ છે, પરંતુ નાસ્તિકમત કે જેને પરલોકાદિ નથી તેથી જ બોલવા માટે 'નાસ્તિક' શબ્દ બોલવો પડે છે અને જેને લીધે તે પોતાને નાસ્તિક તરીકે ઓળખાવે છે અને જગત પણ તેને નાસ્તિક તરીકે ઓળખે છે, તેવા નાસ્તિક મતવાળાને પણ પૃથ્વી આદિ ચાર કે પાંચ ભૂતોનું સત્ત્વ છે એમ તો પોતાના પક્ષ તરીકે અંગીકાર કરવું જ પડે છે. એટલે કોઈ પણ દર્શન કે મત અંગીકાર વસ્તુથી શૂન્ય હોતો નથી અને છે નહિ. એટલું જ નહિ, પરંતુ પરલોકાદિકના સત્ત્વને માનવાને લીધે, અસ્તિ અસ્તિ એમ બોલવાને લીધે, પોતાને આસ્તિક કહેવડાવે છે, અને જગત પણ તેઓને આસ્તિક તરીકે જ માને છે. તે તે સર્વ આસ્તિકો પોતપોતાની અપેક્ષાએ દેવ, ગુરુ, ધર્મ અને તત્ત્વ એ ચાર વિષયમાં અસ્ખલિત–માન્યતાવાળા હોય છે.

આસ્તિક દર્શનોનો મોટો ભાગ દેવ, ગુરુ અને ધર્મની આરાધનામાં તથા તત્ત્વોની માન્યતામાં પોતાના જીવનનું સાફલ્ય ગણે છે. અને ભવિષ્યની જિંદગીઓની સુંદરતા યાવત્ મોક્ષપદની પ્રાપ્તિ પણ તે આરાધના અને માન્યતાને આધારે જ થવાનું માને છે. પરન્તુ ત્રિકાલાબાધિત નિષ્કલંક અવ્યુચ્છિન્ન પ્રભાવશાળી શ્રી જૈનશાસનના પ્રણેતા ભગવાન્ જિનેશ્વરો તથા તેમના ઉપદેશને જ અમલમાં મૂકતાં અને તેમણે જણાવેલા સાધ્યને જ સાધવામાં તથા સધાવવામાં તત્પર બનેલા નિર્ગ્રન્થ ગુરુમહારાજાઓ તથા હિંસાદિકે અઢારે પાપનાં સ્થાનકોથી પાછા હઠવારૂપ અને પાંચ મુખ્ય આશ્રવોની પ્રતિજ્ઞારૂપ ધર્મને માનનારો વર્ગ જ પોતાને જૈન તરીકે ઓળખાવી શકે છે, એટલું જ નહિ પરન્તુ જગત્ના પદાર્થોનું પૃથક્કરણ અન્યમતવાળાઓએ જ્યારે પ્રકૃતિપુરુષાદિકરૂપે, દ્રવ્યગુણાદિરૂપે, પ્રમાણપ્રમેયાદિરૂપે, આર્યસત્યાદિરૂપે કરેલું છે, ત્યારે ફક્ત જૈન તરીકે જાહેર થયેલો વર્ગ જ તે જગત્ના પદાર્થના પૃથક્કરણમાં પણ આત્માના કલ્યાણનું લક્ષ્ય રાખીને તથા મોક્ષનું ધ્યેય આગળ કરીને સામાન્ય રીતે પદાર્થના જીવ અને અજીવ તરીકે વિભાગ માન્યા છતાં, તે બે વિભાગને તત્ત્વ તરીકે ન ગણતાં, જીવ અજીવની સાથે કર્મબંધનનાં કારણો, કર્મોનું બંધાવવું, આવતાં કર્મોનું રોકાવવું, આવેલાં કર્મોનો નાશ થવો અને યાવત્ સર્વ કાળને માટે જેઓનું કર્મબંધ આદિથી મુક્ત થવું—એવાં સાત તત્ત્વોને અને સાથે સાથે કર્મના શુભાશુભ વિભાગ તરીકે બેંતાલીસ શુભકર્મો અને બ્યાશી અશુભ કર્મોનો વિભાગ પણ આત્માની શુભાશુભ પ્રવૃત્તિ નિવૃત્તિના ચિહ્ન તરીકે માનીને જેઓ જીવાદિક નવે પદાર્થોને તત્ત્વ તરીકે માને, તેઓ જ પોતાને વાસ્તવિક રીતિએ જૈન તરીકે કહેવડાવી શકે. અને આ જ કારણથી ભગવાન્ ઉમાસ્વાતિવાચકજી મહારાજ શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મના સ્વીકારને કે શુદ્ધ તત્ત્વ સ્વીકારવાવાળા આત્માના શુભ પરિણામને સમ્યક્ત્વ તરીકે ગણાવવાનું મુલતવી રાખીને જગત્ના પદાર્થોમાં જીવાદિક તરીકે વિભાગ અને તે જીવાદિક વિભાગોને તત્ત્વ તરીકે માનવું તેને જ સમ્યક્દર્શન તરીકે એટલે ઓછામાં ઓછા શ્રાવક તરીકે ગણાવે છે.

જો કે કોઇપણ આસ્તિક દર્શન જીવ-અજીવ-પુણ્ય-પાપ-કર્મ આવવાનાં સાધનો-કર્મોનું બંધાવવું-કર્મોનું રોકાવવું, કર્મોનું તૂટવું અને મોક્ષ એ નવ પદાર્થોને નથી માનતો એમ તો નથી જ અર્થાત્ સર્વ આસ્તિક દર્શનકારોને એ જીવાદિક નવ પદાર્થોને માનવાનું થાય જ છે અને તે માનવાની ફરજ તેના દર્શનકારો તેને પાડે છે, પરન્તુ ભગવાન્ જિનેશ્વર મહારાજના શાસનને અનુસારનારા મહાનુભાવો સિવાય કોઈપણ દર્શન કે મતવાળો તત્ત્વોની વ્યવસ્થામા એ જીવાદિક નવ પદાર્થોને તત્ત્વ તરીકે માનતો કે જણાવતો જ નથી. અને તેથી જ એમ કહી શકાય કે અન્ય દર્શનકારો જીવાદિ નવે પદાર્થોને માનવાવાળા છતાં પણ તેઓ તે જીવાદિક નવ પદાર્થોને તત્ત્વ તરીકે તો માનતા જ નથી. તે જીવાદિક નવ પદાર્થોને તત્ત્વ તરીકે માનનારો જો કોઈ પણ વર્ગ હોય તો તે કેવળ ભગવાન્ જિનેશ્વર મહારાજના શાસનને અનુસરનારો જ વર્ગ છે.

જૈનીઓનું કર્તવ્ય પૂર્વે જણાવ્યા પ્રમાણે માત્ર જીવાદિક નવ પદાર્થોને સ્વીકારવા માત્રથી પૂર્ણ થાય છે એમ કોઈપણ પ્રકારે માની શકાય નહિ, પરંતુ જૈન ધર્મને અનુસરનારાઓનું લક્ષ્યબિન્દુ આશ્રવ-આદિના ત્યાગ અને સંવર આદિના આદરને માટે જ અહર્નિશ હોય છે. અને તેથી જ તે જૈનો પોતાના રૂંવાડે રૂંવાડામાં इणमेव निग्गंथे पावयणे अट्ठे परमट्ठे सेसे अणट्ठे અર્થાત્ આ નિર્ગ્રન્થ પ્રવચન જ અર્થ છે. પરમાર્થ છે અને તે સિવાય જગતની જે કોઇપણ ચીજ કે પ્રવચનો તે ભયંકરમાં ભયંકર અનર્થકારક છે.

એકલી આવી વાસનાને પોતે ધારણ કરનારા હોય તે જ જૈન કહેવાય છે એમ નથી, પરન્તુ જગતના કોઇપણ અન્ય દર્શન કે મતવાળો તેની સન્મુખ હાજર થાય ત્યારે એ જ इणमेव निग्गंथे पावयणे अट्ठे परमट्ठे सेसे अणट्ठे ના ભણકારો દેઠવાને માટે જ કટિબદ્ધ થાય એટલે અન્ય દર્શનકારોની આગળ આવી રીતે જૈનમતની સત્યતા જાહેર કરવાના પરિણામે જ જૈનધર્મીઓથી અન્યધર્મીઓની સાથે પત્રવ્યવહારમાં જય જિનેન્દ્ર લખવાનો વ્યવહાર રાખી શકાય યાદ રાખવું કે

ભગવાન્ જિનેશ્વર મહારાજના મતને અનુસરનારાઓનો તો મુખ્ય ધર્મ એ છે કે ભગવાન્ જિનેશ્વર મહારાજના મતને અનુસરનારા જે હોય તે સર્વને પ્રણામ કર્યા કે લખ્યા સિવાય રહી શકે જ નહિ, અર્થાત્ તેઓ પરસ્પર સાધર્મિકપણું હોવા છતાં પત્રમાં જય જિનેન્દ્ર લખવાની ટેવ રાખે છે. તેઓ ખરેખર જૈનદર્શનને અનુસરનારાની કે જૈનદર્શનની કિંમતને સમજનારા નથી. તત્ત્વ એટલું જ કે **જૈનદર્શનને અનુસરનારાઓને પ્રણામ જ લખવા અને અન્ય દર્શનકારોના પત્રમાં જ જય જિનેન્દ્રનું** વાક્ય કે જે **इणमेव निग्गंथे** નું એક કોડ વાકય તરીકે છે. માટે જૈનદર્શનને અનુસરનારાઓએ લખવા બોલવામાં અંગીકારની સુંદરતાને સૂચવનાર શબ્દોનો તથા ધર્મીના બહુમાનનો ખ્યાલ રાખીને પ્રવર્ત્તવું જોઇએ.



## ધર્મવૃક્ષ

પ્રભુ શ્રી જિનેશ્વર ભગવંતે પ્રરૂપેલ ધર્મ એ વૃક્ષ છે, સમ્યક્ત્વ એ એનું મૂળ છે, સિદ્ધાન્તો એ એનું થડ છે, વ્રતો (દેશવિરતિ કે સર્વવિરતિ) એ એની ડાળીઓ છે, અઢાર હજાર શીલનાં અંગો એ પાંદડાં છે, દેવની ઋદ્ધિ, મનુષ્યની ઋદ્ધિ, એ પુષ્પો છે એ ધર્મવૃક્ષ, જિનેશ્વર ભગવંતનાં વચનોરૂપી પાણીની નીકથી નિરંતર સીંચાય છે, અને પ્રાન્તે એમાંથી નિર્વાણ–મોક્ષરૂપી ફળ મળે છે, આવા વૃક્ષને હંમેશાં આદરો, સેવો, અનંતા સાધુ વગેરેએ આ વૃક્ષ આદરી સેવી. નિર્વાણ–ફળને મેળવ્યું છે.





# આનંદ પ્રવચન દર્શન

## ભાગ-૨



## જ્ઞાનપ્રવૃત્તિ 卐

पीयूषमसमुद्रोत्थं रसायनमनौषधम् ।
अनन्यापेक्षमैश्वर्यं ज्ञानमाहुर्मनीषिणः ॥१॥

મનુષ્યને પોતાની પ્રવૃત્તિને ઉપયોગી થાય તો તે સાર્થક જ્ઞાન. પ્રવૃત્તિને ઉપયોગી ન થાય તો તે જ્ઞાન ખુલ્લી આંખે ખાડામાં પાડે. જ્યાં સુધી જીવને જ્ઞાનની પ્રાપ્તિ નથી થતી ત્યાં સુધી તે ધર્મ કરી શકતો નથી. માટે દરેકે જ્ઞાન તરફ પ્રવૃત્તિ કરવાની ખાસ જરૂર છે.

**હિંસા વગેરે ખરાબ છે તે અંતઃકરણ કહે છે, પણ કેટલીક વસ્તુમાં અંતઃકરણ ઉપરાંત જ્ઞાનીનાં વચનની જરૂર રહે છે.**

મહોપાધ્યાય ન્યાયવિશારદ શ્રી **યશોવિજયજી** મહારાજ જણાવે છે કે આ સંસારમાં જ્યાં સુધી જીવને જ્ઞાનની પ્રાપ્તિ નથી, ત્યાં સુધી તે ધર્મ પ્રાપ્ત કરી શકતો નથી. જે શાસ્ત્ર સંબંધી બે વચન જાણે, સમજે તે જ ધર્મનો અધિકારી બને છે. જ્યાં સુધી જ્ઞાનીનાં વચનોથી આ આત્મા નસીબદાર થઈને તત્ત્વ મેળવવા તૈયાર થતો નથી ત્યાં સુધી ધર્મને માટે તે અધિકારી થતો નથી. નિષ્પાપ સ્થિતિ સાંભળવાથી જ માલૂમ પડે છે. અર્થાત્ નિષ્પાપ સ્થિતિ સાંભળ્યા વિના માલૂમ પડતી નથી. દુનિયાના વહેવારો સાંભળ્યા વિના થોડા જ ખ્યાલમાં આવે છે?

મારવું એ ખોટું છે. બીજાને મારતાં જુએ કે મને તો નહિ મારેને! પહેલાંથી મારવાનું ખોટું સમજે છે અને ઉદ્યમ કરે છે. ખોટું ન સમજતો હોય તો તેની પાસે સાધન છે કે નહિ તે શું કામ તપાસે? મારવું ખોટું એ દરેક કબૂલ કરે છે. હિંસા કરનારે પણ હિંસા કરવી ખોટી છે, એમ માની લીધું છે. નહિ તો પોતે પોતાનો બચાવ કેમ ધાર્યો? બોલે એની પહેલાં જ અંદર બડબડાટ થાય, આમ બોલું તો તે જાણી તો નહિ જાયને? કોઈની વસ્તુ ઉઠાવવા પહેલાં રખેને તે દેખશે તો નહિ, એમ મનમાં થાય.

'હિંસા એ ખરાબ ચીજ છે' એમ અંતઃકરણ કહી આપે છે. કેટલીક એવી પ્રવૃત્તિઓ છે કે જેમાં અંતઃકરણની પ્રવૃત્તિ એને લાવી જુએ છે. પણ અંતઃકરણ અરૂપીને લાવી જોવાવાળું નથી જે વસ્તુને મારું અંતઃકરણ કહે તેને જ ધર્મ માનવો. જેને માનવાનું ના કહે તેને ધર્મ માનવો નહિ. પણ ધર્મનું લક્ષણ મારું અતઃકરણ કહે તે અર્થ માનવો તે બરાબર નથી. એને માટે નિયમ છે કે સમગ્ર પાપથી વિરમવું. પાપ રહિત સ્થિતિને પિછાણવી એ તમારા અનુભવનું કામ નથી. રોગરહિત દશા એ ડોક્ટરના કહ્યાથી માલુમ પડે. આપણી કલ્પનાએ કામ નથી લાગતું. જે એ બાબતના જાણકાર હોય તેનું કહેવું કામ લાગે. ડોક્ટર કહે તે જ કામ લાગે.

આપણે શરીરના માલિક છીએ. ક્ષયથી પીડાતા હોઈએ, ક્ષય નથી થયો એમ કહીએ તેથી ક્ષય વગરના થઇએ ખરા કે? તેથી ક્ષય મટી ગયો કે? કેન્સર થાય તેની ખબર મોટા મોટા ડોકટરોને પડતી નથી. કોઈ કહે કેન્સર નથી, તેથી દરદ મટી ગયું? દર્દોને જાણવાવાળા સર્જન હોય તે કહે કે 'કેન્સર નથી' તેથી જણાય છે કે 'કેન્સર નથી' આથી કેન્સર છે તે પણ મોટા ડોકટરના કહેવાથી માનવાનું. આપણા મનમાં લાગ્યું કે 'નથી,' તેથી કેન્સર ઊડી જવાનું નથી. દર્દની બાબતમાં સંપૂર્ણ જાણકાર જે હોય તે પુરુષના નિર્ણય ઉપર નક્કી થાય. ત્યાં તારા મનની ગણતરી શી? તારા શરીરમાં તો ગણતરી કર. "આત્મા અરૂપી ચીજ છે, આ તો બધું

રૂપી છે." રૂપીની તો પૂરી તપાસ કરી લે. આંતરડાં કયાં છે? કયાં સડયાં છે, તે તો લગીર તપાસ? આ ચામડાની ઝૂંપડી માટે સર્જનો જોઇએ તો પછી અરૂપી, અવ્યાબાધ એવો જે આત્મા તેની સ્થિતિ જાણવા માટે હું જાણું એ જ ધર્મ, એ કઈ સ્થિતિ સમજવી?

પાપ શી ચીજ છે? પાપથી નિવૃત્ત કેમ થવાય છે? તેનાથી શું ફળ થાય છે? તેની ખબર જિનેશ્વરનાં રચેલાં શાસ્ત્રથી (વચનથી) માલુમ પડે છે, ડોકટર ન આવ્યો હોય તો રોગ માલુમ ન પડે, પણ તાવ તો માલુમ પડે કે નહિ? તાવની દવા માલુમ ન પડે, તાવ આવે તે તો માલુમ પડે ને? ડોકટર આવીને કહે તો જ માનવું તે પણ એકાંતે બરાબર નથી. નીરોગીપણું ડોકટરના કહેવાથી ભલે માનીએ પણ રોગીપણું ડોકટરના આવ્યા પહેલાં પણ જાણીએ. પાપથી વિરમવાવાળાનું કલ્યાણ થાય તે શાસ્ત્રકાર કહે તેથી માનીએ. પાપ અને અધર્મ જાણવા માટે ઉપદેશની જરૂર નહિ ને? આત્માને અંગે પણ પાપ છોડવાં, પાપની નિવૃત્તિ કરવી તેથી થતા ફાયદા, પાપ છોડવાથી ઉચ્ચ દશા ખુદ પાપ એ પાપપણે ત્યારે જ જણાય કે સદ્દપુરુષનો ઉપદેશ હોય ત્યારે.

આંખ કાંટા વર્જાવે એટલું નહિ, પણ કાંટાને દેખાડે પણ આંખ વર્જવાનું અને જોવાનું આંખથી બને છે. આત્મા પોતે પાપને ઓળખી લેતો હોય તો પાપને છોડી દીધું હોય. હીરો જોવા માટે આંખનું સામર્થ્ય છે. પથરો જોવાનું સામર્થ્ય પણ આંખનુ છે. પાપની નિવૃત્તિ પાપનાં નુકસાનો સાંભળવાથી માલુમ પડે છે. આ પાપપુણ્યનું સ્વરૂપ સાંભળ્યા વિના માલુમ ન પડે. તો પછી આત્માનું કલ્યાણ શી રીતે થાય, તે તો માલુમ પડે જ કયાંથી? પાપની નિવૃત્તિરૂપ કલ્યાણ તે સાંભળવાથી માલુમ પડે. એક એક કામ બને, બે ભેગાં ન બને.

એક વખત મિથ્યાત્વી લોકો એકઠા થયા. રાત્રે ચોરામાં બેઠા. કોઈએ કહ્યું: 'નવી વાત કરો.' ચોરને કોટવાળના ખુંખારાનો ડર, તેવી રીતે જૈન લોકોથી આ બીજા લોકો હંમેશાં ડરના રહે.

એમને પુરાણો ચલાવવાં હોય, એથી તેણે કહ્યું : " અહીં શ્રાવક ન હોય તો એક વાત કરું." તેણે આમતેમ નજર કરીને વાત કરવા માંડી. ' કેટલાક લોકો તીર્થની જાત્રા કરવા ગયા હતા. એ તીર્થનો એવો પ્રભાવ કે પાણીમાં પાંદડું પડે કે તે માછલું થાય અને પાંદડું જમીન પર પડે કે તે તૂર્ત ખીસકોલી થઈ જાય. એવામાં શ્રાવકકુળનો છોકરો હશે, તે રખડતો રખડતો ત્યાં આવી ચડ્યો. તેણે પૂછ્યું : " પાંદડું અડધું પાણીમાં ને અડધું જમીન પર પડે તો શું થાય ? ખીસકોલી થશે કે માછલું થશે ? "

**વચનમાં વસ્તુનો વિચાર કરે, કહેવાથી ન માને, તે શ્રાવકની ગળથૂથીમાં હોય છે.** તેમ અહીં જે પાપથી નિવૃત્તિ કરવી એ સાંભળવાથી માલુમ પડે. પાપની સ્થિતિ સાંભળવાથી માલુમ પડે. થોડા પાપની નિવૃત્તિ કરે, થોડું પાપ પ્રવર્તાવે તેનું શું થાય ? સર્વથા બંધ ન કરે, કેટલુંક બંધ ને કેટલુંક છૂટું. દેશવિરતિ એમને સ્થૂળ જીવોની વિરતિ, ને સૂક્ષ્મની છૂટી, આનું શું થાય ? ઉભયવિ દેશવિરતિ સાંભળવાથી માલુમ પડે છે. પાપથી સર્વથા વિરતિ સાંભળવાથી માલુમ પડે. તેથી શું કરવાનું ? જાણ્યું એટલું જ.

ભરૂજ રાજ્ય હતું. સમાચાર આવ્યા કે ફલાણો લશ્કર લઈને આવે છે. 'સાંભળ્યુ'

ત્યાંથી લશ્કર નીકળ્યું. તો કહે : 'જાણ્યું.'

સીમાડા પાસે આવ્યું તો કહે : ' બને '

કિલ્લામાં પેઠું તો કહે : ' હશે એમ પણ હોય '

કિલ્લો લીધો તો કહે : " એમ થાય. "

આ બધી ખબર પડે પણ તેમાં વળે શું ? જાસુસોએ ખબર તો દીધી પણ વળ્યું શું ? પાપથી સર્વથા વિરતિ અને પાપદેશવિરતિ જાણવાથી માલુમ પડે તેથી શું ?

મનુષ્યને જાણ્યા પછી પોતાની પ્રવૃત્તિને ઉપયોગી જ્ઞાન થાય તો તે સાર્થક જ્ઞાન ગણાય. પ્રવૃત્તિને ઉપયોગી ન થાય, તો ખુલ્લી આંખે થોરિઆમાં (ખાડામાં) પડે. થોરીઓ જુએ તેમાં વળ્યું શું ?

ન દેખ્યો હોત તો તે દયાને પાત્ર રહેત પણ ખુલ્લી આંખે દિવસે પડે તે તો બેવકૂફ ગણાય, નિંદાને પાત્ર કહેવાય.

**મળેલું સાધન ઉપયોગમાં ન લેવાય તો તે નિંદાને પાત્ર થાય.** સર્વથા પાપની નિવૃત્તિ, દેશવિરતિ, જાણ્યા છતાં કલ્યાણ-કારી રસ્તો આદરવામાં ન આવે તો તે દેખતો છતાં થોરીઆમાં પડયો. જે શ્રેયસ્કર છે તેને આદરવું. ત્યારે આ ઉપરથી પાપની વિરતિને આદરવી દેશવિરતિ આદરવાનું જ્ઞાનને અંગે માનવાનું ? પણ તે જ્ઞાન કોઈ ઝાડ છે કે તેનાં ફળ ખેરવી લેવાં ? જ્ઞાન ક્યાથી લાવવું ? જ્ઞાન હોય તો ધર્મ થવાનો. પાપનું સ્વરૂપ જણાવાનું.

**જ્ઞાન તો આત્માનો સ્વભાવ છે.** તે લાવવાની ચીજ ક્યાં છે ? પણ હોશિયારી પણ ક્યા છે ? તરવું એ પણ આલંબન સિવાય બનતું નથી. જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે, છતાં તે આલંબનથી પ્રગટ થાય છે. આલંબન ન મળે તો તે પ્રગટ થતું નથી ?

તો પછી આટલી બધી ભાંજગડ શી ? મળ્યું તોય શું ? અને ન મળ્યું તોય શુ ? જ્ઞાન વગર દેશવિરતિ વગેરે જાણી ન શકીએ, તો પછી કલ્યાણકારી હોય તે આદરી ક્યાંથી શકીએ ?

મોક્ષપ્રાપ્તિને અંગે જ્ઞાનની પહેલી જરૂર છે, એ જ્ઞાન શીખતા મનુષ્યને બહુ મુશ્કેલી પડે છે. જીવવિચારઃ નવતત્ત્વ ભણવાવાળા કેટલા નીકળશે ? એકે નહિ. લક્ષ્ય એ તરફ નથી. જેવું દુનિયાદારી તરફ લક્ષ્ય છે તેવું અહીં નથી. અહીં નથી શીખાતું. પેલું હજાર ગાઉ દૂર જઇને શીખાય છે. જ્ઞાન એવી ચીજ છે કે એના તરફ લક્ષ્ય કર્યા વિના છૂટકો નથી. અનંતાભવો રખડશો તો પણ જ્ઞાનની દરકાર કર્યા વિના છૂટકો નથી જ્ઞાન મેળવવું પડશે જ્ઞાન ન મળે ત્યાં સુધી આત્મકલ્યાણ છેટું છે. જગતમાં સારા પદાર્થની દરકાર બધાને થાય છે. ભક્ષ્ય વસ્તુમાં અમૃત કહી દીધું. પણ અમૃત ચીજ શી ? દરિયો ડહોળતાં નીકળેલી તે ચીજ. દેવોએ દરિયો ડહોળ્યો ત્યારે તેમાંથી નીકળેલી ચીજ તે અમૃત છે. આત્મામાં રહેલું જ્ઞાન એ અમૃત તો છે. એમા રવૈયો કરવો પડયો નથી. આત્માનો સ્વભાવ જ્ઞાન છે. એ

જ્ઞાનરૂપી અમૃત માટે દરિયો ડહોળવો પડે તેમ નથી. અમૃત તો દેવતાની વાતોમાં ગયું. અમારી વાતોમાં અમૃતને અવકાશ નથી. પહેલાં ડગલે ને પગલે દેવતાઓ આવતા હતા, તે વખતે અમૃતની વાત હતી. જે કાળમાં દેવતાનાં દર્શન દુર્લભ ત્યાં દરિયો ડહોળ્યો, એ વાત તત્ત્વવાળી ન ગણાય. આજકાલ રસાયણ તો માનો છો ને? તે આવેલા ઘડપણનો નાશ કરી જુવાની લાવી દે, ગમે તેવા ભયંકર રોગોને ટાળી દે પણ આત્માના રોગોને તો તે ઊલટા વધારે છે. વિષય, કષાય, અભિમાનને વધારે છે. જ્ઞાન આત્માની અંદર રહેલા અજ્ઞાનરૂપી દોષો, અવિરતિરૂપી દોષો, ક્રોધ, માન વગેરે દોષોને જડ-મૂળથી કાઢી નાંખે. કાષ્ટક ઔષધિ તે વખતે દોષ કાઢી નાંખે પછી દર્દી જાણે. રસાયણ જડમૂળથી દર્દ કાઢી નાંખે તેવી રીતે અહીં **આત્મામાં રહેલ અજ્ઞાન, અવિરતિ, પ્રમાદ કષાયોરૂપી દર્દોને જડમૂળથી કાઢી નાંખે તે રસાયણ જ્ઞાન છે.** આ તો વાત ખરી પણ તાવ મટાડવાની ઇચ્છા કોને હોય? તાવ આવ્યો હોય તેને મટવાની મોજ હોય? દરદમાં લેવાયા હોય તેને જ્ઞાન રસાયણ તરીકે લાગે. શાથી? દરદી બનીએ ત્યારે ફાયદો કરેને? વ્યવહારની અપેક્ષાએ ભલે આપણે અજ્ઞાની હોઈએ પણ નિશ્ચયની અપેક્ષાએ આપણે અજ્ઞાની, અવિરતિ નથી.

જ્ઞાન એ આત્માની ઠકુરાઇ છે. ઠકુરાઈની કિંમત સ્વાભાવિક છે. દરિદ્રતાને અંગે તે નથી. આત્માને અવિરતિ વગેરે ન માન, આત્માનાં સ્વભાવ ઐશ્વર્યને તો માનીશને? જગતના ઐશ્વર્યમાં પારકું મળે તો પરમેશ્વર થાય લાખ મેળવે તો લક્ષાધિપતિ કહેવાય. જ્યારે અહીં આગળ આત્માનું ખરું ઐશ્વર્ય જ્ઞાન છે. બીજી કશી ચીજની જ્યાં દરકાર નથી. આત્માના સ્વરૂપ રૂપ હોવાને લીધે બીજાની દર-કાર વિના, રૂપી અરૂપીની દરકાર વિના આત્માનું ઐશ્વર્ય હોય તો તે જ્ઞાન છે. જે બુદ્ધિશાળીઓ છે તે બધા જ્ઞાનની આ સ્થિતિ કહે છે આ અતિશયોક્તિ નથી માટે દરેક આત્માએ આવા જ્ઞાન તરફ પ્રવૃત્તિ કરવાની જરૂર છે.



# મૂર્તિપૂજાનું રહસ્ય 卐

[ ધર્મની પ્રસિદ્ધિ દેવના નામે હોય છે. શિવને માનનારા શૈવ અને જિનેશ્વરને માનનારા જૈન કહેવાય છે.

ધર્મ અને ગુરુનો આધાર દેવતત્ત્વ ઉપર છે આથી દેવતત્ત્વ શુદ્ધ હોવું જોઈએ.

મૂર્તિ આલંબન છે આ આલંબનથી વિચારધારા પ્રગટે છે. જેવી મૂર્તિ તેવી વિચારધારા જાગે. આથી જિનમૂર્તિ શાંત હોય છે ત્યાં બૈરાં, છોકરાં કે હથિયાર હોય નહિ.

જિનેશ્વર ભગવાનની મૂર્તિ સિદ્ધાવસ્થાની પ્રાપ્તિ વખતે તીર્થંકર ભગવાનની જે સ્થિતિ હોય તે સ્થિતિ બનાવવામાં આવે છે, આથી જ ભગવાનની મૂર્તિ કાઉસ્સગ્ગ અવસ્થાની અને પર્યંકાસનની બે જ મળે છે. **તીર્થંકર ભગવાનના પર્યંકાસને કાઉસ્સગ્ગ કરવો કે ઉભી પડાવવી એ આશાતના છે.** આપણી મૂર્તિ ભગવાનની સાકાર અવસ્થાની છે. નિરાકાર અવસ્થાની મૂર્તિ બનાવી ન શકાય.

દીવો પદાર્થ દર્શાવે છે, પણ તે પદાર્થ સર્જી શકતો નથી, તેમ તીર્થંકર ભગવાન અને તેમની પ્રતિમા ધર્મ બતાવે છે. ધર્મમાં કોઇ પરિવર્તન ન હોય ધર્મ તો સદાકાળે એક જ રહે છે. આગમો વલ્લભીપુરમાં લખાયાં તેમાં દેશકાળ ન વિચાર્યો પરંતુ જ્ઞાનીઓનાં વચનો જેમને જે રીતે યાદ હતાં તે રીતે ઉતાર્યાં.

આ મૂર્તિ એ ધર્મમાર્ગને બતાવનાર છે ]

## ધર્મની પ્રસિદ્ધિ દેવના નામે થાય છે.

સકલ સંસારમાં ધર્મની પ્રસિદ્ધિ નથી તો થતી ગુરુને નામે કિંવા નથી તો થતી ધર્મને નામે. ધર્મ, મત કે સંપ્રદાય એ પ્રસિદ્ધિ માત્ર દેવોને નામે જ થાય છે અને એટલા જ માટે વિષ્ણુને માનનારાઓ તે વૈષ્ણવો, શિવને માનનારાઓ શૈવો અને જિનેશ્વરને માનનારાઓ જૈનો કહેવાય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શાસન,

સંપ્રદાય, મત કે પંથોના નામો દેવતાઓ ઉપરથી જ પ્રવર્તે છે. આ જ કારણથી સૌથી પહેલો દેવતાનો નિશ્ચય થવાની ખાસ જરૂર છે.

**શુદ્ધ દેવ નહિ તો શુદ્ધ ગુરુ પણ નહિ.**

જો તમે દેવનો નિશ્ચય ન કરી શકો અને શુદ્ધ દેવતાને ન મેળવી શકો, તો તમો શુદ્ધ ગુરુને પણ મેળવી શકવાના જ નથી કારણ કે શુદ્ધ દેવતાઓ જે આચાર કહી ગયા છે તે જ આચારને શુદ્ધ ગુરુઓ પાળે છે અને તે જ શુદ્ધ ગુરુઓ કહેવાય કે જે ગુરુઓ શુદ્ધ દેવે કહેલા આચારોને જ પાળે છે.

હવે શુદ્ધ ધર્મ કોને કહેવો તેનો વિચાર કરી લઈએ. શુદ્ધ દેવોએ જે આચાર કહ્યો છે તેને જ આપણે શુદ્ધ ધર્મ કહીએ છીએ. આ સઘળા ઉપરથી તમે સ્હેજે જાણી શકશો કે શુદ્ધ દેવ એ શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મના સ્વરૂપનું અસ્તિત્વ છે. ગુરુ અને ધર્મ એ બને તત્ત્વોનો આધાર જોઈએ તો તે દેવતત્ત્વ ઉપર જ અવલંબેલો છે.

હવે તમે સહેલાઇથી સમજી શકશો કે જો ધર્મ અને ગુરુ એ બનેનો આધાર દેવતત્ત્વ ઉપર જ છે, તો તે દેવતત્ત્વ જ શુદ્ધ શોધવું જોઈએ અને સૌથી પહેલો નિશ્ચય દેવતત્ત્વનો જ થવો એ વાસ્તવિક અને જરૂરી છે.

**મૂળ સારું હોય તો ફળ સારું !**

તમે જાણો છો કે જે વૃક્ષનાં મૂળિયાં સશકત અને યોગ્ય છે તે જ વૃક્ષનાં ફળો પણ સારાં નીપજે છે. જો મૂળિયાં સડી ગયેલાં હોય તો તે વૃક્ષ અને તેનાં ફળો પણ નકામાં જ થાય છે. એ જ ન્યાયે ધર્મ અને ગુરુનો જેના ઉપર આધાર છે એવાં દેવતત્ત્વોનો પહેલો નિર્ણય થવો એ જરૂરી વસ્તુ ઠરે છે. જો દેવ અવ્યવસ્થિત હોય અને અર્થહીન હોય તો તેને પરિણામે ગુરુ અને ધર્મ એ બને તત્ત્વો પણ તેવાં જ અવ્યવસ્થિત અને મિથ્યાત્વથી ભરેલાં જ રહેવાનાં. ગુરુ અને ધર્મ તત્ત્વની શુદ્ધતા દેવતત્ત્વ ઉપર જ અવલંબેલી છે અને તેથી જ સૌથી પહેલાં શુદ્ધ દેવતત્ત્વનો નિશ્ચય કરવો એને જ શાસ્ત્રકાર મહારાજાઓએ યોગ્ય માન્યો છે. ગુરુદેવોનો આચાર

દેવો ઉપર જ છે અને ગુરુઓ દેવોને જ આદર્શ તરીકે બતાવે છે. દેવોનું જે સ્વરૂપ છે, તે આદર્શ છે. એ આદર્શ દર્શાવીને તે સ્વરૂપને પહોંચવાને માટે સુધર્મ રૂપ રસ્તે પ્રયાણ કરવાની ઉત્તેજના અને સહાયતા આપવી એ જ ગુરુઓનું કર્ત્તવ્ય છે.

### મૂર્તિપૂજા યોગ્ય છે કે અયોગ્ય ?

તીર્થંકર ભગવાનોની સ્તુતિ કરતા **मूर्तिश्री जिनपुंगवस्य भवतु श्रेयस्तरीर्देहीनाम्** આવા શબ્દો મૂકવામાં આવ્યા છે. ભગવાન તીર્થંકર દેવોની સ્તુતિ કરતાં આ શબ્દો શા માટે મૂકવામાં આવ્યા છે તેનો હવે વિચાર કરો. અહીં કહેવાનો આશય મૂળ એ છે કે આત્માના સાધ્ય તરીકે અને આત્માને પ્રાપ્ત કરવાની વસ્તુ તરીકે એ જ વસ્તુ છે કે જે વસ્તુ ભગવાનશ્રી તીર્થંકરદેવોએ પ્રાપ્ત કરી છે. ભગવાન તીર્થંકર મહારાજ જેમ આત્માનુ કલ્યાણ કરી શકયા છે, તે જ પ્રમાણે આપણે પણ જો એ જ માર્ગે જઈએ તો આપણે પણ આપણા આત્માનું કલ્યાણ અવશ્ય સાધી શકીએ. આ દૃષ્ટિએ જૈનશાસનની મૂર્તિપૂજા વૈજ્ઞાનિક અને વાસ્તવિક ઠરે છે. જૈનો મૂર્તિપૂજા કરે છે તે આ રીતે વ્યાવહારિક, વાસ્તવિક અને વિજ્ઞાન તથા માનસશાસ્ત્રના નિયમોને અનુસરતી છે. પરંતુ જૈનોની મૂર્તિપૂજા જોઈને બીજાઓ પણ મૂર્તિપૂજાને વાસ્તવિક ઠરાવવા મંડી જાય છે.

અહીં ધ્યાનમાં રાખવાનું છે કે અન્યદર્શનીઓ જે મૂર્તિપૂજા કરે છે તે કોઈપણ રીતે યોગ્ય કિંવા વાસ્તવિક નથી. બૈરી–છોકરાવાળા ભગવાન એ આદર્શ નથી. ભગવાન શ્રીજિનેશ્વરદેવોની સૌમ્ય અને શાંત પ્રતિમા હોય છે તેને આપણે જોઇએ કે તૂર્ત આપણા આત્મામાં પણ એવી સૌમ્ય ભાવના જાગે છે કે 'અહા ! શું આ ભગવાનના મોઢા પર શાંતતા અને સૌમ્યતા પથરાએલી છે ! ખરેખર, મારો આત્મા આવી દશા ક્યારે પામશે ?' આપણા અંતરમાં જ્યાં આવો વિચાર પ્રવર્તે છે કે ત્યાં આપણી મૂર્તિપૂજા સફળ થાય છે.

હવે ધારો કે એ જ આપણા તીર્થંકર ભગવાનને રાણી સાથે ઊભા રાખીએ, તેમના હાથમાં હથિયારો આપીએ અથવા તેમનો

ઊંટ, ઘોડા કે હાથી ઉપર ચઢી બેઠેલા ચીતરીએ, તો એ પ્રતિમાઓ દેખીને આપણા અંતરમાં કેવો વિચારો આવવા પામશે? ભગવાન શ્રી જિનેશ્વરદેવની પ્રતિમા અને સ્ત્રી, છોકરાં અને શસ્ત્રો સાથેની દેવોની પ્રતિમા એ બંને પ્રતિમાઓમાં ભગવાન શ્રી જિનેશ્વરદેવની પ્રતિમા તે જ આદર્શ તરીકે વધારે વાસ્તવિક ઠરે છે સ્ત્રી, છોકરાં કે હથિયારો સાથેની પ્રતિમા રાખવી એનો કશો અર્થ નથી અને એ પ્રતિમાઓ આદર્શ પણ થઈ શકતી જ નથી.

તમે એ વાત તો સહેલાઈથી માન્ય રાખશો કે આદર્શ હંમેશાં ચાલુ સ્થિતિથી વધારે શ્રેષ્ઠ અને ઊંચા પ્રકારનો હોય છે. સ્ત્રી, છોકરાં અને શસ્ત્રરૂપ અર્થ મેળવવાનાં સાધનો એ સઘળું તો તમારી પોતાની પાસે પણ વિદ્યમાન છે જ, તો પછી જે વસ્તુ તમારી પાસે છે તે જ વસ્તુઓની પાછળ ભગવાન પણ ભટકતા હોય બૈરીની પાછળ ગાંડાતુર થઈને દોડતા હોય અને હથિયારોના ખણખણાટથી જ જે શત્રુઓને જીતી લેતા હોય, તેવા આત્માઓ તમારાથી કઈ રીતે શ્રેષ્ઠ ઠરે છે કે જેને તમે તમારો આદર્શ ઠરાવી શકો? કદાચ કોઈ એમ કહે કે આપણી સમૃદ્ધિ અલ્પ છે અને બૈરી–છોકરાવાળા શસ્ત્રધારી ભગવાનની સ્ત્રીઓ સંપૂર્ણ રૂપવતી છે, તેમનો ધનકોષ પૂરો ભરેલો છે અને શસ્ત્રસંચાલનમાં તેઓ પરિપૂર્ણ કુશળ છે, માટે તેઓ આપણો આદર્શ છે. તો આ જવાબ પૂર્ણ છે એમ આપણે કદાપિ માની શકતા નથી, કેમ કે હંમેશાં આદર્શ તો તે જ હોવો જોઈએ કે જે અવિચળ હોઈ શકે.

### કલ્યાણમાર્ગનું સ્મરણ ક્યારે થાય?

ધન, પુત્ર, વૈભવ ઈત્યાદિ સઘળું એવું છે કે જે સનાતન અથવા અવિચળ નથી, પરંતુ તે સઘળું ચલિત છે. જો એ સઘળી વસ્તુઓ ચલિત છે તો એ સઘળી વસ્તુઓથી યુક્ત એવા ભગવાન પણ આદર્શ થવાને માટે અયોગ્ય જ છે, એ વાત સ્પષ્ટ થાય છે. મેળવેલી વસ્તુઓનો ત્યાગ એ જ છેલ્લી સ્થિતિ હોવાથી, એ ત્યાગથી પરિપૂર્ણ એવા ત્યાગી ભગવાન એ જ આદર્શ તરીકે વાસ્તવિક છે, એ વાત તદ્દન સ્પષ્ટ

છે. ભગવાનની સૌમ્ય અને શાંત મુદ્રાને જોઈએ છીએ એટલે જ કલ્યાણના રસ્તાનું સ્મરણ થાય છે. અને એ પવિત્ર મૂર્તિનાં દર્શન. કરીને આપણે આપણી ન્યૂનતાનો પણ વિચાર કરી શકીએ છીએ.

ભગવાન શ્રી જિનેશ્વર મહારાજા વીરપરમાત્માની સાથે યશોદાની પ્રતિમા હોય અથવા ભગવાન ઋષભદેવજીની સાથે સુમંગલાની પ્રતિમા. હોય તો એ પ્રતિમાઓ જોવાથી સ્વાભાવિક રીતે જ તમારો ત્યાગનો આદર્શ ભૂલાઇ–ભૂંસાઇ જશે. અને તમોને પણ એવી જ સુંદર સ્ત્રીઓ અને ભોગોપભોગો મેળવવાની જ ઈચ્છા થશે; જાગશે. જ્યાં તમારા હૃદયમા ભોગોપભોગની ભાવના જન્મે ત્યાં તમે તમારી ન્યૂનતા પણ જોઈ શકવાના નથી. અને તમારું સાચાપણું ત્યાં શુદ્ધ રહી શકવાનું નથી. વસ્તુસ્થિતિ આવી હોવાથી જ જે દેવો સ્ત્રીપુત્રાદિ ઉપાધિવાળા. અને શસ્ત્રોથી સજ્જ છે તે દેવોને આપણે કુદેવો કહીએ છીએ. અને. જે સૌમ્ય શાંત અને દોષરહિત હોય તેને સુદેવો કહીએ છીએ.

**ત્યાગ પછીની અવસ્થા અનુકરણીય.**

હવે કદાચ તમે એવો પ્રશ્ન કરશો કે જો તમે સ્ત્રીઓવાળાને કુદેવ સમજો છો તો પછી શ્રી **પાર્શ્વનાથજી** વગેરેને તો સ્ત્રીઓ હતી. તો તમે તેને શા માટે દેવતા તરીકે માન્ય રાખો છો ?

આ પ્રશ્નનો જવાબ એ છે કે ભગવાન પાર્શ્વનાથજી ઈત્યાદિને. સ્ત્રીઓ હતી એ વસ્તુ સત્ય છે પરંતુ એ સ્ત્રીપરિવારાદિને તેમણે ખોટો જ માન્યો હતો તેને તેમણે તારણનું સાધન માન્યું જ નહોતું, એ ઉપાધિને તેમણે ત્યાગવા જેવી જ માની હતી અને છેલ્લે એ બધી ઉપાધિનો તેમણે ત્યાગ જ કર્યો હતો. આથી જ આપણે. તેમને ઉત્તમ ગણ્યા છે

વળી બીજી ધ્યાનમાં રાખવાની વાત એ છે કે આપણે ભગવાનોની એ સ્ત્રીપુત્રાદિવાળી અવસ્થાને પણ સારી માની જ નથી પરંતુ તેમની ત્યાગ પછીની અવસ્થાને જ આપણે સારી માની છે. ભગવાનની પણ બધી દશા અનુકરણીય નથી જ ભગવાને પણ પોતાના ત્યાગ પછીની દશાને જ સારી મનાવી છે. તેમણે ત્યાગ પહેલાની.

દશાને કદી સારી મનાવી જ નથી. ભગવાનનું ચારિત્ર આદર્શ અને અનુકરણીય છે, પરંતુ તે ત્યાં જ અનુકરણીય છે કે જ્યાં કર્મની ક્ષયોપશમ દશાનો ભાવ હોય. ભગવાનની કર્મોદયની દશામાં તેમને હાથે જે કાર્યો થએલાં હોય તે કાર્યો કે તે દશા એને આ શાસને કદી પણ અનુકરણીય માનેલ જ નથી

**વર્તન એ જ ધર્મ તો પછી કથનીની જરૂર શી?**

હવે તમોને પ્રશ્ન એ ઊઠશે કે જો આ સ્થિતિ છે તો પછી આવી દશામાં ભગવાનની કથની અને કરણી જુદા પાડી શકાય કે નહિ?

જૈનશાસનમાં અને અન્ય શાસનમાં જે કાંઈ તફાવત છે, ફરક છે તે અહીં જ છે. અન્ય શાસનમાં તેમના દેવોની કથની અને કરણી એ બંનેમાં તફાવત છે. અને એ તફાવતથી ઊભો થતો વિરોધાભાસ ટાળવા જ તેમને કથની તે કરણીના ભિન્નત્વને ભગવાનની લીલાને નામે પડદો નાંખીને ઢાંકી દેવી પડી છે. અને જૈનશાસનમાં કથની અને કરણી બંને એક અને અવિભિન્ન છે.

આ જૈનશાસનમાં કથની અને કરણી એક છે, એ જાણ્યા પછી વળી તમોને એક પ્રશ્ન ઊઠશે કે જો આ શાસનમાં કથની અને કરણી એક છે તો પછી કથનીને જુદી શા માટે પાડવામાં આવે છે? જો કથની અને કરણી બંને એક જ છે તો તો પછી ભગવાન માત્ર કરણી કરીને જ બેસી રહે તેટલું જ પૂરતું છે, કારણ કે ભગવાનની કરણી જગત જુએ છે અને તેને જ તે અનુસરે એટલે બસ છે. પછી વળી ભગવાનને પાછું કથન શા માટે કરવું પડે છે? ભગવાનનું વર્તન તે જ ધર્મ છે. અને એ ધર્મ પ્રત્યક્ષ હોવાથી જ ભગવાનની કથનીને પછી અવકાશ રહેવા પામતો નથી.

હવે આ વિચારમાં તમે કેવી ભ્રમણામાં કુટાવ છો તે જોઇએ! ભગવાનનું જે વર્તન છે તે તો ધર્મ છે જ ભગવાને જે ક્ષયોપશમને અંગે કે ક્ષાયિકભાવને અંગે કર્યું છે, તે સઘળું ધર્મરૂપ છે જ. પરંતુ તેથી ભગવાનને ધર્મકથનની જરૂર જ નથી, એવું કોઈ રીતે સાબિત થઈ શકતું જ નથી. તમે જાણો છો કે હંસ જે રીતે ચાલી

શકે છે તે રીતે કાગડાભાઈ ચાલી શકતા નથી. આ પ્રસંગે હંસનો ધર્મ છે કે તેણે કાગડાને માટે પણ ચાલવાનો માર્ગ દર્શાવવો જ રહ્યો. ભગવાનશ્રી જિનેશ્વરદેવોનો માર્ગ એ હંસનો માર્ગ છે. એ હંસનો માર્ગ આપણે પ્રત્યેક જણા કદાપિ ગ્રહણ કરી શકતા જ નથી. તેથી જ ભગવાનને આપણને યોગ્ય એવું ધર્મકથન કરવાની પણ જરૂર પડી છે. અને આપણે એ માર્ગે જ ધીમેધીમે અનુસરવાનુ છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો એ એટલા ઉત્કૃષ્ટ ભાવમાં આવેલા જીવો છે કે તેઓ જે પ્રમાણે વર્તે છે, તેઓ જેવી કરણી રાખે છે તેવી કરણી દરેક જ જીવો કદાપિ રાખી શકયા નથી, રાખી શકતા નથી. અને રાખી શકવાના પણ નથી; એટલા જ માટે ભગવાનને બાલ-જીવોના ઉદ્ધારને માટે ધર્મકથન કરવું પડયું છે. ભગવાનનું અનુકરણ કરવાની જ જો વાત આવે અને બધા બાળજીવો પણ અનુકરણ કરવા જ મંડી જાય તો તેમની શી દશા થાય? તે જુઓ.

### ભગવાન પલાંઠી વાળીને બેઠા કયારે?

ભગવાનનું છદ્મસ્થપણું ૧૨ાા વર્ષ પર્યંતનું હતું. આ સાડાબાર વર્ષમાં નિદ્રાનો કાળ માત્ર બે ઘડી જેટલો જ હતો. જો ભગવાનના સઘળાં કર્મોનું પૂરેપૂરું અનુકરણ એને જ ધર્મ માનશો અને ધર્મ આચરનારને જ ધર્મી ગણશો તો કયો એવો બાળજીવ છે કે જે માત્ર સાડાબાર વર્ષમાં માત્ર બે ઘડી જેટલો જ કાળ નિદ્રા ભોગવી શકશે? આ સાડાબાર વર્ષના કાળમાં ભગવાન શ્રી મહાવીરદેવ કદી પણ પલાંઠી વાળીને બેઠા નથી. તેમણે જ્યારે સતત્ તપશ્ચર્યાથી કેવળ-જ્ઞાનની પ્રાપ્તિ કરી હતી, ત્યારે જ તેઓ પલાંઠી વાળીને બેઠા હતા.

હવે જો ભગવાનની કરણી જ ધર્મ હોય તો તમારે પણ છદ્મસ્થ અવસ્થામાં પલાંઠી વાળીને બેસવાનો અવકાશ નહિ રહેવા પામશે અને છતાં જો તમે છદ્મસ્થ અવસ્થામાં પલાંઠી વાળીને બેસશો તો તમો ભગવાન શ્રી તીર્થંકરદેવના શાસનની અંદરના તેમના અનુયાયી ગણી શકાશો જ નહિ. આથી જ સહજ થાય છે કે ભગવાને જે

કર્મોદયથી કાર્યવાહી કરી હતી તે કાર્યવાહી એ ધર્મ નથી. તે જ પ્રમાણે એવા વર્તનના અનુકરણમાં ધર્મ આરાધન પણ નથી.

### બાળજીવોનો આધાર શાના ઉપર ?

ભગવાનનાં જે કાર્યો કર્મોના ઉદયથી થવા પામ્યાં છે તે કાર્યનું અનુકરણ કદાપિ પણ હોઈ શકતું જ નથી. ભગવાનના હસ્તે થયેલાં આરંભસમારંભો એ પણ ધર્મ અથવા ધર્મનું અનુસરણ હોઈ શકે નહિ. ભગવાનના ક્ષયોપશમભાવવાળું જે કર્તવ્ય છે, તે જ બેશક અનુકરણીય છે, બીજું નહિ. પરંતુ તેનું અનુકરણ ભાગ્યશાળી જીવો વિના બીજાઓને માટે અસહ્ય છે. આથી જ બાળજીવોને માટે ભગવાનને ધર્મકથનરૂપ ધર્માજ્ઞાઓ આપવી પડી છે. અને એ ધર્માજ્ઞા ઉપર જ બાળજીવોનો આધાર છે. તમે જ્યારે ક્ષયોપશમભાવને પામો અને સંપૂર્ણ શક્તિવાળા થાઓ ત્યારે બેશક તમારે ભગવાનનું આચરણ કરવાનું છે. પરંતુ જ્યાં સુધી તમારામાં એવી સંપૂર્ણતા ન આવે ત્યાં સુધી તમારે ભગવાનની આજ્ઞા ઉપર જ આધાર રાખવાનો છે શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજાઓએ અઢી પહોર સૂવાની આજ્ઞા આપી છે. પરંતુ ધારો કે કોઈ શક્તિશાળી મનુષ્ય અઢી પહોર પણ નિદ્રા ન લે, તો તેથી શું એમ કહી શકાશે ખરું કે તેવા ગૃહસ્થોએ શાસ્ત્રાજ્ઞાનો લોપ કર્યો છે ?

### નિદ્રા લેવાનું કારણ શું ?

શ્રીમાન શાસ્ત્રકાર મહારાજાએ અઢી પહોર સૂવાની આજ્ઞા આપી છે, પરંતુ તે શા કારણથી આપવામાં આવી છે તે વિચારવાની જરૂર છે. નિદ્રાનો સર્વથા પરિત્યાગ કરવામાં તમારી શક્તિ પહોંચતી નથી. તેટલા જ માટે તમારે નિદ્રા—અઢી પહોરની નિદ્રા લેવાને માર્ગે ચાલવાનુ છે. જો તમે અશક્ત રહ્યા છતાં પણ એ માર્ગે ન ચાલશો તો તેનું પરિણામ એ આવશે કે તમે ઊંચે ચઢી શકશો જ નહીં. અર્થાત્ અશક્તોને શક્તિ મેળવવાનો જે રસ્તો છે તે જ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની કથની છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવની કથની અને કરણીનું આ રહસ્ય છે. છતાં યાદ રાખવાનું છે કે કથની અને કરણીમાં

મુદ્દાનો ભેદ સંભવી શકે નહીં. જે મુદ્દાઓ જૈનશાસનમાં રજુ થયા છે તેનાથી ઊલટી જ વાતો કથનીમાં સંભવી શકતી જ નથી. તમે હિંસા કરજો, જૂઠું બોલજો, ચોરી કરજો, સ્ત્રીગમન કરજો, પરિગ્રહ રાખજો, ક્રોધાદિક કરજો ઇત્યાદિ આજ્ઞાઓ કથનીમાં કદી પણ આવી શકે જ નહિ. હવે એ પ્રશ્ન મૂકીને આપણે મૂળ પ્રશ્ન, જે 'દેવનું સ્વરૂપ કેવું હોવું જોઇએ' તે પ્રશ્ન ઉપર આવીએ.

## વીતરાગપણે મૂર્તિ કેમ ?

શ્રીમાન જિનેશ્વરદેવોને આપણે વીતરાગ સ્વરૂપે દેખીએ છીએ. શ્રીમાન જ્ઞાનીમહારાજાઓ એ અનંતા બળના સ્વામી છે. ગોવાળિયાઓ આવીને ખીલા મારી જાય છે તો પણ તેઓ એ સઘળું શાંતિથી સહન કરી લે છે. ભગવાને આવા ઘોર ઉપસર્ગો વેળાએ પણ ભવ્ય શાંતિ રાખી હતી અને આપણાથી એ શાંતિ નથી રખાતી એનું શું કારણ છે ?

આ બધો વિચાર આપણને દેવતાઓના સ્વરૂપ ઉપર દોરી જાય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવની મૂર્તિમાં તમે ધ્યાન દઇને જોશો તો માલુમ પડશે કે બધું કલ્યાણનું જ લક્ષણ રાખવામાં આવ્યું છે. અન્ય લક્ષણોને પ્રતિમાઓમાં સ્થાન આપવામાં આવતું જ નથી. ભગવાન શ્રી મહાવીરદેવની જે પ્રતિમા છે, તે ઉપર ભગવાનની જ્ઞાનીદશાનાં લક્ષણો છે. બીજાં લક્ષણો નથી. એ મુદ્દો બહુ સમજવા જેવો છે. જો ભગવાનનો જેવો આકાર અને રંગ હતો, તેવા રંગ અને આકારવાળી મૂર્તિ બનાવી દેવી એટલો જ જો ઉદ્દેશ હોત તો તો ભગવાને માતાનું સ્તનપાન કર્યું હશે તે વખતની ભગવાનની મુદ્રા સ્હેજે આનંદિત જ હશે. તો પછી શા માટે માતા સાથે સ્તનપાન કરતી ભગવાનની પ્રતિમાઓ કરવામાં આવી નથી ?

આ સઘળાનું કારણ એટલું જ છે કે આ બધામાં ધ્યેય શું છે તે તરફ ધ્યાન આપીને તેને જ અનુકૂળ બધી વસ્તુઓની રચના કરી છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવ વીતરાગ સ્વરૂપે છે આથી જ વીતરાગપણાની મૂર્તિ હોવાથી એ મૂર્તિ દ્વારા આપણે વીતરાગતાના

ધ્યેયમાં દૃઢ થઈ શકીએ છીએ. અને વીતરાગપણાની મૂર્તિ આપણને વીતરાગતાના ધ્યેયમાં દૃઢ કરે છે. જો ભગવાનની મૂર્તિને આપણે વીતરાગપણે ન રાખી હોત તો આપણી દશા પણ બીજાઓના જેવી જ થાત. ઈશ્વર અને અવતાર એ બંને વસ્તુ તો આપણે માનીએ છીએ. તે જ પ્રમાણે બીજાઓ પણ માને છે. પરંતુ તેમની અને આપણી માન્યતામાં એક મહત્ત્વનો તફાવત છે.

એ તફાવત શો છે તે વિચારીએ. જ્યારે આપણે અવતાર અને ઈશ્વર બંને માનવા છતાં અવતારમાંથી ઈશ્વર માનીએ છીએ, જ્યારે અન્યો અવતાર અને ઈશ્વર બંને માનવાપૂર્વક ઈશ્વરમાંથી અવતાર માને છે. હવે ઈશ્વરમાંથી અવતાર માનતાં વાંધો શો આવે છે અને વિરોધ ક્યાં ઊભો થાય છે તે જોઈએ એટલે આપણી અને અન્યોની માન્યતામાં કોની માન્યતા સાચી છે તેનો નિકાલ થઈ જશે.

### આદર્શ કેવો જોઈએ ?

ઈશ્વરમાંથી અવતાર માનવો એનો અર્થ એ છે કે નિર્મળમાંથી મલિનતા માનવી અને અવતારમાંથી ઈશ્વર માનવો એનો અર્થ એ છે કે મલિનતામાંથી નિર્મળતા માનવી. આપણે ભગવાનને જન્મ વખતે મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન ઈત્યાદિ જ્ઞાનો હતાં અને તેઓ વીતરાગરૂપ હતા તેમ હરગિજ માનતા નથી, પરંતુ આપણે તો સ્પષ્ટ રીતે એમ માનીએ છીએ કે તીર્થંકર ભગવાનો જન્મ્યા ત્યારે તેમને કેવળજ્ઞાન નહોતું, પરંતુ ભગવાને જન્મ્યા પછી સાધુત્વનો અંગીકાર કર્યો અને તત્પશ્ચાત્ તેમણે મનઃપર્યવજ્ઞાન મેળવી ઘાતીકર્મનો ક્ષય કર્યો હતો એટલે તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી તેમ માનીએ છીએ.

આપણી આ માન્યતાનો અર્થ એ છે કે મલિનતા પહેલી હતી અને નિર્મળતા પછી પ્રાપ્ત થવા પામી હતી. અર્થાત્ અજ્ઞાન પહેલાં હતું અને જ્ઞાનની જ્યોતિ તે પછીથી પ્રકટ થવા પામી હતી

હવે જેઓ ઈશ્વરમાંથી અવતાર માને છે તેઓ કેવા પ્રકારના ભ્રમમાં કુટાય છે તે જોઈએ. ઈશ્વરમાંથી અવતાર માનવો એનો અર્થ તો એ જ થાય કે પહેલાં ઈશ્વરત્વ–એટલે શુદ્ધતા અને પછી મનુષ્યત્વ

એટલે મલીનતા. એનો અર્થ એ થયો કે એમનો આદર્શ શુદ્ધતા નિર્મળતાનો નહિ, પરંતુ મલિનતાનો જ ઠરે છે. અન્યો પોતાના ઈશ્વરને નિરંજન, નિરાકાર, શુદ્ધ, બુદ્ધ અને જ્યોતિ રૂપ તો માને છે, તો પછી સવાલ એ થાય છે કે એની મૂર્તિ કઇ અને શી રીતે હોઈ શકે ?

હવે બીજી તરફ કોઈ આપણને પણ એવો જ પ્રશ્ન પૂછી શકે છે કે આપણે પણ સિદ્ધ મહારાજાઓને તો નિરંજન, નિરાકાર, શુદ્ધ, બુદ્ધ, મુકત અને જ્ઞાનસ્વરૂપ માનીએ જ છીએ, તો પછી એવા નિરંજન, નિરાકાર ભગવાનની પ્રતિમા આપણે શા માટે બનાવીએ છીએ ?

આ પ્રશ્નનો જવાબ એ છે કે આપણે જે પ્રતિમાઓ બનાવીએ છીએ તે પ્રતિમાઓ મુકત એવા સિદ્ધ ભગવાનોની સિદ્ધાવસ્થાની હોતી નથી; પરંતુ સિદ્ધો જે દેહોમાં સિદ્ધ થાય છે તે દેહની–તે મનુષ્યપણાની જ પ્રતિમા આપણે બનાવીએ છીએ અને તેથી જ આપણી પ્રતિમાની કલ્પના એ વાસ્તવિક છે.

### મૂર્તિ કઈ અવસ્થાની હોય ?

જૈનશાસન જે તીર્થંકરોની મૂર્તિને માને છે તે મૂર્તિના સંબંધમાં પણ યાદ રાખવાની જરૂર છે કે એ મૂર્તિઓ તીર્થંકરપણાની અથવા તો બીજી અવસ્થાની મૂર્તિઓ નથી, અરિહંત મહારાજાઓની પણ અરિહંતાવસ્થા. કેવળીઅવસ્થા અથવા તો તીર્થંકરપણાની મૂર્તિ બનાવવામાં આવતી જ નથી, પરંતુ **સિદ્ધાવસ્થાની પ્રાપ્તિ વખતે તીર્થંકર ભગવાનની જે સ્થિતિ હોય તે જ સ્થિતિની મૂર્તિઓ બનાવવામાં આવે છે.** ભગવાન શ્રી તીર્થંકરદેવો જ્યારે કેવળી–પણામાં હોય છે, ત્યારે ઊભા રહે છે, બેસે છે, દેવછંદામાં તેઓ શરીર પણ લાંબું કરે છે, વળી તીર્થંકર ભગવાનો સિંહાસન પર બેસે છે ત્યારે પગ પાદપીઠ પર રાખે છે. વળી તેઓ શ્રી સમવસરણમા બિરાજે છે, ત્યારે તે પર્યંકાસને નથી બેસતા પણ ખુરસી ઉપર બેસીએ અને પગ નીચે મૂકીએ તે વખતે જેવું આસન હોય તેવું આસન શ્રીમાન તીર્થંકર દેવોનું સમવસરણમાં હોય છે તે વખતે તેઓ પાદપીઠ પર પગ થાપીને બેસે છે. ભગવાન શ્રી તીર્થંકરદેવોના શરીર

આ રીતે જુદે જુદે સમયે જુદી જુદી દશા ધારણ કરે, છતાં ભગવાનની જે પ્રતિમા બનાવવામાં આવે છે તે દેશનાની મૂર્તિ, દેવછંદાની મૂર્તિ કે વિહાર વખતની મૂર્તિ હોતી નથી. ભગવાનની જે મૂર્તિઓ જૈન-શાસનમાં છે; તે સઘળી તીર્થંકર ભગવાનો સિદ્ધ થવાના હોય તે વખતની અવસ્થાની મૂર્તિઓ હોય છે. આપણી મૂર્તિઓમાં માત્ર બે જ પ્રકાર છે : એક કાયોત્સર્ગનો અને બીજો પર્યંકાસનનો.

આ સંસારમાં મોક્ષે ગએલા આત્માઓ અસંખ્ય હોય છે. અતીતકાળે અસંખ્ય આત્માઓ મોક્ષે ગયા છે, વર્તમાનકાળે અસંખ્ય આત્માઓ મહાવિદેહ ક્ષેત્રમાં મોક્ષે જાય છે અને અનાગત કાળમાં પણ અનંતા આત્માએ મોક્ષે જશે સિદ્ધો કોઈપણ આકારે મોક્ષે જાય છે. જ્યારે સઘળા તીર્થંકર ભગવાનો મોક્ષે કાયોત્સર્ગ અને પર્યંકાસન બે જ આકારે જવાના હોય છે. આ જ કારણથી ભગવાન તીર્થંકરદેવોની મૂર્તિ બે જ આકારવાળી હોય છે. અને તે બે સિવાય ત્રીજો આકાર સંભવતો નથી.

હવે આજકાલના કેટલાક ડોળઘાલુ સાધુઓ ડોળ કરે છે અને એ તીર્થંકરની રીતે બેસે છે, તેમણે વિચારવાની જરૂર છે કે એ આકાર કોનો છે ? અને કયા વખતનો છે ? સાધુઓએ બેસીને કાઉસ્સગ્ગ કરવો એવું કયા ગ્રંથમાં અથવા કયાં લખેલું છે ? વર્તમાન સાધુઓ બેસીને કાઉસ્સગ્ગ કરે એ તેમનો ખૂલ્લેખૂલ્લો પ્રમાદ છે. અને તેવો પ્રમાદ ન કરવાની સ્પષ્ટ શાસ્ત્રાજ્ઞા છે. કેવળ ડોળ કરવા તીર્થંકરના રૂપક લેવાં એમાં કોઈ પુણ્ય તો નથી જ, પરંતુ ઊલટું મહાપાપ છે. શ્રાવકો પણ જેઓ વ્રતવાળા છે, તેમણે પણ ડાબા હાથમાં મુહપત્તિ અને જમણા હાથમાં ચરવળો રાખવા સિવાય કાઉસ્સગ્ગ કરવાનુ વિધાન કોઈપણ શાસ્ત્રમાં લખવામાં આવ્યું નથી.

હવે એ બધાને સ્થાને આજે કેવી મૂર્ખાઈ ચાલી રહી છે તે જરા ધ્યાન દઈને જુઓ

આજે તો શ્રાવકો અને સાધુઓને તીર્થંકર ભગવાનોના આકારે કાઉસ્સગ્ગ કરવો છે અને તેવી છબીઓ પડાવી ખુશ થવું છે. વિચાર

કરો કે આપણી દશા શી થશે ? તીર્થંકરની મૂર્તિ બનાવાય છે તેમાં ભગવાન શ્રી તીર્થંકર ભગવાન મોક્ષે ગયા હોય તે વખતના આકારે જ લેવાય છે, બીજા નહીં, અર્થાત્ ભગવાનની જે ઊંચામાં ઊંચી અને છેલ્લામાં છેલ્લી દશા જે અનુકરણીય છે, તે જ દશા, તે જ આકાર ભગવાન શ્રી તીર્થંકરદેવની મૂર્તિમાં લેવાનો છે. ભગવાન શ્રી તીર્થંકર-દેવની મૂર્તિમાં કયો આકાર લેવાયો છે અને તે કઈ વખતનો આકાર લેવાયો છે અને તે જ આકાર પ્રતિમાજીને માટે શા માટે માન્ય રખવામાં આવ્યો છે એ વાત ઉપરના વિવેચનથી સ્પષ્ટ સમજી શકાય છે.

ભગવાન શ્રી તીર્થંકરદેવો બે જ આકારે મોક્ષે જાય છે અને તેથી જ તેમની પ્રતિમા માત્ર બે જ પ્રકારની હોય છે.

જેઓ સિદ્ધ થાય છે તેવા આત્માઓની બાબતમાં આસનનો નિયમ જ નથી. સિદ્ધો અનેક પ્રકારે મોક્ષે જાય છે. સિદ્ધ સ્વરૂપમાં આત્મા રહ્યો તે સિદ્ધપણાની મૂર્તિને કોઈપણ સ્થળે સ્થાન જ નથી. સિદ્ધો કે અરિહંત ભગવાનો જે સમયે માનવદેહમાં હતા, તે જ સમયની તેમની સાકારાવસ્થાની જ મૂર્તિ બનાવવામાં આવી છે. આપણી મૂર્તિઓ એ નિરંજન નિરાકારની મૂર્તિ નથી, પરંતુ સાકારાવસ્થાની જ મૂર્તિ છે.

આપણે એવું સહેલાઈથી કહી શકીએ છીએ કે **જેઓ પરમેશ્વરને નિરાકાર માને છે, તેવાઓને ઈશ્વરની મૂર્તિ બનાવવાનો અધિકાર નથી.** સાકારાવસ્થામાં મલિનતા સિવાય બીજા કશાનું અસ્તિત્વ જ નથી.

**અનુકરણ કેવું જોઈએ ?**

અજૈન શાસનોએ મૂર્તિ કરી પરંતુ તે એવી બનાવી દીધી કે આત્માના અનુરાગીઓને તો જોવાને પણ લાયક ન રહી. ઈશ્વરની મૂર્તિ બનાવી તો સાથે સ્ત્રી પણ ગોઠવી. હવે નીતિશાસ્ત્ર તો સાફ કહે છે કે જેને બ્રહ્મચર્ય પાળવું છે અથવા જેને સંન્યાસ પાળવો છે, તેવા સન્યાસી અને બ્રહ્મચારી બંનેને સ્ત્રીની પ્રતિમા નિહાળવી હરામ છે. આ રીતે સંન્યાસી કે બ્રહ્મચારી માટે તો પ્રતિમાપૂજા અરે ! પ્રતિમાદર્શન કરવું એ જ હરામ ઠરે !

હવે પ્રશ્ન ઉપસ્થિત થશે કે જૈનશાસન આટલું પવિત્ર છે અને યુક્તિયુક્ત છે તો પછી એ જૈનશાસનના અનુયાયીઓ મુઠીભર કેમ છે?

ઠીક. તમે લડાઈમાં જવા માટે જાતે તૈયાર થઇ જતા નથી, પરંતુ તમારા દેશના સંરક્ષણને માટે તમારા દેશની સેના લડી રહી હોય તો તેને તમે વખાણો છો એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મહાન કામોને સમજનારા બહુ થોડા હોય છે. અને તેવા કામોને સમજીને તેને અમલમાં મૂકનારા તેનાથી પણ અતિ ઘણા ઓછા જ હોય છે. એ જ પ્રમાણે જૈનોનું ધ્યેય ત્યાગવર્તનનુ છે. જૈનિઝમનું ધ્યેય જ માત્ર ત્યાગનું હોય અને વર્તન મઝા ઉડાવવાનું હોત તો જુદી વાત હતી, પરંતુ અહીં તો ધ્યેય અને વર્તન બંને ત્યાગના છે. આથી આવા ઉગ્રધર્મના પાલકો થોડા હોય તે સ્વાભાવિક છે મરજી પ્રમાણે ફાવે તે રીતે વર્તવાની છૂટ હોય તો તે કુળાચારે ધર્મ થયો તો તેવા અજ્ઞાન તરફ ઝૂકનારા લાખો હોય છે **જ્ઞાનદશા એ સ્વાભાવિક નથી. પરંતુ અજ્ઞાનદશા એ સ્વાભાવિક છે.** જગત અજ્ઞાનમય છે અને તે અજ્ઞાન તરફ વહેલી તકે ઝૂકે છે અને ત્યાગ તરફ સ્વાભાવિક રીતે જ ઓછા ઝૂકે છે. દા. ત., ધારો કે એક સ્થળે ઉપધાન-વહનની ક્રિયા છે એ ઉપધાનવહનની ક્રિયામાં ભાગ લેવા સેંકડો માણસો ભેગા થાય છે. પરતુ તેમાં જે સ્થળે ઉપધાન થતા હોય તે જ સ્થળના માણસોની સંખ્યા બહુ જ ઓછી હોય છે. નિર્વિકારી ત્યાગમાર્ગને ન અનુસરાય અને સ્ખલન થઈ જાય તે બને, પણ સ્ખલનનો માર્ગ તે જ સત્ય છે એવું તો કદી પ્રતિપાદી શકાય નહિ, બીજે ધર્મના કાર્યોમાં છૂટછાટ મૂકવાનો મુદ્દો એક જ છે કે જેમ બને તેમ સંખ્યા વધારવી અને પોતાના ટોળામાં વધારે માણસોને ખેંચી લાવવા. પણ જે ધર્મને આત્મકલ્યાણનો જ રસ્તો માને, મનાવે છે તે સિદ્ધાતમાં છૂટછાટ મૂકી શકે જ કેમ? અલબત્ત, સંપૂર્ણ ત્યાગને ન અનુસરાય તે બને પણ ધ્યેય તો સંપૂર્ણ ત્યાગનુ જ જોઇએ.

**તીર્થંકર સ્વરૂપ બતાવનાર.**

દીવો પદાર્થ દર્શાવે છે, પરંતુ તે દીવો કોઇ પદાર્થ સર્જી શકતો

નથી. તે જ પ્રમાણે તીર્થંકર ભગવાન પણ ધર્મ દર્શાવે છે. તેઓ કાંઈ ધર્મરૂપી પદાર્થોનું સર્જન કરી શકતા નથી. આંધળો દેખી શકતો નથી અને આંખવાળો દેખી શકે છે. એ બેના સ્વભાવનો કોઈ સર્જનારો હોઈ શકે જ નહિ. એ બન્ને વસ્તુ સ્વાભાવિકપણે જ છે. પ્રકાશ ધોળા રંગને લીલો અથવા લીલા રંગને ધોળો દેખાડી શકતો નથી, પરંતુ ધોળા રંગને ધોળો અને લીલા રંગને લીલો દેખાડવામાં પ્રકાશ મદદરૂપ થાય છે. એ જ પ્રમાણે જે જે કારણોથી કર્મનિર્જરા થતી હતી, અથવા જે જે કારણો બંધન આપનારાં હતાં, ને તે કારણો જ તીર્થંકરોએ બતાવ્યાં છે. એનો અર્થ એ છે કે તીર્થંકર ભગવાનો ધર્મના દેશક છે, ધર્મના પ્રરૂપક છે, ધર્મને પ્રકાશિત કરનારા છે, પરંતુ તેઓ ધર્મને સર્જનારા નથી. જ્યાં ધર્મની આવી સનાતન સ્થિતિને દર્શાવવાનું જ કાર્ય કરે છે, ત્યાં ધર્મમાં પલટો હોય એ શક્ય જ નથી. તેમાં છૂટછાટ હોય એ પણ સંભવતું જ નથી અને તેથી જ ધર્મમાં કાળની પરાવૃત્તિએ પરાવર્તન હોય એ પણ અશક્ય જ છે. શ્રીમાન્ તીર્થંકર ભગવાનોએ કેવળજ્ઞાનથી લોકાલોક જાણીને પદાર્થ કહ્યા છે, એ કથનને પુસ્તકની કે બીજા કશાની જરૂર જ નથી. જે આત્મા વસ્તુને દેખે છે તેને પુસ્તક સાથે સંબંધ રાખવાની જરૂર જ રહેતી નથી. પુસ્તકની જરૂર એક માત્ર તેને જ છે કે જે પોતે પ્રત્યક્ષ જોઈ શકવાને માટે અસમર્થ છે. જે પોતે જ્ઞાનથી સમર્થ નથી. જે પોતે જ્ઞાનસ્વરૂપ નથી તેવાઓને જ્ઞાનીનાં વચનોની જરૂર પડે છે આંધળાને કોઈ વાત બીજાને કહેવી હોય તો દેખનારે તે સંબંધમાં જેવું જોયું હોય અને જેવું કહ્યું હોય તેવું જ તે બીજાને કહી શકે. કારણ કે પોતે વસ્તુ જોવાને માટે અશક્ત છે. એ જ પ્રમાણે જૈનાગમો જે લખાયાં છે તે ભગવાન કેવળી મહારાજાઓએ જેમ કહ્યું છે, તે જ પ્રમાણે લખાયાં છે ભગવાન કેવળીઓને કહ્યું છે. તે જ આગમકારોએ–આગમોએ લખ્યું છે. ભગવાન શ્રી કેવળી મહારાજાઓએ જે પ્રમાણે કહ્યું હતું તે જ પ્રમાણે ભગવાન શ્રી ગણધરદેવોએ ધાર્યું હતું. તે

જ પ્રમાણે તેમના શિષ્યોએ અનુક્રમે ધાર્યું હતું, એ જ પ્રમાણે પરંપરા ચાલુ રહી હતી, પરંતુ પાછળથી સ્મરણશક્તિ ઘટી ત્યારે ક્ષમાશ્રમણ દેવર્દ્ધિગણિએ વલ્લભીપુરમાં લખવાનુ શરૂ કર્યું હતું. ભગવાન શ્રી સર્વજ્ઞદેવોએ જે પ્રમાણે કહ્યું હતું તે જ પ્રમાણે આગમકારોએ લખ્યું હતું એટલે અહીં કોઇપણ પ્રકારની આપત્તિ યા તો શંકાને સ્થાન જ નથી. જ્યારે વલ્લભીપુર ખાતે આગમો લખાયાં ત્યારે કુમતો ઓછા ન હતા. કુમતવાદીઓની હસ્તી ખુદ વલ્લભીપુરમાં જ હતી. એ શત્રુઓની વચમાં જ જિનાગમો રૂપી દસ્તાવેજ તૈયાર થયા હતા.

હવે વિચાર કરો કે જે દસ્તાવેજ શત્રુઓની વચ્ચે તૈયાર થયો છે તે દસ્તાવેજની સત્યતામાં તે શી ખામી હોઇ શકે ! આપણા સઘળા જૈન આગમો એ વલ્લભીપુરમાં લખાયાં હતાં, છતાં બધા આગમોમાં જોઈ લો કે કોઇપણ સ્થળે સોરઠી છાયા એ આગમ ગ્રંથોમાં ઊતરવા પામી નથી. દેવર્દ્ધિગણિની પોતાની તેઓશ્રીના ગુરુની વાતો પણ કોઇ સ્થળે તેમાં અંકિત કરવામાં આવી નથી. શ્રીમાન્ દેવર્દ્ધિગણિને જે પ્રમાણે યાદ હતું તે પ્રમાણે તેઓ લખતા હતા.

જે સિદ્ધાંતો એ પ્રસંગે લખાયા હતા તેમાં જો દેવર્દ્ધિગણિએ ફેરફાર કર્યો હોત તો તેમના અહંતત્ત્વની છાયા તેમાં જરૂર આવી જ હોત ! બીજું કાંઇ નહીં તો તેમણે પોતાના ગુરુનું ગૌરવ વધારવાનું તો તેમાં જરૂર કાંઈપણ લખ્યું હોત, પરંતુ તેઓએ કશો જ કોઈ સ્થળે ઉલ્લેખ કર્યો નથી. આજકાલ ગુરુ પરત્વેની ભક્તિ ઓછી થઇ છે, તો પણ જેઓ ધાર્મિક પુસ્તકોનું પ્રકાશન કરે છે તેઓ પુસ્તકમાં પોતાના ગુરુઓની ઢગલાબંધ છબીઓ લે છે, પણ ભગવાન દેવર્દ્ધિગણિએ એવું એક પણ કાર્ય કરેલું અદ્યાપિ પર્યંત કોઇ સશોધકે શોધી આપ્યું નથી ભગવાન દેવર્દ્ધિગણિએ તો ફક્ત પોતાને જે વસ્તુ સ્મરણમાં હતી તે જ સાદ્યંત લખવાની હતી, તેમાં કાઢવા–ઘુસાડવાની વસ્તુ તેમને કાંઇ કરવાની ન હતી.

જે સમયે વલ્લભીપુરમાં આગમો લખવાનું કાર્ય ચાલતું હતું તે સમયે ભગવાન શ્રી દેવર્દ્ધિગણિએ ખૂણામાં બેસીને ગૂપચૂપ એ

આગમો ઘસડી કાઢ્યા ન હતાં. વલ્લભીપુર ખાતે જૈનશ્રમણોની મહાસભા મળી હતી અને મહાસભામાં ૫૮૦ શ્રમણ મહારાજો વિદ્યમાન હતા. આ પાંચસો ને એંસી શ્રમણમહારાજોએ જે વિચારો માન્ય રાખ્યા હતા તે જ વિચારો આગમોમાં લખવામાં આવ્યા હતા. લખવું ત્યાં પણ અમુક જ લખવું અને અમુક પ્રકારે જ લખવું એવો જ્યાં કટ્ટર નિયમ હોય ત્યાં કેટલાકો એમ માને છે કે અમુક સ્થળે પાઠાંતર જોઇએ. ઇત્યાદિ શબ્દો કહેવા એ મહાસૂર્ખાઈ જ છે. સર્વજ્ઞ મહારાજાઓએ જે સિદ્ધાંતોની ઝાંખી કરી હતી અને જે સિદ્ધાતો સંસારને દર્શાવ્યા હતા તે જ સિદ્ધાંતો આજનાં પુસ્તકોમાં પણ ચાલ્યા આવે છે.

આત્માના પ્રદેશો જેમ પહેલાંના માનીએ છીએ તે જ પ્રમાણે હજુપણ માનીએ છીએ. તો પછી શંકાકારોને આપણે પૂછી શકીએ છીએ કે તમે શાસ્ત્રોમાં એવો તે કયો ફેરફાર દેખ્યો છે કે જેથી તમોને શંકા થઇ જવાનું કારણ મળ્યું છે? 'શાસ્ત્રમાં આમ હોવું જોઈએ' એવી શંકા ઉઠાવવાને પણ તમોને કેવી રીતે અવકાશ મળે છે તે તમારે સાબિત કરી આપવાનું છે. ધરતીકંપનો સંભવ સરખો, પણ જ્યાં ધરતીકંપ નથી છતાં ત્યાં કોઈ એમ ધારે કે આ બેઠક તૂટી પડશે તો? આવી શંકા કરનારાઓને તો બેસવાનું પણ સ્થાન ન જ હોઈ શકે.

એવો કયો જબરજસ્ત પુરાવો તમોને મળ્યો છે કે જે વડે તમે એમ કહી શકો કે શાસ્ત્રમાં આમ હોવું જોઇએ? જેની શ્રદ્ધામાં ફેરફાર ન હોય તેવાઓની ક્રિયામાં ફેરફાર હોઈ શકતો જ નથી. ધ્યેય ખસવું ન જોઇએ. ધ્યેય ન ખસે તો પછી કોઈપણ જાતની પંચાત જ નથી. જેને ધ્યેય ખસે છે તેને જ શંકાઓ થવા લાગે છે. ધ્યેય અને શ્રદ્ધા બંને સલામત હોય ત્યાં એક અંશ પણ વિચારમાં કે ક્રિયામાં ફેરફાર સંભવી શકતો જ નથી

કેટલાક મૂર્તિ અને દેહરાંને આશ્રવ ગણે છે. આપણે તે બન્નેને નિર્જરાનું કારણ માનીએ છીએ અહીં આપણી અને તેમની તાત્વિક

માન્યતામાં જ ફરક છે અને જ્યાં તાત્ત્વિક માન્યતામાં ફેર હોય ત્યાં સમકિત નહિ. 'જે રૂપે તત્ત્વ હોય તે રૂપે જ તત્ત્વને માને ત્યારે તેને સમ્યગ્દર્શન થાય છે' અને તત્ત્વદર્શન શ્રદ્ધા વગર સંભવતું નથી.

જે તીર્થંકર ભગવાનો થયા છે, તેમણે નવો ધર્મ બનાવ્યો છે અથવા તો નવો ધર્મ પેદા કર્યો છે એમ નથી. તીર્થંકર ભગવાનોએ તો વસ્તુ માત્ર કે જે જગતમાં એક યા બીજે રૂપે દૃષ્ટિમાન હતી યા તો અદૃશ્ય હતી તેનો સ્વભાવ જ તેમણે તો બતાવ્યો છે.

એ ઉપરથી એમ નથી સમજવાનું કે તીર્થંકર ભગવાનોની હસ્તી પહેલા આ સંસારમાં કોઈને પુણ્ય યા પાપ લાગતું જ ન હતું. તીર્થંકર ભગવાનોના થવા પહેલાં પણ મંદ કષાયવાળાઓ પુણ્ય બાંધતા હતા. કષાયોથી જે પાપો થતાં, તે સર્વકાળને વિષે થતાં જ રહ્યાં હતાં, માત્ર તીર્થંકર ભગવાનોએ તો જે પાપપુણ્ય થતાં હતાં તે પાપપુણ્ય અને તે થવાનું કારણ એટલું જ માત્ર બતાવી આપ્યું હતું. પ્રકાશનું ઉદાહરણ તમારે બરાબર લાગુ પાડવાનું છે. મનુષ્ય આંખો ઉઘાડે છે, ત્યારે તે પ્રકાશને દેખે છે. પરંતુ તેનો અર્થ એવો નથી કે તે આંખ નથી ઉઘાડતો તે પહેલાં પ્રકાશ હોતો નથી. યા તો પહેલાં પ્રકાશ, પ્રકાશનું કામ જ કરતો નથી. પ્રકાશનું કાર્ય જેમ સંસારને વસ્તુઓ દેખાડવાનું છે, તે જ પ્રમાણે તીર્થંકરદેવોનું કામ આ સંસારમાં પાપપુણ્ય અને તે થવાનાં કારણોને દર્શાવવાનું જ છે.

આ જ કારણથી ધર્મ, દેશ કે તીર્થને પ્રવર્તાવનાર તરીકે તીર્થંકર ભગવાનને ગણ્યા છે, પરંતુ તેમને ઉત્પાદક તરીકે ગણ્યા નથી ધર્મ એ જગતનો સ્વભાવ છે. જૈન ધર્મ એ જોડી કાઢેલી નવલકથા નથી, પરંતુ જેમ દર્પણમાં પદાર્થ જેવો હોય તેવો જ દેખાય છે, તે જ પ્રમાણે જગતનો જે સ્વભાવ છે તે જ સ્પષ્ટ રીતે જૈનશાસનમાં પડેલો છે. ધર્મ એ જગતનો સ્વભાવ જ હોવાથી એ સ્વભાવમાં તીર્થંકર ભગવાનોથી પણ ફેરફાર થઈ શકતો નથી.

આપણે દ્રવ્યાદિને આશ્રયીને ફેરફાર કરી શકીએ છીએ, પરંતુ ત્યાં પણ ધર્મ બતાવવાને માટે, પલટાવવાને માટે નહિ. ભગવાન મહાવીરે

ચાર વ્રતોનાં પાંચ મહાવ્રતો કર્યાં. તેમા શબ્દછળથી બ્રહ્મચર્યના ભંગનો કોઈ ખોટો લાભ ન લે તે માટે કર્યાં. ભગવાન મહાવીરનો સુધારો આશ્રવ અને બંધને રોકવાનો હતો. બાળલગ્ન રોકવાં એ સુધારો છે, પણ પુનર્લગ્નની છૂટ આપવી એ સુધારો નથી પણ બ્રહ્મચર્યનો પલટો છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને આશ્રયીને ફેરફાર થાય તેમાં ના નથી, પણ આ ફેરફાર મૂળ ધ્યેયને કાયમ રાખીને થવો જોઈએ, પરંતુ મૂળ ધ્યેયની કાયાપલટ ન થવી જોઈએ.

હવે મૂળ વાતમાં આવીએ. આપણે તીર્થંકર ભગવાનની મૂર્તિઓને માનીએ છીએ તે પરમ આદર્શરૂપે માનીએ છીએ આ આદર્શ દેવમાં અવશ્ય હોવો જોઈએ. જે દેવ પોતાની પાસે સ્ત્રીને રાખે તો તે ધર્મનો પ્રવર્તક ગુરુ બ્રહ્મચર્યને જીવનમાં કઈ રીતે ઉતારી શકે?

જૈનેતરોએ પ્રતિમાપૂજનમાં જૈનોની નકલ કરી પણ તેઓ આકાર કે ભાવ બન્નેમાંથી એકે તેમની પ્રતિમામાં લાવી શકયા નથી.

### ગુણોના પ્રકાર કેટલા? 'બે'

શ્રીમાન્ તીર્થંકરદેવોનો આકાર મનુષ્યના ધ્યેયનું ચિહ્ન હોવું જોઈએ. દેવતત્ત્વમાં અનુકરણીયત્વ હોય તો તે પ્રકૃતિ છે. દેવોમાં અનુકરણીય ગુણો હોવા જ જોઈએ. જો તેઓનામાં અનુકરણીય ગુણો હોય, તો જ તેના શિષ્યો એ માર્ગે જાય અને એ માર્ગને ધર્મ ગણી શકે. અર્થાત્ ધર્મ અને ધર્મની પ્રવૃત્તિઓ એ સઘળાંનો મુખ્ય આધાર દેવ ઉપર જ છે. એટલા જ કારણથી મહાદેવનું અષ્ટક પહેલું ગણવામાં આવ્યું છે. એમા ગુણો બે પ્રકારના હોય છે: એક સાધક દશા અને બીજી સિદ્ધ દશા. નેપોલિયન બોનાપાર્ટનો કોઈ ખેલ ભજવે તો તે નેપોલિયને કરેલી દેશસેવાનું નાટક ભજવી શકે અને તેવા અનુકરણીય ગુણોની નકલ પણ કરે, પરંતુ ભવાયો પણ નેપોલિયનના શરીરની ગંદી ક્રિયાઓનું કાંઈ અનુકરણ અથવા નકલ કરવા બેસતો નથી. નેપોલિયન જ્યારે રાજદ્વારી જીવનમાં બહાર પડયો

ત્યારે તેને સાધક દશાની પ્રાપ્તિ થઈ. એ જ પ્રમાણે શ્રીમાન્ તીર્થંકર દેવો પણ જ્યારે સાધુ થયા ત્યારે તેઓ સાધક દશામાં પ્રવેશ્યા હતા.

એ જ પ્રમાણે સિદ્ધ દશાનું વિચારવાનું છે. તીર્થંકરદેવોનું જ્યારે દેવત્વ સિદ્ધ થયું ત્યારે તેઓ કેવા હતા એ સઘળું વિગતવાર જાણવાને માટે સાધક, તથા સિદ્ધ દશાના ગુણો બતાવવા જોઈએ.

હવે કોઈ એવી શંકા કરશે કે તીર્થંકર મહારાજાઓમાં દેવપણાનું સિદ્ધપણું આવ્યું એ તો ઠીક છે, પરંતુ જો એ સિદ્ધપણું અમોને ઉપકાર કરનારૂં ન હોય તો એ દેવપણા સાથે આપણે શા માટે સંબંધ રાખવો જોઈએ? અને એ દેવાપણાને આપણે શા માટે વંદન પણ કરવું જોઈએ?

તીર્થંકર ભગવાનનું દેવત્વ એ જો સંસારને માટે ઉપકારક ન હોત તો જૈનશાસન એ દેવત્વના કદી પણ વખાણ ન જ કરત, પરંતુ એ દેવત્વ આપણને અનેક રીતિએ ઉપકારક છે જ અને તેથી જ એ દેવત્વને આપણે વંદન કરવાનું છે.

* અનંત ઉપકારીઓએ વસ્તુત. ધર્મ અને મોક્ષ એ બે જ પુરુષાર્થ માન્યા છે, અર્થ તથા કામને પુરુષાર્થ માનેલ નથી.

* દ્રવ્યદયા કરતાં ભાવદયા અતિવિશિષ્ટ છે. દ્રવ્યદયાના ભોગે પણ ભાવદયાનું સંરક્ષણ પરમ આવશ્યક છે. ભાવદયાના ભોગે દ્રવ્યદયાની વકીલાત એ ઘોર મિથ્યાત્વ છે.



# આજનું કપરું ચારિત્રપાલન ક્ર

ચોથા આરામાં જ્ઞાનીઓ વિદ્યમાન હતા, દેવતાઓ પ્રત્યક્ષ દેખાતા હતા. અમુક ધર્મ કરવાથી અમુક દેવ થયો એમ ખુલાસા મળતા હતા. તે વખતે ધર્મની આચરણા થાય તે સહજ છે, પણ આજ જ્ઞાનીની ગેરહાજરીમાં ચારિત્ર લેવાય અગર ધર્મઆચરણા થાય તે જરૂર કિંમતી છે. તેમાં કલ્યાણબુદ્ધિનો ઘણો સંભવ છે.

## પરિણતિજ્ઞાનપૂર્વકના ઓઘા મુહપત્તિ આઠ વખતથી વધારે વાર ન થાય.

શાસ્ત્રકાર મહારાજા પરિણતિભેદે જ્ઞાનના ત્રણ ભેદ જણાવે છે. સ્વરૂપ ભેદે પાંચ ભેદ છતાં અહીં પરિણતિભેદે ત્રણ ભેદ કહે છે. પરિણતિ સમજાવવાની હોય ત્યાં તે જ કહેવાય : સ્વરૂપ વખતે તે સ્વરૂપ કહેવાય. આત્માનું સ્વરૂપ જણાવવું હોય ત્યારે તેનાં સ્વરૂપનાં ભેદો જણાવાય. જીવ અને અજીવ બે તત્ત્વમાં બધાં તત્ત્વ સમાઈ જાય છે, છતાં સાત કે નવ તત્ત્વ કહેવાં પડે છે. આશ્રવસંવરાદિ તત્ત્વો જીવ-અજીવમાં સમાય છે, તે જીવ-અજીવને અંગે જ છે. છતાં બીજાં તત્ત્વો જણાવવાનો હેતુ છે કે આશ્રવ તથા બંધને અજીવના પ્રાધાન્યવાળા જીવ જાણે તો તે તેનાથી ખસે. તથા સંવર, નિર્જરા અને મોક્ષ તેઓને જીવના પ્રાધાન્યવાળા જાણે તો જીવ ત્યાં ખેંચાય. જીવ હેય તથા ઉપાદેયને જાણે તેમ જ તેને છાંડી કે આદરી શકે, જીવાજીવનો પણ ઉપદેશ એકલા જ્ઞેય તરીકે નથી, પણ હેય તથા ઉપાદેયમાં પણ ઉપયોગી થાય તે માટે જણાવ્યો છે.

શ્રુતજ્ઞાનમાં અક્ષરજ્ઞાન, પર્યાયશ્રુત, પદશ્રુતાદિ ભેદો વગેરે જાણવાથી આત્માને કૃતાર્થ માની લેવાય તેમ નથી, અર્થાત્ **पज्जयअक्खर** આદિ

જાણવાથી આત્માને કૃતાર્થ માનવાનો નથી. આત્મા જ્યારે વિષય પ્રતિભાસ જ્ઞાનમાંથી પરિણતિ જ્ઞાનમાં આવે અને તેમાથી પ્રવૃત્તિજ્ઞાનમાં આવે તો તે જ્ઞાન મેળવ્યું સફળ ગણાય. પરિણતિ કે પ્રવૃત્તિમાં આવ્યા વગરનું જ્ઞાન શુષ્ક છે, નિરર્થક છે, ફળ વગરનું છે. અનંતી વખત આ જીવ શ્રુતજ્ઞાનને ધારણ કરનાર થયો, શ્રુતજ્ઞાન દ્રવ્યથી અનંતી વખત આવી ગયું, પણ તે વિષય પ્રતિભાસરૂપે હતું માટે જ ફળ્યું નહિ.

આજકાલ કેટલાક કહેવાતા અધ્યાત્મવાદીઓ પણ ક્રિયાના ઉત્થાપકો હોઈ ભવ્યજીવોને ક્રિયાથી ચલિત કરવા માટે તેમને કહે છે કે: "મેરૂ જેટલા ઓઘા મુહપત્તિ કર્યા: તેમાં શું વળ્યું ?" વાત ખરી, પણ પરિણતિ જ્ઞાનવાળા ઓઘા મુહપત્તિનું ગ્રહણ થયું નથી, એ જ ન વળવાનું કારણ છે. પરિણતિજ્ઞાનપૂર્વકના ઓઘા મુહપત્તિ આઠ વખતથી વધારે વાર ન જ થાય. કલ્યાણની બુદ્ધિથી ગ્રહણ કરવામાં આવેલા ચારિત્રના ભવ આઠથી વધારે હોતા નથી. એવું ચારિત્ર આખા ભવચક્રમાં આઠ વખત જ હોય. તેથી વધારે વખત ન જ હોય. વધારેમા વધારે આઠ વખત હોય.

**શ્રી ગૌતમસ્વામીને હાથે ખેડૂતને બોધ.**

શ્રમણ ભગવાન્ શ્રીમહાવીરદેવે પેલા ખેડૂતને શ્રી ગૌતમસ્વામીજી પાસે ચારિત્ર અપાવ્યું. એ ખેડૂત ભગવાન્‌નો પૂર્વભવનો દ્વેષી હતો, તેથી તે ખેડૂતનો જીવ પોતાથી તો કોઈ પણ પ્રકારે બોધિબીજ પામે તેમ નહોતું, તેથી જ તો શ્રી ગૌતમસ્વામીજી પાસે તે પમાડયું. **ઉપદ્રવ કરનારનું પણ કલ્યાણ કરવું એ એક જ ધ્યેય ભગવાનનું હતું.** ભક્તિ કરનાર તો પોતાના આત્માથી ભક્તિ દ્વારા ફળ પામવાનો છે, ભક્તિના જોરથી ફળ મેળવવાનો છે, પણ ભગવાન્ વિચારે છે કે "કલ્યાણનો દેશક હું, ઉપદ્રવ કરનારને કે પ્રતિકૂળને તારું તો જ તારકપણું ખરું ગણાય."

ચંદનને કાપનારી કરવત, છેદનારી છીણી, બાળનારો અગ્નિ છે છતાં એ ત્રણે સુગંધી થાય છે જ. તેમાં ચંદનનું જ ગૌરવ છે, ભકતો તો ભક્તિથી તરે છે, પણ તરવા તૈયાર ન હોય. ડૂબવા જતા હોય,

અર્થાત્ તારક એવા પોતાનાથી પ્રતિકૂળ હોય તેવાને પણ તારનાર તે વાસ્તવિક તારક છે. એથી જ ભવાંતરથી દ્વેષી એવા ખેડૂતને પ્રતિબોધ કરવા શ્રી ગૌતમસ્વામીજીને શ્રી મહાવીરભગવાને મોકલ્યા. શ્રી ગૌતમસ્વામીજીએ જઈને શું કર્યું ? ખેડૂતને બોલાવીને પૂછ્યું તથા આ રીતે સમજાવ્યું—

શ્રી ગૌતમસ્વામીજી : "મહાનુભાવ !....આ તું શું કરે છે ?"

ખેડૂત : "ખેતી !"

શ્રી ગૌતમસ્વામીજી : "શા માટે ?"

ખેડૂત : "મારા પેટ માટે તથા મારા કુટુંબ માટે !"

શ્રી ગૌતમસ્વામીજી : "ખેતીમાં હિંસા થાય છે, તે હિંસાનું તને કેવું ફળ મળશે ? યાદ રાખ કે તે તારે એકલાએ ભોગવવું પડશે. ખાવામાં જગલો અને કૂટવામાં ભગલો....! ખાય પેલા અને પાપ તારે બાંધવું ? પરભવે પેલા ભોગવવા આવશે કે તારે ભોગવવું પડશે ? શાક ખાવાનું તો ઘરવાળા બધાને છે, પણ સમારનારની આંગળી કપાય તો વેદના તેને એકલાને જ થાય છે. ચોરી કરવા જનાર કુટુંબાદિ માટે તે બધું કરે છે, પણ ચોરી કરતાં પકડાય તો સજા તેને પોતાને જ થાય છે પણ કુટુંબને થતી નથી, પૈસા માટે કોઈનું ખૂન કોઈ કરે તો માલમાં બધાયે ભાગીદાર થાય, પણ ફાંસી તો એકલા ખૂનીને જ થાય ! આ બધું તો આ લોકમાં પ્રત્યક્ષ છે ને ? તો પછી પરભવે કોણ ભાગીદાર થવા આવશે ? કુટુંબીઓ અહીં માલ ખાવાના ! માર ખાવાના નહીં !"

"અહીં જ પાપનાં ફળો ભોગવતી વખતે કુટુંબીઓ જ્યારે અલગ થઈ જાય છે, ત્યારે બીજા ભવમાં શું તેઓ કુટુંબી થવા આવશે ? અને પેટ ! પેટ એકલું પાપથી જ ભરાય છે એમ કોણે કહ્યું ? વગર પાપે પણ પેટ ભરાય છે. રાંધ્યા વિના પણ માધુકરી–વૃત્તિથી ભિક્ષા માગી લાવી પેટ ભરી શકાય છે. કાચા પાણીને અડવાનું નહિ, અગ્નિને અડવાનું નહિ. પરિગ્રહ પાપનું મૂળ છે તેથી તે રાખવાનો નહીં. હિંસા કરવાની નહીં, અસત્ય બોલવાનું નહીં,

ચોરી કરવાની નહીં, વિષયસેવન જ સંસારમાં રખડાવનાર છે તેથી તેનો ત્યાગ કરવો. પણ આ બધું દીક્ષાથી જ સુસાધ્ય છે, માટે સંયમ ગ્રહણ કર !"

ખેડૂતે વિચાર્યું: "ઓહો ! આ તો સારું ! પેટ પણ ભરાય અને પાપ પણ ન બંધાય !" તેના આત્મામાં ઝણઝણાટી આવી. રોમાંચ ઊભાં થયાં. અપૂર્વ આનંદ તેણે અનુભવ્યો અને પછી હાથ જોડીને શ્રી ગૌતમસ્વામીજીને વિનંતી કરી કે "ભગવાન્ ! જો એમ જ છે તો મને દીક્ષા આપીને તારો !" **શ્રી ગૌતમસ્વામીજીએ ત્યાં તેને સંયમ આપ્યું** ! પછી શ્રી ગૌતમસ્વામીએ ખેડૂતને કહ્યું કે "ચાલ, હવે મારા ગુરુને વંદન કરવા !"

ખેડૂત તો આભો બની ગયો ! આશ્ચર્યમાં ગરક થઈ ગયો ! તેને એમ થયું કે 'આવા મહાન્ આચાર્ય મહાત્માના પણ ગુરુ ! અહો ! તે કેવાય હશે !' તે બોલી ઊઠયો: 'ચાલો ભગવાન્ !' પછી ગુરુ શિષ્ય બંને ભગવાન્‌ની પાસે આવી રહ્યા છે.

માર્ગમાં શ્રી ગૌતમસ્વામીજી મહારાજા ભગવાન્ શ્રી મહાવીર દેવ કેવા છે તેનું વર્ણન કરે છે. તેવામાં સમવસરણ આવ્યું, શ્રી ગૌતમસ્વામીજીએ ખેડૂતને ભગવાન્ બતાવ્યા કે 'આ આપણા ગુરુદેવ !' ભગવાન્‌ને જોતાં જ ખેડૂતને પૂર્વભવનો દ્વેષ ઉદયમાં આવ્યો—ઉછળ્યો અને તે તરત એમ બોલ્યો કે 'આ જ્યારે તમારા ગુરુદેવ ! ત્યારે આ તમારું સાધુપણું પાછું લ્યો !' એમ કહી સાધુવેષ પડતો મૂકીને તે ચાલ્યો ગયો. ખેડૂત ખેતરમાંથી સમવસરણમાં આવ્યો તેટલી વાર તેણે સાધુપણું ધારણ કર્યું.

શ્રી ગૌતમસ્વામીજી ચાર જ્ઞાનના માલિક હતા. વળી તેમને ખેડૂતને દીક્ષા દેવા પણ સ્વયં ભગવાને મોકલ્યા હતા. ખેડૂતને બોધિ-બીજ પમાડવું હતું. કલ્યાણની બુદ્ધિવાળું ચારિત્ર આખા ભવચક્રમાં આઠ વખત આવે છે. તે માટે ખેડૂતને ચારિત્ર આપ્યું. સમ્યક્ત્વમાં આઠ ભવનો નિયમ નહીં. ક્ષાયોપશમિક સમ્યક્ત્વના અસંખ્યાતા ભવો થાય. કલ્યાણની બુદ્ધિ વિનાના મેરૂ જેટલા ઓઘા મુહપત્તિ કર્યા છતાં

કલ્યાણ ન થયું તેમાં ખોટું નથી. તેમાં જો કલ્યાણની બુદ્ધિ હોત તો જરૂર કામ થઈ જાત. બીડની જમીનનાં હજારો વરસ સુધી એકલું ઘાસ ઊગ્યું હતું, કેમ કે ત્યાં અનાજ વાવ્યું નહોતું. જો વાવ્યું નહીં તો અનાજ ઊગે કયાથી ? પણ જો ત્યા વવાય તો અનાજ ઊગવામાં વાંધો નથી જ. અનંતી વખત ઓઘામાં કલ્યાણની બુદ્ધિ થઈ જ નહોતી અને તેથી અત્યારે પણ તે બુદ્ધિ નથી એમ કેમ કહેવાય ? અગર સમ્યક્ત્વાદિ આચારોમાં અત્યારે પણ કલ્યાણબુદ્ધિ નથી, એમ કયા આધારે બોલાય ?

### સંયમમાં કે ધર્મકરણીમાં આજે કયું પ્રલોભન છે ?

બજારમાં માલ આવે છે તો શેરીવાળા લેવા દોડે છે. શ્રી તીર્થંકર મહારાજાના વખતમાં ચક્રીઓ, વાસુદેવો, રાજા–મહારાજાઓ બધા ધર્મ માટે તેમની પાસે દોડયા દોડયા આવતા હતા, તો તે વખતે તો પૂજા–સત્કારની ઇચ્છાએ પણ સાધુપણું લેવાય એમ સંભવ છે. તે વખતે દેવતાઓ આવતા હતા, પ્રત્યક્ષ દેખાતા હતા, અમુક મનુષ્યે ચારિત્ર લેવાથી દેવતાપણું મેળવ્યું તે આ છે એમ સ્પષ્ટ દેખાતું હતું.

જેઓ દેવ, ગુરૂ કે ધર્મની ભક્તિ કરતા હતા અને કાળ કરી દેવલોકમાં ઉત્પન્ન થતાં જ પોતાને દેવપણું શાથી મળ્યું ?

તે પ્રશ્ન થતાં પોતાના જ્ઞાનથી કે સામાનિકોના વચનથી નિર્ણય કરી જેના યોગે તે મળ્યું તેની ભકિત કરવા તેઓ અહીં દોડી આવતા હતા. તેવા વખતમાં ચારિત્ર લેવાનાં કારણો સહજ છે, પણ અત્યારે તો એવું એક પણ કયું કારણ છે કે જેનાથી કોઇને ચારિત્રની ઇચ્છા થાય ? અત્યારે તો દેવનાં દર્શનનાં જ સાંસાં છે, અમુક ધર્મ કરવાથી અમુક જીવ રાજા થયો તેવા દાખલા જાણવાનો પણ અવકાશ નથી, જ્ઞાની મહારાજા વિદ્યમાન હતા ત્યારે એ બધું સંભવિત હતું. અત્યારનાં જીવન જ એવાં ઢંગધડા વગરનાં છે કે જેને સદાચારનું ભાન સરખું નથી તો ત્યાં ચારિત્ર સુધીની ભાવના તેને કે તેના દાખલાથી બીજાને થાય જ કયાંથી ?

તાત્પર્ય કે આજના ચારિત્રમાં આવાં બાહ્ય ઇચ્છાને લલચાવનારાં કારણોનો અભાવ હોવાથી કલ્યાણબુદ્ધિ જ મુખ્યત્વે હોવાનો સંભવ ગણાય. આજે કલ્યાણબુદ્ધિ નથી એમ કેમ કહી શકાય ? આજે ઘરબાર વગેરેનો સદંતર ત્યાગ કઈ લાલચે થાય છે ? ક્રિયાના ઉત્થાપકો આજના ચારિત્રને ઉડાવવા ઇચ્છે છે એ જ છે, બાકી અત્યારના ચારિત્રમાં કલ્યાણબુદ્ધિ રહી હોય એમ સહજ માની શકાય તેમ છે. વળી દુકાને શેઠની હાજરીમાં મુનિમ વફાદારી રાખે તેમાં કાંઈ નવાઇ નથી. હાજરીમાં તો વફાદારી ન છૂટકે પણ રાખવી પડે છે, શેઠની ગેરહાજરીમાં રખાયેલી વફાદારી તે ખરેખર સારી વફાદારી છે.

ચોથા આરામાં તો જ્ઞાનીઓ વિદ્યમાન હતા, દેવતાઓ પ્રત્યક્ષ દેખાતા હતા. અમુક ધર્મ કરવાથી અમુક દેવ થયો તે આ, અમુક ધર્મ કરવાથી અમુક રાજા થયો તે આ, તથા અમુક પાપથી અમુક જીવ નરકે ઉત્પન્ન થયો કે ખાળમાં ઉત્પન્ન થયો કે મૃત્યુલોકે ભયંકર વ્યાધિગ્રસ્ત થયો હતો તે આ—એમ પણ ખુલાસા મળતા હતા. મનઃપર્યવજ્ઞાની તથા અવધિજ્ઞાની દ્વારા પણ જાણી શકાતું હતું : ધર્મનો લાભ, પાપની શિક્ષા જ્યારે નજરે દેખાય તે વખતે તો ધર્મ પ્રત્યે વફાદારી રહે તેમાં નવાઇ નથી. તે વખતે તો ધર્મની આચરણા થાય તે સહજ છે પણ આજે જ્ઞાનીની ગેરહાજરીમાં, પ્રત્યક્ષ દાખલાઓ જોવા જાણવાના અભાવમાં વફાદારી સચવાય તે ખરે જ કિંમતી છે. આજે ચારિત્ર લેવાય અગર ધર્મઆચરણા કરાય તે જરૂર કિંમતી છે તથા તેમાં કલ્યાણની બુદ્ધિનો ઘણો જ સંભવ છે.

વળી પ્રાચીનકાળમાં ભોગની સામગ્રી સામાન્ય જનતા માટે મુશ્કેલ હતી, અને ઘણી ઓછી હતી, જ્યારે આજે સામાન્ય જનતા પણ તમામ મોજશોખ ભોગવી શકે છે, વળી તે વખતે તો કોઈ રાજા—મહારાજા અમુક નાટક કરાવે તેમાં અમુકને જ નોતરું ! નાટકો જે તે મનુષ્યો જોઇ શકતા નહોતા. આજ તો બે ચાર રૂપિયા ખર્ચનારો અફલાતુન નાટક અને સિનેમાદિ જોઈ શકે છે. તે વખતે નાટક, પોષાક, અલંકારાદિ ઉપર રાજ્ય તરફથી તથા નાતજાત તરફથી પણ અંકુશ

હતો, તેથી આજના જેટલું ભોગોમાં તે વખતે રંગાવાનું નહોતું. તે વખતે મર્યાદા તથા અંકુશ એટલા બધા હતા કે જુવાનીમાં સવાશેર દારૂનો કેફ ગણાય તે આ અંકુશોથી દાબી દેવામાં આવતો હતો પણ અત્યારે તો તે કેફ ઘોડિયામાંથી છે અને અંકુશ સુદ્દલ નથી.

આજે પાંચમા આરામાં આવા સંયોગોમાં ત્યાગની ભાવના થવી સહેલી નથી. જે વખતે આખી દુનિયા ભોગમાં રગદોળાઈ ગઈ છે, જ્ઞાતિ તથા કુટુંબનાં બંધારણો એવાં ઢીલાં છે કે કોઇ કોઇને રોકી શકતું નથી, તેવે વખતે ત્યાગનો વિચાર પણ કોઈ ભાગ્યશાળીને જ થાય છે. ત્યાગ કરે કે ન કરે તે વાત જૂદી, પણ ત્યાગ સારો છે આટલી ભાવના થવામાં પણ પુણ્યોદય છે તે વખતે ત્યાગમાં વિઘ્નો કરનારા કોઇ નહોતા : આજે તો શેરીનું કૂતરું પણ ત્યાગની આડે આવે છે.

દીક્ષા વખતે ક્લેશ થાય તે નડતર લાગે છે. દુનિયાદારીમાં થતા ક્લેશને વધાવવામાં આવે છે. લગ્ન વખતે બે વેવાઈ ચાર ખારેક કે ચાર સોપારી ઓછી પડે તેમાં ચડભડે છે પણ તેથી સંબંધ તૂટતો નથી, વધે છે. ચોરીમાં લગ્ન થયા પછી તો એક વેવાઈ બીજા વેવાઈની આબરૂ બચાવવા થેલીનાં મોં ખૂલ્લાં મૂકી દે છે, પછી પણ જમાઈને મોં માગ્યું આપવા સસરો તૈયાર જ હોય છે. કામ પડે તો વેવાઇ, વેવાણ, નણંદ, જમાઇ બધા માટે તમામ આપવામાં આવે છે, કેમ કે આ બધો ભોગ જતે દિવસે સ્નેહમાં પરિણમવાનો છે તેમ તે જાણે છે. માંડવાની ગાળો ગાળો નથી ગણાતી. માટે તો તેને 'ફટાણાં' કહેવામાં આવ્યાં.

દીક્ષા લેનાર પાસે પણ તે કુટુમ્બી ફરી આવશે ત્યારે તેની જ પાસે ધર્મકરણી કરવાનો અપૂર્વ લાભ છે, પણ જેઓ ધર્મ કરે છે, તેને માટે આ બધી વાત છે, પણ જેઓને કાંઈ કરવું નથી તેવા હોળીના ઘેરૈયા જેવા ફોગટ ધૂળ ઉડાડનારા છે તેઓ પછી શું કરવાના છે? તેથી તેઓ ધર્મમાં આડી ધમાલ કરે છે. પૂજા, મહોત્સવ દીક્ષા પાછળ તેઓ શું કરે છે? અરે! અહીં જ જે દીક્ષા થઇ તે દીક્ષિતને વંદના કરવા કે સુખશાતા પૂછવા આવા વર્ગના કોઇ ગયા? દીક્ષા લેનારની બાયડી માટે લડનારાઓએ ઉપકાર થાય તે માટે કાંઇ કર્યું? તે બાયડીની રકમનું વ્યાજ સાતને બદલે આઠ આના

આપવા જેટલું પણ કર્યું છે? દીક્ષિતને અંગે કુટુંબના ક્લેશમાં પણ ધર્મનું બીજ છે. સમજી શકાય તો સમજાય તેવું છે. પાણીમાં તણાયેલું અને દટાયેલું ધન કોઇ દિવસ પણ હાથમાં આવે, પણ બળી ગયેલું કાંઈ હાથ આવશે નહીં. જેના હૃદયમાંથી ધર્મનું બીજ બળી ગયું છે તેવા વગર સંબંધના, ભાડૂતી તથા ભાડુ પણ ન મળે તેવા ઘેરૈયા બની ગાંઠની ખીચડી ખાઈ વચ્ચે માથું મારનાર લોકો દીક્ષા તથા ધર્મના દરેક અનુષ્ઠાનની આડે આવે છે; અને બકવાદ તથા ધમાલ કરે છે.

અત્યારે ભોગની સામગ્રી જબરજસ્ત છે. પહેલાં આટલી નહોતી. અત્યારે ધર્મની બુદ્ધિ સિવાય ધર્મ કરવાનું થાય શાથી? અત્યારના ઓઘા મુહપત્તિ દેવલોકાદિની ઇચ્છાવાળાની નહિ, પણ કલ્યાણની બુદ્ધિવાળાના ગણાવાનો વધારે સંભવ છે. જો આ.માં પરિણતિજ્ઞાન સાથે પ્રવૃત્તિ હોય અર્થાત્ મોક્ષની બુદ્ધિવાળું સંયમ હોય તો આઠથી વધારે ભવ થાય નહિ. વળી મેરૂ જેટલા ઓઘા લીધા તેમને પણ ફળ સારું મળ્યું કે ખોટું? તે ઓઘા લેનારા દેવલોકે જ ગયા છે, પણ નરકે ગયા નથી.

હવે એ વિચારો કે ઓઘા વધારે લીધા? કે સંસારીપણે વધારે રહ્યા? ઓઘા લીધા તેના કરતાં અનંતગુણી વખત માતાપિતાદિ કર્યાં છે તેનું ફળ શું મળ્યું? જેના સંયોગથી નરક—તિર્યંચગતિ મળે છે તે સંસારીપણું છોડાતું નથી અને જેનાથી દેવલોક મળે છે તે દીક્ષાનો આદર થતો નથી તો ગતિ શી?

શુષ્કજ્ઞાનથી કાંઈ વળવાનું નથી માટે પરિણતિમાં આવવાની પ્રથમ જરૂર છે. આદરવું કાંઇ નથી, ન કરવું સામાયિક, ન કરવી પૂજા, ન કરવું પ્રતિક્રમણ, ન કરવો પોસહ, ન કરવા ચોવિહાર, ન કરવા વ્રતપચ્ચક્ખાણ અને બૂમો માર્યા કરવી કે જ્ઞાનનો જમાનો છે. એનો અર્થ શો? આરીસામાં આખું પ્રતિબિંબ પડ્યું, પણ આરીસો કોઇને ઓળખે નહીં તેમ શાસ્ત્રોનાં શાસ્ત્રો વાંચી જવાય: ભણી જવાય પણ આત્માને કલ્યાણને રસ્તે લાવવાને તેમાંનું એક પણ વાક્ય ઉપયોગી થાય નહીં તો તે શુષ્કજ્ઞાન છે, વિષયપ્રતિભાસ જ્ઞાન છે, એવું તો અનંતીવાર મળ્યું અને ગયું પણ ફળ્યું નહીં, અને ફળે પણ નહીં.

પરિણતિજ્ઞાનની આવશ્યકતા છે. શ્રીજિનેશ્વરદેવ પ્રત્યે શ્રદ્ધા હોય, તેમના સર્વજ્ઞપણાની પ્રતીતિ હોય, તેમના શાસનને શિરસાવંદ્ય માનતો હોય, તેવાને જે જ્ઞાન તે પરિણતિરૂપ ગણાય છે. તમારા કોઇની પાસે લાખ રૂપિયા લેણા છે, પતતા નથી, કોર્ટમાં દાવો માંડયો, હુકમનામું થયું. ત્યારે કેટલો આનંદ થાય છે? હુકમનામું થતાં કાંઈ પૈસા હાથમાં આવ્યા નથી. પૈસા હાથમાં આવવાને હજી વાર છે: હુકમનામું બજાવશો અને મળશે ત્યારે પૈસા હાથમાં આવશે, પણ આનંદ તો હુકમનામું થતાં જ થાય છે. તે રીતે પરિણતિજ્ઞાનથી પણ આનંદ થઇ જાય. પોતામાં કેવળજ્ઞાન છે એવું ભાન થાય ત્યારે જ કેવળજ્ઞાનને નડતાં આવરણો દૂર કરવાની ભાવના જાગે, એ પરિણતિજ્ઞાન છે. ડૂબતો મનુષ્ય બધું ભૂલી જાય છે, સંસારીને બાયડી–છોકરાં વગર બીજું કાંઈ નજરે દેખાતું નથી: ડૂબતો વ્યર્થ બાચકાં ભરે છે. પરિણતિજ્ઞાનવાળાને કેવલજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા જાગે છે. છ ખંડના માલિક ચક્રવર્તીઓએ રાણીઓને, વહાલા કુંવરોને, કુંવરીઓને, કુટુંબીઓને શી રીતે દીક્ષા અપાવી હશે? એ મોહ કેમ તૂટયો હશે? પોતે શી રીતે સંયમ લીધું હશે? તે વિચારો! એ બધો પરિણતિજ્ઞાનનો પ્રભાવ છે!

---




તીર્થંકર, કેવલી, ગણધર અને વિશિષ્ટ જ્ઞાનીના વિરહકાળમાં વીરવચન આલંબનભૂત છે.






# શાસ્ત્રચક્ષુ

## પાપામયૌષધં શાસ્ત્રં 卐

કર્મની સત્તાનો એક કાયદો નિશ્ચિત થઇ ગયો છે કે આત્માએ કાયા સાથે જોડાવું અને વખત ભરાઈ જાય એટલે ચાલી નીકળવું.

કર્મની મજૂરી કરીએ એમ માલૂમ પડે છતાં એના એ જ. એનું કારણ કે આપણે આંખ ખોલી નથી અને જે આંખ ખોલે નહીં તેને માટે મધ્યાહ્ન તથા અંધારી રાત એ બેમાં કશો ફેર નથી.

આપણી ચર્મચક્ષુ છે. આ ચર્મચક્ષુથી જેટલું જોઇએ એટલું જ માનીએ તો આત્મા, પરભવ વગેરે માનવાનું સ્થાન નહિ રહે. આથી આ બધું સમજવા શાસ્ત્રચક્ષુની જરૂર છે. તે શાસ્ત્રચક્ષુ આપણને સમજાવે છે કે જૂઠું એ પાપ છે સાચું એ સત્ય છે.

આથી જ શાસ્ત્રે કહ્યું છે કે શાસ્ત્રને ન માને તે આંધળા. આંધળાને કોઈ વસ્તુ સૂઝતી નથી તેમ શાસ્ત્રવિનાનાને સાચી ખોટી વસ્તુની સમજ પડતી નથી.

### દરેક ભવે આત્માએ મજૂરી કરી છે.

શાસ્ત્રકાર મહારાજા ભવ્ય જીવોના ઉપકાર માટે ધર્મોપદેશ દેતાં ફરમાવે છે કે અનાદિકાળથી આ જીવ ભયંકર ભવાટવીમાં રખડી રહ્યો છે. આ સંસારમાં બાહ્ય પદાર્થને આગળ કરીને દરેક ભવમાં દરેક જીવ પ્રયત્ન કરી રહ્યો છે. કોઇ પણ જીવ, કોઈ પણ ભવમાં, કોઇ પણ ચીજને આગળ કરીને પ્રયત્ન કર્યા વગરનો હોતો જ નથી. ખોરાક, શરીર, ઇન્દ્રિયો, તેના વિષયો અને વિષયોનાં સાધનો, આ પાંચ સિવાય કશાય માટે પ્રયત્ન કર્યો? અને એમ ને એમ ચાલે તો બીજો પ્રયત્ન થાય તેમ પણ છે? બહુ તો છઠ્ઠો પ્રયત્ન આબરૂ માટે કરો તે વાત જુદી! આ પાંચમાં તો શું તિર્યંચ કે શું મનુષ્ય? શું બાલક,

જુવાન કે વૃદ્ધ? બધા જ લીન છે. મનુષ્યમાં જરા મોટો કહો કે ઊંચો કહો તે વર્ગ આબરૂ ઉમેરે છે. નાના કે હલકાવર્ગને આબરૂ હતી ક્યારે કે જવાની છે? આ ચીજોનો સથવારો ક્યાં સુધીનો?

જે જ્ઞાતિમાં લગ્ન એ પવિત્ર ગાંઠ ગણાય છે, બંધનકારક ગણાય છે, તે જ્ઞાતિમાં સ્ત્રીનો ભરોસો રાખી શકાય છે, તેને ઘરેણાં સોંપી શકાય છે. કબાટ કે તીજોરીની કુંચી પણ તેને ભળાવી શકાય છે. જીવનમરણનો સંબધ સંધાયો છે એમ જાણો છો માટે વિશ્વાસ રાખવામાં આવે છે. પણ મનસ્વી લગ્ન હોય તો? ભાડૂતી લગ્ન હોય તો તેવો વિશ્વાસ રખાય નહીં, ભાડૂતી મકાનના જેવા ભાડૂતી લગ્નમાં પણ મરજી હોય ત્યાં સુધી સંબધ હોય છે. મોટા મોટા યુરોપીઅનોમાં પણ મિસ્ટર અને મિસીસનું ખાતુ જુદું હોય છે. એનું કારણ એક જ છે કે તે લગ્ન મરજિયાત સબંધનું છે. જ્યાં લગ્ન તેવું હોય છે, ત્યાં મૂડીનો તથા જીવનનો ભરોસો રાખી શકાતો નથી.

આપણી કોમમાં જીવન સુધીના ફરજિયાત સંબંધવાળું લગ્ન છે. મરજિયાત સંબંધવાળી લગ્નની ગાંઠ ઉપર ભરોસો રખાય નહિ. ત્યાં તો ઘડીમાં રાગ, ઘડીમાં દ્વેષ! એમ ન થાય, તેથી જ ઊંચી જ્ઞાતિવાળાઓએ લગ્નની તેવી મરજિયાત વ્યવસ્થા રાખી નથી. આ આત્માએ કાયાની સાથે લગ્ન કર્યાં છે. આ આત્મા કાયાની આહારાદિ પાંચ ચીજ અગર આબરૂ સાથે છ ચીજને વર્યો છે આ પાંચ કે છ વસ્તુ આત્માને અધવચમા રખડાવનાર છે. આત્મા આહારાદિને મૂકવા માગતો નથી, તો પણ તેણે તેને મૂકીને ચાલી નીકળવું પડે છે.

કર્મની સત્તાનો એ કાયદો નિશ્ચિત થઇ ગયો છે કે આત્માએ કાયા સાથે જોડાવું અને વખત ભરાઈ જાય એટલે ચાલી નીકળવું—છૂટા પડવું. આ કાયદામાં કેટલી વખત રેંસાયા? દરેક વખત કાયદાની કરવતમાં કપાયા. દરેક ભવમા આહાર લીધો, શરીર બાંધ્યું, ઇન્દ્રિયો તૈયાર કરી, વિષયો મેળવ્યા, તેનાં સાધનો મેળવ્યાં અને વખત ખલાસ થયો એટલે તરત ખસ્યા!

કેટલાક દેશમા કામ વખતે મજૂરોને બોલાવવામાં આવે છે અને કામ પત્યા પછી તગડી મૂકે છે, તેમ કર્મરાજા આત્મા પાસે મજૂરનુ કામ કરાવે છે. આહારાદિ મેળવવામાં, તૈયાર કરવામાં હિસ્સો જીવનો છતાં કર્મરાજા જીવને તગડી મૂકે છે. કર્મ એક જાતના ચંડાળ તરીકેનું કામ કરે છે. હીરા–મોતી તૈયાર કર્યાં, મેળવ્યાં પણ મૂકીને મરી ગયા એટલે શું ? દરેક ભવમાં ભેગું કરવાનું ? મજૂરપણું કરી કરીને આત્માને ચાલી નીકળવાનું જ ને ? એક પણ ભવ મજૂરપણું કર્યા સિવાયનો ગયો છે ? દુનિયામાં મજૂરના પ્રશ્નમાં તો એક બે સંસ્થાનોની વાત હોય, પણ અહીં તો ભવોભવની આ સ્થિતિ છે. આફ્રિકાના મજૂરો જેવી દશા છે, ત્યાં વસ્તુ તૈયાર થયા પછી મજૂરોને કાઢી મુકાય છે તેમ અહીં જીવને કાઢી મુકાય છે.

**દેખતાં છતાં આંધળા.**

દુનિયાદારીમાં એક વખત ધપ્પો ખાઓ તો બીજી વખત અક્કલ આવે: બીજી વખત ધપ્પો ખાઓ તો ત્રીજી વખત અક્કલ આવે. પણ અહીં તો અનંતી વખત ધપ્પા ખાવા છતાં તમોને અક્કલ કેમ નથી આવતી ? આપણું કાળજું ક્યાં ? પેલા મગરને તો વાંદરાએ કાળજું ઝાડે મૂક્યું છે એમ કહીને છેતર્યો હતો, વાંદરો ઝાડે ચઢી ગયો અને મગર વલખાં મારવા લાગ્યો વાંદરાનું કાળજું ઠેકાણે હતું તેથી તે બચી ગયો. ઝાડે કાળજું મૂક્યાની વાત બનાવટી હતી. તે વિચારવા મગરને કાળજું નહોતું માટે તે બની ગયો. આપણે કર્મની મજૂરી ભવોભવ કરી પણ કાળજા વગરના હોવાથી ફરી ફરી મજૂરી કરવા તૈયાર થઈએ છીએ.

આપણું કાળજું શાથી ખવાઈ ગયું છે ? વિષયની આસક્તિ, કષાયના વેગો, આરંભ તથા પરિગ્રહની પ્રવૃત્તિ...આ ચારથી આપણું કાળજું ખવાઈ ગયું છે. કર્મની મજૂરી કરીએ એમ માલુમ પડે, છતાં એના એ જ, કારણ કે આંખ ખોલી નથી. જે આંખ ખોલે નહીં તેને માટે મધ્યાહ્ન તથા અંધારી રાત એ બેમાં કશો ફેર નથી. અહીં પણ જેને આ સ્થિતિ જોવાને ચક્ષુ નથી, તેઓને ભવોભવ

મજૂરી કરવાની તથા રખડવાનું હોય તેમાં નવાઈ નથી. છતી આંખે આંખ મીંચીને ચાલે તેનામાં અને આંધળામાં ફેર કયો ?

**શાસ્ત્ર એ ચોથી ચક્ષુ છે.**

કર્મની મજૂરી જાણીએ, સાંભળીએ, માનીએ, તોપણ આત્માને એની દરકાર સરખી ન રહે, વિચાર સરખો ન આવે, તો પછી જાણનારા–માનનારામાં અને ન જાણનારા, ન માનનારામાં ફેર કયો ? ચામડાની આંખ (ચર્મચક્ષુ) કોને નથી ? મનુષ્ય હો, કે જનાવર હો, ચર્મચક્ષુ તો બધા ધરાવે છે. દેવતાઓ અવધિજ્ઞાન રૂપી ચક્ષુવાળા છે, તેઓ ચર્મચક્ષુવાળાથી વધારે જોઈ શકે છે વૈમાનિક દેવો પોતાનાં અવધિજ્ઞાનથી સાતમી નરક સુધી જુએ છે. સર્વાર્થસિદ્ધના દેવો પોતાના અવધિજ્ઞાનથી નીચે અલોક લગભગ સુધી, અને ઉપર સિદ્ધશિલા લગભગ સુધી જુએ છે. ચર્મચક્ષુવાળા નજીકનું દેખે છે, અવધિજ્ઞાનવાળા દૂરનું દેખે છે, પણ બેય રૂપી દેખે છે.

પોતાના આત્માને, બીજાના આત્માને, ધર્માસ્તિકાયાદિ અરૂપીને બતાવનાર કોણ ? એ દેખાડનાર તો કેવળ કેવળજ્ઞાન જ છે. જે કેવળીઓની ચક્ષુ છે (સિદ્ધ શબ્દથી કર્મક્ષય કરી મુક્તિએ ગયા, અને જેને શરીર તથા મન નથી, તેવા સિદ્ધ માત્ર અહીં લેવાના નથી, પણ જેઓ કેવળજ્ઞાનવાળા હોય તે ભલે તેરમે ગુણસ્થાનકે હોય કે ભલે ચૌદમે ગુણસ્થાનકે હોય કે મોક્ષે ગયા હોય તે બધા સિદ્ધો લેવા. (સિદ્ધની આવી વ્યાખ્યા અનુયોગદ્વારમાં સ્પષ્ટપણે જ છે) આથી જગતની ચર્મચક્ષુ, દેવતાની અવધિચક્ષુ અને કેવળીની કેવળચક્ષુ છે. ઘાતીકર્મના પ્રાબલ્યને લીધે આપણે અવધિ આદિ ચક્ષુવાળા નથી. ચર્મચક્ષુથી જેટલું જોઈએ એટલું જ માનીએ તો આત્મા; પરભવ વગેરે માનવાનું સ્થાન નથી.

ચોથી ચક્ષુ કઈ ? શાસ્ત્ર એ ચોથી ચક્ષુ. **साधवः शास्त्रचक्षुषः** અહીં સાધુ શબ્દથી "મોક્ષ સાધે તે સાધુ" એમ સમજવું, જેઓ શાસ્ત્રરૂપી ચક્ષુથી દેખતા હોય તે સાધુ તથા સજ્જન. કોઈ જીવને

મારવાથી થતું પાપ, કોઈને પરોપકાર કરવાથી થતો ધર્મ તે કઈ ચક્ષુથી જોયું ? શાસ્ત્રની ચક્ષુથીને ?

એક જૂઠું બોલ્યો. એક સાચું બોલ્યો. જૂઠું બોલનારને પાપી કહ્યો, સાચું બોલનારને ધર્મી કહ્યો તે શાથી ? શાસ્ત્રની ચક્ષુથી.

દયામાં ધર્મ તથા હિંસામાં પાપ, સાચામાં ધર્મ અને જૂઠામાં પાપ, શાહુકારીમાં ધર્મ અને ચોરીમાં પાપ, બ્રહ્મચર્યમાં ધર્મ અને રંડીબાજીમાં (વ્યભિચારમાં) પાપ, આ બધું માનવામાં આવે છે, તે શાથી ? ચર્મચક્ષુથી એ નથી મનાતું પણ કેવળજ્ઞાનરૂપી ચક્ષુથી એ જણાય અને તેવાળાના વચનોથી મનાય છે. કેવળજ્ઞાનરૂપી ચક્ષુથી દેખાવાનું છે.

કેવળજ્ઞાન સર્વવ્યાપક છે. પણ એ લખાણ વગરનો સોદો છે. લખાણ વગરના સોદાની બીજાને શી માલૂમ પડે ? કોર્ટ લખાણનો સોદો મંજૂર કરે છે. કેવળજ્ઞાનરૂપી ચક્ષુથી લોકાલોક બધું માલૂમ પડે પણ શાસ્ત્રરૂપી લખાણ ન થાય ત્યાં સુધી જગતરૂપી કોર્ટ મંજુર કરે નહિ.

ચાર જ્ઞાન મૂંગા છે. તેમનો પ્રકાશક કોણ ? હીરાનું તેજ જ્યોત છે, તે હોય ત્યાં ઝળકે છે. જ્યોત ન હોય તો કિંમતી હીરા અને પથરામાં ફરક નથી. આ બધું શ્રુતજ્ઞાન દ્વારા એ પ્રકાશમાં ન આવે તો કેવળજ્ઞાન સુધીના જ્ઞાન પામેલામાં અને અજ્ઞાન જીવમાં ફરક પડતો નથી. જેઓને સજ્જનમાં ગણાવું હોય તેવાને શાસ્ત્રરૂપી આંખ ખૂલ્લી રાખી તે દ્વારાએ જોવું પડશે. શાસ્ત્ર વગર પુણ્ય-પાપ કોણ બતાવશે ? જીવાજીવાદિ તત્ત્વો કોણ સમજાશે ? જેને શાસ્ત્ર જૂનું હોવાથી ખરાબ લાગે તેણે પોતાના મોંના આકાર ફેરવવા પડશે. જેને પચીસસો વર્ષનાં વચનોમાં શરમ આવે છે તેઓ લાખો, કરોડો વર્ષોનાં મોં આદિના આકાર કેમ એના એ જ માને છે ? શાસ્ત્ર ન માનનારથી પાપ, પુણ્ય, ધર્મ, અધર્મ કંઈ બોલી નહિ શકાય. જો લોકોને નાસ્તિક બનાવવા હોય તો જ શાસ્ત્રને ખસેડી નાંખવાં : અર્થાત્ શાસ્ત્રને ખસેડવાથી લોકો નાસ્તિક બને છે. ધૂળ ઉછળાવવી હોય તો પહેરેલું કાઢી નાખવું. પહેરેલું કાઢી નાંખો તો લોકો આપોઆપ ધૂળ ઉછાળશે.

જે શાસ્ત્રરૂપી ચક્ષુથી જુએ, તે સજ્જન છે, તે સાધુ છે. **સાધુ કે સજ્જન દરેક ચીજ શાસ્ત્રરૂપી ચક્ષુથી જુએ છે.** સુખી શાથી થયા કે સુખી શાથી થવાય? દુઃખી શાથી થયા કે દુઃખી શાથી થવાય? એ બધું શાસ્ત્રે બતાવ્યું છે. શાસ્ત્રને ન માને તેના જેવા આંધળા કયા? આંધળો શબ્દ સાંભળી દુઃખ તો થશે, પણ શાસ્ત્ર ન માનનાર માટે બીજો શબ્દ નથી. પાપરૂપી રોગ ટાળવાને માટે ઔષધ શાસ્ત્ર છે. દુર્ગતિથી ડરનારે શાસ્ત્રને અનુસરીને જ વર્ત્તવું. શાસ્ત્રને માનનાર તથા તદનુસાર વર્તનાર મોક્ષના શાશ્વતસુખમાં વિરાજમાન થશે.

---

**સર્વને સુખ વહાલું છે, દુઃખ અપ્રિય છે.**

**आत्मवत् सर्वभूतेषु सुखदुःखे प्रियाप्रिये**

જેવો તારા આત્માને સમજે, તેવા જગતના બધા આત્માને સમજ! તારા આત્માને સુખ વહાલું છે, અને દુઃખ અળખામણું છે, તેમ પ્રાણીમાત્રને સુખ વહાલું છે: અને દુઃખ અળખામણું છે. માટે કોઇને સુખમા અંતરાય કરવો નહીં તથા કોઇને દુઃખ દેનાર થવું નહિ. અન્યજીવોની હિંસા કરવી નહીં! જગતના જીવો તરફથી હિંસાની દૃષ્ટિ દૂર કર! આ રીતે આત્માને સારા રસ્તે યોજવામાં આવશે તો જરૂર તે મોક્ષને પામશે.



## ધર્મલાભ 卐

ટ્રસ્ટડીડમાં જે રકમ જે રૂપે લખાઈ હોય તેમાં ફેરફાર કરવાની લેશમાત્ર પણ ટ્રસ્ટીઓને સત્તા નથી. ટ્રસ્ટીઓ માત્ર ટ્રસ્ટડીડમાં લખ્યા મુજબ વહીવટ કરી શકે છે, તેમ મુનિરાજ વહોરતાં 'ધર્મલાભ' બોલીને વહોરે છે આથી વહોરેલ તે વસ્તુ તેને કોઇને આપવાનો અધિકાર નથી.

સાધુની ગોચરી એ માધુકરીવૃત્તિ છે. તેનો મહિમા અપૂર્વ છે. મુનિઓ માધુકરીવૃત્તિવાળા છે.

ત્યાગ જ ધર્મ છે અને તેથી જ કલ્યાણ છે. એવું સ્પષ્ટપણે કહેનાર કોઈ હોય તો ગુરુમહારાજો જ છે.

### ટ્રસ્ટડીડની રકમનો બીજી રીતે ઉપયોગ ન થાય.

જે ધર્મમાર્ગે ચાલે છે તેવા ગુરૂને ગુરૂ માનવામાં આવે છે. અધર્મે પ્રવર્તનારને ગુરૂ તરીકે માનવામાં આવતા નથી. કેમ કે

**महाव्रतधराधीरा, भैक्ष्यमात्रोपजीविनः**

જેઓ મહાવ્રતને ધારણ કરનારા હોય, એ મહાવ્રતોના પાલનમાં ધીર હોય, ભિક્ષામાત્રના વ્યવહારથી જીવનનિર્વાહ કરતા હોય અને સદૈવ સામાયિકમાં શિસ્ત હોય, અને ધર્મનો જ માત્ર ઉપદેશ કરનારા હોય, એમને જ ગુરૂ તરીકે ગણવામાં આવ્યા છે. પંચમહાવ્રત ધર્મ છે, માટે જ ગુરૂનું માહાત્મ્ય છે. ધૈર્ય સમ્યક્ત્વને અંગે આવશ્યક છે. શુદ્ધબુદ્ધિ કિંમતી ત્યારે જ ગણાય કે જ્યારે સમ્યક્ત્વ તથા ધૈર્યની કિંમત હોય. આ બે વસ્તુની કિંમત ન હોય તો ગુરૂની પણ કિંમત શી છે? તેવી રીતે ગુરૂ જીવનનિર્વાહ પણ ભિક્ષા માત્રથી જ કરે છે. જનાવરો કે પંખીઓ ખાવા માટે શું સંચય કરે છે કે રાખે છે? નહીં **કુક્ષસંબલસ્સ** સાધુનું ભાતું કેવળ કયાં? તે હોય કુખમાં! અર્થાત્ અસંનિધિ તો જનાવરમાં છે પણ નિર્દોષ ભિક્ષાનું ઉપજીવન

નથી. **નિર્દોષ ભિક્ષાનું ઉપજીવન તો સાધુમાં જ છે.** તેઓ વધ્યો આહાર પરઠવી દે પણ રાખી નહીં મૂકે.

અહીં પણ સહજ પ્રશ્ન થશે કે આજે લઇને બીજે દિવસે ખાય તો રાત્રિભોજન કહેવાય, તેથી સાધુ સંચય ન કરે પણ વધેલો આહાર ગરીબને કે જનાવરને દે તો અડચણ શી ?

ઉત્તરમાં જાણવાનું કે દુનિયાદારીના અનુભવી હોવાથી તમને એ તો સારી રીતે માલુમ હશે કે **ટ્રસ્ટડીડમાં જે રકમ જે રૂપે લખાઇ હોય તેમાં ફેરફાર કરવાની લેશમાત્ર પણ ટ્રસ્ટીઓને સત્તા નથી. ટ્રસ્ટીઓ માત્ર ટ્રસ્ટડીડમાં લખ્યા મુજબ વહીવટ કરી શકે છે.** વિદ્યાભ્યાસ માટે લખવામાં આવેલી રકમને જરૂર હોય તો પણ વસ્ત્ર કે દવા માટે વાપરવાની ટ્રસ્ટીની સત્તા નથી.

એ જ રીતે મુનિમહારાજાઓ વહોરતી વખતે કઈ કબૂલાત આપે છે ? એ કબૂલાત જેવી તેવી નથી ! ધર્મલાભ ! ! !

ધર્મલાભ એટલે ? **धर्मेण लाभः धर्मलाभः** કોઇની પાસેથી ચીજ લેવાનો કોઇને હક્ક નથી. 'કોઈની પણ ચીજ પોતાને મળે તો ઠીક' આવું ધારવા, વિચારવાનો પણ હક્ક કોઇને નથી. અંતરાયકર્મ બાંધવાની જડ જ આવા વિચારો છે. "અન્યની ચીજ પોતાને મળે તો ઠીક, પોતાની થાય તો ઠીક," આવો વિચાર કરવો એ જ અંતરાયકર્મ બાંધવાનો રસ્તો છે.

ત્યારે સાધુ પારકી ચીજ કઈ રીતે લઈ શકે ?

**धर्मेण लाभः** એ શરતે લઈ શકે.

પોતે નિષ્કિંચન છે, નિરારંભી ધર્મી છે, મહાવ્રતધારી છે, સંયમરૂપ ધર્મના પાલનના સાધન તરીકે અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબલ, દાંડા, પાનાં, પુસ્તક, પોથી આદિ ઉપકરણોની આવશ્યકતા છે માટે તે લે છે; તેમજ **धर्माय लाभ**· એટલે જે વસ્તુ લેવામાં આવે તેનો ઉપયોગ પણ ફકત ધર્મને જ માટે કરવાનો. એ પણ કબૂલાત છે જ.

વળી તેમાં પણ પ્રશ્ન થાય કે પોતાના ક્ષાયોપશમિક જ્ઞાન લાભાદિક માટે તેનો ઉપયોગ થાય તે તો ઠીક. પણ શિષ્ય, આચાર્ય,

ઉપાધ્યાય, તપસ્વી, બાળ, ગ્લાન, અને વૃદ્ધાદિ મુનિને માટે આહારાદિ કેમ લેવાય છે?

એ આહારાદિ ધર્મને આશ્રીને લેવાય છે. સર્વ મુનિવરોની વૈયાવચ્ચ પણ આત્મધર્મ છે. અને તેથી જ આહારાદિ લેતી વખતે પદાર્થની પરિણતિમાં ફેરફાર થાય તો દોષ લાગે.

## શ્રીમંતને કે ગરીબને અપાતા ધર્મોપદેશના સ્વરૂપમાં ફરક નથી.

કોઈ આબરૂદાર કે મોભાદાર ગૃહસ્થ પાછળથી આવે અને તમે તેને આગળ બેસાડો તો તેમાં તમારી અને તેની બંનેની શોભા છે. પોતાની મેળે એ આગળ આવીને બેસી જાય તો તેને પણ શોભા રૂપ નથી અને તમને પણ શોભા રૂપ નથી. તમે કદી એમ ધારો કે 'પાછળ બેસી જાય તો ઠીક.' વ્યાખ્યાનમાં વળી નાના-મોટા શા? ભગવાનના સમવસરણમાં વળી નાના-મોટાનો ભેદ શો? આવું વિચારનારાઓ શાસ્ત્રને સમજ્યા જ નથી. સમવસરણમાં પણ શ્રેણિકરાજા અને ઋદ્ધિવાળા વગેરેને આગળ આવીને બેસવાનું હતું કે નહિ? પ્રતિક્રમણની મંડળીમાં આચાર્ય મોડા આવે ત્યાં સુધી બીજાઓ કાઉસ્સગ્ગમાં ઊભા રહે છે. ઋદ્ધિમાન કે રાજા વગેરે કોઈવાર આવેલ હોય તો તેને ધર્મોપદેશ આપવાને માટે આચાર્યમહારાજ ખોટી થાય છે.

કદાચ શંકા થાય કે પૂર્ણ એટલે ચક્રવર્તી આદિ તેઓને પૂર્ણ એટલે જેવી રીતે ધર્મ કહેવો તેવી રીતે તુચ્છ એટલે દરિદ્રી આદિને કહેવાનો છે. ધર્મ કહેવાની બેય માટે સરખાવટ છે. શ્રીઆચારાંગસૂત્રકાર ગણધર ભગવાને ધર્મકથન માટે બેય માટે સરખો નિયમ રાખ્યો તો પછી પ્રતિક્રમણનો વખત વીતી જાય છતાં રાજાદિકને ધર્મ સંભળાવવા આચાર્ય ખોટી શા માટે થાય?

એ પણ પ્રશ્ન જો કે ઉદ્ભવશે, પણ જેઓને આગળ-પાછળનો વિચાર ન હોય, માત્ર શબ્દને જ વળગે, રહસ્ય ન સમજે તેઓને જ આવો પ્રશ્ન થાય, તેવાઓ આને ભૂલ ગણવા પણ તૈયાર થાય. કેટલીક વખત જમાઈ અને દીકરાનું નામ એક હોય અને 'દેવદત્ત

ગાંડો છે,' એમ દીકરાને કહ્યું, પણ બીજો સાંભળનાર તે સ્થળે, જમાઈને ગોઠવી દે તો તે બોલનાર સાસુ-સસરાની કિંમત ઘટાડે છે. 'जहा पुण्णस्स कत्थइ तहा तुच्छस्स कत्थइ' અર્થાત્ 'જેવી રીતે ચક્રવર્તિને ધર્મ કહેવો કે ઋદ્ધિમાનને ધર્મ કહેવો તેવી જ રીતે દરિદ્રીને ધર્મ કહેવો.' એમ સ્પષ્ટ છે તો પછી પ્રતિક્રમણ વખતે ખોટી થઈને પણ આચાર્યે ઋદ્ધિમાનને જ કેમ ધર્મોપદેશ દેવો ? અહીં ધર્મના પ્રકારની સરખાવટ છે. વાક્ય, વખત, વિસ્તાર, બેસવું, વગેરેની સરખાવટ નથી. હિંસા વિરમણાદિ સંવર ધર્મ, દાન-શીલાદિ પ્રવૃત્તિરૂપી ધર્મ ઋદ્ધિમાનને કહેવો તેવો જ દરિદ્રીને કહેવો: રજા અને ગરીબને દાનશીલનો ધર્મ સમજાવવો. બંનેને હિંસા વિરમણનો ધર્મ સમજાવવો. બંનેને હિંસા આદિમાં અડચણ સમજાવવી દરેકને અપાતા ઉપદેશમાં, સ્વરૂપથી લેશ પણ ફરક નથી. મહાવ્રત, અણુવ્રત, સમ્યક્ત્વ, દાનધર્મ, શીલધર્મ, તપધર્મ, ભાવધર્મ આ તમામનું સ્વરૂપ જેવું દરિદ્રીને કહેવાય, તેવું જ શ્રીમંતને કહેવાય. ધર્મના સ્વરૂપની અપેક્ષાએ આ વાત છે. ધર્મના પરિશ્રમ આદિ માટે એ વાક્ય નથી. હવે આચાર્યે રોકાવું તે તો ધર્મના કાળની (સમયની) અપેક્ષાએ છે. પણ રીતિમાં ફેરફાર નથી. **એકને ધર્મ દેતાં એટલે ધર્મદેશના દેતાં અનેક આત્માઓ ધર્મી થાય, ધર્મ પ્રત્યે ખેંચાય, તેવું જોઈ ત્યાં આગળ આચાર્ય ખોટી થાય ત્યાં બાધ નથી. આવા પ્રસંગે ટાઈમનો ફેરફાર કરી શકાય.**

**દેવ બોલે નહીં પણ દેવની આશાતના બોળી નાંખે**

"જૈનધર્મમાં ફક્ત ભાવને સ્થાન છે દ્રવ્યને સ્થાન નથી" એવું બોલી કેટલાકો પોતે ભળતું જ કહેવા માગે છે. જેમકે એક વ્યકિતને પહેલી પૂજા કરવી છે અને ઘી બોલવું નથી ત્યારે તે ઉપર મુજબ બોલે છે, પણ ખરી વાત એ છે કે દેવદ્રવ્યમાં જતું દ્રવ્ય તેઓને પોતાના ખરચમાં ન આવવાથી ખટકે છે.

કેટલાક સાધુઓની સ્થિતિ એ થઈ છે કે તેમના પરચૂરણ ખર્ચ એટલા વધ્યા છે કે શ્રાવકો પાસે માગતાં મોં દુઃખી જાય છે. એટલે

એવાઓમાંથી પણ કેટલાકની નજર આ દેવદ્રવ્ય ઉપર ગઈ કે જેથી શ્રાવકોને છેડવા ન પડે. દેવને અંગે આવતી આવકો ધારીએ ત્યાં લઈ જવાય એવું ધારી આ નવું તૂત ઊભું કર્યું. એ આવક સાધારણમાં લઈ જવાય પછી શ્રાવકને કહેવું ન પડે. શ્રાવકો પણ સમજ્યા કે-"આ તો ઠીક છે, આપણે પણ સો-પચાસ ખર્ચવા પડે છે તે બચશે! પરબારું ને પોણીબાર!!!

દેવદ્રવ્યને ધક્કો મારીને આ સ્થિતિ કરવામાં આવે તેની ગતિ શી!

દેવદ્રવ્યની આવક ભાંગનારાઓ ભવાંતરમાં બુદ્ધિહીન થવાના, ધર્મપ્રાપ્તિ તેઓ માટે મુશ્કેલ થવાની અને પરિણામે દુર્ગતિમાં રખડવાના.

'ભાવપ્રધાનધર્મ' એમ કહેવાનો આશય વિશુદ્ધ હોત તો ઠીક, પણ ઉપર પ્રમાણે વિપરિત છે. દેવદ્રવ્યની લાગણીને અંગે લોકો જે બોલીથી બોલે છે તે લેવું છે અને કામ પોતાનું કાઢવું છે. એમાં કઈ દાનત છે? સંઘ દેવદ્રવ્યનો માલિક નથી; ટ્રસ્ટી છે. ટ્રસ્ટીને ફેરફાર કરવાનો કશો હક્ક નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે 'શ્રી જિનપ્રસાદ -દેવદ્રવ્યને વેડફી નાંખવાની આશાતના થાય' તેમાં દેવ બોલે નહિ, પણ દેવની આશાતના બોળી નાંખે!

## ભક્તિધર્મમાં દ્રવ્યની પ્રધાનતા

પૂજા વગેરેમાં ઘી બોલાય છે તેને અંગે જે એમ બોલે છે કે "જૈનદર્શનમાં દ્રવ્યને સ્થાન નથી: દ્રવ્યવાન લાભ લઇ શકે એવો ક્રમ શા માટે?"

તે વચન વ્યર્થ પ્રલાપરૂપ છે. અરે! શ્રી જિનેશ્વરદેવનો અભિષેક પણ ઇંદ્રો જ કરે છે ને? તેમાં પણ ક્રમ તો છે ને? પહેલાં બારમા દેવલોકનો ઇંદ્ર અભિષેક કરે, પછી દશમા દેવલોકના ઇંદ્ર કરે, પછી આઠમાનો કરે. એમ ક્રમ તો એ વખતે પણ છે. શ્રી ઋષભદેવજીની ચિતામાંથી અંગોપાંગ દેવતાઓ લઈ ગયા, દાઢાઓ પણ દેવો લઇ ગયા: વ્રતધારી શ્રાવકને રાખ પણ મુશ્કેલીથી મળી, જેઓ એમ બોલે છે કે—'ઋદ્ધિમત્તાને અંગે ધર્મમાં ફરક નથી.' તેઓના હૃદયથી

ઋદ્ધિમાનનું સન્માન ખમાતું નથી, માટે તેઓ એમ બોલે છે. શ્રીદશવૈકાલિકમાં દેવાપિ૦ કહ્યું તે પણ ઋદ્ધિમાન્‌ને અંગે જ છે. પ્રતિક્રમણાવસરે રાજામહારાજાને કે ઋદ્ધિમાન્‌ને આચાર્ય ધર્મોપદેશ દેવા ખોટી થાય અને તેથી આખી મંડળીને મોડું થાય તે કાળની (સમયની) અપેક્ષાએ છે. ધર્મના કથનના સ્વરૂપમાં કે રીતિમાં ફરક નથી. ગરીબને તપમાં લાભ બતાવવામાં આવે અને પૈસાવાળાને ખાવામાં લાભ બતાવવામાં આવે છે એમ નથી. સમ્યગ્દર્શનાદિ ધર્મનું સ્વરૂપ તો શ્રીમંત કે રંક તમામ માટે સમાન છે. ધર્મના બોધ સંબંધી પરિશ્રમમાં ફરક પડે ત્યાં શાસ્ત્રનો બાધ નથી.

મૂળ મુદ્દા પર આવીએ **धर्मात् लाभः** સાધુ જે લે છે તે હક્ક તરીકે નહિ. આચાર્ય, ઉપાધ્યાય, તપસ્વી, ગ્લાન, બાળ, વૃદ્ધાદિની વૈયાવચ્ચરૂપ ધર્મને અંગે લાભની અપેક્ષાથી સાધુ અન્નાદિ ગ્રહણ કરે છે, દેનારને **धर्मस्य लाभ** છે. દેનાર, સાધુને સમ્યગ્દર્શન, જ્ઞાન ચારિત્રમાં સહાયાર્થે દે છે માટે તેને પણ ધર્મની પ્રાપ્તિરૂપ લાભ છે.

આવી પ્રતિજ્ઞાપૂર્વક વિરતિયુકત સાધુએ ગ્રહણ કરેલી ચીજ સમ્યગ્દર્શનાદિ વગરના જીવોને આપે તો પોતાની પ્રતિજ્ઞા તૂટે છે. સાધુએ વહોરેલી વસ્તુ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્‌ચારિત્રરૂપ ધર્મ જ્યાં વૃદ્ધિ પામતો હોય ત્યાં જ વાપરી શકાય.

કોઈને એમ પણ થાય કે સમ્યક્‌ચારિત્રમાં રહીને લીધેલ પદાર્થ રાખમાં પરઠવવામાં ધર્મ ક્યાંથી ?

તેને માટે કહેવું જોઇએ કે જેને પોતાના ધર્મનું જ્ઞાન પણ પૂરું જાણવું નથી ત્યાં શું થાય ? અષ્ટપ્રવચનમાતામાં પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ છે. પારિષ્ઠાપનિકા સમિતિ પણ પાંચ સમિતિમાંની એક છે. પરઠવવું તે પણ એક સમિતિ છે. સમિતિ તે માતા છે. સમિતિ ચારિત્રની ઉત્પાદક છે, પોષક છે, ભકિત સાથે વિવેક રહે એ વાત જુદી છે. પરઠવવું તે સમિતિ છે. ચારિત્રનો અંશ છે. **भैक्ष्यमात्रोपजीविनः** આ રીતિએ સાધુઓ જે મળે તેથી વૃદ્ધાદિની વૈયાવચ્ચ અને પોતાનો નિભાવ કરનારા હોય છે.

## જૈનશાસનમાં સ્પૃશ્યાસ્પૃશ્યનો વિભાગ નથી એમ નથી.
## ભિક્ષાને જો ધર્મ ન માનીએ અને અધર્મ માનીએ તો ગુરૂને ગુરૂ કેમ મનાય ?

કંઈ પણ બદલો આપ્યા વગર લેવું તે લોકોમાં હરામનું લીધું કહેવાય છે. "સાધુઓ વસ્ત્રપાત્રાદિ લે છે તેનો કયો બદલો આપે છે ? એમ કોઇ કહે તો ? જો આ **માધુકરીવૃત્તિનો મહિમા** હરામનું ગણાય તો ભિક્ષામાત્રથી નિર્વાહ કરનારા ઉત્તમ છે એમ મગજમાં આવે ખરૂં ? વૃક્ષો પરનાં પુષ્પોમાંથી જેમ ભમરો થોડું થોડું લઇને પોતાનો નિભાવ કરે છે, તેમ સાધુઓ ગોચરી લે છે, તેથી તો તેને 'માધુકરીવૃત્તિ' કહેવામાં આવે છે.

અન્ય મતમાં પણ **पक्कान्नं नैव भुञ्जीत** વગેરે સ્મૃતિકારોએ પણ કહ્યું છે. ભમરાની માફક નિર્વાહની વૃત્તિ મુનિએ ગ્રહણ કરવી જોઇએ.

સ્મૃતિ કહે છે કે ઉત્તમ કુળથી ન મળે તો મ્લેચ્છકુળથી પણ લેવું. પણ માધુકરીવૃત્તિથી જ લેવું. એક ઘરથી તમામ રસોઇ લેવી નહીં. દેવોનો ગુરૂ જે બૃહસ્પતિ તેના સરખાને ત્યાંથી પણ તમામ રસોઈ મુનિએ લેવી કલ્પે નહીં. કેટલાકો ભાવાર્થ સમજ્યા વગર અર્થનો અનર્થ પણ કરે છે. માત્ર શબ્દને વળગનાર મનુષ્ય વસ્તુથી—રહસ્યથી વેગળા જાય છે. "માધુકરીવૃત્તિથી મ્લેચ્છકુળથી પણ મુનિએ ગોચરી લેવી, પણ એક ઘેરથી તમામ રસોઈ લેવી નહીં."

આ ઉપરથી સ્મૃતિશાસ્ત્રોમાં ઊંચનીચનો ભેદ નથી અને જૈન-શાસ્ત્રમાં તો ઉચ્ચનીચનો ભેદ હોય જ કયાંથી ? એમ કહેનારાઓ ભૂલે છે અને બીજાને અવળે માર્ગે લઈ જાય છે. આમ કહેનાર જો મુનિ હોય તો તેને પૂછો કે—"તું નીચકુળમાં ગોચરી જઈ આવ્યો ? અત્યાર સુધી તું ઢેડ—વાઘરીને ત્યાં ગોચરી ન ગયો ? તેં એમને ટાળ્યા તો તેં ગુનો કર્યોને !" અજુગુપ્સનીય, અગર્હિત કુળોમાં ગોચરી જવાનું વિધાન શાસ્ત્રકારોનું છે. આચારાંગમાં મૂળમાં ગોચરી માટે કુળો જણાવ્યાં છે. જુગુપ્સનીય તથા ગર્હણીય કુળો વર્જ્યાં છે.

મોક્ષના સ્તંભરૂપ સમ્યક્‌ચારિત્ર છે છતાં તેને અંગે પણ અઢાર દોષવાળાને દીક્ષા ન દેવાય તે વાત જાહેર થઈ ચૂકી છે.

ચૂર્ણિકાર લખે છે કે અસ્પૃશ્ય લોકોને દીક્ષા આપવી નહીં. ચારિત્ર માટે પણ તે અધમ કુળવાળાને અયોગ્ય ગણ્યા છે. જૈનશાસનમાં સ્પૃશ્યાસ્પૃશ્યનો વિભાગ નથી એમ કહી શકાય તેમ નથી, તમે ગમે તેમ વર્તો તેની સાથે શાસ્ત્રની આજ્ઞાને સંબંધ નથી. દેવતાઈ પ્રયોગમાં તો ઉપાય નથી છતાં પાપના ત્યાગમાં અડચણ નથી. તેમને માડલીનો નિષેધ છે. વસ્તીપત્રકમાં એવાઓએ કોઇએ પોતાને જૈન લખાવ્યા નથી, તો **જેઓ પોતે પોતાને જૈન કહેવડાવવા માગતા નથી તેઓને તમે શી રીતે જૈન કહી શકવાના હતા ?**

નદી વહેતી હોય ત્યાં બ્રાહ્મણ તથા ચંડાલની આભડછેટ ગણવામાં આવતી નથી. નદીના પ્રવાહને પવિત્ર ગણવામાં આવ્યો છે, તો પછી જ્યાં ક્રોડક્રોડ દેવતાઓ હોય ત્યાં સમવસરણમાં અપવિત્રપણું ન મનાય તેમાં અડચણ શી ? તે વખતે અપવિત્રતાનો વ્યવહાર નહોતો ? જે મેતાર્યજીનું દૃષ્ટાંત આગળ કરવામાં આવે છે, તેમનો જન્મ માત્ર અંત્યજ કુળમાં થયો હતો. દૂધ પણ ત્યાંનું નથી પીધુ, કે અનાજ પણ ત્યાંનુ નથી ખાધું જન્મતાં જ તેને શેઠને ઘેર લાવવામાં આવેલ છે શેઠને ત્યાં જ તે ઉછરેલ છે આઠ શેઠીઆઓની કન્યાઓ સાથે સંબંધ પણ થાય છે પરણવા જાય છે, પણ જ્યારે પેલા દેવતાની ખટપટથી એ ચંડાળ છે એમ માલૂમ પડે છે ત્યારે કેવી ફજેતી થાય છે ? આઠે કન્યા પાછી જાય છે કે નહિ ? જો સ્પૃશ્યાસ્પૃશ્યનો વિભાગ નહોતો તો આ કેમ બન્યું ? ફરી દેવતાએ બાજી પલટી છે.

કહેવાનું તાત્પર્ય એ પ્રાચીનકાલમાં કે જૈનશાસ્ત્રમાં સ્પૃશ્યાસ્પૃશ્યનો વિભાગ નથી એમ નથી. અહીં પણ દુર્ગંછનીય કુળો વર્જવામાં આવ્યાં છે. કહે છે કે કેટલાક ક્રિશ્ચિયન થાય છે ક્રિશ્ચિયન નિભાવ માટે થાય છે જેમને તેવા સાધનો ન હોય અને મળે છે તે ક્રિશ્ચિયન થાય છે. મતલબ કે ધર્મને એ વાત સાથે સંબંધ નથી. સ્પૃશ્યાસ્પૃશ્યના વિભાગમાં કાંઈ તેઓ પ્રત્યે તિરસ્કાર કરવો એમ નથી, ધર્મ કરવાની

પણ તેમને મનાઇ નથી : મનાઇ વ્યવહારની છે. તેમને કેવળજ્ઞાન થાય તે માનવામાં અડચણ નથી.

નીચતા બે પ્રકારની છે : જાતિથી તથા કર્મથી. જંગલી કબૂતરનું ઇંડું ગામમાં આવે, એમાથી કબૂતર થાય તો પણ તેનું જંગલીપણું ન છૂટે. અનુચિત કર્મ તે હલકાં કર્મ છે. જાતિ ઉત્તમ હોય તે કદાચ અધમ કર્મ કરે, તેમાં અને જાતિથી અધમ કર્મના સંસ્કારવાળા હોય. તેમાં ફરક છે. કપડા પર કાચો રંગ તથા પાકો રગ થાય છતાં એ બે રંગમાં ફરક છે. પાકો રંગ જતો નથી. પરંપરાના કુળજન્ય સંસ્કારો પાકા રંગની માફક જતા નથી. 'જાત એવી ભાત' એ નથી માનતા ? કન્યાના પૈસા લેનાર બાપને સમજાવી શકાશે : તે સહેલાઇથી સમજી શકશે, કેમ કે વ્યવહાર કુળાચારથી ઉત્તમ છતાં આ સ્થિતિમાં તે મુકાયો છે માટે તે લે છે. પરંપરાથી નીચ ગોત્રવાળા સીંગમાંથી સડેલા જેવા ગણાય. કેટલાક ક્રિશ્ચિયન થયા, કેટલાક બીજા થયા, તે પલટો શાથી ? એવાઓએ તો સ્વાર્થની બાજી માડી છે. જ્યાં સ્વાર્થ દેખે ત્યાં દોડે અને હાથ જોડે !

સ્વાર્થમય પ્રવૃત્તિમાં અને સ્વાભાવિક પ્રવૃત્તિમાં ફરક છે. 'મ્લેચ્છ કુળથી માધુકરી વૃત્તિ લેવી' તેનો અર્થ મ્લેચ્છકુળથી ગોચરી લેવી તેવો નથી. 'अपि' 'પણ' શબ્દ વચ્ચે શા માટે કહેવો પડયો ? મ્લેચ્છકુળમાં ગોચરી લેવા લાયક નથી એમ 'अपि' શબ્દ જ પુરવાર કરે છે. મ્લેચ્છકુળની ગોચરી લેવી તે દોષ છે, પણ માધુકરીની પવિત્રતા એવી અને એટલી જબ્બર છે કે જેની આગળ પેલો દોષ કાંઈ વિસાતમાં નથી. માધુકરીવૃત્તિનો મહિમા જણાવવામાં આવ્યો છે. કોઈ શાસ્ત્રકાર એમ કહે કે–'પ્રતિજ્ઞાના ભંગને પ્રસંગે મરી જવું, પણ ભંગ તો ન જ કરવો' એનો અર્થ મરવું સારું ગણ્યું છે એમ તો નથી જ. પણ મરણ કરતાં પ્રતિજ્ઞાભંગ વધારે ખરાબ ગણે છે. મરણ ખરાબ જ છે, અતીવ દુઃખદાયી છે, જેની કલ્પના પણ ભયંકર છે અને કોઈને તે રૂચતું નથી, છતાં પ્રતિજ્ઞાભંગનું દુઃખ એનાથીયે ભયંકર છે, એટલું જ જણાવવાની મતલબ છે. એમ ન હોય તો પ્રતિજ્ઞાભંગ વખતે મારી નાંખવામાં લાભ ગણાઇ જાય.

એ જ મુજબ માધુકરીવૃત્તિમાં એવો મહાન ગુણ છે કે જેથી મ્લેચ્છકુળથી ગોચરીનો નિષેધ છતાં તે પાપ પેલા માધુકરીના લાભની પાસે કાંઈ ગણતરીમાં નથી. આથી મ્લેચ્છકુળની ગોચરીમાં શાસ્ત્રદૃષ્ટિએ વાંધો નથી એવો અર્થ કરનાર અનર્થ કરે છે. આખા ગામને, દેશને પવિત્ર કરનાર દેવ છે એમ ગણીએ છીએ: એવા દેવતાના ગુરૂની પવિત્રતામાં પૂછવું જ શું! ઉત્તમના પગની રજ (ધૂળ)ને પણ પવિત્ર ગણવામાં આવે છે, તો પછી આવા દેવતાના ગુરૂને ત્યાંથી પણ તમામ રસોઇ લેવાની મનાઇ શા માટે છે? માધુકરીવૃત્તિનો ભંગ ન થાય તેટલા જ માટેને? માધુકરીવૃત્તિનો ભંગ થતો હોય તો દેવતાઓના ગુરૂની પવિત્રતાની પણ ગણના નથી. જેમ અહીં મ્લેચ્છકુળની ગોચરીની છૂટ નથી, તેમજ પવિત્ર સ્થળેથી મળતી વસ્તુ લેવી જ એમ પણ નથી. દોષ બન્ને પક્ષે એકાન્તમાં છે. સાધુઓ ભિક્ષામાત્રથી નિર્વાહ કરનારા છે.

જેઓ કહે છે કે "સાધુઓ મફતનું લે છે: બદલો આપતા નથી," તેઓ ભિક્ષાધર્મના સ્વરૂપને સમજ્યા જ નથી. ભિક્ષા જો હરામખોરી હોય, લૂંટ હોય, ધાડ હોય, મફતિયા માલરૂપે મનાતી હોય, હરામનું અન્ન છે એમ મનાતું હોય તો ભિક્ષાવૃત્તિને ધર્મ ગણ્યો શી રીતે? અને જો તે ધર્મરૂપ ન હોય તો પછી એવી ભિક્ષામાત્રથી જ નિર્વાહ કરનારા ગુરૂને ગુરૂ પણ શી રીતે ગણાશે? સાધુ થતા પહેલાં તેઓ છતી ઋદ્ધિસિદ્ધિનો ત્યાગ કરે છે, સ્ત્રીપુત્રાદિ પરિવારના મોહને મર્દન કરીને આવે છે, અને ભિક્ષાવૃત્તિ કરે છે, એ ભિક્ષાવૃત્તિને ધર્મ માનીએ તો જ સાધુની ઉત્તમતા ગણી શકાય તેમ છે. સમ્યક્ત્વમાં ધૈર્ય અને ભિક્ષાવૃત્તિમાં ધર્મ મનાય તો જ સાધુની શ્રેષ્ઠતા મનાય તેમ છે. તેમને તો દુનિયાદારીનો પક્ષ ખેંચે તે સારો લાગે. પણ સાધુઓએ દુનિયાદારીને તો પહેલેથી જ ત્રિવિધ ત્રિવિધથી દફનાવી દીધી છે.

**"ભજ કલદાર"ની ભાવના ભૂલશો,**
**તો જ સાચા ગુરૂને ઓળખી શકશો.**

શ્રેણિક મહારાજ રાજ્યથી ભ્રષ્ટ થયા, ચેડા મહારાજા સરખા

વાવડીમાં પડી મરી ગયા, તે બદલ ભગવાન્ મહાવીરદેવને કે તેમના સાધુને દિલગીરી નથી, તેમજ કોણિકને રાજ્ય મળ્યું તેમાં સાધુને આનંદ કે સંતોષ નથી. તે દુનિયાદારી સાથે સંબંધ રાખત તો તે પૂજાત ખરા ? કોઇપણ ધર્મી આંગણેય ઊભા રહેવા દેત નહીં ! સાધુઓ દુનિયાની ઋદ્ધિસમૃદ્ધિમાં મદદગાર થાય નહીં. દુનિયાદારીના વિષયોની અનુકૂળતા એને પ્રતિકૂળતાની અપેક્ષાએ ગુરૂનો ઉપદેશ નથી. એ વિષયો તો ગળાનો ફાંસો છે. કાશીનું કરવત : બેય તરફ જતાં આવતાં વ્હેરે અને કાપે ! દુનિયાદારીના રાગ અને દ્વેષ બન્નેને કરવત જેવાં સમજાશે ત્યારે જ એનો ત્યાગ કરનાર ગુરૂની પૂજ્યતા ખ્યાલમાં તેમને આવશે. સામાયિકને ધર્મ માનો, કલ્યાણનો માર્ગ માનો, તો જ ગુરૂને ગુરૂ માની શકો. ત્યાગ એ જ આત્મકલ્યાણનું કારણ છે એમ ન મનાય ત્યાં સુધી ગુરૂને ગુરૂ તરીકે માની શકાય તેમ નથી.

તમે તો ચોવીસે કલાક બસ એક જ "ભજ કલદારં ! ભજ કલદારં !!" નો જાપ જપી રહ્યા છો ! એટલે "પૈસો, ઋદ્ધિ-સમૃદ્ધિ ડૂબાડનાર છે" એમ કહેનાર તમને સારા ક્યાંથી લાગે ? આ સ્થિતિમાં ધર્મની ઉત્તમતા વસવી જ મુશ્કેલ છે. ત્યાં ત્યાગનો ઉપદેશ કે ત્યાગી ઉપદેશક પ્રત્યે ભાવ ક્યાંથી જાગે ? તમને તે ગુરૂ સારા લાગશે, તેમના પ્રત્યે ભાવ જાગશે, કે જેઓ તમને જૂદી જૂદી ચીજોના થનારા ભાવ બતાવશે, તેજીમંદીના ગાળા આપશે, પણ એ ચાળા લારા કરનારા છે.

આ મમતા જ કારણ છે કે જેથી "તમે ગળે સુધી ડૂબી રહ્યા છો" એવું સાચું કહેનાર તમને સારા નથી લાગતા. તમારા અવળા ધ્યેયના કારણે તમે ત્યાગને ધર્મ નથી ગણતા, ત્યાગીને ગુરૂ નથી ગણતા : અને ગુરૂ ન ગણો તો પછી તરણતારણપણે તો ગણો જ શાના ? ત્યાગ જ ધર્મ છે, ધર્મ ત્યાગમય જ છે, એ વાત જ્યારે હૃદયમાં ઊતરશે, જચશે, ઠસશે ત્યારે જ સમજાશે કે મારો આત્મા ફસાયો છે, એવું સ્પષ્ટ કહેનાર ત્રણ જગતમાં બીજો કોઇ નહિ મળે, એ તો નિઃસ્પૃહી સાધુઓ જ કહી શકે.



# જૈન કોણ? 卐

દરેક સંપ્રદાય યા ધર્મને દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વ માનવા પડયાં છે. આ ત્રણ તત્ત્વમાં પણ દેવતત્ત્વ મુખ્ય છે તેના ઉપર જ બીજા બે તત્ત્વોનો આધાર છે.

જિનેશ્વર ભગવાન સર્વજ્ઞ દેવ છે, કેમ કે જ્યારે કોઇ જાણતું ન હતુ, ત્યારે પણ તેમણે પૃથ્વી–અપ્–તેઉ–વાયુ–વનસ્પતિ વગેરે જીવ તરીકે જણાવ્યા હતા, આજનું સાયન્સ અત્યારે બે વાયુના મિશ્રણથી પાણી બને છે તેમ કહે છે તે વાત જિનેશ્વરોએ આગમોમાં વાયુયોનિ જળ છે તેમ જણાવ્યું હતુ. શબ્દ એ આકાશનો ગુણ છે એમ બીજા મતવાળા પોકારી બોલતા હતા, ત્યારે શબ્દ એ પુદ્ગલ દ્રવ્ય છે તે વાત જિનેશ્વર ભગવંતોએ કહી હતી, આ બધું સર્વજ્ઞતા વિના ન જ બની શકે. કેમકે આજના સાયન્સના સાધનોના ઉપયોગ વિના તેમણે તે જણાવ્યું હતું.

જિનેશ્વર ભગવંતને દેવ માનવા એટલે છકાય જીવને માનવા અને છકાય જીવને માનનાર જ જિનેશ્વર ભગવંતને દેવ માની શકે તેમ છે. છએ કાયના જીવો આપણા જેવા છે એ જાણવું અને તે પ્રમાણે વર્તવું બહુ મુશ્કેલ છે, પરંતુ તે વર્તવામાં જ જૈનપણાની સૌરભ છે.

## દેવતત્ત્વ

આ સંસારના દરેક આસ્તિકોએ દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વો માન્ય રાખ્યાં છે. કોઇપણ આસ્તિક સંપ્રદાય એવો નથી કે જે સંપ્રદાય યા મત આ ત્રણ તત્ત્વોમાંથી એક તત્ત્વનો જરી પણ અસ્વીકાર કરી શકે. આ ત્રણ તત્ત્વો દરેક સંપ્રદાયને માન્ય કરવાં જ પડયાં છે, પરંતુ તેમાંય દેવતત્ત્વ જ એ સઘળા તત્ત્વોની જડ તરીકે રહેલું છે. દેવતત્ત્વનો ત્યાગ કરીને બાકીનાં બે તત્ત્વોને આપણે કદાપિ પણ સ્થાન આપી શકતા નથી. જો દેવતત્ત્વની સુંદરતા હોય

તો જ ગુરુતત્ત્વમાં પણ સુંદરતા આવી શકે છે અને દેવતત્ત્વની સુંદરતા એ જ ધર્મતત્ત્વમાં પણ સુંદરતા લાવે છે. આથી જ દેવતત્ત્વને પહેલું કહેવાની શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજાઓએ જરૂર માની છે.

દેવતત્ત્વોને આગળ કરવાનું બીજું એક કારણ છે. તે કારણ એ છે કે આ જગતને ધર્મને માર્ગે વાળનાર જો કોઈ પણ તત્ત્વ હોય તો તે દેવતત્ત્વ જ છે. આ સંસાર અનાદિકાળથી રાગદ્વેષાદિ વિકારોમાં દોરાયેલો હતો. કોઈપણ ધર્મ યા સંપ્રદાયે આ સંસારને એવો ઉપદેશ આપ્યો નથી કે તમે વિષયવિલાસમાં દોરવાઈ જાઓ, તમે વ્યભિચારાદિમાં પ્રવૃત્ત થાઓ અથવા બીજી કષાયપોષક પ્રવૃત્તિઓ ચલાવો. પરંતુ તે છતા પણ આ સંસાર વિના કહે એવા માર્ગે દોરાઈ ગયો હતો. કડવી વસ્તુ ખરાબ લાગે છે એ વાત કોઈને શીખવવી પડતી નથી, મીઠાશ સારી છે એ વાત કોઈને કહેવી પડતી નથી. છતાં સંસાર મીઠાશને વ્હાલું બન્યું છે.

પોતાને જે વસ્તુ અનુકૂળ હોય તે તેને સારી લાગે છે અને પોતાને જે વસ્તુ પ્રતિકૂળ હોય તે ખરાબ લાગે છે આત્માની આ પ્રવૃત્તિ અનાદિકાળથી ચાલી આવેલી છે આ પ્રવૃત્તિ માટે આત્માને બોધ આપવો પડતો નથી અથવા તો તેને શીખવવું પડતું નથી. પરંતુ એ જ્ઞાન તેને સ્વાભાવિકપણે જ રહેલું છે. ઇન્દ્રિયોને અંગે અનુકૂળતામાં સુખ અને તે જ ઇન્દ્રિયોને અંગે પ્રતિકૂળતામાં દુઃખ, એ વાત જીવન વિષે સ્વાભાવિકપણે જ રહેલી છે એ જ્ઞાન બાળકપણામાં મળ્યુ નથી, પરંતુ ગર્ભમાંથી જ તેને તે જ્ઞાન થએલું હોય છે.

એક સ્થળે એકવાર એવો બનાવ બન્યો કે એક બાઈ ગર્ભવતી હતી. આ ગર્ભ આઠ માસનો થયો. એવામાં અચાનક કોઈ કારણથી ગર્ભમાંથી બાળકનો હાથ બહાર નીકળી આવ્યો. યોનિમાંથી ગર્ભનો નીકળેલો હાથ પાછો અંદર જાય તે માટે ગર્ભવતી બાઈએ બહુ પ્રયત્નો કર્યા પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. કેટલાયે ડોકટરો આવી ગયા, કેટલાય વૈદ્યો આવી ગયા પણ ગર્ભનો હાથ બહારનો બહાર! તે કેમે કરી અંદર જાય જ નહિ! એવામાં એવું બન્યું કે એક

માણસે ગર્ભમાંથી બહાર નીકળેલા એ હાથ પાસે દીવાસળી સળગાવીને તેની ઉષ્ણતા પેલા હાથને લગાડી એટલે તે જ ક્ષણે પેલા ગર્ભે હાથ અંદર ખેંચી લીધો.

હવે વિચાર કરો કે અગ્નિ બાળનારો છે એ વાત ગર્ભમાં પેલા બાળકને કોણ શીખવવા ગયું હતું વારુ ? કોઈ નહિ. છતાં પણ એ વાતનું પેલા ગર્ભને પણ જ્ઞાન હતું વિષયોથી સુખ અને દુઃખ માનવું એ જીવનો સ્વાભાવિક સ્વભાવ છે. અનુકૂળ વિષયોમાં સુખ માનવું અને પ્રતિકૂળમાં દુઃખ માનવું એ તો જીવનો સ્વભાવ છે. એટલા જ માટે કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રજી મહારાજાએ

"आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति"

એ શ્લોકમાંનો અડધો શ્લોક ફેરવી નાંખ્યો હતો અને તે શ્લોકને

"आत्मवत् सर्वभूतेषु—सुखदुःखे प्रियाप्रिये"

આ પ્રમાણે ગોઠવ્યો હતો.

## સાચો દ્રષ્ટા કોણ થઈ શકે ?

"તમે જેવો તમારા પોતાના આત્માને દેખો છો તે જ પ્રમાણે સર્વજીવોના સમુદાયને દેખો." તમે એ પ્રમાણે જ્યારે જોતાં શીખશો ત્યારે જ તમે સાચા દેખનારા ગણી શકશો. એ વાક્ય બોલવામાં ઘણું સુંદર છે પણ તત્ત્વતઃ એ એટલું સુંદર નથી. આપણે કારણ ત્યાં જ માનીએ છીએ કે જ્યાં કાર્ય થતું દેખીએ છીએ, તે જ પ્રમાણે આખું જગત આંખોવાળું હોઈ તે આખું જગત દેખે છે; પરંતુ ખરેખરા દેખનારા તેઓ જ છે કે જેઓ સઘળા જ જીવોની અંદર પોતાના આત્માના જેવો જ આત્મા દેખે છે.

જેવો પોતાનો આત્મા તેવો પરનો આત્મા, અને જેવો પરનો આત્મા તેવો જ પોતાનો આત્મા. આ વાત જેઓ જાણે છે અને જેમણે એ વાત વિચાર, વાણી ને વર્તનમાં ઉતારી છે તેઓ જ સાચા દ્રષ્ટા છે, આ વાત બોલવામાં કેવળ સારી લાગે છે, તેના શબ્દો સુંદર છે પરંતુ જ્યારે અંદર ઉતરીને જોઇએ છીએ ત્યારે માલૂમ પડે છે કે તેનું હાર્દ એવું સુંદર નથી.

ઉપરના શબ્દો બોલવા બધા તૈયાર છે, પરંતુ તેનો મર્મ વિચારવા કોઈપણ તૈયાર નથી. આ જગત કેવળ પોતાના આત્માને માટે જ આસ્તિક છે, પરંતુ સંસાર પારકા આત્માને માટે આસ્તિક નથી. જો સંસાર સઘળા જ આત્માને માટે આસ્તિક હોય તો પહેલાં તો એ જ વાત વિચારવાની છે કે આત્મા ક્યાં છે ? મુસલમાનો અને ખ્રિસ્તીઓ આ સંસારમાં સર્વત્ર આત્મા માનતા નથી. તેઓ માત્ર માણસોમાં જ આત્મા છે એમ માને છે જ્યારે હિંદુઓ માણસો, કીડી, મંકોડા, પશુ, પક્ષી, ઇત્યાદિ સર્વમાં આત્મા રહેલો છે એમ માને છે. માત્ર જૈનશાસન એ એકલું જ એવું છે કે જે માણસ, ઢોરો, પક્ષી, કીડી, મંકોડી, વનસ્પતિ, પાણી, પવન અને પૃથ્વીમાં પણ આત્મા છે એમ માને છે. જૈનત્વ ક્યાં છે એનો વિચાર કરો ! જાનવરો, કીડી, મંકોડી ઇત્યાદિમાં તો આત્માને માનવો જ રહ્યો. પરંતુ પૃથ્વી, અપ્, તેઉ, વાઉ અને વનસ્પતિ એ પાંચે સ્થાવરોમાં પણ આત્મા માનવો એમાં જ જૈનત્વ રહેલું છે અને એ માન્યતામા જ જૈનત્વ બીજા સઘળાં સંપ્રદાયોથી ભિન્ન છે.

### જિનેશ્વરને દેવ માનવામાં અધિકતા કઈ ?

હવે કોઈ એવી શંકા કરશે કે જૈનત્વની વ્યાખ્યા કરતાં આપણે એકવાર એવું સ્પષ્ટ કહી ગયા છીએ કે જે જિનેશ્વરોને દેવતા માને છે તે જૈન છે. અહીં આપણે એમ કહીએ છીએ કે જે છએ કાયમાં આત્મા રહેલો માને છે તે જૈન છે. તો પછી શ્રી જિનેશ્વરદેવોમાં અધિકતા શી રહેવા પામે છે ? આપણે શ્રી જિનેશ્વરોને જ દેવ માનીએ છીએ ને બીજાને દેવ નથી માનતા તેનું કારણ શું ? આંખ, કાન, નાક, હાથ ઇત્યાદિ બધાને છે. તે જ પ્રમાણે શ્રી જિનેશ્વર-ભગવાનોને પણ હતું તો પછી શ્રીમાન્ જિનેશ્વરદેવોમાં અધિકતા શી હતી કે જેથી આપણે તેમને દેવ માનીએ છીએ અને બીજાઓમાં એવી શી ન્યૂનતા હતી કે જેથી આપણે તેને દેવ માનતા નથી ?

શરીરની અપેક્ષાએ જિનેશ્વરોમાં કે બીજા દેવોમાં કશી ન્યૂનતા કે શ્રેષ્ઠતા તો છે જ નહીં. બીજા દેવોમાં અને જિનેશ્વરોમાં જે

ફેરફાર છે તે તેમના જ્ઞાન અને તેમની વિદ્વત્તાને લઈને છે, બીજા કશામાં નથી. બીજા દેવોએ પશુ, પક્ષી, કીડી, મંકોડીમાં જ જીવ માન્યો છે ત્યારે શ્રીમાન્ જિનેશ્વર ભગવાનોએ વનસ્પતિ સુદ્ધાંમાં જીવ માન્યો છે. પ્રોફેસર જગદીશચંદ્ર બોઝે હજારો રૂપીઆ ખર્ચ્યા, સેંકડો પ્રયોગ કર્યા, જબરી માથાફોડ કરી ત્યારે તેમણે શોધ કરી કે વનસ્પતિમાં પણ જીવ છે. હવે તમે એમ કહો છો કે વનસ્પતિમાં જીવ છે એ શોધ શ્રીમાન બોઝે કરી. પણ જૈનશાસનના પુસ્તકો ઉઘાડી જોશો તો માલુમ પડશે કે શ્રીમાન્ જિનેશ્વરદેવોએ તો હજારો વર્ષ ઉપર એ વાત જ્ઞાનથી જોઈને તે જગતની સામે જાહેર કરેલી છે શ્રીમાન જિનેશ્વરદેવોએ પુદ્ગલોના ગુણધર્મને અનુસરીને શબ્દ એ પુદ્ગલરૂપ છે એમ જગતને જણાવ્યું હતું ત્યારે એ શબ્દને પુદ્ગલરૂપે નૈયાયિક, વૈશેષિક, વૈદિક કે વેદાંતિક, એકે મતવાળાએ માન્ય રાખ્યો ન હતો. તેમજ શબ્દને પદાર્થ તરીકે કે દ્રવ્ય તરીકે પણ માનેલો ન હતો તે સર્વજ્ઞોએ શબ્દને પુદ્ગલરૂપે પહેલેથી જાહેર કરેલ છે. અર્થાત્ શાસ્ત્રોમાં કહેલા શબ્દનું દ્રવ્યપણું તીર્થંકરોએ જ્ઞાનથી જોઈને પહેલેથી જ જણાવ્યું હતું. ભગવાન શ્રી તીર્થંકર-દેવો પાસે નહોતી કોઈ લેબોરેટરી કે પ્રયોગશાળા, કે નહોતા કોઈ સંશોધનના નવાંનવાં મશીનો. તેઓ તો દિગંબર દેવતા હતા. એમણે જે સત્યો સંસારની સામે ધર્યાં છે તે પ્રયોગથી યા અખતરાથી નથી કહ્યાં, પરંતુ જ્ઞાનથી કહ્યાં છે. શબ્દાદિ વિષયોનું જ્ઞાન આજે જે સત્ય મનાય છે. એ જ્ઞાન તેમને પહેલેથી જ હતું. નૈયાયિક અને વૈશેષિકોએ પાણીને સ્વતંત્ર તત્ત્વ માન્યું હતું. એ જ સમયે શ્રી મહાવીરદેવે તો સ્પષ્ટપણે જણાવી દીધું હતું કે પાણી એ પવનનો વિકાર છે અર્થાત્ વાયુના મિશ્રણથી પાણી બને છે. ભગવાનના એ શબ્દો તે કાળે કોઈએ સાચા માન્યા ન હતા.

આજે ૨૫૦૦ વર્ષો પછી, હજારો રૂપિયાના ખર્ચે, હજારો માઈલ દૂર રહેલા ગોરાઓએ પ્રયોગો કરીને એ વાત જાહેર કરી.

છે કે બે જાતના વાયુ ભેગા થાય છે એટલે પાણી બને છે. ત્યારે હવે આ વાત આખા સંસારે કાન પકડીને માન્ય રાખી લીધી છે.

વિચાર કરો કે પાણીનું પૃથક્કરણ કરવાને માટે ભગવાનની પાસે કયાં ઓજારો હતાં ? તેમણે કયાં ઓજારોથી પાણીમાંથી હાઇડ્રોજન અને ઓક્સિજન વાયુ જુદા પાડયા હતા ? માટીનો ઘડો કરવો હોય તો ઘડારૂપી કાર્ય માટે માટીરૂપ ઉપાદાન કાર્યની જરૂર છે. ઘડારૂપ કાર્યમાં માટી એ ઉપાદાન કારણ છે. જ્યારે ચક્રદંડ ઇત્યાદિ નિમિત્ત કારણ છે. ઘડારૂપે જો કોઈ વસ્તુ પરિણુંમ પામતી હોય તો તે માટી જ છે. માટે માટી એ ઉપાદાન કારણ છે અને માટી એ ચક્રદંડ ઇત્યાદિની મદદથી ઘડારૂપે પરિણામ પામે છે માટે તે ચક્રદંડ ઇત્યાદિ નિમિત્ત કારણ છે. તે જ પ્રમાણે પાણીમાં ઉપાદાન કારણ વાયુ છે અને નિમિત્ત કારણ પણ વાયુ જ છે.

હવે જો તમે એમ કહો કે ભગવાને જ્ઞાન વિના જ આ સઘળી વાત કહી છે તો તમારે જવાબ આપવાનો રહ્યો કે કયાં ઓજારો વડે અને કયાં મશીનો વડે ભગવાને આ વસ્તુની શોધ કરી હતી ? તમે એ પ્રશ્નનો જવાબ આપી શકશો નહિ અને આથી તમારે માનવું જ પડશે કે ભગવાને આ સઘળાં વિશુદ્ધ સત્યો પોતાના જ્ઞાનથી જ જોયાં અને જાણ્યાં હતાં અને તે સર્વ જગતને જણાવ્યાં હતાં. પાણીમાં ઉપાદાન કારણ પણ વાયુ છે અને નિમિત્ત કારણ પણ વાયુ જ છે એ વાત આજથી અઢી હજાર વર્ષો પહેલાં ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ સંસારને જાહેર કરી હતી. જે વાત આજે અઢી હજાર વર્ષ પછી અણીશુદ્ધ સાબિત થઈ છે અને એ સત્ય આપણે આજે અનુભવી રહ્યા છીએ. હાઇડ્રોજન અને ઓક્સિજન નામના બે વાયુઓને ભેગા કરીને તેનું પાણી બનાવવું એ તો આજે કોલેજનો વિદ્યાર્થી પણ બનાવી શકે છે. તે જ પ્રમાણે તે સહેલાઈથી મશીનમાં નાંખીને પાણીનું પૃથક્કરણ કરીને બંને વાયુઓને જુદા પણ પાડી શકે છે

બીજા શાસનવાળાઓએ શબ્દને ગુણ માન્યો છે અને તે જ પ્રમાણે પાણીના પરમાણુ હોવાનું માન્યું છે. એ માન્યતાઓ કેવી

**છએ કાયના જીવને કબૂલ કરનાર જિનેશ્વરને માની શકે.**

સમયનું જ્ઞાન આપે, પ્રદેશનું વર્ણન કરે, શબ્દના સ્વરૂપને જણાવે એવો આ જગતમાં બીજો કોઈપણ જ્ઞાનવાળો નથી. માત્ર તીર્થંકરભગવાનો જ એવા જ્ઞાનના દૃષ્ટા છે–ધણી છે. એટલા ખાતર શ્રી જિનેશ્વરને આપણે દેવતા માનીએ છીએ. અને એ જિનેશ્વર ભગવાન જેના દેવતા છે, તે આપણે જૈન કહેવાઈએ છીએ. શ્રી જિનેશ્વરને દેવ માનીએ છીએ તે બીજા કોઈની અપેક્ષાએ માનતા નથી, પરંતુ તેમના જ્ઞાનની અપેક્ષાએ જ તેમને દેવતા માનીએ છીએ હવે ભગવાન શ્રી જિનેશ્વરોએ કહેલા છએ કાય જીવો માનવા તેનો અર્થ શ્રી જિનેશ્વરોને માન્યા એવો છે.

અર્થાત્ શ્રીમાન જિનેશ્વરદેવોને દેવ માનવા અને છકાય જીવો માન્ય રાખવા એ બન્ને એકબીજાનો પર્યાય હોઇ તેમાંથી એક માન્યતાને માન્ય રાખનારાને બન્ને માન્યતા માન્ય હોવી જ જોઇએ અને તેથી એ બેમાંથી ગમે તે એક માન્યતાને કબૂલ રાખવાથી બન્ને માન્યતા માન્ય રહે છે. શ્રી જિનેશ્વરોને દેવ માનવા અને છએ કાયના જીવો કબૂલ ન રાખવા એ બને એવું જ નથી. છએ કાયના જીવોને કબૂલ ન રાખવા એનો અર્થ જિનેશ્વરને દેવ તરીકે માનવાની ના પાડવી એટલો જ છે.

**ઇન્દ્રિયોની ઓછાશે આત્મામાં ફેર હોતો નથી.**

આ સંસારમાં કોઈ આંધળો હોય, કોઈ બહેરો હોય, કોઈ બોબડો હોય, લૂલો, લંગડો હોય તેટલા માત્રથી તેના મનુષ્યપણામાં કંઈ ખામી આવતી નથી, અથવા પંચેન્દ્રિયમાંથી એકાદ ઇન્દ્રિયની ખોડ હોય તેથી તે કાંઈ મનુષ્ય મટી જતો નથી એ જ પ્રમાણે જીવની એકતા પણ સમજવાની છે. દીવા પર તમારે ફાવે તેવી ચીમની લગાડો. જોઇએ તો લાલ, લીલો ગ્લોબ નાખો, જોઈએ તો સામાન્ય ગ્લોબ નાંખો યા તો જોઈએ તો દ્રાક્ષના ઝૂમખા જેવા યા બીજા ફેશનેબલ ગ્લોબ આવે છે તેવા ગ્લોબ નાખો પણ તેથી અંદરના દીવામાં જરા પણ ફેરફાર થતો જ નથી, તે જ પ્રમાણે ચાર ઇન્દ્રિયોવાળો દેહ હોય

પાંચ ઇન્દ્રિયવાળો દેહ હો યા તો એક યા બે–ત્રણ ઇન્દ્રિયોવાળો દેહ હો, તેથી જીવાત્મા ફેરફારવાળો હોતો નથી. આથી સ્પષ્ટ થાય છે કે જેઓ શ્રીમાન્ જિનેશ્વરભગવાનને માને છે, તેમની પહેલી પહેલી ફરજ એ છે કે તેમણે છએ કાયના જીવોને માનવા જ જોઈએ.

આપણી સ્થિતિ ખરી રીતે જુઓ તો ચૌટાના ચોકસી જેવી છે. એક સાર્થવાહ હતો આ સાર્થવાહ બહારગામ જવા નીકળ્યો. બહારગામ જતાં રસ્તામાં તેની પાસે પૈસા ખૂટયા. તેણે વિચાર કર્યો કે પાસે કંઠી, કંદોરો, વીંટી વગેરે ઘણીએ ચીજ છે. તો હાલમાં એક વટાવી લઈશું, પછી આગળ નવી કરાવી લેવાશે એવો નિશ્ચય કરી તે સાર્થવાહ એક ચોકસીની પાસે ગયો. ચોકસીને કડું આપ્યું. ચોકસીએ કડું લીધું. કસોટીપર ચઢાવી તપાસી જોયું. સોનું ચોકખુ માલૂમ પડયું એટલે પેલા ચોકસીએ તે સાર્થવાહના હાથમાં દસ પૈસા મૂકયા ! સાર્થવાહ તો ચમકયો ! તેણે ચોકસીને પૂછયું : "કેમ ભાઈ ! આ પિત્તળ છે કે શું ? સોનાનો શો ભાવ છે ?"

પેલા ચોકસીએ કહ્યું : "સોનાનો ભાવ પૈસે તોલો છે માટે તમોને આ દાગીનાના દસ પૈસા મળશે."

સાર્થવાહે વિચાર કર્યો; 'આ સાચો લાગ છે, ચાલોને, અહીંથી સોએક તોલા સોનું જ ખરીદી લઈએ.' સાર્થવાહે કહ્યું, 'ભાઈ, મને એક પચીસ પૈસાનું પચીસ તોલા સોનું આપો'. ચોકસી કહે : 'તે નહિ બને. મારા સોનાની કિંમત રૂા. ૨૫)નો તોલો છે.'

### દલાલણુ માટે અસંખ્ય જીવોનો સંહાર.

આ ચોકસી પારકું સોનું પૈસે તોલાના ભાવે લેતો હતો, પરંતુ પોતાનું સોનું પચીસ રૂપિયે તોલાના ભાવે આપતો હતો, તેવી જ સ્થિતિ આપણી પણ છે પૃથ્વીકાય જીવોવાળું આપણે ચપટી મીઠું લઈએ, પાણી લઈએ, વાયુ લઈએ, એ બધામાં કેટલા જીવોનો સંહાર થાય છે ? અસંખ્યાત જીવોનો.

એ રીતે આપણે સંહાર કરીએ છીએ. પણ આપણે આ સંખ્યાબંધ જીવોની કિંમત કેટલી ગણીએ છીએ ? જીભલડીને સંતોષવા

જૂઠી છે તે સાબિત કરવાની હવે આજે કાંઈ જરૂર નથી રહી. આજે આખા જગતે એ વાત માન્ય રાખી છે કે શબ્દ એ ગુણ નથી પણ શબ્દ એ પદાર્થ છે અને તે જ પ્રમાણે એ વાત પણ સિદ્ધ થઇ ચૂકી છે અને તે જગતે સ્વીકારી લીધી છે કે પાણી એ સ્વતંત્ર તત્ત્વ નથી અને પાણીના સૂક્ષ્મ પરમાણુ પણ થઇ શકતા જ નથી પરંતુ પાણી એ બે પદાર્થોનું રાસાયણિક કુદરતી રીતે જ થયેલું સંયોજન છે.

**છ કાયની સમજણ.**

હવે કદાચ કોઇ એવી શંકા કરશે કે આપણે છ કાય જીવો બતાવ્યા છે, તેમાં અપૂકાય જીવો તો જુદા જ બતાવ્યા છે ને? આ શકાને જરૂર સ્થાન છે પણ એ શંકા સમજતાં પહેલાં અપૂકાય, વાઉકાય, તેઉકાય, ઇત્યાદિ જીવો એટલે શું તે સમજવાની ખાસ જરૂર છે. જેની પૃથ્વી એ જ કાયા છે એવા જીવોને આપણે પૃથ્વી-કાય જીવો કહીએ છીએ. પાણી એ જ જે જીવોની કાયા છે તે જીવો પાણીકાય જીવો કહેવાય છે. વાયુ જ જેની કાયા છે તેને વાયુકાય જીવો કહે છે, વનસ્પતિ એ જ જેની કાયા છે તે જીવોને વનસ્પતિ કાય કહે છે, જૈનશાસને કાયાને અંગે જે ભેદો પાડેલા છે તે ભેદો તેમા ઉત્પન્ન થયેલા જીવોને અંગે છે. એમની કાયા તરીકેના ભેદો પરમાણુ તરીકે પાડયા છે એમ કોઈએ સમજવાનું નથી.

આ માનવદેહનું પૃથક્કરણ કરશો તો તમોને તરત જ જણાઈ આવશે કે દેહમાં પાણી, પૃથ્વી, વનસ્પતિ, તેજ અને વાયુ એ બધાનો સંયોગ છે. માનવદેહ પવન, પાણી, પૃથ્વી બધાના પરમાણુઓથી પરિણમ્યો છે, પણ તે પરિણમવનારો માણસ છે. આથી જ એ દેહને માનવદેહ નામ આપેલું છે મનુષ્યના દેહમાં પૃથ્વી, પાણી, વાયુ એ સઘળાનો યોગ છે પરંતુ તેથી તે માનવદેહને આપણે પૃથ્વીકાય યા તો વનસ્પતિકાય કહી શકતા નથી, કારણ એ છે કે માનવદેહમાં બીજા બધા અશોનો લોપ કરીને આત્માએ તેને નવા સ્વરૂપમાં પરિણમાવી છે. માટે જ એ દેહને માનવદેહ કહેવાય છે. આત્માએ વનસ્પતિકાય ઇત્યાદિને પલટાવી નાખ્યા અને તેને નવા સ્વરૂપમાં પરિણમાવેલ છે.

માટે જ તે માનવદેહ કહેવાય છે એ જ પ્રમાણે વાયુનું સ્વરૂપ પલટાવીને જે જે આત્માએ તેને પાણી રૂપે સર્જ્યું છે—પલટયું છે તેને અપ્કાય કહીએ તો તે કેવળ વાસ્તવિક છે. જેઓ પાણીને જ તત્ત્વ માની રહ્યા છે અને પાણીના પણ ન પૃથક્કરણ કરી શકાય તેવા પરમાણુઓ હોવાનું જ માને છે તેઓ સ્પષ્ટ રીતે અજ્ઞાનને જ સેવી રહ્યા છે કે બીજું કાંઈ ?

નૈયાયિકો અને વૈશેષિકોએ પરમાણુની કેવા પ્રકારની વ્યાખ્યા કરી છે તે હવે વિચારો. નૈયાયિકો કહે છે કે જે સૂક્ષ્મ રજનો છઠ્ઠો ભાગ છે તે જ પરમાણુ છે અને મીમાંસકો કહે છે સૂક્ષ્મ રજનો જે ત્રીસમો ભાગ છે તે પરમાણુ છે. એ પરમાણુઓના નાના પરમાણુઓ અશક્ય છે. હવે આગળ વાત કરો. હાલના વિજ્ઞાન પ્રમાણે એક નાનામાં નાના સૂક્ષ્મ કણના બે કરોડ અને ૯૯ લાખ કણિયા યાને બારીક પરમાણુ થાય છે બાહ્ય શોધને આધારે નીકળેલું આ પ્રમાણ છે અને તે પ્રમાણે પ્રત્યક્ષ વિજ્ઞાને સાબિત કર્યું છે. તો હવે વિચાર કરજો કે નૈયાયિકો અને વૈશેષિકોને સાચા માનવા કે તેમને કલ્પનાના ઘોડા દોડાવનારા માનવા ?

યુરોપનું વિજ્ઞાન હજી વધારે દૂર જઇ શકયું નથી. તે દૃશ્ય વસ્તુઓ સુધી જ જઇ શકયું છે, પરંતુ **વૈજ્ઞાનિક શોધખોળથી પણ જૈન વિજ્ઞાન આગળ વધેલું છે.** જૈન શાસ્ત્રકારોએ અનંતા સૂક્ષ્મ પરમાણુ માન્યા છે. અને એવા અનંતા સૂક્ષ્મ પરમાણુઓ એકઠા થાય ત્યારે એક વ્યવહાર પરમાણુ બને એમ જણાવ્યું છે. આવા અસંખ્ય વ્યવહાર પરમાણુ એકઠા થાય ત્યારે નજરે દેખી શકાતો કણ બને છે. પરમાણુના સ્વરૂપને જ જેઓ પ્રતિપાદતા હતા તેમનું જ્ઞાન કેવું મિથ્યા હતું તે વાત આજે ખૂલ્લી પડી જાય છે સમય સરખી કાળની બારીકી અને આકાશ સરખી પ્રદેશની બારીકી જે તીર્થંકર-ભગવાને જણાવેલી તે જ આજે સારાયે સંસારને માનવી જ પડે છે. આથી સ્પષ્ટ થાય છે કે આ સંસારમાં કોઈ સર્વજ્ઞ હોય તો તે માત્ર તીર્થંકર ભગવાનો છે.

પૂરતી જ, તેથી વધારે નહિ' પેટરૂપી વેપારી એવો છે કે કોઈપણ તેને માલ આપો, તેનો તેને વાંધો નથી મગ આપો કે ચણા આપો? કાચા આપો કે પલાળેલા આપો! તે તો પોતાને જોઇએ તેટલું લે છે અને તેની ઇચ્છા પ્રમાણે જ તેને જો માલ આપો, તો તે વેપારી એ બધો માલ પચાવી પણ શકે છે. પરંતુ જે વાંધો છે તે માત્ર ચાર આંગળની જીભડી રૂપ આ દલાલણનો ? એ ચાર આંગળની દલાલણને મઝા કરાવવા માટે મીઠું, મરચું ખારું, ખાટું, તીખું બધું જોઈએ. છે એ દલાલણના લાડ પૂરા કરવાની પાછળ કેટલાય જીવોનો સંહાર થઈ જાય છે, તે આપણે જોતા નથી

હવે જો તમે એમ જ માનતા હો કે બધા આત્મા સમાન છે, તો પછી તમે મરચાંના જીવાત્માઓનો નિર્દય બનીને ઘાત કરી શકો ખરા કે? અહીં કોઈ એવો સવાલ કરશે કે શું કરે? આ સઘળા જીવો છે એ જાણ્યા છતાં પણ માણસને સ્વરક્ષા અર્થે આ જીવોનો ઘાત કરવો પડે છે, કારણ કે જો તે એવું ન કરે તો જીવે શી રીતે? એ પ્રશ્નનો જવાબ એ છે કે "તમારે અનશન કરવું જોઇએ પણ ધર્મમાં તમે ફેરફાર કરી શકો નહિ" ધર્મ સર્વ કાળને માટે એક સરખો છે અને એક જ સરખા સ્વરૂપવાળો પણ છે. તે તમારી આંખોના જેવો અચળ છે. આંખો ઉપર માલિકી તમારી પોતાની છે, છતાં આંખો તમારી સગવડ ખાતર આગળને બદલે પાછળ આવી જતી નથી. જેમ તમારી આંખો પણ તમારી અગવડ–સગવડને સંભાળતી નથી, તે જ પ્રમાણે ધર્મ પણ તમારી અગવડ–સગવડને સંભાળવા તૈયાર હોતો નથી. અનાદિકાળથી જે ધર્મ એક જ સ્વરૂપે રહેલો છે, તે ધર્મ તમારી સગવડતા ખાતર ફેરવાઈ જવાનો નથી. જો તમે તમારા જીવ જેવો જ બીજાનો જીવ ગણતા હો તો દાળ, ભાત, શાક તમે ખાઈ શકો કે કેમ એ તમારે વિચારવાનું છે. જે માણસ પોતાના પૈસાના ભલાને ખાતર બીજાનું હજાર રૂપિયાનું નુકસાન કરે છે તે માણસને તમે કેવા ગણો છો? તો પછી પોતાના ક્ષણિક સંતોષની ખાતર જે બીજા અસંખ્ય જીવોનો સંહાર કરે છે તે માણસને પણ તમે કેવો શેતાન માનશો?

## લાખની કોથળી આદિ કરતાં જીવ વહાલો કેમ ?

આપણા આ વર્તન ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણી દશા ચૌટાના ચોકસી જેવી જ છે. મારું સોનું પચીસ રૂપિયે તોલો, પણ તારું સોનું પૈસે તોલો ! એ દશામાં જ આપણે છીએ. મરતા મનુષ્યને તમે એક લાખ રૂપિયાની સોનાની કોથળી અને એક વર્ષની જિંદગી આપીને એ બેમાંથી ગમે તે એક ચીજ લેવાનું કહેશો તો તે કદી પણ સોનાની કોથળીને પસંદ નહિ કરે, પરંતુ એક વર્ષની જિંદગીને જ પસંદ કરશે. સૌધર્મ દેવલોકનો ઇન્દ્ર હોય યા તો હળાહળ નર્કનો કીડો હોય, પરંતુ તે બન્ને જિંદગીને જ પસંદ કરે છે.

તુર્કસ્તાનના સુલતાને પોતાની રાજગાદીનું રાજીનામું આપી દીધું હતું. ઇરાનના શાહે પણ ગાદીનો ત્યાગ કર્યો હતો, રશિયાના ઝારે પણ ગાદી છોડી હતી, જર્મન કૈસરે પણ સિંહાસનનો ત્યાગ કર્યો હતો અને સ્પેનના રાજાએ પણ રાજગાદીનો ત્યાગ કરીને પણ પોતાની જિંદગી બચાવી હતી. જિંદગી રાખીને પણ તેમણે રાજગાદીને લાત મારી હતી. પરંતુ તેમાંથી પણ કોઇ એવો નીકળ્યો ન હતો કે જેણે રાજગાદીને ખાતર જીવ આપ્યો હોય !

આપણે આપણી વર્તમાન જિંદગીમાં આપણી બધાની સ્થિતિ જોઇએ છીએ કે આપણે જીવ બચાવવા ખાતર આપણો કોઈપણ ભોગ આપવા તૈયાર થઈએ છીએ. જો એમ ન હોત તો આ બધાએ રાજગાદીનાં રાજીનામાં ન આપ્યાં હોત અને જીવને બચાવ્યો હોત. પોતાને પોતાનો જીવ દેશના આખા રાજ્ય કરતાં વધારે મૂલ્યવાન માલુમ પડયો છે, તો વિચાર કરો કે આપણને બીજાનો જીવ આપણા જીવના જેવો કયે દિવસે વહાલો લાગ્યો હતો ? દરેકને જીવનું મૂલ્ય ચૌદ રાજલોક કરતાં અધિક લાગે છે, પરંતુ એ કિંમત દરેકને પોતાના આત્મા માટે લાગે છે. બીજાના આત્માની એવી મહામૂલ્યવાન કિંમત કોઇપણ જીવને માલુમ પડતી નથી ?

આપણે આપણા જીવમાં અને બીજાના જીવમાં ફરક ન જ માન્યો:

હોત તો આપણે કદાપિ પણ આપણી જીભડીની મઝા માટે હજારો વનસ્પતિકાયનો ભોગ લીધો ન હોત.

જો આપણને સઘળા જીવોની કિંમત આપણા જીવાત્મા જેટલી જ મૂલ્યવાન લાગતી હોય તો આપણે શા માટે આપણા જીભના સ્વાદની ખાતર વનસ્પતિકાય ઇત્યાદિ હજારો જીવોનો ખોરફૂટો કાઢી નાખીએ છીએ ?

તમે કહેશો કે એ તો જગતનો વ્યવહાર છે અને તે માટે વનસ્પતિકાયનો ભોગ લેવો પડે છે પરંતુ તમારા વ્યવહારની ખાતર કાંઇ જીવાત્માની વિચારણાને આપણે દૂર મૂકી શકતા નથી. ધર્મની પ્રવૃત્તિ તમારો વ્યવહાર ધ્યાનમાં રાખીને થતી નથી.

નદી પોતાના રસ્તા ઉપરથી ચાલી જાય છે, તે એવો વિચાર કરતી નથી કે ફલાણે રસ્તે મગનભાઈ તરસ્યા બેઠા છે માટે તેને માટે હું આડે રસ્તે થઇને જાઉં ? પણ નદી વહેતી હોય ત્યાં જઇને તમે પાણી પી આવો તેની સામે નદીને વાંધો નથી હોતો ચોરો એમ કહે કે 'અમોને બીજો રસ્તો સૂઝતો નથી' તેથી તેઓ કાંઇ ચોરી કરવાને પાત્ર ઠરતા નથી અથવા તેમને ચોરી કરવાની છૂટ મળતી નથી.

### પોતાના સરખા બીજા જીવોને માનવા મુશ્કેલ છે.

મહાવ્રતની એવી સ્થિતિ છે કે 'તમે ખમો કે ન ખમો પણ એ તો પાળવુ જ પડશે' ઉપસર્ગ પરિસહ સહન કરવામાં તમે તમારી શક્તિ પ્રમાણે કરો તે ચાલે. પરંતુ પાંચ મહાવ્રતમાં ન્યૂનતા હોય તે ન ચાલે. પાચ મહાવ્રત, રાત્રિભોજન ઇત્યાદિમાં ખમત અખમતનો સવાલ નથી. આહારને અંગે જ્ઞાન, દર્શન, ચારિત્રને વધારી શકે તો જ અસૂઝતા આહારની છૂટ હોઈ શકે.

મૂળ વસ્તુ એ છે કે છએ કાયના જીવોને આપણા જેવા જાણવા એ કેટલું મુશ્કેલ છે ? પહેલી વાત તો એ જ છે કે આપણને છએ કાયના જીવોની શ્રદ્ધા જ નથી. જો છએ કાયના જીવોની આપણામાં શ્રદ્ધા હોત તો આપણે પૃથ્વી યા વનસ્પતિ કાયાદિની જે વખત વિરાધના કરીએ છીએ. તે સમયે આપણા અંતરમાં ભયંકર ચમકારો

થવો જોઇએ. પરંતુ શું એ ચમકારો આપણા હૈયામાં કદી થાય છે ? જે વખતે તમે દીવાસળી સળગાવો છો, તે વખતે અસંખ્યાત તે ઉકાયના જીવોની વિરાધના થાય છે એનો તમારા હૃદયમાં કદી ખ્યાલ આવે છે ? પોતાના એક પૈસાના લાભને ખાતર બીજાના હજાર રૂપિયાનું નુકસાન કરનારને તમે અધમ કહો છો, તો પોતાની ચાર આંગળની જીભ માટે બીજા હજારો જીવોની હાનિ કરનારને, અરે ! પોતાની એક ઇન્દ્રિયની મઝાને પોષવાને માટે હજારોની એક યા બેઇન્દ્રિયોનો સર્વનાશ વાળનારાને તમે કેવો કહેશો ?

સાધુ જે સમયે તમોને ઉપદેશ આપે છે, તે સમયે તમોને ટાઢિયો (તાવ) આવે છે અને તમે ગરજી ઊઠો છો કે આ સાધુ અમોને આવું કહે છે.' આવી રીતે ગુસ્સે થતી વખતે તમો તમારા આત્માનું કેવી રીતે સત્યાનાશ વાળો છો તે તો વિચારો તમે કોઈ કામ ન કરી શકો તે વાત જુદી છે, પરંતુ તે વાતને વિષે તમારી શ્રદ્ધા તો હોવી જ જોઇએને ! તમારાથી કાંઈ ન બને તો ભલે, પરંતુ એટલું તો તમારા મનમાં રહેવું જ જોઇએ કે અમારા કાર્યથી છએ કાયની વિરાધના થાય છે અને અનેક આત્માઓને પારાવાર નુકસાન થાય છે. આટલું પણ જો તમે તમારા મનમાં ધારણ કરી શકો તો પણ તમે માર્ગમાં છો એમ કહી શકાય.

### સમ્યગ્દૃષ્ટિ જીવ પાપબંધ ઓછું કરે !

કોર્ટમાં આરોપી દયા માંગી શકે છે, પરંતુ તે પોતાની આંખ કોર્ટની સામે રાતી કરીને નહિ. અહીં તમે વિરાધના રૂપ ગુનો કરો છો, ગુરુ તમોને આરંભ–પરિગ્રહના દોષો સમજાવે છે, ત્યારે તમે તેના પર આંખો કાઢો છો. એ તમારી બુદ્ધિને શું કહેવું તે તમે જ વિચારી લો. તમારૂં આજે આવું જ વર્તન છે. તો વિચાર કરો કે કર્મરૂપી કોર્ટમાં તમારી શી દશા થવાની છે ? ગુનો કરો, છતાં કોર્ટમાં દીલગીરી દર્શાવો તો તમારી સજા ઓછી થવાનો સંભવ છે, પરંતુ ગુનો કરો અને વળી પાછા ન્યાયાધીશને ગાળો દો, તો તમારા

ઉપર બે ગુના થવાના અને સજા પણ બેવડી થવાની જ. આ જ વિચારસરણીએ વંદિતાસૂત્રમાં જણાવવામાં આવ્યું છે કે

सम्मदिट्ठी जीवो०

અર્થાત્ સમ્યગ્દષ્ટિ જીવો મુખ્યતાએ પાપ કરે જ નહીં અને કદાચ પાપ આદરે તો પણ અસમ્યગ્દષ્ટિ જીવો કરતાં તેમને બંધ ઓછો જ થાય આ વાત તમારી બુદ્ધિ કબૂલ ન રાખતી હોય તો ભલે, પણ લાંબો વિચાર કરશો તો તમે આ વસ્તુનું સત્ય સમજી શકશો. દા. ત. એક છોકરો પહેલી જ વાર હીરાની વીંટી ચોરી લાવે અને કોર્ટમાં હાજર થઇ માફી માંગે અને બીજો છોકરો ચોરી કર્યા પછી કોર્ટમાં હાજર થઈને જજને ગાળ દે તો પહેલા અને બીજા છોકરાનો ગુનો સરખો જ હોવા છતાં પહેલો આરોપી ઓછી સજા પામે, કદાચ જજ તેને ચેતવણી આપીને છોડી પણ દે, જયારે બીજો આરોપી બરાબર ટીપાઇ જાય.

એ જ પ્રમાણે મિથ્યાદષ્ટિ પાપ કરે અને પાપ કરીને પાછો ખુશી થાય એટલે તેને સજારૂપી બંધ વધારે જ થાય જ્યારે સમ્યગ્દષ્ટિ આત્મા પાપ કરે, પરંતુ તેનો પશ્ચાત્તાપ પણ કરે છે એટલે તેને એનો બંધ ઓછો જ થાય છે. તમે શ્રી ભગવાન મહાવીરદેવના અનુયાયી છો, તમે શ્રી ગણધરદેવોને માનો છો, અરે ! તમે જૈન છો, તેથી જ તમોને બંધ ઓછો થાય છે, એમ માની લેશો નહિ. પરંતુ તમે પાપમાં બેદરકાર નથી, પાપ કરતાં તમારૂં હૃદય ડંખે છે, માટે તેટલા જ પૂરતો તમોને ઓછો બંધ છે. ગુનો કરતાં થઇ જાય પણ ગુનેગાર પશ્ચાત્તાપ કરીને દિલગીરી દર્શાવે તો તેને ઓછી સજા થાય. તે જ પ્રમાણે અહીં પણ છે. કોર્ટમાં માફી માગતા ગુનેગાર પ્રમાણે તમે ભૂલથી બીજા જીવોને કૂટી મારો પણ તેનો પશ્ચાત્તાપ કરો તો તેથી તમોને બંધ પણ ઓછો જ થવાનો સમ્યક્ત્વને અંગે ખોટાપણું જતું નથી, માટે જ કર્મના ઉદયે પ્રવૃત્તિ કરે છે અને સમ્યક્ત્વ ઉદયને અંગે માફી માંગે છે.

આ બધા ઉપરથી મૂળ સમજવાની વાત એ છે કે છએ કાયના

જીવોને અંગે વિરાધના કર્યા પછી યા કોઇપણ પાપસ્થાનકને આદર્યા પછી અગર તેને આદરતી વખતે આ કરવા જેવું તો નથી, પરંતુ દિલગીરીપૂર્વક ન છૂટકે કરવું પડે છે, એવો હૃદયમાં વિચાર રાખો તો તમોને બંધ ઓછો જ થવાનો. આ જ કારણથી સમ્યગ્દૃષ્ટિને જે કામ માટે બંધ ઓછો છે, ત્યારે મિથ્યાદૃષ્ટિને તે જ કામ માટે બંધ વધારે છે.

હવે કોઈ એવો પ્રશ્ન કરશે કે ત્યારે પુષ્પરૂપી વનસ્પતિકાય વડે દેવતાઓની પૂજા કરીએ તો એ પૂજાથી દોષ લાગે ખરો કે નહિ? આ પ્રશ્નને વિચારીએ.

**બંધ–પરિણામના આધારે.**

ઉપલા પ્રશ્નનો જવાબ બહુ જ કાળજીપૂર્વક વિચારવાનો છે. પહેલી તો તમોને એવી જ શંકા થશે કે પ્રક્ષાલ કરતાં પૂજામાં પાણી વપરાય છે તેમાં અસંખ્ય જીવો છે. બીજી વાત એ છે કે ભગવાન શ્રી તીર્થંકરદેવોના જન્મ વખતે ફૂલોના હાર પહેરાવવામાં આવ્યા હતા. દેવકુરુ અને ઉત્તરકુરુના પદ્મસરોવરમાંથી ફૂલો લાવીને તેમને ચઢાવવામાં આવ્યાં હતાં. તો આ સઘળા કાર્યથી વનસ્પતિકાયની વિરાધના થાય છે ખરી કે નહિ?

ઉપરના ઉદાહરણમાં શાસ્ત્રકારો દોષ હોવાની સાફ ના પાડે છે કારણ કે એ કાર્યોમાં પરિણામ ભક્તિના હોવાથી ત્યાં દોષ માનવામાં આવ્યો નથી. જો અહીં પરિણામ ભક્તિના છે, તો પછી ભગવાનનો પ્રક્ષાલ કરીએ છીએ તેમાં પણ પરિણામ ભક્તિના જ છે. તો જો પ્રથમ કાર્યમાં દોષ નથી તો બીજા કાર્યમાં દોષ નથી જ એ સ્વાભાવિક છે.

હવે કોઈ એવી શંકા કરશે કે તો તો ભગવાનનો ધર્મ "મેરી તો લાપસી ઓર પરાઈકી કુસ્કી" એવો ગણી શકાય ખરો કે નહીં? નહીં.

**ભગવાનની પૂજા ત્યાગ મેળવવા માટે છે.**

ભગવાનને માટે શંકાકારો એવું કહી શકે કે "ભગવાન છકાય જીવો માનતા હતા અને તેની વિરાધના કરવામાં પાપ માનતા હતા,

તો પછી આખા જગતને માટે અહિંસાનો ઉપદેશ આપનારા ભગવાને પોતાના અર્થે વનસ્પતિકાયની વિરાધના થઈ તે અંગે લક્ષ્ય કેમ ન આપ્યું ? તો શું આખા જગતે દયા પાળવી પણ મારે માટે દયાનું નામ ન લેવું એવો તેમનો અભિપ્રાય હતો ?"

આ શંકા બરાબર નથી ભગવાને પોતાનું માન, સન્માન વધારવા માટે કદાપિ પણ પોતાની ફૂલો લઇને પૂજા કરવાનું તો કહ્યું જ નથી.

તો પછી ભગવાનની પૂજા શા માટે કરવાની છે ?

ભગવાનની પૂજા આપણે કરીએ છીએ તેનું કારણ એટલું જ છે કે આપણે તેમના ત્યાગને અંગે પૂજા કરીએ છીએ. ભગવાનનો ત્યાગ આપણે રૂંવાડે રૂંવાડે વસે તે માટે આપણે ભગવાનની પૂજા કરીએ છીએ તમારે પણ એ જ ત્યાગને અપનાવી લેવાનો છે. પરંતુ તમે એ ત્યાગને ન અપનાવી લો, ત્યાં સુધી એ ત્યાગમાં તન્મય થવાને માટે ભગવાનની પૂજા એ સાધન છે તમે સર્વવિરતિ આદરો, તેના પરિણામો પામો તે જ માટે ભગવાનની પૂજા કરવાની છે. ચૌદ રાજલોકમાં અભય પડહ બજાવવા માટે ભગવાનની ભક્તિ કરવાની છે દલાલી તરીકે અપાતો પૈસો પણ વસ્તુના મૂલ્યને અંગે હોય છે

જેની કિંમત વધારે તેની દલાલી પણ વધારે હોય છે તે જ પ્રમાણે ત્યાગના સંસ્કાર આપણા આત્મામાં જમાવવા માટે, ત્યાગની ભક્તિ કરીએ, ત્યાગનું સ્વરૂપ આપણામાં ઉતારવા માટે આપણે ભગવાનની ભક્તિ અને ભગવાનનું પૂજન કરીએ છીએ. સાધુઓ વગર દલાલીએ વેપાર કરનારા છે, એમને દલાલીની જરૂર નથી, પરંતુ સાધુઓ જેટલી શક્તિ ગૃહસ્થોએ મેળવી નથી જેથી તેઓ થોડી દલાલી દઇને વેપાર ખેડે છે અર્થાત્ એઓ પૂજારૂપ દલાલી આપીને ત્યાગ દૃઢ કરે છે.



# અંતરાત્મા

[પ્રાણી માત્રને અનેક અભિરુચિઓ હોય છે, છતાં તે બધાના મૂળમાં સુખની અભિરુચિ હોય છે, આ સુખ મેળવવા જીવે અનાદિકાળથી મહેનત કરી છતાં સુખ મળ્યું નહિ તેનું કારણ સુખનાં વાસ્તવિક કારણોની પાછળ તેણે પ્રયત્ન કર્યો નથી. જીવે અનાદિકાળથી પ્રયત્ન કર્યો પણ તે પ્રયત્ન પુદ્ગલ સુખ માટે કર્યો છે. પુદ્ગલ સુખ માટેનો કરેલો પ્રયત્ન આત્મિક સુખ કઇ રીતે આપે? પુદ્ગલ સુખ માટેનો પ્રયત્ન તે બહિરાતમ છે. જે જીવ પુદ્ગલો એ જ પડ માને અને તેના આધારે પ્રવૃત્તિ નિવૃત્તિ કરે તે અંતરાત્મા જે જીવ પુદ્ગલ અને આત્માને ભિન્ન માને અને આત્માના સુખ માટે સર્વજ્ઞ ભગવંતના વચન પ્રમાણે પ્રવૃત્તિ નિવૃત્તિ કરે તે અંતરાત્મા અને આ અંતરાત્મભાવ કેળવી ભવ્ય જીવ કલ્યાણ પામે છે.]

## જીવ માત્રની ઇચ્છા સુખ મેળવવાની છે.

આ સંસારનાં જીવોની ધારણાઓ ભિન્ન ભિન્ન હોય છે, દરેક જીવની રુચિ-વૃત્તિ જુદી હોય છે, તેથી કહેવાય છે કે **मुण्डे मुण्डे मतिर्भिन्ना** ! જેટલા જીવ એટલી અભિરુચિ એટલા મતભેદો. જીવોમાં આ સ્થિતિ છે. તેમાં મનુષ્યોમાં વિશેષત એ પરિસ્થિતિ છે. આટલું છતાં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે, નોંધવા જેવી છે કે જેમ વૃક્ષને પાંદડાં, શાખાઓ, ડાળીઓ તમામ અનેક પ્રકારે ભિન્ન ભિન્ન છે છતાં એ તમામનું મૂળ એક જ છે તેમ ભિન્ન ભિન્ન અભિરુચિઓનું પણ મૂળ તો એક જ છે, એ મૂળ કયું ? સુખની ઇચ્છા અને દુઃખ પરત્વે દ્વેષ, અનિચ્છા.

જીવમાત્રની ઇચ્છા સુખ મેળવવાની છે નારકીનો જીવ હોય, દેવતાનો જીવ હોય, (નારકી હોય કે દેવતા હોય) એકેન્દ્રિયનો જીવ

હોય, પંચેન્દ્રિયનો જીવ હોય, જ ચારે ગતિમાંથી કોઈ પણ ગતિ-માંનો જીવ હોય, ચાહે તો પાંચ જાતિમાંથી ગમે તે જાતિનો જીવ હોય કે ચૌદ ભેદમાંથી કોઈપણ ભેદમાંનો જીવ હોય તે ગતિ, જાતિ કે ભેદને યોગ્ય કોઈ પણ પ્રકારની ઇચ્છા હોય પણ તેના મૂળમાં તો ઇચ્છા સુખ મેળવવાની તથા દુઃખના નાશની જ છે. આવી ઇચ્છા જીવ માત્રને છે. અનાદિકાળથી છે અને તેથી અનાદિકાળથી તેની મહેનત સુખ મેળવવાની તથા દુઃખ દૂર કરવાની હતી અને છે.

આ વાતમાં કોઈ પણ મતવાળાનો મતભેદ નથી. સંસારને અનાદિ ન માનનારા એટલે કે ઈશ્વરકૃત માનનારા દર્શનો (દર્શનકારો) પણ જીવને તો અનાદિથી જ માને છે. જીવ અનાદિ છે માટે સુખ પ્રાપ્ત કરવાની તથા દુઃખ માર્ગને સદંતર નાબૂદ કરવાની તેની મહેનત પણ અનાદિની છે. જો આમ છે તો સહેજે પ્રશ્ન થશે કે, તો પછી જીવની ઇચ્છા ફળીભૂત કેમ ન થઈ? અનાદિની ચાલુ મહેનત છતાં સુખ કેમ ન મળ્યું તથા દુઃખ કેમ ન ટળ્યું? સુખ પ્રાપ્ત કરવાનો તથા દુઃખને દૂર કરવાનો જીવનો પ્રયત્ન કાંઈ પાંચ પચીસ વર્ષનો નથી, સો પાંચસો વર્ષથી નથી; યુગોથી નથી, પલ્યોપમોથી નથી કે સાગરોપમોથી નથી પણ અનાદિથી છે અને તે પણ ચાલુ છે.

આ જીવ પ્રયત્ન વગર તો કદી રહ્યો જ નથી, રહેતો જ નથી, ક્ષણ પણ, ક્ષણ તો અધિક ગણાય, શાસ્ત્રકારની ભાષામાં કહીએ તો સમય માત્ર પણ આ જીવ પ્રવૃત્તિ વગર રહ્યો નથી. મન, વચન, કાયાની પ્રવૃત્તિ કાયમ ચાલુ જ હોય છે. અનાદિથી મહેનત છતાં સુખની સિદ્ધિ કેમ ન થઈ તથા દુઃખનું નિવારણ કેમ ન થયું?

**સમય અને પ્રયત્નથી સુખ મળતું હોત તો આ પ્રશ્ન જ ન રહેત.**

આના જવાબમાં અનાદિકાળથી જીવનો પ્રયત્ન છતાં ઇચ્છા બર કેમ ન આવી? કહો કે પ્રયત્ન માત્રથી કે સમયના પ્રમાણ માત્રથી ઇચ્છા સિદ્ધિ થતી નથી. અને જો એમ થતું હોત તો આજે આ પ્રશ્ન હોત જ નહીં. અને બધાએ સુખ મેળવી લીધું હોત. અને

જીવ માત્રના દુઃખનો સર્વથા નાશ થઇ ગયો હોત. શાસ્ત્રમાં યોગ્ય કારણો માનવાની આવશ્યકતા સ્વીકારી છે તે આથી જ છે. સેંકડો કે હજારો વર્ષ સુધી કોઇ પાણી વલોવ્યા જ કરે તો ઘી નીકળે ખરૂં ? નહિ જ. વર્ષોનાં વર્ષો ભલેને ધૂળને, નદીની રેતને ઘાણીમાં પીલવામાં આવે. આ પીલે તો કણ બારીક થાય પણ કાંઈ તેમાંથી તેલ નીકળે ખરૂં ? નહીં.

તેમ સુખની ઇચ્છામાં મહેનત તથા સંયમની સફળતાનો આધાર યોગ્ય કારણો પર અવલંબે છે. મહેનત, મહેનત માત્રથી સફળ થતી નથી. વખત, વખતના વીતવા માત્રથી સફળ થતો નથી. એમ નથી કહેવાનું કે ઉદ્યમ કે કાળ નકામાં છે પણ યોગ્ય કારણો મળે તો જ ઉદ્યમ અને સમય કાર્યસાધક બને. ઉદ્યમની જરૂર ખરી ? દૂધમાંથી એમને એમ કદી માખણ નીકળવાનું નથી, તલમાંથી પણ પીલવાના ઉદ્યમ વિના તેલ પોતાની મેળે, જાતે ઊભરાવાનું નથી. ઉદ્યમ કરવો જ જોઇએ અને ઉદ્યમ ફળવાને સમય પણ જોઇએ જ. નિષ્ણાત વૈદ્યે આપેલી અકસીર દવા પણ ગળા નીચે ઊતરતાં જ અસર કરતી નથી. શરીરમાં લોહી વગેરેમાં ઔષધ પરિણમ્યા પછી જ તેની અસર થાય છે.

### કાર્યની સિદ્ધિ માટે સાચી મહેનત જોઇએ.

કારણમાં થયેલી મહેનત સફળતા પામે છે અને સમય પણ ત્યાં જ સફળતાસાધક થાય છે. આ જીવ અનાદિકાળથી સુખ મેળવવા તથા દુઃખ દૂર કરવા ઇચ્છે છે. તે માટે તેણે મહેનત નથી કરી તેમ નથી. (વિના પ્રયત્ને ગમે તેટલો સમય ચાલ્યો જાય તોપણ શું વળે ? એક પગલું ન માંડે તો સો વર્ષે પણ એક ગાઉ જવાય ખરૂં ? ન જ જવાય. ત્યાંના ત્યાં જ) આ જીવ મન, વચન તથા કાયાની મહેનત વિના ક્ષણ પણ રહ્યો નથી, અને રહેતો નથી. ક્ષણનો સમય તો અધિક છે પણ શાસ્ત્રકારની ભાષામાં કહું કે એક સમય પણ એવો નથી કે જ્યારે જીવ, કાયા, વચન તથા મન દ્વારા મહેનત ન કરતો હોય. સયોગી કેવળી એવો જ ભેદ છે ને ?

યોગ એટલે મન, વચન તથા કાયાના પુદ્ગલોના આધારે પ્રવૃત્તિ. તે પ્રવૃત્તિ તો દરેક ક્ષણે દરેક સંસારી જીવને રહેલી જ છે. સાધ્ય છતાં, પ્રવૃત્તિ છતાં કાર્ય કેમ ન થયું એ પ્રશ્ન સ્હેજે થાય ? કાર્ય થાય તો કાળે જ થાય, કાળ પરિપકવ થાય ત્યારે જ થાય. ચૂલામાં અગ્નિ છે, તપેલીમાં ચોખા ચૂલે મૂકયા છે, પણ તરત રંધાઈ ન જાય. રંધાવામાં સમય જોઇએ. પ્રવૃત્તિ, સમય તથા કારણો જોઇએ. એ યાદ રાખો કે વિના કારણે–વિના કારણ મળ્યે, પ્રવૃત્તિ તથા સમયવહન માત્રથી જેમ કાર્યસિદ્ધિ નથી થતી તેમ કારણો મળવા માત્રથી પણ વિના પ્રવૃત્તિએ કે સમય વિના કાર્યસિદ્ધિ થતી નથી. કોઠામાં દવા જતા વેંત અસર ન કરે.

પ્રશ્ન થશે કે સમયની વાત સાચી પણ અનાદિકાળને। સમય તો ગયો પછી હવે કેટલોક સમય જોઇએ ? અનાદિકાળથી ચાલુ મહેનત છતાં ન તો સુખની સિદ્ધિ થઈ, ન તો દુઃખનું નિવારણ થયું. આનું કારણ શું ? એનું કારણ મહેનત જો અવળચંડી બાઈ જેવી વિપરીત હોય તો શી રીતે કાર્યસિદ્ધિ થાય ?

### અવળચંડાઈનું પરિણામ.

એક અવળચંડી બાઇ હતી. કહેવામાં આવે એનાથી અવળું કરવું એ જ એનો સ્વભાવ હતો. એક વખત ઘર આગળ લગ્નનો પ્રસંગ આવ્યો ત્યારે ઘરવાળાંએ વિચાર કર્યો કે લગ્ન જેવા શુભ પ્રસંગે અવળચંડી બાઈનાં પગલાં ટળે તો સારૂં ? એ કાંઇ 'જાઓ' કહેવાથી જાય તેમ ન હતી.

આથી ઘરવાળાએ કહ્યું. 'જુઓ !' આપણા ઘેર લગ્નનું ટાણું છે માટે તમારે પિયર જવાનું નામ લેવું નહી'' બસ !

અવળચંડી કહે કે, 'હું તો પિયર જવાની !' બાઈ ચાલી,

ઘરવાળાએ કહ્યું : 'બળદ અહીં કામ લાગે માટે તે લઈ ન જવાય.'

અવળચંડી કહે : 'હું તો બળદ લઈ જવાની.'

અવળચંડી બાઈ બળદ લઈને ચાલી. ધણી તેને મૂકવા ગયો. માર્ગમાં નદી આવી. નદીમાં બન્ને જણ ઊતર્યા. પુરૂષે કહ્યું, 'પૂંછડું ન પકડીશ, બળદ ભડકશે.' એટલે એણે તો પૂંછડું પકડ્યું. નદીના મધ્ય ભાગમાં પ્રવાહમાં આવ્યાં એટલે પુરૂષે કહ્યું 'પૂંછડું છોડીશ નહીં.' અવળચંડી કહે 'આ છોડ્યું.' ખરેખર તેણીએ પૂંછડું છોડ્યું અને નદીના પ્રવાહમાં તે તણાઈ ગઈ.

### ભૂંસવાની નીતિ જ ભ્રષ્ટ કરે છે.

શાસ્ત્રકારો કહે તેથી ઊલટું જ કરવાની અવળચંડાઈવાળો આજે એક વર્ગ છે. 'શાસ્ત્રકારો કહે તેમ કરવામાં તો તેમની કિંમત નથી એમ માની અમારી શી કિંમત?' એમ કહીને પોતાની કિંમત માટે તેઓને નવું કરવું છે.

આત્માની મહેનત અનાદિકાળથી ચાલુ છે. એ વાત ખરી, પણ તે મહેનત અસ્થાને કરી છે, વિપરીત દશામાં કરી છે. ભૂલો પડેલો, બેબાકળો બની જોરમાં ચાલે તો ઊંડા જંગલમાં જાય. વેગથી ચાલવું ખોટું નથી પણ માર્ગે ચાલવું જોઇએ. વિપરીત માર્ગે—આડા માર્ગે ચાલનારો ઇષ્ટ સ્થળે પહોંચતો નથી, માર્ગે ચાલે તે ઇષ્ટ સ્થળે પહોંચી શકે. આ જીવે અનાદિકાળથી પ્રયત્નો તો કર્યા પણ તે ઊલટા માર્ગે કર્યા. એ પ્રયત્ન ઇન્દ્રિય સુખના માટે કર્યા, પૌદ્ગલિક—સિદ્ધિ માટે કર્યા. આ રીતે કરાયેલો પ્રયત્ન આત્મિક સુખ શી રીતે આપે?

### લોહી હાડકાનું કે તાળવાનું?

પૌદ્ગલિક સુખની ઇચ્છા કેવી છે? કેટલીક શેરીઓમાં વિપરીત સ્વભાવવાળા શ્વાન વસે છે. અને એવી ટેવ કે ખાટકીવાડે જઈને હાડકું ખેંચી લાવે. પછી એક ખૂણામાં બેસીને ચાટે. કૂતરાના દાંત કરતાં હાડકું મજબૂત હોય છે. ચાવતાં ચાવતાં હાડકાંનો છેડો તાળવામાં વાગે છે, લોહી નીકળે છે. તે લોહી હાડકાના કકડા ઉપર પડે છે, એથી શ્વાન એમ માને છે કે હાડકામાંથી લોહી નીકળે છે અને તે ખુશી થતો થતો ચાટે છે, આ દૃષ્ટાંત કોઇએ સીધું માથે લેવું નહિ. માત્ર વસ્તુસ્થિતિનો વિચાર કરવા માટે છે.

### અંતરાત્મા કોને કહેવાય ?

આ જીવ પણ પુદ્ગલરાગી હોય છે ત્યાં સુધી હાડકાના કકડા તરીકે જગતના પુદ્ગલોને ગ્રહણ કરે છે. અને તેમાં સુખ માને છે. પણ એને ભાન નથી કે એ સુખ શાતાવેદનીય પુણ્ય પ્રકૃતિનું છે. જે પુદ્ગલો લોહી પેદા કરે છે, તે પુદ્ગલો અજીર્ણાદિ પણ કરે છે, જ્યારે શાતાવેદનીયનો ઉદય હોય ત્યારે એ જ પુદ્ગલો ખાધું પચાવે અને શરીરમાં લોહી ભરે પણ અશાતાવેદનીયનો ઉદય હોય ત્યારે એ જ પુદ્ગલો તાવ વગેરે લાવી લોહીને બગાડે અને કમી કરે, તેમજ શક્તિને હણી નાંખે.

આ જીવે અનાદિકાળથી મહેનત કરી તે વાત ખરી પણ તે પુદ્ગલ માટે કરી છે. પોતાના આત્મા માટે નહીં. શાસ્ત્રકાર આટલા જ માટે કહે છે કે, "હે જીવ ! તું બહિરાત્મા ન બન, અંતરાત્મા બન." "શાસ્ત્રકાર દિશા બદલવા સૂચન કરે છે.

જે જીવ પુદ્ગલો એ જ પંડ માને; તેના આધારે પ્રવૃત્તિ–નિવૃત્તિ કરે તે **બહિરાત્મા.**

અને પુદ્ગલ તથા આત્માને ભિન્ન માને, સુખ દુઃખના કર્તારૂપે શાતા, અશાતાના ઉદયને, તથાવિધ પુદ્ગલોને માને તથા સર્વજ્ઞનાં કહેલાં વચન પ્રમાણે પ્રવૃત્તિ–નિવૃત્તિ કરે તે **અંતરાત્મા.**

### આબરૂ કેવી ?

દુનિયાનું દષ્ટાંત, રોજ વ્યવહારમાં નજરે તરતું દષ્ટાંત વિચારો તો વસ્તુ તરત સમજાય. આઠ દશ વર્ષના છોકરાને પૂછો કે આબરૂ, ધોળી, કાળી, પીળી, ભારે કે હલકી ? એના તરફથી કયો જવાબ મળશે ? સારા જવાબની આશા રાખવી નિરર્થક છે કેમ કે તે બિચારો માત્ર ખાવા પીવામાં, પહેરવા, ઓઢવામાં, નાચવા–કૂદવામાં, રમતગમતમાં જ સમજ્યો છે. 'આબરૂ' એ ચીજ શું છે એનું એને જ્ઞાન નથી, તો ભાન તો હોય જ ક્યાંથી ? 'આબરૂ' એ વસ્તુ બાળક માટે સમજણના વિષયની બહાર છે. આબરૂ રહી તોયે શું અને ગઈ તોયે શું ? એમ બાળક તો માને કેમ કે આબરૂને ઓળખતો જ

નથી. આબરૂની કિંમત ન હોવાથી તેને આબરૂ રહ્યાનો હર્ષ નથી કે ગયાનો શોક નથી—અફસોસ નથી.

જેમ આબરૂ એટલે વ્યવહારના આધારરૂપ ચીજ છતાં, મૂળરૂપ છતાં બાળકને તેનું ભાન નથી તેમ બાહ્યાત્માને, મિથ્યાદષ્ટિને સર્વજ્ઞના વચનનું જ્ઞાન નથી, માટે તે વચનાનુસાર વર્તનથી લાભ અને વિરુદ્ધ વર્તનથી હાનિનું તેને ભાન નથી. ઇન્દ્રિયરામી જીવ મિથ્યાદષ્ટિ બિચારો શ્રી સર્વજ્ઞદેવના વચનને જાણતો જ નથી પછી તેના લાભને પીછાને કયાંથી ? દુનિયાદારીના વ્યવહારને સારી રીતે સમજનારો જ જાણે અને માને કે આબરૂ વધે તેવું જ કામ કરવું, પણ આબરૂ ઘટે તેવું તો પ્રાણાન્તે પણ ન કરવું, કેમ કે આબરૂ ગયા પછી ઊભા રહેવાનું સ્થાન જ કયાં છે ?

બાળકની બુદ્ધિ માત્ર ખાવાપીવામાં એટલે એ તો ઊલટું એમ કહી દે કે આબરૂના કેટલા કોળિયા થાય, કેટલા ઘુંટડા થાય ? તે જ રીતે પુદ્ગલાનંદીની બુદ્ધિ વિષયકષાયમાં જ પ્રવર્તેલી હોય છે એટલે વિષયનુ શોષણ થાય તેવી પ્રવૃત્તિ તે ન કરે પણ પોષણ થાય તેવી પ્રવૃત્તિ તે કરે. આ પ્રવૃત્તિ સમજુને શોભે ? ન શોભે. પણ 'નાક તો કટ્ટા પણ ઘી તો ચટ્ટા !' એમ કોણ માને ? અસમજુ એ રીતે નકટા થઈને ઘી ચાટવામાં આનન્દ માનનારા અસમજુને કેવા કહેવા ? જે આત્મસ્વરૂપ સમજ્યો હોય તે બીજું કશું ન તપાસે, તે તો માત્ર એટલું જ તપાસે કે શ્રી સર્વજ્ઞના વચનાનુસાર વર્તન થાય છે કે નહીં. આવું તપાસે તે અંતરાત્મા બહિરાત્મા માત્ર પુદ્ગલના આનંદને તપાસે.

**શરીરના નિષ્ણાતને શરીર સોંપાય તો આત્માના નિષ્ણાતને આત્મા કેમ ન સોંપાય ?**

શ્રીમંતો, રાજામહારાજાઓ શરીરને અંગે વૈદ્ય, ડોકટરને કેટલા આધીન રહે છે ? 'આ ન ખાવું, આ ન પીવું' તો તરત તેનો અમલ. તેઓ પોતાની અમલદારી બંધ કરી ડોકટરના હુકમને તાબે થાય છે ને ? અમુક સ્થળે રહેવા જાઓ, હવા ફેરકરો, તો તરત ત્યાં દોડી જવામાં આવે છે; કડવાં ઔષધો ગળે ઉતારાય છે, પરહેજ પાડવામાં

આવે છે, શરીરમાં સોયા ભોંકાવાય છે, આ તમામ શાથી? શરીરનું સમર્પણ શરીરના અભ્યાસીને થાય છે. તો પછી આત્મહિત કરવું હોય તેણે આત્માને ઓળખી, આત્મસ્વરૂપ પ્રાપ્ત કરાવનાર, આત્માને ઓળખાવનાર શ્રી જિનેશ્વરદેવના વચન પ્રમાણે જ વર્તવું જોઇએ.

શરીર માટે ડોકટર કહે તેમ વર્તવામા ગુલામી નથી માનતા, તો અહીં ગુલામી શાથી માનો છો? જેઓ કર્મબંધનનાં કારણો જણાવે, કર્મ રોકવાનાં તથા નિર્જરાના ઉપાયો બતાવે અને તેમ કરવામાં આવે તો આત્માની દશા સુધરે. તેને શરણે જઈ આત્મા સુધારવામાં વિલંબ કેમ થાય છે? કે વિપરીતતા કેમ છે? વૈદ્ય, હકીમ કે ડોકટરના કથનથી વિપરીત ચાલનાર મોતને નોતરે છે. વૈદ્ય તેલ-મરચું ખાવાની ના કહે છતાં વ્યાધિગ્રસ્ત મનુષ્ય તે ખાય તો તેથી નુકસાન થાય, તેમ જ્ઞાનીના વચન પ્રમાણે ન કરવામાં આવે તો નુકસાન જ થાય.

### બુદ્ધિ તો સંસ્કારની ગુલામડી છે.

જમાના મુજબ ફેરફાર થાય છે કે નહીં. જમાનાની સાથે બધી વસ્તુ પલટાય છે એમ નથી. અનાજને બદલે ધૂળ ખાઓ છો? **તીર્થંકરોએ ધર્મ બતાવ્યો છે, બનાવ્યો નથી.** એ ખ્યાલમાં રાખો. **સાધન ફેરે, સાધ્ય ન ફેરે.** દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જો એકને નડતા હોય તો બધાને નડવા જોઇએ ને?

(સભામાંથી) જમાનો બુદ્ધિવાદનો છે. **બુદ્ધિ એ સંસ્કારની તો ગુલામડી છે.** હીટલરની નજીકમાં બોમ્બ ફાટયો, તે બચી ગયો, તે શું કહે છે? 'પરમેશ્વરે જ મને બચાવ્યો.' હું જે કરી રહ્યો છું તે પરમેશ્વરને જરૂર ગમે છે અને તેથી જ તેણે મને બચાવ્યો. બીજી પ્રજા ઉપર રાજ્ય કરનારાઓ પણ કહે છે: 'ઈશ્વરે જ અમને બીજી પ્રજા ઉપર રાજ્ય કરવા સર્જ્યા છે.'

હવે આવું કહેનારાઓ બુદ્ધિમાન્ નથી એમ તો નથીને? એમનું આ કથન સ્વીકાર્ય લાગે છે? તે માનવું છે?

ત્યારે તાત્પર્ય એ છે કે ગમે તેવો બુદ્ધિમાન મનુષ્ય પણ વચનો તો સંસ્કાર મુજબનાં જ કાઢે છે ને? શુદ્ધ માર્ગ પણ સારા સંસ્કાર

માટે છે. **સંસ્કારનું પ્રાધાન્ય છે, બુદ્ધિનું નથી.** 'ભગવાનને (ગમે) ગમ્યું તે ખરૂં.' એવું કોઈના મરણના કાગળમાં તમે લખો છો, તો શું ભગવાનને એવું ગમે છે? ત્યારે આવું કોણ લખાવે છે? કહો કે તેવા સંસ્કારો? જો બુદ્ધિવાદ સ્વતંત્ર કાર્યકર હોત તો ઐક્ય ક્યારનુંય થઈ ગયું હોત.

લીંબડાને કોઈ મીઠો નથી કહેતું, સાકરને કોઈ કડવી નથી કહેતું, કેમ કે એ સંસ્કાર રૂઢ થઈ ગયા છે. કહેવાની મતલબ એ છે કે બુદ્ધિ તો બિચારી સંસ્કારની ગુલામડી છે. મૂળ મુદ્દા ઉપર આવીએ. શારીરિક જ્ઞાન ન ધરાવનાર તો શું, પણ તેવું જ્ઞાન ધરાવનાર પણ બિમારી વખતે પણ શરીર વિજ્ઞાનના નિષ્ણાતોને આધીન થાય છે! તે જ રીતે **કર્મથી વિમુક્ત થવા માટે આત્માએ સર્વજ્ઞના કથન મુજબ ચાલવું જ જોઇએ.**

**મસાણે કોને જવું પડે?**

વૈદ્ય પાસેથી તામ્રભસ્મ લીધી, તે વાપરી પણ તેલ, મરચું ન છોડવામાં આવે તો મસાણે કોને જવું પડે? લાકડા ભેગું કોણ થાય? વૈદ્ય કે દરદી? અંતરઆત્માને પ્રવૃત્તિ–નિવૃત્તિ કરાવનાર ચીજ માત્ર શાસ્ત્ર જ છે. આગમના આધારે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરવામાં ધર્મ રહ્યો છે. આગમના આધારે પ્રવર્તે તથા નિવર્તે તે અંતરાત્મા. તેમ ન કરે તે, અને તેથી વિપરીત કરે તે **બાહ્યાત્મા**, જડાત્મા, જડભારથી. દુનિયામાં વૈદ્યના કથનથી વિપરીત ચાલનારને જડભારથી કહેવામાં આવે છે ને? **આ વચનો સર્વકાળને જાણનાર સર્વજ્ઞનાં છે.** 'જમાનો જમાનો' પોકારનારાએ જાણવું જોઈએ કે આ વચનો ત્રણે કાળ જાણનાર શ્રી સર્વજ્ઞે કહેલાં છે. અજ્ઞાનને નથી માનતા, જેને જ્ઞાનની ખબર ન પડે તેવાને નથી માનતા. આપણે તો ત્રણેય કાળનું જ્ઞાન ધરાવનાર શ્રી સર્વજ્ઞદેવનાં વચનો માનીએ છીએ.

આ રીતે સમજીને જેઓ અંતરાત્માપણુ કેળવશે તેઓ અનુક્રમે આત્મસ્વરૂપને વિકસાવી શુદ્ધસ્વરૂપને પ્રાપ્ત કરશે. વાસ્તવિક, સુખમય, શાશ્વત સુખ સ્વરૂપ સંપાદન કરશે.

---



# જન્મકલ્યાણક 卐

[ જન્મકલ્યાણકને દિવસે દાન, તપ વગેરે કરવા જોઈએ. કાલે કરેલ વસ્તુ જ ફળદાયક નીવડે છે. જિનેશ્વર ભગવાન પોતે જિન છે અને આપણને જિન બનાવે છે. બીજા દેવો પોતાની જ મહત્ત્વતા સૂચવે છે. આપણે ભગવાન મહાવીર કે ઋષભદેવને પૂજીએ છીએ તે જિનપણાને લઈને પૂજીએ છીએ. જિનની પાછળ જૈન ધર્મનો ઇતિહાસ છે. ]

## કલ્યાણકને દિવસે તપ, જપ, દાન કરવું જોઇએ.

મહાનુભાવો ! આજનો પવિત્ર દિવસ ભગવાન મહાવીર મહારાજના કલ્યાણકનો છે ૩૬૦ દિવસ સૂર્યોદય થાય છે. દિવસમાત્રને પવિત્ર ગણો કે અપવિત્ર પણ તેનો ઉદય તો હોય છે.

આજના દિવસને પવિત્ર શાથી ?

ભગવાન મહાવીરના જન્મનો આ દિવસ છે, તેથી તેને પવિત્ર ગણવામાં આવે છે. જેમના જન્મકલ્યાણકનો દિવસ, હજારો વર્ષ ગયા છતાં મનાઇ રહ્યો છે. આ જગતમાં સારૂં સર્વને ગમ્યું છે. આ સિદ્ધાંત નિરાબાધ છે. એ સિદ્ધાંતમાં અપવાદને સ્થાન નથી. સારૂં સર્વને ગમે તો પછી જન્મને લીધે હજારો વર્ષો ગયાં, છતાં જન્મ દિવસની પવિત્રતા ચાલી છે અને ચાલશે. વિચાર કરો કે આની પવિત્રતા કેટલી ? ભગવાન હરિભદ્રસૂરિને જણાવવું પડ્યું કે 'જિનેશ્વરના પાંચે કલ્યાણકોને દિવસે દાન, તપસ્યા, અમારિ પડહો ન કરે તો તે તરવાને લાયક બનતો નથી જે મનુષ્ય મહાવીર સ્વામીના કલ્યાણકના દિવસે દાન વગેરે ન કરે અને બીજા દહાડે કરે તો તે કલ્યાણ પામે નહીં." હરિભદ્રસૂરિ આ એક પક્ષે બોલી રહ્યા છે તેમ ન માનશો. રથજાત્રા કરે તો ભક્તિ. તપસ્યા કરે તો આત્માની નિર્મળતા છે. દાન કરે તો તે આત્માની ઉદારતા, અમારિ પડહોમાં જીવોનું રક્ષણ છે તો

પછી તે ગમે ત્યારે કરે એને માટે જણાવ્યું કે યોગ્ય પાત્રના વખતે દાન ન દે અને અયોગ્ય પાત્ર આવ્યું ત્યારે દાન દે, તેમાં આપણે ફરક માનીએ કે નહિ, તેમ જગતમાં સ્વાતિ નક્ષત્રનું છીપોલીમાં પડેલું પાણી મોતી કરે છે. બાકીના વખતમાં કાંઈ નહિ. પાણી વરસાદનું નથી એમ નહિ, પાણી વરસાદનું છે. પોતે સંસારસમુદ્રથી તરનારા, આખા જગતનો ઉદ્ધાર કરવા માટે ભવાંતરથી તૈયાર થએલા. તેમનો ઉપકાર માનનારા જો ન થઈએ તો, તો પછી આપણું કલ્યાણ થાય કઈ રીતે ? હરિભદ્રસૂરિજીએ પક્ષથી નહિ પણ ભગવાનના ગુણોની અપેક્ષાએ આ વસ્તુ કહી. જો પોતાની શક્તિ હોય તો ભક્તિ તે દહાડે કરવી જોઈએ, ન કરે તો તે ફળને પામી શકતો નથી.

### ભગવાન જિનેશ્વર પોતે જિન બને છે અને આપણને બનાવે છે.

પોતાની જન્મગાંઠ, ગમે તેની જન્મગાંઠ તેને આનંદ માનનારા, અને ભગવાનના જન્મદિવસે આનંદ ન ઉજવનારા તે કેવા ગણાય ? ભગવાનના જન્મદિવસને આટલી બધી મહત્ત્વતા આપવાનું કારણ શું ? જગતમાં બધા જન્મ પામે છે, એમના માતાપિતાનો જન્મદિવસ નહિ. પણ ભગવાનનો જન્મદિવસ પ્રેમીઓ ઉજવે છે. અમેરિકાનો ઉદ્ધાર કરનાર વોશિંગ્ટનને થયે કેટલાંય વર્ષો થઈ ગયાં, પરંતુ એક દેશના ઉદ્ધારકને અંગે તેને દેશના પ્રેમીઓ તન, મન, ધનથી ઇચ્છે છે, માન આપે છે તો પછી આપણે જૈનો આપણું જૈનપણું શાથી ? અન્ય મતો, શૈવમતવાળા શિવથી, વિષ્ણુમતવાળા વિષ્ણુથી ચાલ્યા.

જૈન શાસનમાં જિન નામના કોઈ તીર્થંકર છે ?

તો તે નામના કોઈ તીર્થંકર નથી જિન એ કોઈ વ્યક્તિનું નામ નથી. ઋષભદેવ, મહાવીર સ્વામી તે વ્યક્તિનું નામ છે અને જિન તે ક્રિયાવાચક નામ છે.

રાગદ્વેષ અને મોહને જીતનારા તે જિન.

જિનને માનનારા તે જૈન.

તે પછી તેને માનનાર કોઈ પણ હોય તો અમારે વાંધો નથી. રિખવદેવને માનીએ કે મહાવીર ભગવાનને માનીએ તે જિનપણાને

લીધે માનીએ. મહાવીર ભગવાનના જન્મદિવસને પવિત્ર ગણવાનું કોઈ કારણ હોય તો તેમનું જિનેશ્વરપણું છે. તે પણ એવું કે રજિસ્ટર નહિ. માર્કો રજિસ્ટર થાય તે બીજાથી ન થાય; તેમ જિનેશ્વરોએ પોતાને ત્યાં જિનેશ્વરપણું રજિસ્ટર કરેલું નથી. તે લ્હાણી કરવાવાળા અને પ્રેરણા કરવાવાળા છે. 'હું જિનેશ્વર થયો એમ નહિ પણ તમે જિનેશ્વર બનો, થાઓ,' આવો ઉપદેશ દેનારા, છે. જૈન ને અજૈનની વચ્ચે આટલો ફરક છે. પણ તે 'ન' ને 'ત'માં ફરક છે.

જૈનો જિનેશ્વરને બનાવનાર માને, અજૈનો પરમેશ્વરપણું માત્ર પોતાનું બતાવે પણ બનાવે નહિ. જૈનો પરમેશ્વર પણું બનાવવા માટે જિનેશ્વર ભગવાનને માને, કુંભાર માટી લઈને ઘડો બનાવે છે તેવી રીતે દેશના દ્વારાએ સર્વજ્ઞ ભગવાન હેમચંદ્રસૂરિજી જણાવે છે કે 'તમને ઉત્તમતાના માર્ગે, ટોચે લાવનાર કોઈ હોય તો મહાવીર મહારાજની દેશના—ભગવાન મહાવીર મહારાજાની વાણી જેને આપણે શાસ્ત્રો આદિ કહીએ છીએ તે જ વાણી છે. તમારા આત્માને બચાવનાર કોઈ ચીજ હોય તો તે મહાવીર મહારાજની દેશના.

દેશના—વાણીમાં કઈ તાકાત કે છે જે અમારૂં રક્ષણ કરશે? દુનિયામાં રહેલા જાણે છે કે જમાવટ કરવામાં મુખ્ય કારણ શું?

અસમર્થતાની છાયા વ્યાપી જાય છે તે.

ન્યાયને અંગે જબરા શૂરવીર, ન્યાયી, તે કયા આધારે? તો ઇતિહાસના આધારે. જે દેશનો ઇતિહાસ ધોવાઈ ગયો તે દેશ પણ ધોવાઈ જવાનો, તેવી રીતે જિનેશ્વર ભગવાનો ઇતિહાસની પરાવૃત્તિ કરે છે. તમારા આત્મામાં જે પુદ્ગલની છાયા છે કે પુદ્ગલથી સુખ આવે તે ખ્યાલ અને તે જાય તો નુકસાન તેને ભૂંસી નાંખવા. તમારા મેલો ધોઈને તમારા અંતઃકરણને શુદ્ધ કરવું તે જ મહાવીર મહારાજાની વાણીનું કામ, ભવ્ય જીવોના અંતરને વિષય; કષાયને મહત્ત્વ આપી રહ્યો છે, તેને સમજાવવું જોઇએ કે આ પોષાક નહિ, પણ શોષણ કરનાર છે આ સમજાય ક્યારે કે અંતરના મેલ દૂર થાય ત્યારે ભવ્ય જીવોના અંતરના મેલ ધોઈ નાખવા માટે જો કોઈ કામ લાગતું હોય તો ભગવાનની દેશના છે તે દેશના ભગવાનના જન્મદિવસે આપણે પામીએ છીએ તો તે દહાડે આરાધના કરવી અને તેથી તે પવિત્ર છે, અને કલ્યાણ કરનાર છે.



# ઉપાધિ કેમ છૂટે ? 卐

[ આ જીવની સ્થિતિ હરહંમેશ પલટાની છે. ધન, સ્ત્રી, કુટુંબ અને શરીર તેના સુખ મેળવવાના થાંભલા છે પણ તે બધા થાંભલા ભૂખરી માટી જેવા છે, કેમ કે જીવ મરે ત્યારે તે ચારમાંથી એકે સાથે આવતું નથી. ધન ત્યાં જ પડી રહે છે, સ્ત્રી ઘરની ડેલી સુધી અને કુટુંબ સ્મશાન સુધી અને શરીર ચિતા સુધી આવે છે

એ ઉપાધિને લઈને જગતમાં દુ.ખ છે. આત્માનું સાચુ સ્વરૂપ સમજાય તો ઉપાધિ આપોઆપ ટળે, આપણે બધું જોવા પ્રયત્ન કરીએ છીએ, પણ આંખ જેમ પોતાને જોતી નથી, તેમ આપણે આપણા આત્માને જોવા મુદ્દલ પ્રયત્ન કરતા નથી અને આ પ્રયત્ન નહિ કરવાથી જ આપણે અનતો સંસાર રખડીએ છીએ. તિર્યંચ વગેરે ગતિમાં તો આત્માને ઓળખવાનું નથી બનતું પણ જે મનુષ્યભવ છે તેમાં ગત અને પૂર્વભવનો વિચાર કરવાનું બળ છે ત્યાં પણ પોતાનો વિચાર ન કરવામા ન આવે તો આત્માની શી સ્થિતિ થાય ? માટે આત્માને ઓળખી ઉપાધિ ટાળવી એ જ કર્તવ્ય છે.]

## આત્માની સાચી ઓળખ વિના જીવના પલટાતા રંગ.

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિ ભગવાન ત્રિષષ્ઠિ શલાકામાં કહે છે કે "આ સંસારમાં અનંતા જીવો છે, દરેક જીવોની પરિણુતિ અને સાધ્ય જુદાં છે. છતાં જો વર્ગીકરણ કરવામાં આવે તો, કાળા રંગ વગેરે અનેક પ્રકારના છતાં વર્ગીકરણ કરીએ તો પાંચ રંગ કહીએ. 'જેમ રંગને અંગે અનેક ભેદો છતાં વર્ગીકરણ કરીએ ત્યારે ભેદો કહીએ છીએ તેમ દરેક જીવની જુદી જુદી ઈચ્છાઓ છે, છતાં વર્ગીકરણ ત્યારે બે જ ઈચ્છા છે. બે સિવાય ત્રીજી ઈચ્છા નથી, ચાહે તો એકેન્દ્રિય, પંચેન્દ્રિય નારકી કે દેવતાનો વિચાર કરીએ તોપણ ખરેખર ઈચ્છા બે જ છે. ઈચ્છા બે તે દુઃખ દૂર કરવું અને સુખ

પ્રાપ્ત કરવું બીજી બધી બહેકાવટ છે. દુનિયાના સંજોગે નવાં નવાં કારણો ઉત્પન્ન થાય, ત્યારે બહેકાવટ થાય છે. દુનિયાએ ચાંદી, સોનાને કિંમતી ન ગણ્યાં હોત તો કાંઈ ન હતું. જેવી રીતે દુનિયાની બહેકાવટે કિંમતીપણું લાગે પણ તે બધી ઇચ્છાઓ કૃત્રિમ છે.

જન્મે ત્યારે બે જ ઇચ્છા હોય છે: 'સુખને મેળવવું' ને દુઃખને દૂર કરવું.' અર્થાત્ દુઃખથી દૂર થવું અને સુખ મેળવવું એ જીવનનો સ્વભાવ છે. સુખ એવું માગે છે કે ભોજન કરવા બેસો તો લાડવા પીરસ્યા હોય, થોડું ખાવ એટલે બીજા રસની ઇચ્છા થાય. પણ સુખ ભોગવતા કોઈ દહાડો દુઃખની ઇચ્છા થતી નથી. પલ્યોપમો સુધી સુખ ભોગવીએ પણ થોડું દુઃખ ભોગવીએ એમ થતું નથી. વચમાં શાક તરીકે પણ દુઃખ જોઈતું નથી. સહેજે કોઈ ચીજ માગીએ તો પાંચ વર્ષ મળે તો બસ, બાર માસનું સાધન મળે તો બસ એમ થતું નથી. સુખ જોઈએ પણ તે દુઃખવાળું ન હોય, આગળ જે ખસવાનું ન હોય, જે સુખમાં આગળ દુઃખ આવતું હોય તો તે દુઃખરૂપ છે. ઝાડ નીચે બેસો તો સુખ મળે, પણ તડકો વધારે થાય ત્યારે ત્યાં બેસતા નથી. ઝાડ નીચે બેસીએ તો પરિણામે વધારે તાપ, ભૂખ, તરસ લાગે તો ત્યાં બેસવાની મૂર્ખાઈ કરી કહેવાય. કલાક ગુમાવી દીધો, ઝાડ નીચે બેસવાથી વધારે તાપ થયો, ત્યાં આગળ બેસી બધો ટાઈમ બગાડયો. એક બે વાગે મહેમાન તરીકે કોઈને ત્યાં જાઓ. તો ત્યાં શું મળે? બાર લગી જાઓ તો ઠીક, પછી તો બધામાંથી રખડવું પડે. ઝાડ નીચે શાંતિ હતી, છતાં ત્યાં બેસવામાં મૂર્ખાઈ કેમ ગણો છો? **આગળ જેનાથી દુઃખ થાય, વર્તમાનમાં સુખ હોય પણ પછી, દુઃખ હોય તો તે દુઃખ જ ગણાય.**

આપણને બધી વાતે સુખ જોઈએ છે. દુઃખ વગરનું, હંમેશાં રહેવાનું અને સંપૂર્ણ આવું સુખ જીવ માગે છે. હવે માગ્યા છતાં, મનમાં મોતીના ચોક પૂરીએ તેથી તેની કિંમત ન ઊપજે, પણ તેનાં કારણો મેળવીએ ત્યારે કિંમત મળે. કુંભાર માટી લાવે ત્યારે ઘડો મેળવે, સાળવીને લુગડું વણવું હોય તો તેણે સુતર લાવવું જોઇએ. કારણ કે લુગડાંનું કારણ સુતર છે.

હવે એવું સુખ માગ્યા છતાં તમે એનાં કારણો મેળવ્યાં ? જો કારણો નથી મેળવ્યાં, તો કોઈ પણ રીતે ટકવાવાળું સુખ નથી. પહેલાં તો આપણે ગબડવાવાળા છીએ, આપણું ઠેકાણું નથી, જ્યાં જન્મ્યા, ત્યાં માતાપિતાએ પાલન કરવા માંડ્યું. તે ખાવા માટે બાળકને નીચે મૂકે તો તે રાડ પાડે છે, એ જોઈએ તો લાગે કે આ જિંદગીમાં માતાથી તે છૂટો નહિ થાય.' 'માને કોઈ દહાડો ન છોડું' એમ થાય. ગોઠિયાઓ મળ્યા, ત્યારે મા તો કોણ ? મા ખોળવા જાય ત્યારે છોકરાને ખોળીને લઈ આવે. હવે ગોઠિયામાં હળ્યો, એટલે મા કોણ ને બાપ કોણ ? કોઈ નહિ. તત્ત્વમાં ગોઠિયા, પછી નિશાળે ગયો, અભ્યાસમાં જોડાયો, પછી ભણતર અને માસ્તર. પછી ભણી રહ્યો; એ પૈસા કમાવાની સ્થિતિમાં આવ્યો. પછી કુટુંબકબીલામાં ભળ્યો, પછી વૃદ્ધાવસ્થા આવી, ખાધેલું પચે નહીં. એટલે છોડી કુટુંબની ચિંતા. પછી તો પોતાની વ્યાધિ, જિંદગીમાં સ્થિરપણું કોઈ ઠેકાણે નથી, ગોળા તરીકે ગબડતો આ જીવ રહ્યો છે. એ ગબડતાં સુખ મેળવવા માટે મથે છે.

સોનાનો કળશ બનાવવો હોય ત્યાં કચરો મેળવ્યે થાય શું ? પૂરેપૂરું સુખ, કોઈ દિવસ ખસે નહીં તેવું સુખ જોઈએ છે. તે માટે કંચન, કાયા, કુટુંબ, કામિની ચાર મેળવે છે. જગતનો વ્યવહાર આ ચાર ઉપર છે. આ ચાર સિવાય પાંચમો થાંભલો નથી. એ બધાં ભૂખરી માટીનાં થાંભલા જેવાં છે; શરદીની હવા લાગે તો માટીના થાંભલા ખસી પડે. આ ચાર થાંભલા જેની ઉપર જગત નાચી રહ્યું છે તે ભૂખરી માટીના થાંભલા જેવાં છે. ક્રોડ રૂપિયા મેળવ્યા, રાજ મેળવ્યું પણ જગત છોડી જીવ ચાલવા માંડશે, ત્યારે ક્રોડમાંથી કોડી પણ જોડે આવવાની નથી. છોકરાં છોકરાં કરો છો, પણ આજના કાયદાને વિચારો તો તેઓ કહે છે કે અમારો હક્ક છે; ત્યાં તમારી મરજી ન ચાલે. પહેલાંના સમયમાં તમે કોટિધ્વજ હો, અને એક કોડી ન આપો તો ત્યારે ચાલતું પણ આજે આવા હક્ક તરીકે લેવાવાળા છે તેને માટે જિંદગી ખોવી ? તારો પુત્ર બાહોશ અને ભાગ્યશાળી

છે, તો તું ધન એકઠું કરે તો તેની તેને કિંમત નથી. પુત્ર કપૂત હોય તો પાંચને બદલે દસ લાખ ભેગા કરી આપી જાવ તોપણ તે સાફ.

આ સ્થિતિ છતાં પણ પુત્ર જે હક્કના માટે હડકાયો થાય, તેના માટે જહેમત ઉઠાવીએ છીએ જુદા પડે ત્યારે ચાહે તેવો દુર્જન વળાવવા આવે, પણ આ ધન ક્રોડ રૂપિયા ભેગા કરીએ તે એક ડગલું પણ ન આવે. એ ત્યાં ને ત્યાં જ રહે, કેમકે તે જડ છે, ચેતન નથી, સ્ત્રી ચેતન ખરી પણ તે ચોક સુધી આવે. સ્ત્રીને અંગે રામચંદ્ર સરખાએ યુદ્ધો કર્યાં; પદ્માવતીને રાજી કરવાને અંગે કરોડોનો ઘાણ નીકળી ગયો. એવી સ્ત્રી પણ ક્યાં સુધી આવે? ચોક સુધી. ધનનો થાંભલો તિજોરીમાં રહ્યો, સ્ત્રીનો થાંભલો ચોક સુધી, એતો કરેલી સગાઈ છે. બાપ બેટાને અંગે સગાઇ નવી કરેલી કહેતા નથી, અંતે સગાઇ કરેલી તો ખરીને? જન્મની સગાઈ તો નહીં ને? જન્મની સગાઇ હોય તો તે કામ લાગે. 'આંગળીથી નખ વેગળા એટલા વેગળા,' સ્ત્રી ચોક સુધી અને કુટુંબ સ્મશાન સુધી આવ્યું ત્યાં તે પણ હાથ જોડીને બેસી જવાનું. કુટુંબનો થાંભલો ધસ્યો સ્મશાને; એ બધા ખાવાપીવાના, 'હુ' 'મારુ' કહેવડાવવાના. ભાગીદાર સુખના, પણ દુઃખના ભાગીદાર નથી. સુખદુઃખની ભાગીદારી શરીર સાથે છે. શરીરના સુખે આત્માને સુખ થાય. સુખદુઃખનો ભાગીદાર હતો તે દેહ બળી ગયો પછી તારી જોડે કોણ?

આ સંસારમાં સાધન તરીકે જે વસ્તુ મેળવીએ છીએ તે આ ચાર છે. એ ચાર સાધન ભૂખરી માટીના થાંભલા જેવાં છે. આગળ શું થશે તેનો તેને વિચાર આવે નહિ, સરવાળે શૂન્ય છે. મેળવ્યું તે મૂકવાને માટે છે. આ જગતમાં જે કાંઈ મેળવીએ તે મૂકવાને માટે છે. નથી તો ધન, સ્ત્રી, શરીર કે કુટુંબ કામ આવવાનું.

**આત્માને પોતાને જોવાની ફુરસદ નથી.**

હું કોણ? મારી શી સ્થિતિ થશે? મારી કઈ સ્થિતિ હતી? એ જોવાનો ટાઇમ ન મળે, આંખ જે તરફ ગઇ તે તરફ જુએ. આત્માની સ્થિતિ એવી વિચિત્ર છે કે ખરેખર આંખ જેવી નિર્ભાગી

છે, આંખ દોઢ ડાહી છે. તે બધી વસ્તુને જુએ, બાજોઠ, કમાડને જુએ છે પણ પોતે પોતાને ન જુએ. આખા જગતને આંખ જુએ. દૂરના ડુંગરાને જુએ પણ પાસેની કણીને ન જુએ. પોતાને ન જુએ; માત્ર પરને જુએ. એ આંખની કુટેવ છે. આત્માની પણ આ કુટેવ છે. જન્મથી માંડીને મરણ સુધી બીજી-ત્રીજી પંચાતમાં પડે છે. ખાવુંપીવું, કુટુંબકબીલો વગેરેની પંચાતમાં પડે છે, પણ પોતે કોણ છે? એ જોવાને તે તૈયાર નથી. તો જોવાય શી રીતે? આંખ આંખને જોઈ ન શકે, પણ સામો આરિસો ધરીએ તો આંખ આંખનું સ્વરૂપ જાણે. આત્મા જગતની પંચાતમાં પડે, એમાં આત્મા આત્માને જોઈ શકતો નથી. ઘેર બેઠા હોય તો સ્ત્રી-ઘરેણાંની વાત ચાલે, ગામમાં બેઠા હોય તો ગામની વાત ચાલે. આપણે આપણને ઓળખીએ એ વાત કોઈ જગ્યાએ ચાલતી નથી. આ જીવ જન્મ્યો ત્યારથી મર્યો; ત્યાં સુધી તેને આત્માને જોવા, જાણવાની ફુરસદ નથી. જીવ પુણ્ય બોલે છે કે પાપ બોલે છે એ માટેનો વિચાર નહીં.

આંખ આરિસાની સામે આવે ત્યારે આરિસો આંખનું સ્વરૂપ દેખાડે. તેમ આ આત્મા મહાપુરૂષની પાસે આવે, ત્યારે આત્માને જોવાનો વખત આવે. આ જીવનની ક્રોડો પૂર્વની જિંદગી હોય, તો પણ ધન, કામિનીને જ તે જોયા કરે, પોતાને જોવાનો વખત આવે નહિ, સત્પુરૂષના સમાગમમા આવીએ, ત્યારે જોવાનો વખત મળે. ધન માલિક નથી, સ્ત્રી માલિક નથી. બધાનો માલિક આત્મા છે; તેનો વિચાર નથી કાજીની કૂતરીની કિંમત છે, પણ કાજીની કિંમત નથી. કૂતરી મરી ગઈ ત્યારે ગામ આભડવા આવ્યું, કાજી મરી ગયો ત્યારે કોઈ આવ્યું નહીં. મારૂં શું એ વિચાર કોઈને આવ્યો નથી. કાજીની કૂતરીની કિંમત છે. સમજુ મનુષ્યે તો કાજીની કિંમત કરવાની. પૂરા મહાપુણ્યના સંજોગે મનુષ્ય ભવ, આર્ય ક્ષેત્ર વગેરે પામ્યા. જ્યારે આત્માને ન સુધારીએ તો કઈ જિંદગીમાં સુધારીશું. જાનવર ચરી આવે, દૂધ આપે, અને તે જિંદગી પૂરી કરે, મરે ત્યાં ઢેડ ઘસડી જાય. એ જિંદગીમાં આત્માનો વિચાર નથી. આપણે મનુષ્યપણામાં

આવતી (ભવિષ્યની) અને ગઈ (ભૂતકાળની) જિંદગીનો વિચાર કરી શકીએ છીએ. મનુષ્ય ભવ, આર્ય ક્ષેત્ર વગેરે મળ્યું છે તેનું ફળ શું ?

મનુષ્યપણામાં વધારે એ છે કે પોતે પોતાને જાણે. પોતાને નહિ જાણવાથી અનાદિકાળથી જીવ રખડે એમાં નવાઈ નથી. આ ભવમાં આત્માને પોતે જોયો નથી, જાણ્યો નથી તો બીજા ભવોમાં આત્માને દેખનારો ક્યાંથી થાય ? આત્માને જણાવનારા મહાપુરૂષો મળે ક્યાંથી ? તેવી રીતે આ જીવે અનાદિથી આત્માને જાણ્યો નહીં, તેથી અનંત ભવો પૂરા કર્યા, જન્મે ત્યારથી ખોરાક લે, ખોરાક લઈને શરીર મેળવે અને જગતમાંથી જાય ત્યારે શરીરને મૂકતો જાય. આ આત્માને નહોતો જાણ્યો ત્યાં સુધી જિંદગીની મહેનત આમ જ કર્યા કરી છે. અનાદિ કાળથી સંસારમાં જન્મમરણનાં દુઃખ વેઠવાં પડયાં છે.

હીરાની કિંમત ખરી, પણ હીરાને જોનારી આંખની કિંમત નહીં. તેવી રીતે અહીં ઉપાધિની કિંમત, પણ એને મેળવનાર આત્માની કિંમત નહીં, આત્માનું જ્ઞાન નથી. આત્માને અજ્ઞાનથી દુઃખ થયેલું છે. 'હવે જાગ્યા ત્યારથી સવાર' હવે ચેતીને દુઃખ દૂર કરો, ઠંડી લાગી હોય, હાથ અકડાઈ ગયા હોય ત્યારે અગ્નિનું સેવન, આત્માનું અજ્ઞાન ન હોત તો દુઃખથી ઘેરાત નહીં. આત્માનું જ્ઞાન કરવું જોઈએ. જે લોભ, માન, માયા થાય છે, તે વિકારો છે.

સિદ્ધનો આત્મા અને આપણો આત્મા એ બેમાં લગીરે ફરક નથી. એ શુદ્ધ થયેલા છે અને આપણે મલિન છીએ. મલિનતા ટાળી દઈએ તો સિદ્ધ સમાન છીએ જેવું મકાન ચણાવવું હોય તેવો પ્લાન કરવો જોઈએ. કડીયો ઈંટ મૂકે તો પ્લાન ઉપર જ નજર રાખે તેમ આત્માએ સિદ્ધિ મેળવવી હોય તો જે સિદ્ધિ પામ્યા હોય તેનો નકશો મેળવવો, તે નજર સામે રાખવો. પ્લાન ધ્યાનમાં લે તો જ મકાન તે પ્રમાણે તૈયાર થાય, તેમ સિદ્ધ મહારાજ કેવી રીતે થાય તે ઉપર આપણે પણ ધ્યાન રાખવાનું, આત્મજ્ઞાન–આત્માનું સ્વરૂપ વિચારો.

સોનાની કિંમત જાણનારો તે લોઢાને રતિએ તોળવા ન જાય. લોઢાને તો શેરથી તોળશે. તેમ આત્માનું સ્વરૂપ જાણવામાં આવશે ત્યારે ઉપાધિને પર સ્વરૂપે, અને આત્માના ગુણોને સ્વસ્વરૂપે જાણશે. આત્માનું ભાન થાય તો ઉપાધિ રહિત થઈ જવાશે. ઉપાધિ સ્ત્રીની જાત છે, રીસામણી છે. તે દેખે કે 'મારી ઉપર આદર છે' ત્યાં સુધી તે સાથે રહે, અનાદર દેખે તો પરણેલી પિયરે ભાગી જાય. ઉપાધિ રૂબાડનારી છે, ઉપાધિનો અનાદર થાય તો તે આપોઆપ ખસે.

**આત્માનું જ્ઞાન થાય ત્યારે ઉપાધિ ખસે, તપસ્યા એ જ કર્મનાશ કરવાને સમર્થ છે.**

આત્માનું સ્વરૂપ સમજ્યા વિના તો આ જગત્‌ની કરેલી મહેનત મીટ્ટીમાં મળવાની. આત્માના ભાનને માટે જે મહેનત કરો તે સર્વ કાયમને માટે રહેવાની. કેવળજ્ઞાન અને મોક્ષ મેળવ્યું એ હંમેશાં રહેવાનું. જિંદગીમાં એક એવી વસ્તુ મેળવીએ કે તે કોઈ દિવસ ન જાય, તેને માટે મહેનત કરવી. આ જગતૂની અંદર જિંદગી સુધી મહેનત કરે છે છતાં સરવાળો શૂન્ય. ઉપાધિને તે જ છોડી શકે કે જેઓ આત્મામાં લીન રહે. માટે આત્મામાં લીન રહી ઉપાધિને છોડવી એ જ શ્રેયસ્કર છે.

---

આત્મીયદષ્ટિએ દેવતાનો ભવ પણ આત્મીયશક્તિના આવિર્ભાવને વધારવા માટે અંધાપા સમાન છે.



# મુનિ અહિંસક કે અકિંચન? 卐

[છદ્મસ્થપણામાં વિચાર છે. કેવળીને વિચાર નથી. જીવ જન્મે ત્યારથી આહારનો વિચાર કરે છે. 'ખાઉં ખાઉં ને ખાઉં' તેણે એટલું ખાધું કે હજારો મણની કોઠીઓ ખાલી થઈ ગઈ. પણ તેનું સવાશેરનું પેટ ન ભરાયું.

આહારસંજ્ઞા એકેન્દ્રિયથી માંડી બધાને છે. તિર્યંચ પંચેન્દ્રિયમાં આહાર તો હતો, છતાં તેમાં કુટુંબની ચિંતા વધી. તે પોતાના બચ્ચા માટે બળવાન સામે પણ થાય. મનુષ્યમાં તેથી પણ વધુ બે ચિંતા દાખલ થઈ; સ્થાનની અને પૈસાની તો ચિંતા એવી કે "ચમડી તૂટે પણ દમડી ન છૂટે." પૈસાના મોહે અનેક પાપ કરાવ્યા આટલા માટે તો શાસ્ત્રકારોએ સાધુને અહિંસક ન કહેતાં અકિંચન કહ્યા, **અકિંચન અવસ્થા જ ગુણનું કારણ છે.** આમ ઉત્તરોત્તર વિચારશક્તિ વધી તેમ કર્મો વધ્યા.]

## જીવ માત્રને આહાર સંજ્ઞા છે.

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી ભવ્ય જીવોના ઉપકારને માટે 'જ્ઞાનસાર' રચતાં જણાવે છે કે "સંસારમાં જ્યા લગી છદ્મસ્થપણું છે ત્યાં લગી સંકલ્પ વિકલ્પ વગરની અવસ્થા કોઈ દિવસ હોતી નથી, અને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારપછી વિચારની જરૂર નથી. અર્થાત્ કેવળીઓને વિચાર હોતો નથી. કારણ કે જ્યાં લગી સર્વ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ વગેરેનુ જ્ઞાન ન થાય, ત્યાં સુધી જ વિચારો હોય છે જ્ઞાન થયા પછી, વિચારની જરૂર હોતી નથી, કેવળજ્ઞાન થયા પછી ક્રિયાના કારણોનો નિશ્ચય હોય છે. તેથી વિચારની જરૂર હોતી નથી. જે માતૃભાષા હોય, તેનો શબ્દ વાંચીએ ને બોલીએ તેમાં કાંઈપણ વિચારવાની જરૂર હોતી નથી; કારણ કે તેનું જ્ઞાન આપણને છે. સર્વ જીવો સંજ્ઞા વગરના નથી,

આહાર સંજ્ઞા તમામ જીવોને છે. કારણ કે આહાર ન હોય તો શરીર પણ ન હોય, અને શરીર જો ન હોય તો ઇન્દ્રિયો પણ ન હોય.

માનો કે આહાર સંજ્ઞા ન હોય, માત્ર એકલો આહાર હોય. પણ એ આહાર લીધો થાય છે કે, વગર લીધો થાય છે. તૈજસ્ નામકર્મને લીધે તૈજસ્ શરીર બંધાય, એ તૈજસ્ શરીરને લીધે ક્ષુધા ઉત્પન્ન થાય અને આહારની ઇચ્છા થાય, અને આહાર મળે એટલે પછી સંતોષ થાય અને તે ન મળે તો અસંતોષ થાય. જ્યારે ભૂખ લાગે ત્યારે બચ્ચાઓ રોવા માંડે છે. શાથી ? કહેવું જ પડશે કે ક્ષુધાએ વેદના ઉત્પન્ન કરી, આહારની ઇચ્છા કરી, પણ તે ન મળ્યો એટલે રોવા માંડયો અને આહાર મળ્યો એટલે તે રોતો બંધ થઈ જાય. આહાર મળ્યા પછી કંઈ વિચાર ન થાય એટલે રોવું બંધ થઈ જાય. એમ માનો છો, તેથી કોઈ બચ્ચાને રોવું શીખવવું પડતું નથી. બોલવાનું ચાલવાનું શીખવવું પડે છે. રોવાનું આપોઆપ તે શીખી જાય છે. આ રીતે એ આહારની સંજ્ઞા દરેક જીવને છે.

**આહાર સંજ્ઞાથી છૂટવા તપસ્યા કરો.**

આ જીવ અનાદિ કાળથી આહારને અંગે પ્રયત્ન કરતો આવ્યો છે. એ ખાવાની સંજ્ઞામાં આપણે અનાદિથી રખડયા છીએ. ચાહે જેવો કોઠાર જેમાં હજાર મણ સમાતું હોય તે ભરાઈ જાય છતાં પણ સવા શેરની આ કાણી કોઠી કોઈ દી' ભરાતી નથી. આ જ હિસાબે શાસ્ત્રકારોએ કહ્યું છે કે 'જે પાણી પીધાં છે, અને અનાજ ખાધાં છે, તેના ઢગલા કરવામાં આવે તો તે જગત્માં ન માય. કેવળ માતાનું દૂધ જ જે ભવોભવ પીધું છે તે બધું એકઠું કરીએ તો સ્વયંભૂ રમણ સમુદ્ર—છેલ્લો સમુદ્ર પણ માના દૂધ આગળ ખાબોચિયા જેટલો લાગે !

અનાદિ કાળની અપેક્ષાએ કેટલી માતાનાં દૂધ પીધાં છે ? એક એક માતાનું એક એક રૂપિયાભાર દૂધ લઈએ, તોપણ તે વધી જાય, કારણ કે સ્વયંભૂ રમણ સમુદ્રનું પાણી અનંત રૂપિયા ભાર નથી. તેમ છતાં સવા શેરની આ પેટની કાણી કોઠી ભરાય નહીં ? જો એ

ન ભરાય તો ઇચ્છા તો શાની ભરાય ? પૂરણ ગર્ત્તા એટલે જેમ પૂરીએ તેમ ખાડો ને ખાડો રહે, એવું દુનિયામાં સદા ચાલે છે. કૂવાને અંગે જેમ ચણનારો નીચે ઊતરે તેમ ઇચ્છા, સંકલ્પ વિકલ્પ એવી ચીજ છે કે 'જેમ મળે તેમ ખાડો વધે.' એક રૂપિયો જેની પાસે છે, તેને પૂછીએ કેટલા રૂપિયા જોઈએ છે ? તો તે કહેશે કે ૧૦૦. ખાડો ૯૯ નો, ૧૦૦ વાળાને ૧૦૦૦, ૧૦૦૦ વાળાને ૧૦૦૦૦ જોઇએ, પછી લાખ જોઈએ. વેપાર કરે તો ખાડો પુરાય, પણ સંકલ્પમાં તો વેપાર કર્યો કે તે ખાડો વધ્યો !

એવી રીતે આહારના સંકલ્પ–વિકલ્પમાં જઇએ. એકેન્દ્રિયમાં આહાર કેટલો હતો ? બેઇન્દ્રિયમાં તેનાથી વધ્યો, તેઇન્દ્રિયમાં ચૌરી-ઇન્દ્રિયમાં વગેરેમાં વધતો ને વધતો જાય છે. અને પંચેન્દ્રિયમાં પણ તેથી અધિક વધે છે. આ વાત જ્યારે ધ્યાનમાં આવશે ત્યારે ધ્યાનમાં આવશે કે શાસ્ત્રકારોએ તપસ્યા પર જોર શા માટે દીધું હશે ? આહાર સંજ્ઞાથી છૂટવું હોય તો આહારમા ઉતારતા ચાલો.

એક મનુષ્યનો આપણા ઉપર અત્યંત પ્યાર હોય, ગળે તે વળગતો હોય, તેમાંથી છૂટવું હોય ત્યારે ધીમે ધીમે છૂટીએ છીએ, એવી રીતે આહાર અનાદિથી વળગેલો છે, એને સર્વથા છોડવો છે. મોક્ષમાં ગયા પછી આહાર કરવાનો નથી. આહાર છોડયા વગર મોક્ષ મળતું નથી.

કેટલાક મહાનુભવો કહે છે કે તપસ્યા એટલે લાંઘણ ખેંચવી. જ્ઞાનીઓને શ્વાસોશ્વાસમાં કર્મક્ષય થાય તો તેણે તપસ્યા શું કામ કરવી ? હજુ આવું કહેનારા સાચે રસ્તે આવ્યા નથી. આપણે જ્ઞાની બનવું છે ? શાને માટે ? ખાવાની છૂટ લેવા ! અજ્ઞના માટે તપસ્યા કરવાનું શા માટે ? તીર્થંકર મહારાજા ચાર જ્ઞાનવાળા છતાં તેમણે તપસ્યા કરી. તમારી દૃષ્ટિએ તમો તેમને જ્ઞાની માનો તો તેવા જ્ઞાનીએ પણ તપસ્યા કરી છે. માટે જ્ઞાનીએ ચોક્કસ તપસ્યા કરવાની જરૂર છે. અજ્ઞાની શરીરનું દુઃખ સહન ન કરી શકે.

જ્ઞાની કોને કહીએ?

અંતરાત્માને. બહિરાત્માને જ્ઞાની નથી કહેતા. જ્યારે પોતે અંતરાત્મા છે તો શરીરના નુકસાનથી એને શું! એને તો શરીર બેડી રૂપ છે. બેડી નબળી પડે તો અંતરાત્મા આનંદ માને. બનવું છે જ્ઞાની અને તપસ્યાથી ત્રાસ પામવો છે! અંતરાત્માને આ વિચાર–નિશ્ચય હોવો જોઈએ, કે આહાર છોડીશ ત્યારે જ મોક્ષ મળવાનો છે. વાત ધ્યાનમાં લઈશું તો માલૂમ પડશે કે, આત્મા આજ સુધી રખડયો કેમ? તો તેને હંમેશાં ખાવું ખાવું ને ખાવું તેથી તેરખડયો. પંખીનો સ્વભાવ રાતે ખાવાનો નથી. રાત્રે પોતાના માળામાં સ્થિર રહે છે. **રાત્રે ચરવા નીકળે તે ઢોર.** રાત્રે ખાનારને જગતમાં પંખીની ઉપમા નથી દેવાતી. ઢોરની ઉપમા કોને દેવાય? દહાડે કે રાત્રિના ખાવાનો જ વિચાર હોય તેને ઢોર કહેવાય છે, સમજુ હોય તે રાતના ન ખાય. પણ જીવ તો આખો દિવસ ને રાત ખાઉં ખાઉં કરી રહે છે.

જેમ આ જન્મમાં છે, તેમ અનંતા જન્મમાં આની આ જ દશા છે. ખાવું, શરીર ધરવું અને શરીર છોડવું. દરેક ભવની વાત વિચારો. **આહારનો વિચાર આ જીવને હંમેશનો છે.** ફક્ત એકલા એકેન્દ્રિયપણામાં નથી, પણ દરેક ભવોમાં આહારનો વિચાર છે યાવત્ સંજ્ઞી પંચેન્દ્રિયમાં પાંચે ઇન્દ્રિયોના વિકારો આહાર સંજ્ઞાના પરિણામે આપણને વળગ્યા. સંજ્ઞી પંચેન્દ્રિયમાં એનું સાધક કુટુંબ વળગ્યું. ગાય ને વાછરડાના સંકલ્પો વિચારો. જાનવરોને પણ કુટુંબ પરત્વે બહુ પ્રેમ હોય છે. બચ્ચાના મોહને લીધે નવી વીયાણી ગાય મારકણી કૂદે છે, હરિણી પણ વાઘની સામે થાય છે! આ બધું બચ્ચાના સ્નેહને લીધે બને છે. બચ્ચા પણ માને લીધે દોડે છે, એ શાને લીધે? કુટુંબના મોહને લીધે તે દોડે છે. કુટુંબપણાના સંકલ્પમાં તિર્યંચપણું ભોગવીએ છીએ. વિવેકરહિતપણાથી બાળકને ધવડાવ્યું, પાળ્યું, બચ્ચાને બચાવવા ખાતર લાકડીઓ ખાધી પણ તેનું ફળ શું? કૂતરી બચ્ચાને પાળે તેથી કૂતરીને લાભ શું? આ વિચાર કોને

હોય ? તિર્યંચમાં વિવેકપણું હોય ક્યાંથી ? એવી રીતે નિર્વિવેકી મનુષ્ય પણ નિષ્ફળ કાર્યો કરે. પરિણામ વિચારીને કાર્ય કોણ કરે ? તો કે વિવેકી કરે. એ જ તિર્યંચના સંકલ્પો હજુ પણ મનુષ્યપણામાં આવ્યા છે. કુટુંબને પાળવા પોષવા વગેરેનું ફળ શું તે વિચાર્યું. હજારો પાપો, હજારો અધર્મો કરીએ, દેવ પ્રત્યે બેદરકારી દાખવીએ અને ગુરૂની અવજ્ઞા કરીએ તે તેનું ફળ શું ? પણ જીવને ગળે તો પ્રાણ હોય તોપણ કુટુંબની જ ચિંતા થયા કરે છે.

**મનુષ્યમાં કુટુંબચિંતા સાથે પૈસાનો મોહ વળગ્યો.**

વિવેકશૂન્યપણાનું લક્ષણ હજુ મનુષ્યપણામાં એમનું એમ જ રહ્યું છે. વહુઓને ઘેર આવ્યા પછી સાસુઓની શી દશા થાય છે તે છતાં બીજાને પરણાવવો હોય ત્યારે એવી ને એવી રીતે સાસુ ઘેલી થઈ જાય છે.

દેવગતિમાં પણ એ જ સ્થિતિ હોય છે દેવતામાં સગાનો કોઈ જાતનો સબંધ નથી મનુષ્યમાં એક માતાના જણેલા બે ભાઈ હોય તેમ દેવમાં નવ મહિના નથી રાખવાનું ગર્ભમાં કે નથી પાળવાનું, છતાં મોહથી દેવતા ગાડા એટલા બધા થઈ જાય છે કે તેનો પાર નથી. એક દેવી ચ્યવી તો દેવતા ગાંડો થઈ ગયો. દેવતાપણામાં કુટુંબપણાનો મોહ એમ ને એમ ચાલે છે.

મનુષ્યપણામાં બધા કરતાં પૈસાની નવી સ્થિતિ ઊભી થઈ, અત્યાર સુધી પાંચ ઇન્દ્રિયોની જ હતી. પણ કુટુંબપણાની ઊભી થઈ, પછી સ્થાનની–મકાનની અને પછી આ પૈસાની લાલચ ઊભી થઈ ! હવે પૈસા આગળ આગળની છયે ગૌણ થઈ જાય છે. ઇન્દ્રિયોના વિષયો છોડવા પડે તો કબૂલ. કુટુંબને દુઃખ થાય છે તોપણ તે કબૂલ. તે પેલી સાત કરતાં આ આઠમી સ્થિતિ તે દુનિયાના વિષયોને પણ ભૂલાવે છે. પૈસાને અંગે જ પરમેશ્વરપણાની બુદ્ધિ થાય એ મનુષ્ય પંચેન્દ્રિયપણામાં જ છે. સાધુઓ તેથી જ કહે છે કે 'અકિંચન બનો.' સાધુનું નામ અહિંસક નથી રાખ્યું, સત્યવાદી નથી રાખ્યું પણ અકિંચન નામ રાખ્યું. સાધુમાં ગુણ ઘણા બધા છે પણ નામ

તો 'અકિંચન' રાખ્યું, ગુણો હોય તોપણ તે ગુણ જો પરિગ્રહમાં લેવાયો. તો બધા ગુણો નાશ પામવાના, અને જે પરિગ્રહથી વિરમ્યો તો ગુણો નહીં હોય તેનામાં તોપણ તે આવવાના. નામથી 'અકિંચન કહેવાય.' પણ સ્વરૂપમાં જઈએ ત્યારે બે બાબત કહેવાય છે. કંચન–કામિની રહિતપણાના અડ્ડા તરીકે કંચન અને પ્રવૃત્તિના મૂળ તરીકે કામિની હોવાથી બેય રહિતપણું તે જ સાધુપણું. ઘેરથી નીકળ્યો, એ જ સાધુપણું. ઘરત્યાગ એ પ્રવ્રજ્યાનો શબ્દ છે. સર્વથા પ્રકારે ઘરથી નીકળી જવું એનું નામ જ પ્રવ્રજ્યા. શબ્દાર્થથી વિચારીએ તોઘરથી સર્વથા નીકળવું. અત્યારે શું કહીએ છીએ. વૈરાગ્ય આવ્યો હોય તો છોડી દો ઘર. શું વિષય કે કષાયો નથી છોડવા? જો કંચન ને કામિની બે છૂટયા તો પહેલાના બધા વિષયો આપોઆપ છૂટશે. પંતગિયાનું મોત તેની આંખો લાવે છે. તેવી રીતે આપણું મોત આ આઠમી ચીજ જ લાવે છે. જેમ વિચારશક્તિ વધી, તેમ કર્મ વધ્યાં. પણ આ આહાર, કુટુંબમોહ અને પૈસાની પરમેશ્વરબુદ્ધિ ટળે તો મનુષ્યપણામાં જ બધું પમાય.

---

## વક્તાના ગુણ.

(૧) વચનશક્તિવાળો, (૨) વિસ્તાર અને સંક્ષેપનો જ્ઞાતા, (૩) પ્રિય કહેનાર, (૪) અવસરોચિતને જાણનાર, (૫) સત્યવાદી, (૬) સંદેહનો છેદનાર, (૭) સઘળાં શાસ્ત્રોમાં નિપુણ, (૮) વસ્તુના પૂરતા અને આવશ્યક વર્ણનમાં વિલંબ નહિ કરનારો, (૯) સમ્પૂર્ણ અંગવાળો અથવા વ્યંગ્ય રીતે–આડકતરી રીતે નહિ કહેનારો, (૧૦) લોકોને રંજન કરનાર, (૧૧) સભાને જીતનાર, (૧૨) અહંકાર વિનાનો, (૧૩) ધર્મનું આચરણ કરનાર અને (૧૪) સંતોષી હોવો જોઇએ.



# ૧૧ પાતળા કષાયથી મનુષ્યપણું

> જીવ માત્રને કષાય વળગેલો છે. પગ અડે તો સાપ ડંખ દે આમાં અપરાધ કેટલો અને સજા કેટલી? આ મોટી સજા કષાયની ઉગ્રતાથી થાય છે. **જ્યારે જીવમાં કષાય પાતળા થાય ત્યારે મનુષ્યપણું મળે છે.** આ પાતળો કષાય સ્વાભાવિક જોઈએ, ગરજ હોય ત્યારે ક્રોધને, માનને, માયાને અને લોભને ગળી જઈએ તે પાતળા નહિ, પણ સ્વાભાવિક થાય તો તે પાતળા. આથી જ શાસ્ત્રકારોએ '**ક્ષમા વીરસ્ય ભૂષણ**' કહ્યું છે.
>
> 'હું જીવું અને બીજાને જીવાડું' આ મધ્યમ વૃત્તિએ મનુષ્યપણું મળે છે.

**મનુષ્ય અને પશુ બધા વિષયના વેગ પાછળ ઘસડાય છે.**

પૂ. આચાર્ય મહારાજ શ્રી હરિભદ્રસૂરિજી ધર્મોપદેશ આપતાં જણાવે છે કે 'હે મહાનુભાવો ! આ જીવ ઇન્દ્રિયોના વિષયો, અને માનસિક વિકારો–આ બે તરફ અનાદિ કાળથી ઝુકી રહ્યો છે. ઇન્દ્રિયોના વિષયો માટે કોઈને ઉપદેશ આપવાની જરૂર નથી પડતી. જાનવરો પણ ટાઢ વાય તો તડકે જાય ને તાપ લાગે તો છાંયડે જાય છે. મનુષ્ય કે જાનવરમાં એ બાબત સ્વાભાવિક જોઈએ છીએ કે તડકો લાગે તો છાંયડે ને ટાઢ વાય તો તડકે જાય; તેમાં કોઈને કાંઈ કહેવું પડતું નથી. માનસિક વિચારો અને ગુસ્સો જાનવરમાં પણ હોય છે. પારેવા જેવી જાત બિલાડી ઉપર ગુસ્સે થાય, મનુષ્ય પણ માનસિક વિચારોમાં રાચી રહેલ છે

એક સાર્થવાહ કોઈ સ્થળે ગયો છે; ચાલતાં ચાલતાં તેને પૈસાની જરૂર પડી, તેથી એક શેઠ પાસે ગયો અને તેને કહ્યું કે "શેઠ, મારે દશ હજાર જોઈએ છે."

શેઠે કહ્યું કે 'અમને શો વાંધો છે? ઘરેણું મૂકી જાવ અને રૂપિયા લઈ જાવ." બેંક પણ તેમ તો ઉધાર આપે છે. સાર્થવાહની પાસે સોનું હોય તો આપીને લે ને! તેની પાસે સોનું નથી ને પેલો પૈસા આપતો નથી. છેવટે કૂતરાને ઘરાણે મૂકીને દશ હજાર રૂપિયા લીધા. હવે શેઠના ઘેર ચોર આવ્યા, ચોરી કરતાં કૂતરે રાડેરાડ પાડી પણ શેઠે ગણકાર્યું નહિ. ચોરો માલ લઇને ગયા ત્યારે કૂતરો બંધન તોડીને ચોરોની પાછળ ગયો. ચોરોએ માલ દાટ્યો તે સ્થાન જોઈને કૂતરો પોતાના સ્થાને પાછો આવ્યો. સવારે ચોરી થયાની ખબર પડી. હોહા થઈ, કૂતરો શેઠના ધોતિયાનો છેડો પકડીને ખેંચવા માંડયો, ત્યારે શાણા શેઠે કહ્યું કે 'આ ડોળ કરતો નથી પણ આપણને બોલાવે છે.' શેઠ તે છેડાને આધારે ગયો, માલ જાનવરે ખોદીને આપ્યો. માલ આપ્યો એટલે શેઠને તો બદલો વળ્યો, કૂતરાને ગળે ચિઠ્ઠી બાંધીને શેઠે તેને રવાના કર્યો ને લખ્યું કે 'તમારા કૂતરાએ અમને વધારે ફાયદો કર્યો છે માટે મેં તેને છોડી મૂક્યો છે.'

એક વખતે સાર્થવાહ દશ હજાર પાછા આપવા આવે છે. આવતાં રસ્તામાં પહાડ આવ્યો તે પહાડ ઉપરથી કૂતરાને જોયો, ને સાર્થવાહનો પિત્તો ગયો, કૂતરાને કહ્યું: નિમકહરામ, બદમાશ, મારી આબરૂ ઉપર પાણી રેડયું? જ્યાં કૂતરો નજીકમાં આવ્યો ત્યારે વણઝારાએ કહ્યું કે 'તને ધિક્કાર છે.' આ સાંભળતાં કૂતરો તો ચકરી ખાઈ પડયો ને મરી ગયો, વણઝારો જ્યાં કૂતરો પડયો છે ત્યાં પાસે આવી ને વણઝારો જુએ છે ત્યાં ખબર પડી કે કૂતરાને ગળે ચીઠ્ઠી બાંધેલી છે. ચિઠ્ઠી જોઇને તેમાં વાંચ્યું ત્યારે સાચી ખબર પડી. પછી તેણે બહુજ પશ્ચાત્તાપ કર્યો અને શેઠના ૧૦,૦૦૦ અને પોતાના બીજા તેટલા ઉમેરીને કૂતરાની યાદગીરીમાં ત્યાં તળાવ બંધાવ્યું. **મનના ગુમાનનો, ગુસ્સાનો અને પ્રપંચનો વેગ મનુષ્ય અને જાનવર બંનેમાં રહેલો છે.** મનુષ્ય મનુષ્યના હિસાબની અને જાનવર જાનવરના હિસાબની ચાલબાજી કરે છે લોભ તો પ્રત્યક્ષ બધામાં જોઇએ છીએ, મનુષ્ય અને જાનવર બન્ને વિષયના વેગ પાછળ ઘસડાઈ રહેલો છે.

## જેઓ ઇન્દ્રિયોના વિષયો પાછળ દોડી રહ્યા છે તેને ધર્મની કિંમત નથી.

નાના બાળકને આબરૂનો કે કિંમતનો ખ્યાલ હોતો નથી. તમો શાસ્ત્રો માટે બોલો કે ધર્મ ફાકડા મરવા; પીવા, ઓઢવા કે પહેરવા માટે કામ લાગે છે ?' નાનો છોકરો પણ તેમ બોલે છે કે આબરૂ ફાકડા મારવા, પીવા, પહેરવા કે ઓઢવામાં કામ લાગે છે ? નાનું બાળક ખાવામાં ને પીવામાં સમજ્યું છે. ફાકવાનો સંસ્કાર એટલો બધો પડયો છે કે નાના છોકરાને ચાટલું બતાવો તો તે પણ ચાટવા જાય છે. તેવી રીતે વસ્ત્ર વગેરે ગમે તે ચીજ બતાવો તેને પણ તે ચાટવાની મહેનત કરે છે. એને લત જ ખાવાની પડી છે; ફાકવા-વાળાને અને પીવાવાળાને આબરૂની કિંમત ન લાગે. તેમ ધર્મ પહેરવા-ઓઢવાના કામનો નથી. તો પછી તે શા કામનો ?

જેઓ ઇન્દ્રિયોના વિષયો અને મનના વિચારો અંગે દોડી રહ્યાં છે તેને ધર્મની કિંમત નથી. વિષયના વિકારો અને મનના વેગોથી જે દોરાયેલા નથી તે સમજે છે કે આ જિંદગીનો આધાર હોય તો તે ધર્મ છે તે સિવાય બીજું કંઈ નથી. પહેલાં આપણા જન્મ પર વિચાર કરો. આ જન્મ કોની પસંદગીનો ? માતાની ઇચ્છાનો, પિતાની પ્રાર્થનાનો, કે છોકરાની ઈચ્છાનો ? તો કહેવું પડે કે એકેના વિચારનો નહિ. માતાપિતાએ રખડતો જોયો ને 'આ જીવને કુખે કે કુળમાં લઉં,' તેમ છોકરો પણ 'આ માતાપિતા સારા છે માટે તેના ઘેર જન્મ લઉં ?' કોઈની ઇચ્છાનો નથી. પણ જન્મ કોના લીધે થયો ? પંચેન્દ્રિયનું અખંડપણું તે કોની ઇચ્છાનું છે ? જેની નસીબદારી, તે જ મનુષ્યપણું પામે છે.

## મનુષ્યપણું મળ્યું છે પાતળા કષાયથી.

જગત તરફ દૃષ્ટિ કરીએ બાદશાહ અને બીરબલ ઝરૂખે બેઠા છે. ત્યાંથી કોઈ દુબળો નીકળે છે.

બાદશાહ બીરબલને પૂછે કે 'બીરબલ ! યે કબલા દૂબલા કયું હૈ.'
ત્યારે બીરબલે કહ્યું કે 'સાહેબ ! ખાવાનું નથી મળતું.'

ત્યારે બાદશાહે કહ્યું કે 'બેવકુફ ! ખાને કા ના મીલે તો ખાજે કા ભૂકા ખાય. ભૂખ્યા કયું રહે ?'

બાદશાહના ભાણામાં ખાજા આખા મૂકે પણ તે ભાગ્યા વિના ન રહે, કારણ કે તે ભૂકો ન ખાય. બાદશાહી કુળમાં જન્મ્યો, ઉછર્યો, તેને લીધે ખાજાનો ભૂકો નકામો લાગે છે, ત્યારે એમ કહે છે. જો તે જગત આખાને નજરમાં લે ત્યારે માલૂમ પડે કે મકાઈની ઘેંસ કેટલી મુશ્કેલ છે ?

તેવી રીતે આપણે પણ મનુષ્યપણું પામીને સમજણા થયા છીએ. આ મનુષ્યપણું બાદશાહી ખાજાના ભૂકકા સમાન છે. કોઈ દિવસ એ વિચાર કર્યો કે આ મનુષ્યપણું કેમ મળ્યું ? આપણે જ મનુષ્યો થયા તેનું કાંઈ કારણ ? આ વિચારને આખી જિંદગીમાં અવકાશ મળતો નથી, અનાદિ ક્રોધાદિ વિકારોને અવકાશ છે જ, મનુષ્ય કેમ બન્યો તે વિચારનો જ અવકાશ નથી. આપણે ઇન્દ્રિયોના વિષયો તરફ ને મનના વિકારો તરફ એટલા બધા ખેચાયેલા છીએ કે મનુષ્ય કેમ બન્યા તે જાણવાનો–સમજવાનો અવકાશ જ ન મળ્યો. આ મનુષ્યપણા રૂપી પેઢીમાં થાપણ મૂકી તે કેટલી ઘટી, કેટલી વધી, તેનો કાંઇ વિચાર કર્યો ? કઈ પુરાંત ઉપર આ પેઢી ખુલ્લી મૂકાઈ હતી તેનો વિચાર કર્યો ? જે અમે નથી ભણ્યા એ નિશાળનો જ બોયકોટ છે એમ તો નથીને ?

સાચી નિશાળ એ કે જેનું નામ ધર્મ છે. ધર્મ એક જ માટીની પેઢીની મિલકત બતાવનાર છે. જેને અફીણની ટેવ પડી છે તેને પાંચ પકવાન્ન આપો પણ કસુંબો ન આપો તો તે ફીક્કા. લાગે પણ કસુંબો આપીને મીઠાની ઘેંસ પાઈ દો તોપણ તે તેને મીઠી લાગે છે. વ્યસન લાગેલું હોય તો તે મળ્યા પછી બીજી ગમે તેવી ખરાબ ચીજ મળે તોપણ તે સારી લાગે. જેને ક્રોધ પર કાબૂ નહિ તે કયાં સારો રહેવાનો ? સાપને એક છોકરો અડયો તેમાં તેને નુકસાન કેટલું થયું ? પણ તેણે સજા કેટલી કરી તે વિચારો ! મોતની સજા કરી. શાને લીધે ? ક્રોધ પર કાબૂ નહિ. તેને લીધે.

ઘાંચીએ કહ્યું હતું કે "મારો બળદ ન્યાય નથી ભણ્યો, તે સારું છે"

એક નૈયાયિક ભણીને નીકળ્યો. રસ્તામાં ગામ આવ્યું ત્યાં માંગવા નીકળ્યો. ત્યાં તે એક ઘાંચીને ઘેર આવ્યો. ઘાંચી લોટ આપવા આવ્યો ત્યાં સુધી પંડિતજીને ધ્યાનમાં જોયા. ત્યારે ઘાંચી કહે છે કે 'હું લોટ આપવા આવ્યો છું', અત્યાર સુધી શા વિચારમાં પડ્યા છો?'

પંડિતજીએ પૂછ્યું કે 'આ ઘંટડી કોણ વગાડે છે?'

ઘાંચીએ કહ્યું; 'મારો બળદ'

ત્યારે પંડિત કહે કે 'કારણ વગર તે ન બને' ઘાંચીએ કહ્યું: "હું બહાર ગયો હોઉં ત્યારે ઘંટડી વાગે તેથી મને માલૂમ પડે કે બળદ ફરે છે."

ત્યારે પંડિતે કહ્યું કે "તે બેઠો બેઠો માથું હલાવે ને ઘંટડી વાગે એમ ન બને?"

ત્યારે ઘાંચીએ કહ્યું કે "મારો બળદ ન્યાયની લુચ્ચાઈ નથી ભણ્યો."

આપણે વિચાર કરો કે નુકશાન કેટલું થયું ને કેટલું કર્યું? અને કેટલું તે ન્યાયથી કર્યું? જે આવે તેનો ઉપયોગ કરી દેવો. આપણે પણ પહેલા ભવમાં ક્રોધ પર કાબૂ વગરના હોત તો અહીં ન હોત તો ક્યાં હોત?

જે કસુંબો દે તેને ત્યાં જ અફીણીઓ પોટલું મૂકે, બીજે ન મૂકે. શાસ્ત્રકાર કહે છે કે ક્રોધાદિ ચાર જેના પાતળા હોય, કૃત્રિમ રીતે તો પાતળા બધાને કરવા પડે છે. સામો કલેક્ટર મળ્યો હોય અને તે ચક્ચૂર હોય અને તમને તેનું માથું વાગ્યું હોય તોપણ તમે કહો કે 'સાહેબ માફ કરશો.' કારણ કે તે અમલદાર છે, તે ઊંધું કરવાનું જાણે છે. અહીં તમારો ક્રોધ કેટલો પાતળો?

ભીલ કાપડ લેવા આવ્યો. તે કંગાળ છે. શેઠે કાપડ કાઢ્યું અને તેનો ભાવ કહ્યો ત્યારે પેલાએ કહ્યું કે 'શેઠ, સાચું બોલો.'

એટલે પહેલાં બોલ્યા તે જૂઠું થયું ને? તેથી તમને જૂઠા કહ્યા છતાં તમને ગુમાન ન આવ્યું. કેમ કે ગુમાન કરે તો કોથળીમાં કાણું પડી જાય; કષાય એવા પાતળા કરવાથી મનુષ્યપણું નથી મળતું, પણ તે સ્વભાવથી મળે છે. પ્રપંચમાં તમે સમજતા હો કે આ પ્રપંચ ગળે પડશે તો તમે શું કરો?

અક્કલવાનની આગળ પ્રપંચની વાત ન કરો, પણ સીધી વાત કરો. કારણ આપણે જાણીએ છીએ કે ત્યાં ભાંડો ફૂટી જશે. સ્વભાવે ક્રોધાદિ પાતળા જોઈએ. 'દુર્બલના' ગુનાને સહન કરે તેનું નામ પાતળા કષાય.

**क्षमा वीरस्य भूषणम्** સામર્થ્ય છતાં પણ અપકારનો બદલો ન લેવો પણ ત્યાં ક્ષમા આપવી. તમે હલકા કુળમાં જન્મ્યા ને બીજા 'હલકા' શબ્દો કહે તે તો તમે સહન કરો, તેમાં નવાઈ નહિ. તેવી રીતે પ્રપંચમાં ને લોભમાં પણ પાતળાપણું સ્વભાવે હોય તો જ તે મનુષ્યપણાની મિલકત મેળવી આપે.

જ્યારે આ ચાર માંચડા થાય ત્યારે મનુષ્યના આયુષ્યનો દોર થાય. જ્યારે સ્વભાવે કષાયનું પાતળાપણું થયું જાણપણે કે અજાણ પણે, ત્યારે મનુષ્યપણું મળે. જાણે–અજાણે ખૂન કરે તો સજા થાય, તેવી રીતે મનુષ્યજીવન કોણ મેળવે? તો ચાર કષાય પાતળા હોય તે મેળવે. **મનુષ્યજીવન એ ગુલામી જીવન છે.** પરદેશી સત્તાની રૂએ ગુલામી જીવન નહીં પણ દુનિયાદારીની અપેક્ષાએ ગુલામી જીવન.

પૃથ્વી વગર તમે જીવી શકો છો? પાણી, હવા, અગ્નિ ને વનસ્પતિ વગેરેને છોડી દો અને પછી જીવો જોઈએ? તો એક ઘડી પણ તમે જીવી શકો નહિ. આ જીવનમાં પૃથ્વી–વગેરેની દરમિયાનગીરી વગર આપણાથી કંઈ થાય જ નહીં. તેના અસહકારને સહન કરો તો કહેવું પડશે કે તે બની શકે તેમ નથી, પેલા ભવમાં દુઃખીઓનાં દુઃખો જોઈને દયા આવી ને તેને લીધે જે વસાવ્યું, તેને લીધે આ બધાનો સહકાર મળ્યો.

મનુષ્યનું જીવન મળ્યું, પણ વ્યક્તિત્વ ક્યાં રહે? તો વ્યક્તિત્વ

તેના ગુણોમાં રહેલું છે. બીજાના ભોગે પોતે જીવે. આ વિચારે તે કીડી થયો, કારણ કે ત્યારે બીજાના જીવનના ભોગે પણ હું જીવું તેમ હતા. દુનિયામાં જ્યાં સુધી વિવેક નથી હોતો ત્યાં સુધી જીવનના ભોગે જીવું. ગુણો કેમ આવે છે તે ઉપર ધ્યાન દેવાનું. **જીવનના ભોગે જીવવાની જગ્યાએ જીવું ને જીવાડું.**

આથી આગળ વધો. મારા જીવનના ભોગે બીજાને જીવાડું. બીજાના જીવનના ભોગે હું જીવું તે અધમ. પણ મારા જીવનના ભોગે હુ બીજાને જીવાડું તે ઉત્તમ. અને

૧. હું જીવું ને બીજાને જીવાડું આ ગુણ મધ્યમને હોય તો જ મનુષ્યપણુ આવી શકે.

૨. મારા જીવનના ભોગે જીવાડું તે દેવતાને લાયક.

૩. બીજાના ભોગે જીવું તે નરક અને તિર્યંચને લાયક અને

૪. હું જીવું ને બીજાને જીવાડું તે મનુષ્યપણાને લાયક.

સ્વભાવે પાતળા કષાયવાળો, દાનરૂચિવાળો ને મધ્યમગુણવાળો હોય તે મનુષ્યપણું મેળવી શકે. આ માટીની મિલકત લઇને પેઢી માંડી છે. પણ માટીની દુકાનનો વિચાર ક્યારે કર્યો? આપણે ઇન્દ્રિયોના વિષયોનો વિચાર કરીએ છીએ પણ આપણી મિલકતનો વિચાર કરતા નથી તે વિચાર કોણ કરાવે છે? તો તે એક ધર્મ જ કરાવે છે. પરંતુ ધર્મ દરેક આસ્તિકોએ માન્યા છતાં તેના ભેદોનો પાર નથી ને તેથી કેવી રીતે ઓળખવો? બાવાજી નાવા ગયા. પાસે હતી લોટી ત્યારે ત્યાં આગળ રેતમાં તે દાટી. નાહીને આવે ત્યારે દાટેલ લોટીની જગ્યાની ખબર પડે તેથી ત્યાં રેતીની ઢગલી કરી. તેવી રીતે જેટલા નાહવા આવ્યા, તે દરેકે ત્યાં ઢગલી કરી. હવે બાવાજી નાહીને આવ્યા, ત્યારે મારી ઢગલી કઈ તે સમજવી મુશ્કેલ થઈ. ધર્મની ઢગલીઓ બધાએ કરી પણ તત્ત્વવાળી ઢગલી કઈ? **આ ધર્મની પરીક્ષા કષ, છેદ અને તાપથી થાય છે.** આથી કષ, છેદ અને તાપથી ધર્મની પરીક્ષા કરીને ધર્મ કરવો જોઇએ.

---

# 12 શરીર એટલે દરબારી જમીન 卐

> આપણે સુખ શાશ્વતાં અને દુઃખ વિનાનાં જોઈએ છે. સુખ શાશ્વતાં અને દુઃખ વિનાનાં જોઈએ તો ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી જોઈએ તે વિના શાશ્વતાં સુખ મળતાં નથી.

## દુઃખની છાંટ વિનાનું સુખ જોઇએ.

શાસ્ત્રકાર શ્રી યશોવિજયજી મહારાજ '**જ્ઞાનસાર**'માં ઇંદ્રિય-જયાષ્ટક કરતાં સૂચવે છે કે આ સંસારમાં જે જીવ દેખીએ તે એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય ચૌરિન્દ્રિય, નારકી, દેવતા, તિર્યંચ કે મનુષ્ય હોય બધાની એક જ ઇચ્છા હોય છે. ઇચ્છામાં ભેદ કોઇનો નથી. એક જ ઇચ્છા સુખની હોય છે. દરિયો એક જ. નદી કોઈ ગમે ત્યાંથી જાય, પણ દરિયો એક. બધી નદીઓ જવાની ત્યાં દરિયામાં. રસ્તામાં વચ્ચે વ્યવહારમાર્ગ ભલે આવે. તેમ જીવને સુખ મેળવવું. ગમે તે હોય (નારકી આદિ), પણ બધા માગે સુખ. આ જોઇએ, પેલું જોઇએ, પણ બધું સુખ. સાધનો ભલે જુદાં હોય, કોઇ મકાન, ક્ષેત્ર, મહેલ, પુત્ર, સ્ત્રી દ્વારા સુખ ઇચ્છે. દ્વાર ગમે તેટલાં હોય પણ ઇચ્છા એક જ સુખની. ડુંગરાની નદી લો તો છેડો દરિયામાં. તેવી રીતે અહીં પણ કોઈની પણ ઇચ્છા લો તો છેડો સુખ. જે સુખ કરનારી વસ્તુ તે સંઘરીએ. તે જ વસ્તુ કાલે દુઃખ કરનારી થાય તો તેને ફેંકી દઇએ.

પહેલાં કલ્યાણ કરનારી મા છે. એમ ધારી 'મા, મા' કરે. મોટો થયો ત્યાં મા પ્રત્યે રાગ ઘટી ગયો, સુખની સ્થિતિ માલૂમ પડે ત્યાં સુધી મા. પછી તેને છોડી દે છે. શરીર સારૂં હોય ત્યારે ને સડે ત્યારે કેમ ? સગાસંબંધી, ધન, શરીરાદિ સુખ કારણ માટે હોય ત્યાં સુધી તેમને સચવાય, ને તેઓ દુઃખનું કારણ જણાય, તો તેને

છોડીએ. દુનિયાને ચીજની સગાઈ નથી. તે તો સુખની ઇચ્છાથી તેને વળગે છે ને દુ:ખનું કારણ માલૂમ પડે ત્યારે તે ફેંકી દે છે.

વિચારીશું તો માલૂમ પડશે કે બધાનું ધ્યેય એક જ કે સુખ મેળવવું. દરેક કેવું સુખ મેળવવા માગે છે?

કદર સારી હોય તેનો કંટાળો હોય છે. લાડવા સારા પણ શાક, અથાણા વગર પીરસો તો ખાનાર કેટલા ખાય? ચાર ખાતો હોય તો બે ખાય ને અથાણું શાક આપો તો બધા ખાઈ જાય. દુનિયામાં સુખ છે. પણ સુખને અંગે કોઈ કંટાળતો નથી છતાંય એ સુખથી કોઈ દિવસ તે કંટાળે છે? ગળ્યું ખાતાં કંટાળ્યા તેમ સુખ ભોગવતાં કંટાળ્યા? ના. કેમ? કેવું જોઈએ છે સુખ? यन्न दुःखेन संमिश्रं દુઃખની છાપ પણ ન પડેલી હોય, તેવું સુખ દરેક ઇચ્છે છે. સ્વપ્ને પણ એમ ન હોય કે આટલું દુઃખ આવે તો ઠીક. છોકરાના શણગારમાં આ ડાઘ ન જ જોઈએ, ન લાગવો જોઈએ. તેમ તમારે પણ સુખમાં દુઃખનો ડાઘ ન જોઈએ.

શરીર એ તો રાવળી જમીન છે. શરીર છોડો એટલે તેનાં સુખ મૂકવાં પડે. એમાંય વળી કેટલીક ચીજ આપણી જિંદગી સુધી ચાલે, પછી કોણ જાણે? પાંચ ઇન્દ્રિયોનો કરાર આપણી જાણ બહાર છે? તમો ખસો ત્યારે શરીર તમારૂં નહિ; તમે શરીરના નહીં; તમે ઇન્દ્રિયોના નહીં અને ઇન્દ્રિયો તમારી નહીં. આ કરારથી આયુષ્ય પણ જિંદગીના કરારથી છે પણ આપણે સુખ કોઈ કરારથી લેવા માંગતા નથી. કોઈપણ દિવસ એમ નથી થતું કે ૨૦–૨૫ વર્ષ સુખ આવો પછી દુઃખ ભલે આવો. આ પણ મનમાં ન થાય કે આ જિંદગી સુખથી પસાર થાય અને આવતી જિંદગી આવે તેમાં ભલે દુઃખ આવો. આ શરીર–ઇન્દ્રિયની શરત જિંદગીને છેડે પૂરી થાય તેની ચિંતા નહીં, પણ દુઃખ ન થાય એની ચિંતા ખરી.

આ શરીરાદિ મળેલાં છે પણ તે મળેલાં કેવાં?

રાજ્યમાં મોટો શેઠ હોય, તેની જમીન રાવળી રહે છે, માલિકીની નહિ. તેની પેઠે આ સુખ છે. રહો ત્યાં સુધી મોજ માણો.

ચાર વીઘા લો કે ચૌદ વીઘા લો પણ હદ છોડીને એક ગાઉ જાય, તો મૂળ જમીન સાથે લેવા દેવા નહિ, ચાર હાથ પગ નહિ. જ્યાં સુધી અહીં રહો ત્યાં સુધી કૂદાકૂદ કરી લો પણ ત્યાંથી નીકળ્યા પછી કંઈ ન વળે. તે અહીં ને અહીં ઉજ્જડ વેરાન પડી રહે એ કબૂલ પણ રાવળી જમીન બહાર જાય, અને એને ન મળે. અહીંના હોય તેને જ મળે.

તેમ શરીરમાંથી નીકળ્યા પછી, રાખોડા થાય, તેને કૂતરા ખાય, શિયાળ ખાય પણ ત્યાં તમારો હક્ક નહીં. આને અંગે જાણીએ છીએ કે આ શરતી છે, શરત વગરનું નથી. આગાઢ નથી કે જ્યાં રહે ત્યાં પણ માલિકી જાય. શરીર આગાઢ નથી. આવી જમીનમાં આપણે રહીએ છીએ અને રહ્યા છતાં રાવળીની સ્થિતિ તપાસતા નથી.

રાયળા ક્યાં ખરચાય ? આગાઢ જમીન ઉપર ખોરડું હોય ત્યાં. એટલે રાવળી જગા ઉપર રાયળા ન ખરચાય. શરીરરૂપ જગ્યા તીર્થંકરો અને ગણધરાદિને પણ આગાઢ વેચાણ નથી મળી તો પછી તું કઈ સ્થિતિનો કે તને આગાઢ મળવાની ? કોઇને મળી નથી, મળતી નથી ને મળશે પણ નહીં. પછી ત્યાં હેરાનગતિ મટે તેટલા જ રાયળા ખરચાય. રહીએ ત્યારે માનથી રહીએ. ખરચતાં વિચાર કરવો પડે તે જ વાત. અહીં આ રાવળી જમીન, તેને અંગે પુણ્ય ખરચો પણ પુણ્ય ભોગવીએ તે વખતે વિચાર કરો કે શું કરીએ છીએ ? પાપ બાંધો ત્યારે વિચારી લો કે શું થશે ? જન્મથી મરણ સુધી દરેક ક્ષણે બાંધેલી પુણ્યપ્રકૃતિ તોડીએ છીએ. રાવળી જમીન માટે રાયળા ખરચાય તે વિચારો છો ? ને તેમાં દેવું એ તો ગાંડો જ કરે ? કોઈ ત્યાં ખોરડું બાંધી દે, નહિતર બધું ખલાસ. બીજી જગ્યામાં જવાય, દેવાં કરાય પણ અહીં ન પાલવે, આ રાવળી જમીનમાં રાચી પુણ્યરૂપી રાયળા ખરચે અને પાપનું દેવું કરે છે. આવું કર્યા છતાં મનમાં શું હોય કે આવતી ગતિમાં દુઃખ ન મળો. સુખ કોઈ કાળે ખસે નહિ. આમ જીવ ઇચ્છે સુખ દુઃખ વગરનું અને કોઈ દિવસ ખસે નહિ તેવું,

તે પણ સંપૂર્ણ, અધુરૂં નહીં. બીજી ચીજ અધુરી પાલવે. તળાવ પાણીથી આખું ભરેલું હોય પણ લોટા બે લોટાથી સંતોષ થાય.

**ધર્મ મનોમન સાક્ષીએ એ બધા માટે નહિ.**

હીરા પેટીમાં નાખે, ખીસ્સામાં નાખે, પણ લે કાચના કકડા. બધી ધારણા પ્રવૃત્તિ હીરાની, પણ વસ્તુમાં વાંધો શું ?

તેથી કાચ હીરો થાય ખરો ? ના.

ધાર્યું બધું પણ થાય નહીં. આપણે કહીએ કે મનોમન સાક્ષી. અરે ! આપણે મનોમન સાક્ષી હોય ? તે તો ચિત્તવાળાને જ હોય. આપણે એવું સુખ ધાર્યું પણ તેથી કામ નથી થતું. વસ્તુ જોઈએ. આપણે કહીએ ક્રિયા કર્મ અને પરિણામ બંધ એ બધે નહીં. આકસ્મિક પલ્ટો હોય ત્યાં, નહિ તો મુસલમાન, બ્રાહ્મણ, ધાગાપંથી બધા આ માને છે, પણ ધારે છે શું ? ધર્મ બધા માને છે તેથી ધર્મ બધાને થઈ જવાનો. ક્રિયા ભલે થાય પણ પરિણામે ધર્મ છે ને ? જ્યાં શાસ્ત્રાધારે શાસ્ત્ર સમજી, શાસ્ત્રને આધારે પરિણામ ધારી, શાસ્ત્રથી ક્રિયા શરૂ કરી ત્યાં પલ્ટો થઈ જાય. ત્યાં પરિણામે ધર્મ

પાણીમાં માખી પડી, બચાવવા પ્રવૃત્તિ કરી, પણ જીવ મરી ગયો પછી હિંસા લાગી કે દયાનું ફળ થયું ? વિચારો, લાભ બચાવવાનો ને ક્રિયા કઈ થઈ ? મોત છતાં પરિણતિ બચાવવાની હતી, તેથી લાભ કહ્યો. હિંસા કરવા માટે પ્રવર્ત્યો, છટકી ગયો, હિંસા ન થઈ, તો તેનું ફળ શું ? હિંસા છતાં અહિંસાનું અને અહિંસા છતાં હિંસાનું ફળ.

કુદેવ, કુગુરુ, કુધર્મ માને છે પણ સારા ધારીને માને છે ને ? આથી આપણી સુખની ઇચ્છા સર્વકાળને માટે, સંપૂર્ણ માટે છતાં ફળીભૂત ક્યારે થાય ? તેવાં કારણો જોડીએ ત્યારે સંપૂર્ણ સુખ જોઈએ તો એવું સ્થાન શોધો કે જેમાંથી મળેલ સુખ નાશ ન પામે. પાત્ર શોધો. તે પાત્ર એવું હોય કે જ્યાં અગાઢ વેચાણવાળી, ઓછીવત્તી ન થાય તેવી જગ્યા તે મોક્ષ. જે ચૌદ રાજલોકમાં સ્વાધીન, અગાઢ વેચાણની માફક હોય ખરચેલ છે. રાયળા ત્યાં નકામા જતા નથી. શરીરાદિ રાવળી જમીન, દરબારી જમીન અગાઢ વેચાણવાળી હોય

તો ત્યાં મોક્ષ છે. જ્યાં કુલ સત્તા જ આત્માની હોય, પુદ્ગલની નહીં. તેથી સર્વ પ્રકારે અસંખ્યાતા પ્રદેશોએ દરેક સમયે આત્મા વ્યાપૃત થાય છે. દેવામાં ડૂબેલા રાજ્યને છોડાવવા રાજવીઓએ કરકસર ઉપર કેડ બાંધવી જોઈએ, ન બાંધે તો જમીનદારીને છોડી શકે નહિ. તમે કરકસર ઉપર કેડ બાંધો. રાજવી શોખ ઓછા કરે તો કેડ બાંધી શકે, નહિતર નહિ. તેમ દેવામાંથી તારે મુક્ત થવું હોય તો તમારે કેડ બાંધવાની જરૂર છે. તે ક્યારે થાય કે ઇન્દ્રિયોને કાબૂમાં રાખવા માટે તૈયાર થાય. ત્યારે પોકાર કરવાથી દેવું છૂટે નહિ. પણ દેવું છોડવાનું લક્ષ્ય રાખવું. તેમ તમારે પણ જેટલી તાકાત, સામર્થ્ય કે શકિત હોય તે બધી ફોરવવી. આ કેડ બાંધી રાજા રાજ્યને દેવામાંથી છોડવે, તેમ તું કેડ બાંધી, ઇન્દ્રિય જીતી શકીશ અને તેથી જ સંસારથી છૂટીશ અને મોક્ષ મેળવીશ.

---

* ભાવદયાનાં નિર્ઝરણાં ઝરાવવા માટે જૈન દર્શન જગતમાં જન્મ્યું છે.
* જ્યાં સુધી ભાવદયાનું તત્ત્વ નિહાળનારા નહિ થાઓ ત્યાં સુધી પ્રભુમાર્ગની બધી કાર્યવાહી સાધ્યની સિદ્ધિ કરી શકશે નહિ.

આખા જગતના બધા અભાવ આવ્યા.

આ પાનું નહીં એવું કોણ બોલી શકે ? આને પણ ઓળખે અને પોતાને પણ ઓળખે એ જ બોલી શકે. આ પદાર્થને જાણવા માટે એના અભાવો પણ જાણવા જોઈએ. એ ક્યારે જણાય ? જ્યારે તેના મૂળ જણાય ત્યારે અભાવ પર્યાયનો સીધો શબ્દ પરપર્યાય. સ્વપર્યાયને જાણી શકે નહીં તે પરપર્યાયને જાણે, તેથી ત્યાં સુધી ફરી જણાઈ કહેવાય નહીં. માટે જગતના પદાર્થો જાણે, ત્યારે જ અભાવ જાણે અને અભાવ જાણે, ત્યારે બધું જાણે, માટે સર્વજ્ઞની જરૂર છે.

આ ઉપરથી સર્વજ્ઞપણું સાબિત કર્યું, લોકાલોકના જ્ઞાનને શાસ્ત્રમાં સ્થાન છે તો પછી તે શું લાભ કરવાનું ? વગર પ્રસંગનું સર્વજ્ઞપણું સાબિત થયું. તમારો પ્રસંગ–જે વગર ફાયદાનું જ્ઞાન તે નકામું છે. તેનું અમારા શાસનમાં સ્થાન નથી. શાસ્ત્રથી તે ફાયદો ઊડી ગયો, કારણ કે લોકાલોકના જ્ઞાનની જરૂર શી છે ? અને તે જ્ઞાનથી ફળ શું છે ? છતાં શાસ્ત્રે તે જ્ઞાનને જરૂરી જણાવ્યું છે.

**રાગી દોષને જોતો નથી, તેમ શાસ્ત્રમાં જણાવેલ ફાયદો આપણને સૂઝતો નથી.**

પૈસો અનર્થની ખાણ હોય તો દુનિયાદારીમાં 'વસુ વગરના નર પશુ,' એ વાત કેમ કહેવામાં આવે છે ? દુનિયામાં નિર્ગુણીને પણ એક પૈસાદાર હોવાથી મારે માનવો પડે છે. આ મનુષ્યની મહેરબાની જોઈએ. 'વસુ વગરનો પશુ,' એ કહેવતથી ખરાબ માણસને સારો ગણવો પડયો. મોતના સાટે જેને જન્મ આપ્યો. હેરાન હેરાન થઈ જેમણે જન્મ આપ્યો. તેને મોટો કર્યો એ જ છોકરો જો પૈસા ઉડાવી દે તો 'મારો પરભવનો વેરી' એમ કહેવાય છે. એક પૈસાની ખાતર વૈરી કહીને ઊભા રહો છો, ગમે તેવું તમારે વૈર હોય પણ જો એની તરફથી ૫૦૦ની આવક થવા લાગે તો કાળજાનો ઘા હોય તે પણ રૂઝાઈ જાય, બુરામાં બુરું કામ કર્યું હોય, તે પણ ઢંકાઈ જાય. ધર્મી મનુષ્યને વ્યવહારની રીતિઓ પૈસા આપ્યા હોય, તે જરા દબાયો

હોય તો તેને ઢોંગી, લુચ્ચો કહી દઈએ છીએ! જમાઈ હોય તો તેને કહો છો, 'બે દહાડા જમી જજો પણ પૈસા બૈસાની વાત ન કરશો.'

વિચારશો તો જણાશે કે શાસ્ત્ર આને અનર્થની જડ કહે છે. રાગી દોષને દેખતા નથી. તમને પૈસા તરફ એવી વિચિત્ર રાગ–દૃષ્ટિ થએલી છે કે પૈસા માટે મા સાથે, બાપ સાથે, બાયડી સાથે લડવા અને દરિયામાં ડૂબકી ખાવા તૈયાર છો. આટલી રાગ દૃષ્ટિ જેને પૈસા ઉપર છે, એ મનુષ્યને પૈસા અનર્થનું મૂળ છે, એ કેમ ધ્યાનમાં આવે? **न पश्यति रागी दोषान्.** જે પૈસાને પરમેશ્વર તરીકે માનનારા છે તેણે દેરાસરના પરમેશ્વરને આઘા મૂકયા છે. અંતઃકરણના પરમેશ્વરને કંઈ પણ બાધ આવે એ ન પાલવે. એ વખતે દેરાસરના પરમેશ્વર પર પ્રીતિ રહે છે? કયા પરમેશ્વર પર પ્રીતિ રહે છે? અહીં સમ્યક્ત્વનું સ્વરૂપ વિચારો. સાર અને અસારના મુકાબલામાં સારને ગ્રહણ કરો. અહીં શ્રદ્ધાની ખબર પડે.

જેના ઘરમાં ચોરો પોટલા બાંધે છે. છતાં જેનું એકપણ રૂંવાડું ઊંચું થતું નથી. આ ધારણાઓ શી રીતે રહી શકે? એક જ હતું તેમને પેલા દેરાસરના પરમેશ્વર હતા.

સુલસાની પાસે દેવ આવ્યો. જે વખતે ૧૪૦૦ નવ દીક્ષિતો ભગવાન મહાવીર સ્વામીને હતા. ગૌતમસ્વામિને ૫૦૦૦ હતા. આજ તો પાંચસો સાધુઓ છે. તે વખતે અશન, પાન, ખાન વગેરેની મંત્રણાનો વિધિ કર્યો. બે સાધુ લક્ષપાક તેલ લેવા સુલસાને ત્યાં આવ્યા. સાધુએ ગૃહસ્થને ત્યાં વગર જોએલી વસ્તુ ન માગવી. છતાં ઔષધ ભેષજ હતું તેથી લક્ષપાક તેલ માગ્યું. એક લાખ રૂપિયાનું તે લક્ષપાક તેલ છે. સુલસા એક સીસો લાવે, એટલે દેવતા ફોડી નાખે. આ વખતે મનને પૂછી જોઈએ. અકર્મી દૂધ લેવા જાય તો ભેંસ મરી જાય એવા સાધુ છે કે તેમને તેલ આપવા જતાં આખો શીશો ફૂટી જાય, અને એક જ વિચાર થાય છે, 'ઢોળાઈ ગયું' પણ બીજો વિચાર થતો નથી. આ શુદ્ધ પાત્ર, શુદ્ધ બીજ, શુદ્ધ વસ્તુ છતાં અને લાભ ન મળ્યો. આવા મનના મોતીના ચોક તો પૂરી જાઓ.



# જીવજીવન અને જડજીવન 卐

[ જ્યાં છદ્મસ્થપણું છે ત્યાં વિચાર છે. આ વિચાર જીવજીવન અને જડજીવન એમ બે પ્રકાર છે. જ્યાં સુધી વિરતિ ન આવે ત્યાં સુધી જડજીવન અને વિરતિ આવે એટલે જીવજીવન, જીવજીવન છઠ્ઠા ગુણઠાણા પછીથી જ થાય છે. અને તે જ પરમ ઉપકારક છે ]

**જીવન બે પ્રકારનાં : જીવજીવન અને જડજીવન.**

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ શ્રી યશોવિજયજી મહારાજ ભવ્ય જીવોને ઉપકાર માટે ૨૩મા ‘લોકસંજ્ઞા અષ્ટકે’માં જણાવે છે કે સંસારમાં કોઈપણ જીવ છદ્મસ્થ છે. સંપૂર્ણ જ્ઞાન પામ્યો નથી ત્યાં સુધી સંજ્ઞા વગરનો હોય નહીં. જે જે જીવો કેવળી હોય નહીં તે બધા સંજ્ઞાવાળા હોય. અને તેથી જ જ્ઞાનમાં અપૂર્ણ છે. ક્રિયાનાં કારણોની નિશ્ચિતતા નથી. વિચારો બે પ્રકારના છે : જીવ વિચાર અને જડ વિચાર. આ બે પ્રકારના જ પદાર્થો છે. હંમેશાં વિચાર પદાર્થોના થાય. જે પદાર્થ રૂપે હોય તેના જ વિચારો થાય. કોઇએ સ્વપ્નામાં પણ આકાશના ફૂલનો વિચાર કર્યો નથી. આકાશનું ફૂલ મને મળે એવો વિચાર સ્વપ્નમાં પણ આવ્યો ખરો ? તે જ વિચાર સ્વપ્નમાં આવે કે, જે દુનિયામાં હયાત હોય. જગતમાં પદાર્થ જ બે : જીવ અને જડ, બે જાતના પદાર્થ હોવાથી ત્રીજાનો વિચાર ન હોય. આ વાત શાસ્ત્રકારોને પણ માન્ય છે.

જીવ અને જડ જણાવીએ એમાં સાંભળનારનું શું વળ્યું ? અમારે જ્ઞાન એ જ લેવાનું કે જેનાથી કાંઇ પણ ફાયદો થાય. જેઓ જ્ઞાનને સાધ્ય તરીકે ગણતા હોય, ફળ તરીકે ગણાતા હોય તેઓને

પૂછીએ કે, તમારા ઈંટમાં તોલ કેટલું ? કણીયા કેટલા ? તે તપાસ્યું છે? પછી પૂછો એમાં ફાયદો શું ? જો જ્ઞાન એ જ ફળ હોય તો રસ્તામાં જેટલી ચીજો દેખવામાં આવે તે બધાનું જ્ઞાન મેળવતા જાવ, પણ એમાં ફાયદો નથી. એ તમે કબૂલ કર્યું ગણશો, માનશો એ જ તમારો ફાયદો.

સર્વજ્ઞની સિદ્ધિ.

ફાયદો કોને ગણ્યો ? હિતની પ્રવૃત્તિ અને અહિતની નિવૃત્તિ થાય એ જ જ્ઞાનને ફાયદો કરવાવાળું ગણવામાં આવે છે. જેમાં હિતની પ્રવૃત્તિ અને અહિતની નિવૃત્તિ થાય. તેમાં જ ફાયદો માનવામાં આવે છે. બધી વસ્તુને જુઓ અગર ન જુઓ એની અમારે જરૂર નથી. અમારે જે ઈષ્ટ હોય તેને જોવાની જરૂર છે; તમારા સર્વજ્ઞને દરમાં રહેલી કીડીઓની સંખ્યા માલૂમ પડી એનો અમારે ઉપયોગ શો ? એક છાણાના ઢગલામાં થએલા કીડાની ગણતરી સર્વજ્ઞએ જાણી એમાં અમારે ફાયદો શું ? અને ન જાણ્યું તો નુકસાન શું ? માટે આ બધું નિષ્ફળ જ્ઞાન હોવાથી અમારે સર્વજ્ઞ સાથે કાંઈ સંબંધ નથી.

દેવ કોણ ?

અરિહંત પરમાત્મા.

આપણા હિસાબે ફળવાળું જ્ઞાન જરૂર માનીએ, ત્યાં સર્વજ્ઞપણાની જરૂર નથી.

હવે આપણે શું કરવું ? તમો સર્વજ્ઞપણું માનો નહીં. ઈષ્ટ જાણે તે દેવ, સર્વજ્ઞ છે કે નહીં તેની જરૂર નથી પણ મહાનુભાવો ! **सव्वगयं सम्मत्तं** સમ્યક્ત્વ એ કયાં રહેલું છે. સર્વ દ્રવ્ય અને સર્વ પર્યાય એની અંદર સમ્યક્ત્વ રહેલું છે. શ્રદ્ધા લાયક દ્રવ્ય અને પદાર્થો બધા થયા માટે સર્વજ્ઞાનની જરૂર છે. કોઈપણ પદાર્થ બીજાના અભાવ વગરનો હોતો નથી, આ પેટી જગતના તમામ પદાર્થોના અભાવરૂપ છે. આ પેટીને પેટી કહેશો, ઘડિયાળ, પાનું અને બીજું કાંઈ કેમ નથી કહેતા ? આ પેટી જગતના બીજા પદાર્થોના અભાવ રૂપ છે.

માટે હવે આમાં અભાવ કેટલા આવ્યા ?

જેઓ દેવ, ગુરૂ, ધર્મને અંગે લાખો ખરચનારાઓની મનની કલ્પના કરતાં ધ્રૂજી જાય છે. ધન્ય ભાગ્ય મારાં કે મારી પાસે બીજું છે. બીજો લાખનો શીશો લાવે છે. હવે અસૂઝતું થયું. હવે બીજો શીશો લવાય કેમ ? છર્દિત દોષ ઢોળાતું વહોરાવે તો દોષ લાગે. તેલ ઢળી ગયું. આ બધો વિચાર સાધુને કરવાનો, એ સાધુને ગ્લાનનો હેતુ હોવાથી તે તેલ લઈ શકે. બીજો પણ ફોડી નાખે છે. જગતમાં **દીધા લાખ ખમાય પણ નુકશાન કોડીનું પણ નથી ખમાતું**, પણ અહીં આગળ તો કહે છે કે '**દેવ ગુરૂ ધર્મની લાગણી દીક્ષા એવાં નથી. નુકશાનને અંગે પણ ભાવનો પલટો ન** થાય તેમાં છે. બીજો શીશો ફૂટયો. જોતજોતામાં બે લાખનું નુકશાન.

મેં પહેલા ભવમાં દાન દેતાં અંતરાય કર્યો હશે જેથી ચિત્ત, વિત્ત અને પાત્રનો સંયોગ હોવા છતાં હું દાન આપી ન શકી. સાસુ સસરો શું કહેશે ? એની બીક નથી. શું આ સુલસા જંગલી રીંછણી હતી એમ તો નહીંને ? એને બધું કુટુંબ હતું. પરિવાર હતો, દાનની તક મળી છતાં નિષ્ફળ કેમ ગઈ. ત્રીજો લાવે છે. તે પણ દેવ ફોડી નાંખે છે. હવે ચોથો શીશો નથી. મેં નિકાચિત દાનાંતરાય બાંધેલું છે, કારણ કે સંપૂર્ણ સામગ્રી છતાં સંપૂર્ણ પાત્ર છતાં મારાથી આ દાન ન બન્યું. મારા દાનાંતરાયનું કેટલું ગાઢ અંતરાય આ સાધુ નિર્ભાગી નહિ, નિર્ભાગી હું, એને મળશે નહીં તો તે અશાતાવેદીને નિર્જરા કરશે. પણ મારી શી વલે ? મને તો જે લાભ મળવાનો હતો તે ન જ મળ્યો.

આ દૃષ્ટિએ વિચાર કરે ત્યારે સમ્યક્ત્વનો થાંભલો ગણાય, સુલસા આવી દૃઢ હતી તેથી જ મહાવીરે તેને ધર્મ લાભ કહેવડાવ્યો હતો. આપણને વગર આંબે કેરીઓ જોઈએ છીએ. કારતક મહિને કણબી ડાહ્યો શું કામનો ? જેઠ મહિને જે જોર ન દે, એ કારતક મહિને ડાહ્યો થઇને શું કરવાનો ? જેઠ મહિને જોર કરવું નથી. અને કારતક મહિને ગાડા લઈને જવું છે.

ધન્નાશાલિની ઋદ્ધિ હોજો એમ લખો છો શી રીતે ? સહી આગળ ૫૦૦૦૦ હજારનો પરિગ્રહ છે અને ધન્નાશાલિની ઋદ્ધિ હોજો કહો તો આનો અર્થ શું ? આપણે નિયમને પણ ધ્યાનમાં રાખ્યા વગર મોઢું ફાડીને બેઠા છીએ.

'ધન્નાશાલિ માફક દાનની પરિણુતિ હોજો' એવું ચોપડામાં લખ્યુ, પણ સાધુની ભક્તિ હોજો, દાનની પરિણુતિ હોજો, સ્થૂલિભદ્રજીનું શિયળ હોજો, જંબુસ્વામીજી જેવી શિયળની દૃઢતા હોજો. એવું કોઈ દિવસ દિવાળીના ચોપડામાં લખ્યું ખરું ? ગૌતમસ્વામિની લબ્ધિ હોજો, અભયકુમારની બુદ્ધિ હોજો વગેરે લખ્યું, પણ તે મહાપુરુષોએ જે કર્યું, તે કરવા માટે તૈયાર નથી. સ્પાંખા વગરની કેરીઓ છોકરાને રમવાની હોય. આંચળ વગરની ગાય છોકરાને ખેલવાની, તે દૂધના કામની નહીં. આપણે ફળને માટે મોંઢું ફાડીએ, પણ એનાં કારણો જાણવા માટે બિલકુલ તૈયાર નથી, તમો તો ગોઠ વગરની કેરીઓ ખાવાવાળા છો. પણ ધ્યાન રાખજો કે તે દાંત તોડી નાખશે. સુલસાનું દૃષ્ટાંત દેવાવાળાએ ભાવ ઉપર વિચારવું અને સંસ્કારો ઉપર ધ્યાન પહોંચાડવું, જો ધ્યાન પહોંચાડો તો ઘરનો પરમેશ્વર હંમેશાં મોટો નહિ બની જાય.

જેમાં જ્ઞાનની ન્યૂનતા હોય, કારણોની અનિશ્ચિતતા હોય ત્યાં વિચાર કરવો પડે. કેવળીને કારણોની સંદિગ્ધતા નથી, તેથી તેમને વિચારની જરૂર નથી. જ્યાં સુધી છદ્મસ્થતા રહેલી છે, ત્યાં સુધી ક્રિયાનો નિશ્ચય નથી, ફળનો નિશ્ચય નથી, એટલે ત્યાં વિચારની જરૂર છે.

બે પ્રકારના વિચાર: જડ વિચાર અને જીવ વિચાર.

જડ વિચાર ક્યાં સુધી ? છટ્ઠું ગુણઠાણું પ્રાપ્ત થાય ત્યાં સુધી. ત્યાંથી કેવળ જીવ વિચાર.

જડના વિચારની સત્તા ક્યાં સુધી ? જ્યાં સુધી છટ્ઠું ગુણઠાણું ન બને ત્યાં સુધી. છઠ્ઠા ગુણઠાણા સુધી પાપની નિવૃત્તિ કેવી રીતે માને ? તો નિર્વાહ થાય ત્યાં સુધી પાપ ન કરે, પણ નિર્વાહ બંધ

થાય તો પાપ કરવામાં પાછો પડતો નથી. સમકિતી થવાનું બધાને ઘણું ગમે છે.

દુનિયા સારા શબ્દોની ઈચ્છાવાળી છે. **શાહુકારી બધાને ગમે છે, પણ શાહુકારી રાખવી નથી ગમતી,** મોઢે બોલવી અને દાખવવી એ તો બધાને ગમે છે, ચોર પણ ચોરપણે જાહેર થવા માગતો નથી. માર્ગમાં આવવાવાળાને સમ્યક્ત્વ જ ગમે છે. કોઈપણ જીવ મિથ્યાત્વી થવા માગતો નથી, તમામ સમકિતી બનવા તૈયાર છે. વિચાર કરવો જોઈએ કે સમકિતપણું કયાં છે ?

યાદ રાખજો કે અનંતી વખતે આપણે સમકિતપણાની કરણી કરી છે. તીર્થંકર ભગવાનની પૂજા મોટા આડંબરોથી કરી છે, મંદિરો હજારો લાખો વખત બંધાવ્યાં છે, મંદિરોની સંભાળ હજારો લાખો વખત કરી છે, મૂર્તિઓ પણ ભરાવી છે. આ બધું કર્યું. ગુરૂને અંગે હજારો દીક્ષાઓ અપાવી, હજારો મહોત્સવ કર્યા: હજારો દીક્ષિતોની કરણીમાં મદદગાર થયા, પૌષધ, સામાયિક, પ્રભાવના અનંતીવાર કરી. આરંભ–સમારંભ છોડીને કુટુંબો કકળતા છતાં અનંતીવાર સાધુપણું આપણે લીધું. કોઈપણ કાળે રોકકળાટ થયા વગર દીક્ષા થઈ નથી. જે દીક્ષા લે અને કુટુંબ છોડે તેને તે ગમ્યું હોય, પણ દુનિયામાં જે રહ્યા હોય તેને કયાંથી ગમે ? તમે તમારા ફાયદા માટે કરો પણ તેના સ્વાર્થમાં ધોકો પહોંચે, તે તેમને કયાંથી સારૂં લાગે ?

એ તો એમ જ સમજે કે 'એક મરી જાય. અને એક દીક્ષા લે' એમાંથી ઘરમાં ફરક કયો પડયો ? દીક્ષા લેનારને ભલે ફરક હોય, પરંતુ કુટુંબને કયો ફરક લાગે ? કુટુંબવાળાને બંને સરખા. કામકાજ રોજગાર વેપાર વગેરેમાં કુટુંબને ફરક શું ? કશો નહીં. દીક્ષા લેવાવાળો એને કામ લાગવાનો નથી. મારા કુટુંબમાંથી કોઈ દીક્ષિત થયું નથી એવો વિચાર કોઈ દિવસ આવે છે ? ધર્મિષ્ઠ કલેશ નહીં કરે, પણ દૂર બેસી રહેશે. અનંતીવાર કુટુંબના મરણથી શોક કરીએ છીએ, તેવી રીતે કુટુંબનો કોઈપણ દીક્ષા લે ત્યારે શોક જ કરે છે !

છોકરો દીક્ષા લેવાનો છે તેવું સાંભળો ત્યારે છાતી અને મોઢું બરોબર અવલોકો, ભલે કશું ન બોલો; પણ અંતઃકરણમાં આનંદ થતો નથી.

જે સન્માર્ગ તરીકેની પવિત્રમાં પવિત્ર કાર્ય તરીકેની છાયા હજુ હૃદયમાં પડી નથી, ત્યાં હર્ષને કૃત્રિમ ઉત્પન્ન કરવો પડે છે. સ્વાભાવિક હર્ષ ઉત્પન્ન થતો નથી. તો તમને એમ તો કયાંથી જ થાય કે દુનિયામાં આટલું બચ્યું ? આવો વિચાર કયારેય પણ આવ્યો કે જે નીકળે એ જ બચ્યા. બચ્યા તરીકેની બુદ્ધિ કોઇ દિવસ આવે છે ? આશ્રવમાં રહે ને બળતામાંથી સંવરમાં જાય એ તર્યો. મારાથી એક બચ્યો, તર્યો તે ધન્યભાગ્ય, એ તરીકેનું અંતઃકરણ કયારેય થયું ? અને એ તરીકેનું અંતઃકરણ થયું હોય તો તો પોતે બચે કેમ એ વિચાર હોય, અને બચ્યો સાંભળે તો તે આનંદ પામે, એ દશા કયાં છે ?

હવે અહીં વિચારો. આ સ્થિતિએ આખી દુનિયા તરે. એને તર્યાની બુદ્ધિ નહીં. આ મારા પલ્લે લાગેલા તેમાંથી કેટલાને બચાવ્યા. નદીના પ્રવાહમાં તણાઈ જતા હોય ને ખલાસી પડયો હોય, તેની જોડેના ડૂબતાને બચાવવાની તેની પહેલી ફરજ છે. સંસારસમુદ્રમાં બધા ડૂબી રહ્યા છે. તેમાં આપણી જોડે રહેલા તો જરૂર તરવા જોઇએ ૯૯ના બચાવ્યાનો જે આનંદ થાય. તે કરતાં ૧ ડૂબેલાનો શોક વધારે થાય. પોતાને આશરે આવેલો ડૂબી જાય તેમાં વધારે શોક કરે. આપણને વળગેલામાંથી એક પણ ડૂબે તેમાં આપણી નામોશી જ કહેવાય. મગજમાં આવા પ્રકારની સ્થિતિ કયારે આવે ? જયારે આપણે દૃઢ સમકિતવાળા હોઇએ અને દૃઢ સમકિતીપણું હોય ત્યારે જ આપણી ધર્મક્રિયા સફળ થાય છે.

---



# અનર્થનું મૂળ 卐

> **માન્યતાનો ફરક એ અનર્થનુ મૂળ છે.** નાના છોકરાને કાચના કકડા અને હીરામાં ફેર લાગતો નથી, કેમકે તેને તેની કિંમત સમજાઈ નથી. તેમ આત્માનું સ્વરૂપ સમજાય નહિ, ત્યાં સુધી જીવને કર્મબંધનનાં કારણો મીઠાં લાગે છે. આત્માનું સ્વરૂપ જીવ સમજે એટલે તેને ચક્રવર્તીની ઋદ્ધિ કે દેવની ઋદ્ધિ કચરા જેવી લાગે છે. આ ઋદ્ધિની પાછળ રાચતા જીવો તેને પામર લાગે છે એને તેને થાય છે કે 'આ બિચારાનું શું થશે ?'
>
> માન્યતા પલટાણી એટલે બધું પલટાય છે.

જગતમાં માન્યતાનો ફરક તે અનર્થનું મૂળ છે. જ્યાં માન્યતા ઊલટી હોય, ત્યાં જ્ઞાન ઊલટું થાય અને જ્ઞાન ઊલટું હોય ત્યાં માન્યના ઊલટી થાય. જે છોકરાએ કાચના કટકામાં હીરાની માન્યતા કરી, તે છોકરો હાથમાં સાચો હીરો મેળવી શકે, તોપણ તેને મેળવવાનાં સાધનો મેળવવા ન માગે. કાચના કટકારૂપી જે હીરો છે, તેનાં સાધનો તપાસશે, અને તેથી તેને કાચના કટકાઓ મળશે, ત્યારે તે ખુશ થશે. મહેનત કાચના કટકા માટે કરશે. સાચા હીરા કે તેનાં સાધનો જાણવા માટે કે તેને મેળવવા માટે પ્રયત્ન કરતા બાળકને આપણે જોઈ શકતા નથી.

### નાના બાળકનું દૃષ્ટાંત

બાળકનો પ્રયત્ન કાચના કટકા કેમ મેળવવા ? તે મેળવવા માટે શું કરવું ? વગેરે માટે હોય છે. તે મળે ત્યારે કૃતાર્થ ! આ દશા બાળકની છે. આપણે આત્માને તેના સ્વાભાવિક સ્વરૂપે માન્યો નથી, જાણ્યો નથી, અને તેના તરફ ઉદ્યમ કર્યો નથી, તેની વાત આવે તો ન ગમે. નાના છોકરાને મોટા ઝવેરીના ચોપડા વગેરે ન ગમે. તેને તો કાચનો કટકો પેટીમાં પડે એટલે તે દોઢ ગજ કૂદે,

જે પર (જડ)માં રમી રહ્યા, તેમણે સ્વ (આત્મા)ને માન્યો નહિ, જાણ્યો નહિ, તેના ઉપર લક્ષ્ય દીધું નહિ, નાના છોકરાને મન ઝવેરાતનો વેપાર છોડવા લાયક. લાગે તેને ઝવેરીની દુકાને બેસવું પડે, ચવના હિસાબ જાણવા પડે તો તેને મોત જેવું લાગે.

તેમ આપણે અનાદિથી આત્માના સ્વરૂપની વાત તરફ અરુચિવાળા હોવાથી તે ગમે નહિ, તેથી ઊંઘ આવે, પ્રમાદ થાય, ને ભૂલી જવાય, જેમ ચવના હિસાબ છોકરો ભૂલે, પણ કાચના કટકાના હિસાબ તેના ધ્યાનમાં રહે. મારા સાત કાચ હતા, તેમાંથી કોણે લીધા? ૯ કેમ? દાગીના ખોવાઈ જાય તેની શોધ માબાપ કરે. છોકરાને તેનું કાંઈ નહિ, પણ કાચના કટકાની ગવેષણા પોતે કરે. જેવી રીતે એ નાના બચ્ચાની માન્યતા, સમજણ અને વર્તનમાં કાચના કટકા પર તત્ત્વ હતું, સાચા હીરાને માટે કાંઈ ન હતું, તેવી રીતે આ પણ જીવ અનાદિથી એ સ્થિતિમાં છે કે પૌદ્ગલિક સુખ અને તેનો જ હિસાબ, અને પ્રયત્ન પણ એ જ. તે મળે તેમાં રાજી, થાય તે જાય તેમાં નારાજી થાય.

### આ જીવને કર્મબંધનનાં કારણો મીઠાં લાગે છે.

જીવ આત્માનું સ્વરૂપ નથી જાણવા કે માનવા તૈયાર, તેમ નથી તેના ઉપાયો મેળવાવા તૈયાર. આ વાત વિચારશો તો અનંતી વખત આ જીવ જિનેશ્વરના શાસનને પામ્યો, સાંભળ્યું, છતાં તેની દશા એવી ને એવી જ રહી. કોઈ પણ પ્રકારે જેમ નાના બચ્ચાની દશા સાચા હીરા તરફ આવતી નથી, હીરાની વીંટી એના હાથે ઘાલી દો, સાચા માણેકથી મઢી દો પણ તેને તો તેનો ઊલટો ભાર લાગે, તેમાં રસ નહિ, તો રસ શામાં? કાચના કટકામાં. તેમ આ જીવને દુનિયામાં કડવામાં કડવી ચીજ હોય તો ધર્મ અને મીઠામાં મીઠી ચીજ હોય તો કર્મ.

કર્મબંધનાં કારણો મીઠામાં મીઠાં. મોંઢેથી શબ્દ બોલે નહિ. નાનું બાળક 'હીરો નકામો છે' તેમ બોલતો નથી, છતાં સાચો હીરો ક્યો છે ઓળખવા તે તૈયાર નથી. સાચા હીરા માટે પ્રયત્ન કરવા, કે તે મળી જાય તો રાજી થવા બાળક તૈયાર નથી, પણ કાચના

કટકાને ઓળખવા અને મેળવવા તે તૈયાર છે. મળે તો કૂદવા લાગે અને તે જાય તો રોવા તૈયાર ! આ જીવ પૌદ્‌ગલિક પદાર્થોને સુખનાં સાધનો માનવા તૈયાર થયો છે, સુખ માનવા તૈયાર છે. 'હીરો' શબ્દ નાનો બાળક કાચના કટકામાં લગાડે છે, તેમ આ જીવ પૌદ્‌ગલિક વસ્તુમાં સુખ લગાડવા તૈયાર છે. પણ આત્માના સ્વરૂપમાં સુખ શબ્દ લગાડવા તૈયાર નથી.

### નાનું છોકરું હીરાની કિંમત કાચથી કરે.

સિદ્ધમાં શું ? ખાવું નહિ, પીવું નહિ અને ઓઢવું નહિ.

સિદ્ધની તુલના લૂગડાંથી કરી ! નાનું છોકરું હીરાની કિંમત કાચથી કરે. કાચના કટકાના હિસાબમાં સાચો હીરો હોય તો લેવા તૈયાર પણ ત્યાં કઈ બુદ્ધિ છે ? તુલના કાચના કટકાની સાથે !

સિદ્ધિનું સુખ, સિદ્ધપણું અને સિદ્ધની સ્થિતિ માનવા તૈયાર છીએ, પણ પૌદ્‌ગલિક સુખની તુલનાએ તે સિવાય નહીં, ત્યાં ખાવા–પીવાનું નહિ એ સવાલ ક્યારે થાય ? નાનો છોકરો કાચમાં પાંચ રંગ દેખે, પણ હીરામાં પાંચ રંગ દેખાય નહિ ત્યારે કહે, "આને શું કરે ? આમાં પાંચ રંગ દેખાતા નથી." બિચારા એ અજ્ઞાન બાળક પાંચ રંગના દેખાવ પર સાચા હીરાની કિંમત કરવા જાય, તેથી જેમ તે જરૂર સાચા હીરાને લેનારો થઈ શકે નહિ, તેમ આ જીવ સિદ્ધિની સ્થિતિ કે સુખ પૌદ્‌ગલિક સુખની અપેક્ષાએ તપાસે. ખાવાપીવાનું મળતું હોય કે હરવાફરવાનું મળે તો સિદ્ધપણું જોઈએ. તે સિવાય નહીં.

આમ સિદ્ધિ લેવા જાય તો બાળક જેમ પાંચ રંગના હિસાબે સાચા હીરાને લઈ શકે નહિ, તેમ તે સિદ્ધિ લઈ શકે નહિ પણ નહિ પણ ઠગાય. પુદ્‌ગલને જીવન માન્યું તે અપેક્ષાએ તુલના કરવા જાય. જેમ એકલા કાચના કટકાથી રાચેલા બાળકને સાચા હીરાની સ્વપ્નમાં પણ સવડ નથી, તેવી રીતે આત્માના શુદ્ધ સ્વરૂપને અનાદિથી રખડયા છતાં સ્વપ્ને પણ સંભાર્યું નહિ તેથી અનાદિથી આ જીવ મિથ્યાત્વમોહનીયમાં મશગુલ છે.

## આત્માની ઓળખાણ ક્યારે આવે?

નાનું બચ્ચું સાચા હીરાને પામે ક્યાં? તેમ આ જીવ આત્માનું સ્વરૂપ સમજે ક્યાં? સ્થિતિ સુખ સમજે ક્યાં? ઝવેરીનો હિસાબ એ પણ જકડી નાંખે ત્યારે આવડે. એ હિસાબો સહેજે નથી આવડતા. આંતરડાં ઊંચાં લાવો, ત્યારે આત્માની ઓળખાણ આવે. સાચા ઝવેરાતનો મોટો વેપારી કાચના ટુકડાના પ્રયત્નને કઈ સ્થિતિએ દેખે? કાચથી ભરેલી આખી પેટી છે, તો પણ સાચા હીરાના જાણકારને તેની કિંમત કેટલી? જેને આત્માનું સુખ ખ્યાલમાં આવ્યું તેને મન ચક્રવર્તી તો કાચના કટકાથી પેટી ભરનારા બાળક જ જેવા છે. અધિક કટકા એકઠા કરે તે તેને વધારે વહાલા લાગે. તેમ અહીં પણ જે આત્મા તરફ દૃષ્ટિ કરનારા, આત્માના સ્વરૂપ, સાધનને સમજનારા, સ્થિતિને લક્ષમાં લઈને તે પ્રમાણે વર્તનારા છે, તેમને દેવેન્દ્ર કે ચક્રવર્તી સરખા પણ વહાલા લાગે. સમકિતી જીવને એ આખી ચારે ગતિનો સંસાર, ને ઇંદ્રની કે સામાનિકની સ્થિતિ હોય તે પણ બધું કંટાળાભર્યું લાગે. ઝવેરાતની પરીક્ષા થઈ ગઈ કે કાચના કટકાની પેટી કરૂણા ઉપજાવે. અરર! આની દશા શી! કાચના કટકા ભેળા કરનારો આ બાળક મોજ માને છે! પણ ઝવેરીના જિગરમાં ઝેર રેડાય છે. શાથી? આ બિચારાની આ દશા?

તેવી રીતે સમકિતવાળો જીવ ચારે ગતિના કોઈ જીવને દેખે ત્યારે તેનામાં તો દયાનો ઝરો પ્રગટે, મિથ્યાત્વને અંગે ઝેર વરસે, તેને થાય: 'આની દશા શી થવાની?'

માન્યતાના પલટાને અંગે આ બધું છે. નાના બાળકે હીરાની માન્યતા કાચના કટકામાં કરી. તે મેળવવા શું માંગે? કાચના કટકા. કાચના કટકા મળતા હોય તેવાં સ્થાનો તે ખોળે. નાના બાળક ઝવેરીબજારમાં ન પેસે કાચવાળાની દુકાન હોય ત્યાં જ દોડે છે. તેવી રીતે આ જીવ જ્યાં પૌદ્‌ગલિક સ્થિતિ હોય ત્યાં જ દોડવા તૈયાર. જિનેશ્વરના શાસનમાં—ઝવેરી બજારમાં જવા ને જોવા પણ

તૈયાર નથી. ઝુમ્મરના કાચને હીરા માનીને બેઠેલો છોકરો ઝવેરી બજારને જોવા તૈયાર નથી. પણ ફર્નિચરવાળાને ત્યાં ફેરા–આંટા ખાવા તૈયાર! તેમ આ જીવ પૌદ્ગલિક સુખની દુકાનમાં ફેરા ખાઈ રહ્યો છે. નાનુ બાળક કાચના કટકાથી કૂદે છે, તેવી રીતે આ જીવ જ્યાં પૌદ્ગલિક સાધન મળી ગયું ત્યાં હર્ષઘેલા થવાને તૈયાર!

### વાર્યા કે હાર્યા રહે નહિ

આવી દશા જગતના જીવોની જોવામાં આવે તે વખતે ગણધરનું અંતઃકરણ શું કરે? અનંતા વાર્યા નહિ રહેવાના, હાર્યા તો રહ્યા જ નથી. નાના બાળકને હીરાને કાચ માનતો હાર્યો રહેતો દેખશો? સિતારો પાધરો હોય ને સમજણ પડે તો રહે, બાકી નાનો છોકરો કાચના કટકાથી હાર્યો કે વાર્યો રહેવાનો નથી. આ જીવ પૌદ્ગલિક પદાર્થોને સુખનાં સાધનો માનતો હાર્યો રહ્યો નહિ અને વાર્યો પણ રહે તેમ નથી. પૌદ્ગલિક પદાર્થોના સુખને લીધે હાર્યો રહ્યો હોય તો અનંતી વખત નિગોદમાં ગયો હતો, ત્યાંથી તો ચેતી જાત, જેમ નાના બાળક કાચના કટકાને હીરા માનતા હાર્યા રહેતા નથી, તેમ જીવ પૌદ્ગલિક પદાર્થને સુખસાધન માનતો હાર્યો રહેતો નથી. હાર્યો ત્યારે હડકાયો થાય છે. વારે ત્યારે વલખાં મારે છે, હવે એને સુધારવાનો રસ્તો કયો?

પૌદ્ગલિક ચીજ નાશ પામી તો, 'ઓ બાપરે! મારું આમ થયું!' એમ બોલી હડકાયો થયો.

અરે મહાનુભાવ! તારૂં કાંઈ નથી. એ જડ, ને તું ચેતન. તારે ને એને સંબંધ શો કે જેથી વલખાં મારે છે? હવે સુધરે કયારે? કાચનો હીરો તૂટી જાય તો નાનું બાળક પોક મૂકે. માબાપ કાચ ખસેડી લે તો તે રીસાઈ જાય. તે હાર્યો, વાર્યો રહેતો નથી, તેમ આ જીવ અનાદિથી પુદ્ગલને સુખ માની બેઠો તેથી, તેને લીધે નથી હાર્યો રહેતો કે નથી વાર્યો રહેતો.

રહેવાનો રસ્તો એક જ–સમજણ. સમજણ થાય તો કાચના કટકામાં વારે કે હારે તો એ રહે. જે કાચના કટકા માટે રીસાતો કે

ક્લેશ કરતો હતો, તે જ છોકરો સમજે તે વખત પોતાની પેટી પોતે ખાલી કરી કાચને ફેંકી દે છે. તેમ આ જીવ આત્માનું સ્વરૂપ, સુખ, સ્વાભાવિક દશા સમજે તે વખતે ચૌદ રાજલોકનું ઇંદ્રિપણું મળ્યું હોય તો તે બધું ફેંકવાલાયક તે ગણે. પૈસાને ખાતર પેશાવર જઇએ છીએ, તો ચક્રવર્તીએ છ ખંડ, નવ નિધાન, ચૌદ રત્ન કેમ છોડયાં હશે? એક લાખ બાણું હજાર સ્ત્રી ત્યજે તે સમજુ બનીને. શાણા બનેલાએ ફેંકેલા હીરા બીજા અણસમજુ તો તેને લૂંટની મિલકત જાણે. કાચના કટકાથી પેટી ભરનારા ચક્રવર્તી સરખા છ ખંડ વગેરે ત્યજે તે વખતે બીજા કોને આશ્ચર્ય લાગે? જે પુદ્ગલના પરોણા થઈને પોષાતા હોય તેને આશ્ચર્ય લાગે, પણ આત્મારામના અતિથિઓને તો તે સ્વાભાવિક લાગે.

નાનો છોકરો નાના કાચથી ભરેલી પેટી જોઈને ખુશ થાય, પણ ઝવેરીને તો તેથી કાંઈ નહિ, આત્મારામના અતિથિને તો ચક્રવર્તી છ ખંડ વગેરે ત્યજે કે ઋદ્ધિ-સમૃદ્ધિ ત્યજી દે તેનું કાંઇ નહિ. ત્યારે માલૂમ પડશે કે આ જીવ કાચના કટકામાં કેટલો કાળ અટવાયો?

બધો કાળ, અનંતા પુદ્ગલપરાવર્ત્ત.

આ કાળ કાચના કટકાની કેળવણીમાં કાઢયો, આ દશા ગણધરના દેખવામાં સમજવામાં આવી, તેથી દયા ઉત્પન્ન થઈ. કાચના કટકાને હીરો માનનારો હાર્યો કે વાર્યો ન રહે. પુદ્ગલની બાજી કાચના કટકાને હીરા બનાવીને બેઠી છે. તેમ આ જીવ શુદ્ધ માર્ગમાં ન આવ્યો, ત્યાં સુધી પૌદ્ગલિક વૃદ્ધિમાં હર્ષઘેલો થાય ને હાનિમાં હડકાયો થાય. કાચના કટકાનો કચરો સમજણથી જ સરકાવાય, તેમ નહીં પણ જીવ પૌદ્ગલિક પદાર્થોને સુખરૂપ, સાધનરૂપ માની બેઠો છે તે હાર્યો કે વાર્યો રસ્તે આવે તેમ નથી. તે સમજણમાં આવે તો પૌદ્ગલિક પદાર્થોને સરકાવી દે છે, એક એકને ઊંચાનીચા ગણે નહિ. એ કાચના કટકાની કિંમત ન હોવાથી આખી પેટી કે અર્ધી પેટી છોડે તેની તેને કિંમત નથી. સમજણો થયો ને છોડે તેની કિંમત છે.

સાચું સ્વરૂપ સમજવામાં આવ્યું, ત્યાં કાચના કટકા કેટલા છોડયા તેની કિંમત નહિ. સમ્યક્ત્વ પ્રાપ્ત થાય તે વખતે ચક્રવર્તી, શ્રીમંત માંડલિક પોતે હતો તેની કિંમત હવે રહેતી નથી. કાચના કેટલા કટકા છોડયા તેની સમજણ વખતે તેની કિંમત નથી.

તેમ સમ્યક્ત્વ–સામાયિક આવે, ત્યાં ચક્રવર્તી કે દરિદ્રી બધા સર્વ સાવદ્યના ત્યાગી હોય; તેમાં કોઈ જાતનો ફરક નથી. તેનું તેનું કારણ ? 'અજ્ઞાન દશામાં વધારે ટાંટિયા ભાંગ્યા.' તેવી રીતે અહીં સમતાભાવમાં જીવ આવે તે વખત લાગે કે આ તો બધા કાંટા વધાર્યા હતા. કોઈ પડે એક કાંટા પર, કોઈ પડે આખી ડાળી ઉપર, કોઈ પડે આખા ભારા ઉપર. આ પૌદ્ગલિક પદાર્થોની જે અધિક સંખ્યાનો તે ભારો છે. આ તો કાંટાનો ઉપાડો, ભારો છે. શાસ્ત્રકારોએ નિષેધ કરેલો છતાં પણ કેટલાક સાધુને એ ઉપાડાનો સજ્જડ ડર લાગે છે કે જેથી તેને લીધે નિયાણું કરનારા થાય કે 'આવતે ભવે મને ઋદ્ધિ બુદ્ધિ કે કુટુંબકબીલો ન મળજો.'

**એવું નિયાણું કરનાર ચારિત્ર પામે પણ કેવળજ્ઞાન ન પામે.**

નિયાણું કરવાનો નિષેધ કેમ ?

જીવતો જાઉં છું પણ સામો મનુષ્ય ન આવજો એમ શૂરવીર ન બોલે. રૂસો–જાપાનીઝ વોરની વખતે રશિયન સ્ટીમર તળિયે પહોંચી ગઈ. જર્મન ચાન્સેલરને કહેવડાવ્યું, 'કાઢો બહાર !' રશિયન સ્ટીમર છે. ત્યાં આનાકાની કરે તો તે કામ ન આવે. 'કાં તો બહાર કાઢો, કાં તો લડાઈમાં ઊતરો !' જે ઊતરી પડે તેની સામા લડવું છે. તેમ આત્મા એવી રીતે કેળવાવો જોઈએ કે 'ગમે તેટલી ઋદ્ધિ, સમૃદ્ધિ હોય, તેને તોડી નાંખવાને હું તાકાતવાન્ છું.' રશિયા એકલું ઊતરો કે જર્મન સાથે ઊતરો. તેમ આ આત્મા મોક્ષમાર્ગે પ્રયાણ કરે તે વખતે કોણ આડું આવશે તેની દરકાર નહિ કરે.

ચક્રરત્ન ઉપર જેને ભરોસો છે તે કોણ શત્રુ હશે ? કોણ આગળ આવશે ? તેની ચિંતા કરે નહિ. જેણે કર્મદલનો સામાયિકરૂપી

શત્રુ હાથમાં લીધો છે, તેને આખી દુનિયા શત્રુ હોય તોય તેને હઠાવવા તૈયાર. ચક્રરત્નમાં એક અપલક્ષણ કયું છે? ઘરનો તે પક્ષપાત કરે, ગોત્રનો મનુષ્ય વિરોધી હોય, આજ્ઞા ન માને તોય ત્યાં ચક્રરત્ન ચૂપ રહે, પણ સામાયિકરૂપી ચક્રરત્ન પુદ્‌ગલો પર આત્મા ઓળખાય તો તેની ઉપર પણ જય મેળવે. સામાયિક આત્માને અવળો ન થવા દે, કુટુંબ અવળું થાય તો ચક્રરત્ન ચૂપ. ભરત, બાહુબલજી બાર વર્ષ સુધી લડયા. લોહીની નીક વહેવડાવી. આવા વૈરની વખતે ચક્રરત્ન ચૂપ રહ્યું.

જ્યારે આ સમતા–સામાયિકરૂપી ચક્રરત્ન પરને અને સ્વને પણ પોતાનું પરાક્રમ દેખાડે. આ સામર્થ્ય ઉપર જેને ભરોંસો ન હોય તે શત્રુ સામે ન આવે, પણ સામાયિક તે સારું એમ કહે. જેને ભરોંસો હોય તેને ગમે તેટલા શત્રુ હોય તો પણ એક પંડ બસ છે. સનત્કુમારની કથામાં યક્ષો, રાક્ષસો લડાઈમાં ઊતરી પડયા. ત્યાં એકલા ચક્રવર્તીએ ખોડો કાઢી નાંખ્યો છે. પંડ ઉપર સલામત. જાત મહેનત ઝીંદાબાદ. તે સૈન્યની સજાવટ ન ગણે, પંડનું જ પરાક્રમ ગણે. તેમ અહીં સામાયિકવાળો આત્મા. પંડના પરાક્રમવાળો હોય, તેથી ગમે તેટલું સૈન્ય આવે છતાં તેનો પરાભવ કરવા તે સમર્થ છે. નિયાણાનો નિષેધ કર્યો, છતાં કેટલાક સાધુઓ આ સંસારથી ત્રાસ પામી ગયા હોય તે બોલે કે “મારે મારા માર્ગે જવું તેમાં આ માથાકૂટ શી? માટે આ માથાકૂટ આવતે ભવે જોઈએ નહિ.” આવું નિયાણું કરનાર ચારિત્ર પામે, પણ કેવળજ્ઞાન ન પામે.

સામાયિકરૂપી ચક્રરત્નનો ભરોંસો ન રહ્યો, તેથી કેવળજ્ઞાન ન પામે. વધારે કાચ ભેગા કરનારો સમજે ત્યારે વધારે દુઃખી થાય. તેમ આ જીવ, તત્ત્વનું સ્વરૂપ સમજે, આત્માનું અવ્યાબાધ સુખ પામવાની લાયકાત સમજે ત્યારે પ્રપંચો કર્યા હોય તેને અંગે રોવું આવે **‘तस्स भंते पडिक्कमामि० अप्पाणं वोसिरामि’** એ તો કાચને હીરારૂપે ગણ્યા હતા, તેનો કકળાટ કઢાય છે. જેમ સમજુ થયેલાને પહેલાંની દશા શરમાવનાર થાય, તેમ સામાયિકમાં ચઢેલો આત્મા,

સમ્યક્ત્વના સૌધના શિખરે ચઢેલો આત્મા પૌદ્ગલિક સુખને અંગે આંસુ ઢાળે. સમજણમાં આવે ત્યારે તેની માન્યતા સુધરે સાચા પદાર્થો સમજે તો જ તે માટે તે મહેનત કરે. સાચા પદાર્થો જણાવવા, મનાવવા બધામાં સમજણ રસ્તો છે. એ વાત ધ્યાનમાં લઈ સુધર્માસ્વામીજી પ્રતિબોધ પામ્યા, પ્રવ્રજ્યા લીધી તે વખતે આ જગતને સમજુ કેમ બનાવું ?" એમ થયું.

આત્માનું સ્વરૂપ સમજાય તો આપોઆપ સાચી માન્યતા આવે અને તે આવે એટલે એની મેળે પુદ્ગલ સુખ ઉપરથી રાગ ઊતરે અને કલ્યાણ થાય.

---



ભાવદીક્ષાના અર્થીઓને પણ દ્રવ્યદીક્ષા તો ગ્રહણ કરવાની ખાસ આવશ્યકતા જ છે.



ચૌદ રાજલોકમાં સર્વકાળ માટે અભયદાન દેનારી તો દીક્ષા જ છે.





# મમતા 卐

[બધા અનર્થનું કારણ મમતા છે, વસ્તુ નથી. પોતાનો છોકરો બીજાને દત્તક અપીએ એટલે તેમાંથી મારાપણુ છૂટયું. છોકરો અને છોકરી બન્ને પોતાના સતાન છતાં છોકરી માટે માન્યું કે પારકા ઘરની એટલે તેને વાગભાગ ન હોય આ દુનિયાના બધા અનર્થો મમતાને લઈને છે.]

શાસ્ત્રકાર મહારાજા કહે છે: "બધા અનર્થનું મૂળ કારણ પદાર્થ નહિ, પણ મમતા છે."

દરિદ્રીને રાત્રે અંધારામાં કોઈ રાજા કે અમીર ક્રોડની મિલકતનું કહીને ખોટું કાગળિયું આપે તો અજવાળામાં સવારે તે ન જુએ, ને તે ખોટું ન જાણે, ત્યાં સુધી તેને કેટલો આનંદ થાય છે? નથી ક્રોડ હાથમાં આવ્યા, તેમજ વાસ્તવિક રીતે નથી મળવાના, છતાં પણ તે વખતે તો 'મને ક્રોડ મળ્યા' આવા મમત્વભાવથી સુખ અને આનંદ તે વેદે છે, અનુભવે છે. ક્રોટિધ્વજને કોઇ ખોટી ખબર આપે કે રાજાએ તમારી લાખોની મિલકત લૂંટી લીધી! ભલે રાજાએ ન લૂંટી હોય, પણ તે કોટિધ્વજના હૃદયને કેટલો આઘાત થાય છે? આ આઘાત થવાનું કારણ પણ દ્રવ્ય તરફનો મમત્વભાવ છે.

બલદેવના મરણની ખોટી ખબર સાંભળી વાસુદેવના પ્રાણ કેમ ચાલ્યા જાય? જો વસ્તુના નાશને અંગે જ પ્રાણ જતા હોય તો બલદેવના મરણના સમાચાર ખોટા હોવાથી પ્રાણ જવા ન જોઈએ. ત્યારે કહો કે 'વાસુદેવના પ્રાણનો નાશ પણ બલદેવ પ્રત્યેના મમત્વને આભારી થાય.' વસ્તુ મળવાના જૂઠા સંકલ્પથી પણ આનંદ, તથા

જવાના જૂઠા સમાચારથી પણ શોક એ કેવળ મમત્વભાવને લઈને જ થાય છે.

એક ક્રોડની મિલકતનું મકાન વેચનારે વેચ્યું, લેનારે લીધું. બીજે દિવસે તે મકાનનો નાશ થયો : આગથી અગર અન્ય આફતથી મકાન જમીનદોસ્ત થયું. આથી વેચનારને પારાવાર આનંદ, લેનારને શોકની પરાકાષ્ઠા ! તેનું કારણ શું ? મમતા ! મમતા !! મમતા !!! પહેલે દિવસે તેમ થયું હોત તો વેચનારને શોક હતો, કેમ કે તે બોલત કે 'વેચવા વખત ન આવ્યો,' લેનારને આનંદ હતો કે 'મિલકત નથી વસાવી તે સારું કર્યું', બચી ગયા." બીજે દિવસે ઊલટો જ મામલો ! આ પલટો કોણે કરાવ્યો ? મારાપણાના ભાવે ! મમતાએ !!

ત્યારે એ સિદ્ધ થાય છે કે વસ્તુના નાશનો શોક કોઈને નથી. જે શોક કે ખેદ છે તે "અમારું ગયું, મારી ચીજનો નાશ થયો" આ ભાવનાને અંગે છે. **જ્યાં મારાપણાની સ્થાપના ત્યાં આનંદ, મારાપણાનો નાશ ત્યાં આઘાત !** આથી મમતાભાવ એ જ મારનારો પદાર્થ છે. માટે મમત્વભાવનો, મારાપણાનો નાશ કરવો જોઈએ.

**શોક વસ્તુના નાશને લીધે નથી થતો, પણ તેને અંગે થયેલા પોતાપણાના નાશને લીધે થાય છે.**

એક રાજા હતો. તેની ઉમર સાઠ વર્ષની થઈ અચાનક તેનો એકનો એક પચીશ વર્ષનો કુંવર સંતાન વગરનો મરી ગયો. રાજ્યનો વારસ કુંવર ગયો, તથા તે સંતાન વગરનો ગયો, માટે રાજ્ય નાવારસ રહ્યું : આ હાલતમાં રાજાના કલ્પાંતનો કંઈ પાર હોય ખરો ?

સંસારની માયામાં મૂઝાયેલા, મમત્વભાવમા મગ્ન બનેલા, આત્માની ઓળખાણ વગરના જીવોની આવા પ્રસંગે ખરેખર કરૂણ-દશા થાય છે. 'દુનિયા એ પંખીનો મેળો છે,' આટલું ધ્યાનમાં લેવામાં આવે તો કાંઈ વાંધો છે ? પણ એ જાણવું, સમજવું, માનવું તે ઘણું મુશ્કેલ છે.

રાજા અતિ શોકાકુલ થયો. રાજા પણ વૃદ્ધ હતો એટલે લોકો એને પણ જીવનને છેડે જ માનતા હતા. પરંતુ રાજા જો આત્મદૃષ્ટિથી વિચારે તો 'હતું શું અને ગયું શું ?' એનો તો વળી અફસોસ શાનો ? **પુદ્‌ગલપ્રેમીઓની દશા પાગલ જેવી હોય છે.** આ દશામાં રાજાના કલ્પાંતમાં શી ઊણપ હોય ? ભરદરિયામાં પડેલો, તરવાના સાધન વગરનો ડૂબી જાય તેમાં આશ્ચર્ય નથી. તેમ આત્માને તથા ધર્મને નહીં ઓળખનારાઓ તેવા સંયોગવશાત્ સંસારસાગરમાં ડૂબી જાય, તળીએ જઈ બેસે તેમાં નવાઈ નથી. રાજાના શોકનો પાર નથી !

આ વખતે પ્રધાને વિચાર કર્યો કે "આવા પ્રસંગે શોક કે કલ્પાંતથી બચાવનારું સાધન આત્મા તથા ધર્મને ઓળખાવનાર ગુરૂ જ માત્ર છે. જગતની જૂઠ્ઠી બાજીને તેના ખરા સ્વરૂપથી સમજાવનાર ગુરુ વિના બીજો કોઇ નથી. માટે કોઈ મુનિમહારાજ પાસે રાજાને લઈ જવામાં આવે તો જરૂર શોકનું નિવારણ થાય" વાત પણ ખરી ! પ્રધાનનો ઉપદેશ કામ ન લાગે, કેમ કે આખરે એ પણ જગતની માયાના પૂતળાઓમાંનો એક છે. વળી એ રાજાનો એ સેવક છે. સ્વામીના મગજ ઉપર આવા વખતે સેવકનો કાબુ હોઇ શકે નહીં.

મહાત્માઓ કોઇના સેવક નથી, સ્વામી છે. એટલે તેઓ જ સત્ય ઉપદેશથી દુનિયાનો શોક નિવારણ કરી શકે. 'રાજા એટલે ભવાટવીમાં ભમતો ભૂત ! એને ઠેકાણે લાવવા માંત્રિક જેવા મુનિની જ જરૂર છે,' આમ વિચારી નગરની પાસે ઉદ્યાનમાં બિરાજમાન ગુરૂ પાસે રાજાને પ્રધાન લઈ ગયો. ગુરૂમાહારાજે રાજાને સંસારની અનિત્યતા સમજાવી. **મોટે ભાગે મોહાંધનો ઉપદેશ વ્યર્થ નીવડે છે,** છતાં ગુરુમહારાજે ઉપદેશ આપવા માંડયો :

"મહાનુભાવ ! સંસાર અનિત્ય છે. કોઇ ઝવેરી હીરો ખરીદવામાં ઠગાય અને કાચના ટુકડાને હીરો માની લઈ લે, તેના કરોડ રૂપીઆ આપી દે. એ હીરો સાચવવા તિજોરી વસાવે, રક્ષણ કરવા આરબો રાખે, પણ જ્યારે માલુમ પડે કે 'એ તો કાચનો ટુકડો છે,' ત્યારે

તેની કઈ દશા ? ક્રોડ ગયા, હીરાને બદલે કાચ મળ્યો અને જો જાહેરમાં રૂએ તો બેવકૂફ બને ! એની હાલત તો કોઠીમાં મ્હોં રાખીને રોવાની જ થાયને ! કેમ કે ભૂલ કાચની નથી, ભૂલ પોતાની છે. કાચના ટુકડાને વિશ્વાસઘાતી ન કહેવાય

રાજન્ ! તેમ તેં પણ કાચ ટુકડાને હીરો માનવાની ભૂલ કરી હતી.

આશ્ચર્ય છે કે જગતના જીવો પોતાની ભૂલને રોતા નથી, પોતાના મિથ્યામતને રોતા નથી અને કાચનો કકળાટ કરે છે ! પ્રથમ તો હીરાની બુદ્ધિએ કાચ હાથમાં લીધો તે મૂર્ખાઈ ! અને પછી રોવા બેઠો તે બીજી મૂર્ખાઈ !! આવી મૂર્ખાઈઓ પોતે કરવી અને ઉપરથી પાણીમાં બાચકાં ભરવાં !!! એથી હાથમાં શું આવે ?

જગતના તમામ પદાર્થો કાચ જેવા અસાર અને ક્ષણભંગુર છે, મૂર્ખ એવો ઝવેરી હીરાની બુદ્ધિએ કાચ લેવાની ભૂલ કરે, પછી કાચ તે કાચ તરીકે માલૂમ પડે ત્યારે માથું ફોડે, અરે ! રાતું કાઢે. તેથી કાચ કાંઈ કાચ મટી હીરો થઈ જાય ખરો ? એ જ રીતે કાચ જેવી સંસારની માયાને હીરો ગણવામાં આવે તેથી તે કાચ જેવી માયા હીરા રૂપ શી રીતે બને ?

રાજન્ ! તેં કુંવરને તારો માનવામાં ભૂલ કરી છે. તારા બોલાવવાથી એ આવ્યો નહોતો. તેમજ તેં કાંઈ એને જવાનું કહ્યું નથી ! આયુષ્યાનુસાર જીવન ભોગવી, લેણદેણનો હિસાબ પતી જતાં એને જવું પડ્યું ! તારો હોત તો જાત શા માટે ? અફસોસ વ્યર્થ છે. દુનિયા અજબ છે.

દુનિયાનો વ્યવહાર પણ તેવો જ છે. કોઈ મરી જાય ત્યારે પાડોશીઓ પ્રથમ સાથે રોવા માડે છે અને પછી હાથ પકડી છાના રાખવાનું કામ પણ તેઓ જ કરે છે. છાના રાખનારા પણ પોતાને ઘેર પ્રસંગ આવે, ત્યારે રોકકળ કર્યા વિના નથી જ રહેતા. બીજાને છાના રાખવાનું સમજાવનારાની સમજણ તે વખતે ક્યાં જાય છે ?

જો જાણે છે તો પોતાના ઘેર પ્રસંગ આવ્યો ત્યારે ભેંકડો કેમ તાણે છે? પોક કેમ મૂકે છે? રોનારી તથા કૂટનારીઓ બીજાના ઘેર ઉપદેશ આપે છે કે 'કોણ અમરપટો લખાવી લાવ્યું છે? કર્મ પાસે કોનું ચાલે છે? જમ આગળ કોઈનું જોર નથી' પણ એમ બોલનારીને ત્યાં એટલે પોતાને ત્યાં પ્રસંગ આવે છે ત્યારે છાજીયાં લે છે અને રાજીયાં ગાય છે, તેનું શું કારણ?

એ જ રીતે દુનિયાદારીથી રંગાયેલાઓ જાણીને આત્માને ઓલામાં નાંખે છે. આવી અજબ દુનિયાદારી છે. અજબ દુનિયાની ગજબ ભરેલી માયાથી રાજન્! તારા આત્માને બચાવી લે! તારે તો એક કુંવર ગયો છે. પણ સગરચક્રવતીને સાઠ હજાર કુંવર-(પુત્રો) એકીસાથે મરણ પામ્યા હતા, ત્યાં છ ખંડના માલિકનું પણ શું ચાલ્યું?

રાજન્! દુનિયા તરફ જોયે પત્તો લાગે તેમ નથી. કોઈને સહેજે વૈરાગ્યનું મન થાય તો દુનિયા તો તરત તેને દુઃખગર્ભિત વૈરાગ્ય કહી દે છે. એવું કહેનારા પોતે વૈરાગ્યનું સ્વરૂપ તો સમજતા નથી, કલાઈને ચાંદી કહેનારા તો છોકરાઓ મળશે, પણ ચાંદીને કલાઈ કહેવાની ભૂલ કરનારો તો છોકરોય મળવો મુશ્કેલ છે. જ્યારે ઉત્તમ એવા વૈરાગ્યને પણ "દુઃખગર્ભિત" કહી હલકી કોટિમાં મૂકી દે છે. હલકાને ઉત્તમ કહેવાની વાતો દૂર રહો: ઉત્તમ પદાર્થને હલકો કહી દે છે!

સંસારમાં કોઈ ધનવગરનો દીક્ષિત થાય એટલે તરત "દુઃખગર્ભિત વૈરાગ્ય"ની છાપ આપે! દુનિયામાં પોણીસોળ આની દશા હોય કે તરત જૂઠી છાપ! જૂઠી છાપ મારનારને સરકાર કેવો ગણે? તો સર્વજ્ઞનાં તત્ત્વોમાં જૂઠી છાપ લગાવનારની શી વલે?

દુઃખગર્ભિત વૈરાગ્ય કોનું નામ?

ધણી મરી જાય ત્યારે તેના શોકને લીધે ઘરેણાં-ગાંઠાં કે સારાં વસ્ત્રો પહેરવાનો ત્યાગ થાય, શરીરની શોભા ન કરાય, એનું નામ-દુઃખગર્ભિત વૈરાગ્ય!

શોકને લીધે કે દુન્યવી દુઃખના લીધે, ઘરમાં વહુ, બેટી કે બહેન રાંડેલી હોય તેથી જમણમાં ન જવાય તથા આનંદ પ્રસંગોમાં ભાગ ન લેવાય, આ તમામ દુઃખગર્ભિત વૈરાગ્યમાં સમાય છે.

શોકના કારણે સાંસારિક પદાર્થો પરથી રાગ ન ઊઠયા છતાં વ્યવહારથી પ્રવૃત્તિની ઇચ્છા ઊઠી જવી, વિષયો પરથી મન હઠી જવું તે દુઃખગર્ભિત વૈરાગ્ય.

શોકને લીધે રાતદિવસ ઉચાટ રહે, વિખવાદ મટે જ નહીં, શોકનું પ્રમાણ એટલું બધું વધી જાય કે આત્મહત્યા પણ કરી નાંખે; આટલી હદે શોકનાં કારણોથી સંસારના પદાર્થોથી મન પાછું હઠી જાય તેનું નામ દુઃખગર્ભિત વૈરાગ્ય!

દુનિયા મોહગર્ભિત વૈરાગ્ય કોને કહે છે?

બાપની પછી છોકરો કે છોકરા પછી બાપ દીક્ષા લે ત્યારે જગત તેને મોહગર્ભિત વૈરાગ્ય કહી દે છે!

જેને શ્રીજિનેશ્વરદેવનાં વચનો ધ્યાનમાં ન હોય તે જ આવું બોલે. સંસારમાં ચારે ગતિમાં હેરાનપરેશાન થવું પડે છે એવો ખ્યાલ ન હોય, કર્મક્ષય કરી શાશ્વત્ સુખ મેળવવા માટે મોક્ષે જવું જોઇએ, એવો વિચાર ન હોય. માત્ર લીલાને માનનાર, લીલાવાલા દેવગુરૂને માનનારા મિથ્યાત્વીઓ અને પંચાગ્નિ તપ કરનારાઓનો વૈરાગ્ય તે મોહગર્ભિત વૈરાગ્ય છે.

બાહુબળજીએ દીક્ષા લીધી, વડાઇમાં ન જીતાવાના કારણે કે? શું તે દુઃખગર્ભિત? સાઠ હજાર પુત્રો મરી ગયાથી સગરચક્રવર્તીએ દીક્ષા લીધી તે માટે શું મોહગર્ભિત?

રાગરહિતપણું તે વૈરાગ્ય છે. સાંસારિક દુઃખને લીધે સાંસારિક વિષયો કે પદાર્થો ઉપરથી મન ન હઠી જાય પણ દુષ્ટ દુઃખોથી હેરાન થતો રોકાય તે દુઃખગર્ભિત વૈરાગ્ય તથા મિથ્યાત્વ વાસિત એવાને જે વૈરાગ્ય તે મોહગર્ભિત વૈરાગ્ય છે.

તાપસો પંચાગ્નિ તપ કરે છે તેમાં સાચી કલ્યાણબુદ્ધિ નથી, માટે તે મોહગર્ભિત વૈરાગ્ય છે.

ગમે તે નિમિત્ત મળતાં જે જીવને સંસાર અસાર લાગ્યો હોય અને જે મોક્ષ મેળવવા તૈયાર થયો હોય, તેનો વૈરાગ્ય તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે : અભાગીને આ વૈરાગ્ય નથી.

જે વૈરાગ્ય સંસારથી પાર ઉતારનાર છે તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે. માટે આવા વૈરાગ્યથી આત્માને વાસિત કરી શોકને ટાળવો જોઇએ. કેમકે **સંયોગ ત્યાં વિયોગ નિશ્ચિત છે.**

**ઉપદેશનો અમલ કરવામાં એદી હોય તે**
**ઉલટો ઉપદેશકનો વાંક કાઢે છે!**

મુનિએ આ રીતે રાજાને સંસારની સ્થિતિ જણાવી ઉપદેશ દીધો. પણ નદીના પાણીનો ધોધબંધ પ્રવાહ પથ્થર પર ચાલ્યો જાય પણ પણ સુતરવા જેટલો પણ ભાગ તેની અંદર ભીનો ન થાય, તેમ શોકમાં ડૂબેલ રાજાને મુનિના ઉપદેશની અસર થઈ નહિ.

મોહમદિરાથી છાકટાપણું આવ્યું હોય ત્યાં ઢોલ–વાજાં વગાડો તો પણ કાંઇ હિસાબમાં નથી. મોહમદિરાનો એ પ્રભાવ છે કે તેના ભક્તો–તેનું પાન કરનારાઓ ઉલટા ઉપદેશકનો વાંક કાઢે છે.

એક બોરડીના ઝાડ તળે એક એદી સૂતો હતો. પાકેલું એક બોર તેનાથી એક હાથ છેટે પડયું હતું. બોર જોઇને તેને મોમાં-પાણી છૂટતું હતું, પણ તે એવો એદી હતો કે ઊઠવું કે હાથ લાંબો-કરવો તે તેનાથી બને તેમ નહોતું. ત્યાંથી કંઈક દૂર એક ઊંટવાળો ઊંટ પર સવાર થઇને જતો હતો, તેને એદી કહે છે–“ઓ ઊંટવાળા !-જરા નીચે ઊતરીને આ બોર મારા મોંમાં મૂકને !”

કહો કેવો એદી !!!

તેમ આપણે પણ સંસારના મોહમાં એવા લીન થયા છીએ, અને માયાની મૂંઝવણથી એટલા બધા દીન બન્યા છીએ કે શ્રી-જિનેશ્વરદેવનાં વચનો હૃદયમાં ઊતરતાં જ નથી, અને તેથી પોતાના-પ્રમાદનો શું આપણે વાંક કાઢીએ છીએ ? નહિ. વાંક ગુરુનો.

દુનિયા કેટલી દોરંગી છે? જો કોઇ સરલ આત્માને ગુરુનો ઉપદેશ લાગે તો કહેશે કે–'સાધુએ ભુરકી નાંખી!' અને બડાઈ મારતાં કહેશે સાધુ ગમે તેટલો ઉપદેશ આપે, પણ આપણને તેવું વર્તન પાલવે નહિ. અહીં પોતાની દીનતા કબૂલવી તો દૂર રહી, પણ પણ ઊલટી બડાઇ!

કેટલાક તો એમ પણ બોલે છે કે–વૈરાગ્ય શાનો લાગે? વૈરાગ્ય લગાડવામાં તો વળી એમ પણ બકે કે ઉપદેશકનો સમર્થ ત્યાગ જોઇએ!" આ મોહમદિરાનું છાકટાપણું બધો બકવાટ કરાવે છે. પેલા મહાત્મા મુનિએ સંસારની અસારતા, આયુષ્યનું ક્ષણભંગુરપણું, વૈરાગ્યનાં સ્વરૂપો, દુનિયાની અજાયબ હાલત વગેરે વિસ્તારથી કહી રાજાને શોક શમનાર્થે ઉપદેશ તો આપ્યો પણ તે રાજા! રાજા તો રાજા જ હતો! એને ઉપદેશ લાગે તો તે રાજા શાનો!

## દીકરા તથા દીકરી પ્રત્યે ભાવનામાં ફેરક શાથી?

હવે પેલો મરનારો કુંવર સારી લેશ્યાથી દેવતા થયો હતો. તે ત્યાં આવે છે, મુનિને વંદનાદિ કરી, કલેશનું સ્વરૂપ જાણી રાજાને પોતાની હાલત જણાવી પૂછે છે કે–"રાજન્! તમને પુત્રના જીવથી રાગ છે કે શરીરથી? જો જીવથી રાગ હોય તો હું મર્યો નથી, પરંતુ તે જ જીવ હું દેવતા થયો છું. અને જો પુદ્ગલથી રાગ હોય તો આ શબને સાચવી રાખો!" રાજા મૂંઝાયો! હવે શું કહેવું? રાગ હતો મારાપણાના સંસ્કારનો! રાજાએ સંસાર છોડી દીધો.

ખુદ પોતાના દીકરાને કોઈને દત્તક દીધા પછી તેના પર પોતાનો હક્ક રાગ કેટલો? મારાપણું મૂકી દીધું એટલે ખલાસ? દીકરા તથા દીકરી બન્ને એક જ ઘેર અને એક રીતે જ જન્મ્યાં છે. છતાં ઘરની મિલકતમાં પુત્રીનો હક્ક કેટલો રાખ્યો? કેમ કે ભાવના છે કે પુત્રી મારી નથી: બીજે ઘેર જવાની છે. મારા–મારી મારાપણાની ભાવનાની છે. આ બધામાં મમત્વ જ કારણ છે.

જેમ દુન્યવી સુખ માટે કામ પદાર્થ તથા તેના સાધનને અર્થ પદાર્થ ગણીએ છીએ, તેમ આત્માનું સુખ મોક્ષ છે અને તે મેળવવાનું સાધન ધર્મ છે.

અર્થ એટલે અહીં એકલું દ્રવ્ય નહીં, પણ વિષયનાં તમામ સાધનો તે અર્થ અને વિષય સુખ તે કામ. એ જ રીતિએ શાસ્ત્રના ઉપદેશ પ્રમાણે આચરણ થાય તે ધર્મ અને તે દ્વારાએ મળતું શાશ્વત સુખનું સ્થાન તે મોક્ષ છે. અર્થ અને કામ, બે પુરૂષાર્થો લૌકિક છે. ધર્મ અને મોક્ષ બે પુરૂષાર્થો લોકોત્તર છે. લૌકિકમાં મૂંઝાએલા પ્રથમ તો અર્થ તરફ ઝૂકી રહ્યા છે.

અર્થના મમત્વને લીધે ગુરૂના વેષમાં આવેલાની પણ વિચિત્ર દશા થાય છે અને ભગવાન્‌ના માર્ગને ઉઠાવનારા છે એવો અર્થ કરે છે. એ દૃષ્ટાંત ધ્યાનમા લેવા જેવું છે કે કોઈક પરિગ્રહધારી ઉપદેશ દેવા પાટ ઉપર બેઠા. હાથમાં વીંટીઓ અને વેઢા પહેરેલાં છે. ભુજાએ કડાં વગેરે પણ પહેરેલાં છે. હવે તેમને શ્રી ઉપદેશમાળાની **दोससयमूल०** એ ગાથાની વ્યાખ્યાનો પ્રસંગ આવ્યો. પરિગ્રહની મમતાને લીધે અર્થ શબ્દથી જીવાદિ પદાર્થ લઈને વ્યાખ્યા કરી.

તે સભામાં એક શ્રાવક તત્ત્વનો જાણકાર, સમજુ, ઠરેલ, વિવેકી તથા અનુભવી હતો, ભક્તિવાળો પણ હતો. તેણે તે અર્થ માનવાની ના કહી. પછી નવ્વાણું જૂદા જૂદા અર્થ કરવામાં આવ્યા, પણ ઉપદેશમાળા ભણેલો તે શ્રાવક તે કબૂલ કરતો નથી, ત્યારે રત્નાકર-સૂરિ સમજી ગયા. (અહીં કોઈ સોમપ્રભસૂરિ કહે છે.) શ્રાવકને કહી દીધું કે કાલે બરોબર અર્થ સમજાવીશ. સૂરિ સમજી ગયા કે આને વીંટી કડાં વગેરે ખટકે છે. પોતાના પરિગ્રહનાં કિંમતી એવાં મોતી મંગાવી, વટાવી, તેનો ચૂરો કર્યો.

જતિનું દ્રવ્ય દહેરામાં ન કલ્પે! મહાવ્રતને મલિન કરીને મેળવેલા દ્રવ્યને સંઘ પણ ન અડકે! ઘોર પાપ લાગે!

બીજે દિવસે તે સાચા ત્યાગી બન્યા અને અર્થ જણાવ્યો કે "પૈસા એ જ અનર્થનું મૂળ છે ! અર્થ એટલે દ્રવ્ય તેમજ તેનાથી વિષયો. એ અર્થાદિ આવે, રહે કે જાય : તો પણ મગજ ભમાવે છે. માટે પૈસા અનર્થનું મૂળ છે. પ્રથમ તમામ મુનિઓએ પૈસાને ત્યજેલો છે, નરકે લઇ જનારો છે. મમ્મણ શેઠ નરકે ગયા તે આરંભ પરિગ્રહને લીધે જ. જો અર્થને રાખવા હોય તો તપ વગેરેનો આડંબર શા માટે ?" નવ્વાણું અર્થને ન માનનાર શ્રાવક આ અર્થથી તરત માની ગયો.

આ અર્થ વખતે મમતા ગઇ એટલે સાચું ભાન થયું. દુનિયામાં જીવ માત્ર વસ્તુની મારામારીથી નહિ, પણ મારાપણાની મારામારીથી હેરાન થાય છે અને રખડે છે. આ ભાવ મટયો એટલે બધી ઉપાધિ છૂટી.





ગુણો પ્રાપ્ત થયા પછી જ ગુણી પ્રત્યે બહુમાન પ્રેમ અને સાચી સેવા સંપાદન થાય છે, માટે ગુણના ગ્રાહક બનો.

ગુણીજનો પ્રત્યે બહુમાન અને આદરભાવ વિના આત્મભાવની સન્મુખ જવું એ પણ બહુ મુશ્કેલ છે.

